સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક




वज्रादपि कठोराणि, मृदुनि कुसुमादपि

વર્ષ દસમું : કારતક ૨૦૦૫ : નવેમ્બર ૧૯૪૮ : અંક ૧ લો

# મહોત્સવ

ધૂમકેતુ



**મા**ણુસના જીવનમાં આનંદના અને શોકના પ્રસંગો આવ્યા જ કરે છે. પ્રસંગ ગમે તેવો હોય, પણ જો માણુસે જીવનનો મહિમા સાચી રીતે જાણ્યો હોય તો એને ખાત્રી થશે કે જેવી રીતે ઈશ્વરે ઋતુઓ મૂકેલી છે, જેવી રીતે શરીર માટે અવારનવાર માંદગીની જરૂરિયાત હોય છે, તેવી જ રીતે આત્માના વધુ સામર્થ્ય માટે આનંદ અને શોક બન્ને જરૂરી હોય છે. આત્મા એને આધારે જ પોતાનો અનુભવ પોતે મેળવે છે અને એને પોતાનો બનાવે છે. એટલા માટે આ દૃષ્ટિએ જ આપણે મહોત્સવને સંસ્કારની પ્રાથમિક ભૂમિકા તરીકે ગણવો જોઈએ.

ખરી રીતે તો માણુસ ધારે તો આવા દીપોત્સવી જેવા વાર્ષિક ઉત્સવ પ્રસંગને, પોતાની જૂની અને જૂનવાણી વૃત્તિઓ તજવાનો અને નવીન સામર્થ્યની ભૂમિકાનો પ્રસંગ બનાવી શકે. દુઃખનો સ્વભાવ છે કે એને તમે

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક



वज्रादपि कठोराणि, मृदुनि कुसुमादपि

વર્ષ દસમું : કારતક ૨૦૦૫ : નવેમ્બર ૧૯૪૮ : અંક ૧ લો

# મહોત્સવ

ધૂમકેતુ



માણુસના જીવનમાં આનંદના અને શોકના પ્રસંગો આવ્યા જ કરે છે. પ્રસંગ ગમે તેવો હોય, પણ જો માણુસે જીવનનો મહિમા સાચી રીતે જાણ્યો હોય તો એને ખાત્રી થશે કે જેવી રીતે ઈશ્વરે ઋતુઓ મૂકેલી છે, જેવી રીતે શરીર માટે અવારનવાર માંદગીની જરૂરિયાત હોય છે, તેવી જ રીતે આત્માના વધુ સામર્થ્ય માટે આનંદ અને શોક બન્ને જરૂરી હોય છે. આત્મા એને આધારે જ પોતાનો અનુભવ પોતે મેળવે છે અને એને પોતાનો બનાવે છે. એટલા માટે આ દૃષ્ટિએ જ આપણે મહોત્સવને સંસ્કારની પ્રાથમિક ભૂમિકા તરીકે ગણવો જોઇએ.

ખરી રીતે તો માણુસ ધારે તો આવા દીપોત્સવી જેવા વાર્ષિક ઉત્સવ પ્રસંગને, પોતાની જૂની અને જૂનવાણી વૃત્તિઓ તજવાનો અને નવીન સામર્થ્યની ભૂમિકાનો પ્રસંગ બનાવી શકે. દુઃખનો સ્વભાવ છે કે એને તમે

એકલા પણ સહી શકો. પણ આનંદનો તો સ્વભાવ જ એવો કે એમાં તમને કોઇનો સાથ હોય તો જ આનંદ આવે. એટલે આ ઉત્સવનો પહેલો પાઠ તો એ મળે છે કે એને ભોગવવા માટે તમારે અનેકોની સાથે સમાન ભૂમિકા ઉપર જવું જોઈએ.

આપણે એવા મહોત્સવી પ્રસંગને કેટલીક રીતે વ્યવહારુ પાણી પાંઇને નિર્બળ બનાવી દીધો છે, છતાં એને જીવનમાં નવી રીતે યોજવાનું તો જરૂરી બને જ છે. આપણે આ દિપોત્સવી પ્રસંગે એક એવું પર્વ રચીએ, કે તે દિવસે આખું ગામ એક જ સ્થળે ભેગું થઇને સાર્વજનિક રીતે ઉત્સવ માણતાં શીખે. એવા એક દિવસ કે એક અઠવાડિયા પૂરતો આપણે સમાન અને સામાન્ય જીવનવ્યવહાર યોજી શકીએ તો એ કોઈ મહાન પ્રસંગનું બીજારોપણ થઈ શકે.

આ જ પ્રસંગે આપણે આપણા જીવનવ્યવહારને વધારે વિશાળતાથી જોતાં શીખીએ. સરકારી ધારાધોરણની જાળ નીચે રહીને એક સુખી માણસ પોતાના આશ્રિત જનો વિષે 'એ માણસો છે' એવો વિચાર કરવા બેસે, અને નહિતર એ એવો વિચાર કરી જ ન શકે, એ તો આપણી માણસાઈનું દીવાળું ગણાય. એમાંથી ઉગરવા માટે આપણે જુનવાણી સંબંધોની પ્રથા ફરીને નવેસરથી શરૂ કરવાનો હવે વખત આવી ગયો કહેવાય.

આ ઉપરાંત આ પર્વને આપણે ભૂલોના સંસ્મરણો વડે, પણ નવીન રૂપ આપી શકીએ; એ ભૂલો આપણે ફરીને ન કરવાનો સંકલ્પ કરીએ. આપણા જેવા કૃષિપ્રધાન દેશમાં તો દિપોત્સવીનો મહોત્સવ એ સફળ વર્ષાનો મહોત્સવ ગણાય છે. વર્ષા નિષ્ફળ થતાં અનેકોનો આનંદ ઉડી જાય છે. આ અનુભવ છતાં આપણે હજી સુધી આ દિશામાં પ્રાથમિક પગલું પણ ભરી શક્યા નથી, એ વિચાર માગે તેવી વસ્તુ છે. વર્ષા અફળ ન જ હોય—વરસાદ આવે કે ન આવે—એવી જલવ્યવસ્થા માટે આપણે આપણી કોઈ યોજના અતિ વિસ્તૃત સ્વરૂપની કરી શક્યા નથી. વર્ષો થયાં આ પ્રશ્ન પૂછાય છે—છતાં વર્ષોથી એ નિરૂત્તર છે.

આપણે આપણી રીતની યોજના કરીને, વિજ્ઞાનનો લાભ ઉઠાવીને, દેશના શ્રેષ્ઠ જનોને આ કામમાં રોકી, આ પ્રશ્નનો હંમેશ માટે ઉકેલ આણવો ઘટે.

આમ દિપોત્સવી તો આપણા વ્યક્તિ-જીવન અને સમાજજીવનને અનેક નવા પ્રશ્નોની ભેટ આપી શકે તેમ છે. આપણામાં થોડી પણ જિજ્ઞાસા, ખરા જ્ઞાનની પ્રગટશે, તો કોઈ પ્રશ્ન નિરૂત્તર નહિ રહે.

પણ સવાલ તો મોટો આ છે: તમામ વસ્તુઓ કરતાં વિદ્યા વધારે મહાન છે ને ચિરંજીવ છે, એ આપણને સમજાયું છે ખરું?

## રાજરાજેશ્વરી મહારાણી



# તુલસીબાઇ

લેખક
**શ્રી. ગુણવંતરાય આચાર્ય**

*

કડીના મલ્હારરાવે ગાયકવાડની સામે બંડ ઉઠાવ્યું અને ગાયકવાડ સરકાર વતી કંપની સરકારના વડોદરાના રેસીડેન્ટ કર્નલ વોકર ગાયકવાડી અને કંપનીની પલટણ લઇને કડી ઉપર ચડયા.

બંડખોર મલ્હારરાવે ગજા ઉપરવટ જઇને-ય ઠીકઠીક સેના જમાવી હતી. એમાં 'પરદેશી' ઓ હતા, બલૂચ હતા, મકરાણી હતા. કંપની સરકારે આંતરિક શાંતિની સ્થાપના માટે ઉગામેલા હથોડા નીચે ભાંગી ગયેલી કઇંયે રિયાસતોમાંથી નાસભાગ કરીને ભાગી છૂટેલા ને લૂંટ, ચોરીથી ગુજારો કરતા ડફેરો વગેરે બારૂતી સિપાઇઓ હતા.

આ મલ્હારરાવે સીંબોદ્રા ગામ લૂંટયું અને એને સીંબોદ્રામાંથી ભારે લૂંટ મળી. પરંતુ એ કીમતી લૂંટમાંયે મલ્હારરાવને મન વધારે કીમતી લૂંટ હતી— તુલસી— એક બ્રાહ્મણની ચૌદ પંદર વર્ષની છોકરી. બાપ મરી ગયો હતો. વિધવા મા ગામનાં કામકાજ કરી ગુજારો કરતી. એ વિધવાની ચૌદ પંદર વરસની કુમારી છોકરી તુલસી જાણે ગુલાબનું ફૂલ— જે જગત પોતાની સુગંધ માણે છે એ જગતની સુગંધ અનુભવવાને કન્યાનો અવતાર લઇ ઉતર્યું હોય એવી.

પેશ્વાઇના ભંગારમાં છિન્નભિન્ન બનેલા ગુજરાતના ગુર્જરેશ્વર બનવાની ઉમેદ સેવતા મલ્હારરાવને આ રૂપનો નશો ચડયો: 'આ રૂપ રાજદરબારે જ શોભે! આ રૂપ તો ભાવી ગુર્જર સમ્રાટના રણવાસને જ અજવાળે'......વિધવા મા પાસેથી તુલસીને એણે ઝૂંટવી લીધી અને પોતાના રણવાસમાં મોકલી દીધી.

પણ...પણ...તુલસીને પકડવાને મલ્હારરાવે મોકલેલા ગજાનનરાવનેય આ છોકરીની મોહિની લાગી. કાળી રાતે કમોત થાય એવા સિપાહીને જ આ સજની જોઇએને!

'પરદેશી'ઓના સરદાર 'તુમડી શરાબ' ના લૌકિક નામથી ઓળખાતા આરબ જમાદાર તુર્મશરીઝખાનને એવો ખ્યાલ કે બેહિસ્તની હૂરીઓ જ્યારે ખલકમાં ભૂલી પડે છે ત્યારે પરદેશી સિપાઇને જ શોધવા માટે નીકળી હોય છે.

રૂપના શિકારીઓનો આ ત્રિપક્ષી કલહ.

સૈન્યની ટૂકડીઓના નાયકોએ તોડ કાઢયો: 'આ રૂપવતી છોકરી સૈન્યમાં મોટું ભંગાણ પાડનારી નીવડશે. દુશ્મનો સામે લડવાને બદલે માંહો માંહે કાપાકાપી થશે. સરદારોને લાગેલા કેફમાં જાદવાસ્થળી જામશે. એનો ઉકેલ એક એ કે એ રૂપવતી છોકરી ન મળે મલ્હારરાવને—ન મળે ગજાનનરાવને, કે ન મળે તુર્મશરીઝખાનને— કે ન મળે સૈન્યમાંથી બીજા કોઇનેય. એને ગુજરાતના સીમાડા બહાર મૂકી આવો.' ને ગણપત નામના એક જુવાન બ્રાહ્મણને એ કામ સોંપવામાં આવ્યું. એને ફરમાવાયું: 'ગુજરાતનો સીમાડો વટી જાવ.' એમને વાહન આપવામાં આવ્યું, અને વાટખરચી આપવામાં આવી.

તુલસી અને તુલસીની વિધવા માતા બ્રાહ્મણ

યુવાન મણુપતની સાથે ચાલી નીકળ્યાં ગુજરાતનો સીમાડો પાર કરવા–વિચિત્ર, અનેક અજાયબીથી ભરેલાં અનેકવિધ ત્યાગથી ઓપતાં મહાભાગ્યના પંથ ઉપર.

*

'એક અંધાર કાળરાત્રી–વનમાં મસ્ત વનરાજ તાડૂકતા હોય એવી આકાશમાં ઘટાટોપ મેઘની ગર્જના, શૂરની શમશેર સળવળતી હોય એવી વીજળી અને કાતરથી જાણે કપાય એવું ઘનઘોર અંધારું જામ્યું હતું ત્યારે મંદેસર ગામની એક ધર્મશાળામાં એક ઓરડીમાં કાશીને પંથે પરવરતાં ત્રણ જાત્રાળુ બેઠાં બેઠાં વાત કરતાં હતાં. એ હતાં તુલસી, એની વિધવા મા, ને ગુજરાતનો સીમાડો વટાવી દેવા માટે સોંપાયેલી કામગીરી પૂરી થયા પછી પણ, તુલસી તરફની મહોબ્બતને કારણે ગુર્જરેશ્વરની સિપાહીગીરી છોડીને એની સાથે ચાલી નીકળેલો મણુપત.

મણુપતને તુલસી તરફ મમતા જાગી હતી એ એક પક્ષી ન હતીઃ તુલસીનેય જાગી હતી. ને કાશી પહોંચ્યા પછી લગ્ન કરી લેવાનું એમની વચ્ચે ઠરી ચુક્યું હતું.

મંદેસર ગામમાં એ પહોંચ્યાં હતાં; થાક્યાં હતાં; થાક ઉતારવા રોકાયાં હતાં. એક ઝાંખા દીપને વચમાં રાખીને તુલસી ને મણુપત વાત કરતાં હતાં--જુવાન પ્રેમીઓ વાત કરતાં હોય એવી.

વીજળીનો અમનગોળો અવની ઉપર ઉતરે એ પહેલાંના મેઘના ભયાનક હાસ્ય કડાકાનેય થથરાવી દે એવો વિકરાળ બિભીષણ હાસ્ય કડાકો બહાર સંભળાયો અને એમની ઓરડીના બારણાં ઉપર ભયાનક જોરથી લાત પડી. એક જ લાતે ઓરડીનાં બારણાં દૂર ઉડી પડયાં. ને બીજી પળે એક વિકરાળ દેખાવનો વિકરાળ કદનો માણસ વિકરાળ હાસ્ય કરતો એની સામે આવીને ઉભો. જાણે કો જમદૂત જીવ લેવા આવ્યો હોય એવો હતો એ માનવી!

સાડા ૭ ફુટ ઉંચી કાયા, વિખરાયેલા વાળથી ઝનૂની વાઘ જેવું લાગતું મોઢું, લાલ લાલ લીંબુ જેવડી આંખો અને એ આંખોમાંથી નીતરતી નર્યો લોહીની તરસ, અને એના હાથમાં લાંબી શમશેર–ને એનાં પાનાં ઉપરથી ટપકતું તાજું લોહી, એ ભયાનક અટ્ટહાસ્યથી ફાટેલું એનું મહો ને લાલ લાલ લોહીથી ખરડાયેલા એના મોઢાની અંદરની દંતાવળીમાં ભરાઈ ગયેલાં કોક બિચારાનાં આંગળાં........

'હો......હો......હો......હો......આવ બચ્ચા આવ! હા. હા આવ બચ્ચાં આવ!'

ઓરડીનો દીવાલો ધ્રૂજી ઉઠે એવું એનું હાસ્ય–નઠોર–ભાવહીન કેવળ ખૂનની પ્યાસથી તીખું બનતું.

એણે તુલસીને જોઇ અને એની આંખો ફાટી રહી. એ એની સામે જોઇ રહ્યો. પછી બે કદમ આગળ વધ્યો, અને હાથ નાખીને તુલસીને અધ્ધર ઉપાડી અટ્ટહાસ્ય કર્યું.

ફરીને એણે તુળસી સામે જોયું. મુગ્ધાની નિર્દોષ અને ભયથી ઉભરાયેલી આંખો સામે તાકી રહ્યો. ધીમેથી એણે તુલસીને નીચે મૂકી.

વિકરાળ માનવીની આંખમાંથી એક આંસુનું બિન્દુ પડયુંઃ 'મારેય તારા જેવી એક દીકરી હતી......'

એ માનવી હતો યશવંતરાવ હોલ્કર ઇન્દોરનો રાજા

'મને વાતો કહે.' કહીને એ વિકરાળ માનવી તુલસી પાસે બેસી ગયો. ને તુલસીએ જ્યારે વાતો કહેવા માંડી ત્યારે એક ધ્યાનથી એ સાંભળી રહ્યો.

થોડીવાર પછી પચાસ માણસો દોરડાં ને ભાલા લઇને એ વિકરાળ માનવીને પકડવા આવી ચડયા. અને આ દશ્ય જોઈ સ્તબ્ધ થઇને ઉભા રહ્યા.

એ ઓરડામાં સંભળાતો રહ્યો માત્ર એક અવાજ–મીઠો અને મૃદુઃ 'એક હતો રાજા...'

એટલામાં હથિયારધારી એક પઠાણ અંદર આવ્યો-કરડા દેખાવનો નખશીખ હથિયારબંધ.

તે જોઈ રહ્યો. એની ઇશારતે પચાસે માણસ ધીમે ધીમે બહાર નીકળી ગયા. એ એકલો જ ઉભો ઉભો જોઇ રહ્યો. પેલો વિકરાળ માનવી વાતો સાંભળતાં માથું ધુણાવતો હતો એ જોઈ રહ્યો: તુલસી પાસે ઢળીને સૂઈ ગયો એ પણ જોઇ રહ્યો.

એ પઠાણ સરદાર હતો અમીરખાન પીંઢારી—પીંઢારાનો સરદાર—હોલ્કરનો સરસેનાપતિ.

અમીરખાન પીંઢારી અને ઇન્દોરના દીવાન બાલારામે કહ્યું:

'ઇન્દોરનો મહારાજા યશવંતરાવ હોલ્કર ગાંડો થઈ ગયો છે. એને ગાંડપણની ધૂન ચડે છે ત્યારે એ હત્યારો બને છે. એ ધૂનમાં એણે પોતાની રાણીઓ, પોતાનાં સંતાનો, પોતાના કેટલાય મિત્રો ને બીજા કેટલાય માણસોને મારી નાખ્યાં છે. મૂળમાં જ એના શરીરમાં તાકાત ઘણી છે, પરંતુ ગાંડપણમાં તો એની એ તાકાત કેટલાય ગણી વધી ગઈ છે. એને જ્યારે ઉભરો ચડે છે ત્યારે કોઇએ દરવાજા એને કેદ રાખી શકતા નથી: કોઈએ માનવી એને પકડી શકતા નથી.

પરંતુ એની પાછળ કોઇ ગાદીવારસ પણ નથી. અને એને બદલે બીજો ગાદીવારસ શોધતાં રાજ્યમાં ભારે ઝઘડા ઉભા થાય એમ છે. અંગ્રેજ, પાડોશનાં રાજ્યો, રજપૂતો વગેરે, તમામ વેરઝેરથી ભરેલાં લૂંટારાઓ ને પરદેશીઓથી ભરેલી સેના રાજ્યલોભથી લડી મરે.

આ તમામ માટે જરૂરનું છે કે યશવંતરાવને ગાદી ઉપર રાખવો જોઇએ ને દીવાને ને સરદારે મળીને એના નામથી કારભાર કરવો જોઇએ.

યશવંતરાવની માનસિક હાલત જોતાં આ ઘણી મુશ્કેલ સ્થિતિ હતી. પણ હવે એનો તોડ મળી ગયો, કે તુલસી યશવંતરાવને કેવળ કબજે રાખી શકે છે, એટલું જ નહિ, પણ યશવંતરાવને શાંત અને સ્વસ્થ પણ રાખી શકે છે. સબબ તુલસીએ યશવંતરાવના સાથી અને ચોકીદાર રહેવું પડશે. યશવંતરાવ પાસે રાજકાજનાં કામકાજ કરાવી દેવાં પડશે.

ને તુલસી ઉપર કાંઈ બૂરી રાજખટપટની અસર ન થાય એ માટે તુલસીને ક્યાંય બહાર જવા દેવામાં આવશે નહિ. કોઇ બીજાની મુલાકાત લેવા દેવામાં આવશે નહિ, ને યશવંતરાવ જીવે ત્યાં સુધી તુલસીને કોઇનીયે સાથે લગ્ન કરવા દેવામાં આવશે નહિ.'

ઇ. સ. ૧૮૧૧ ની સાલમાં યશવંતરાવ હોલ્કર અવસાન પામ્યો. હવે શું કરવું? ઇન્દોરનું કરવું શું?

મધ્ય હિન્દના કંપનીના પ્રતિનિધિ સર જોન માલ્કમ, કોટાના મશહુર દીવાન મહારાણા જાલમસિંહ, ઇન્દોરના દીવાન બાલારામ, ઇન્દોરના સરદાર અમીરખાન પીંઢારી વગેરે બધાએ ભેગા મળીને ઠરાવ્યું:

'તુલસીને યશવંતરાવ હોલ્કરે પોતાની પુત્રી તરીકે માની છે. તુલસીએ પોતાની ઠંડી તાકાતની અસરથી ઇન્દોરની પ્રજામાં સારી છાપ પાડી છે. માટે તુલસીને 'મહારાણી તુલસીબાઈ'ના નામથી ઇન્દોરનો કારભાર સોંપવો. અને પછી એની સમજડે હોલ્કર કુટુંબમાંથી એને યોગ્ય લાગે એવો વારસ એણે જાતે શોધવો.'

ઇ. સ. ૧૮૧૭ સુધી તુલસીએ ઇન્દોરના 'રીજન્ટ' તરીકે કામ કર્યું, અને ઇન્દોરની ભારે મોટી સેનાને વશ રાખી પણ ઇ. સ. ૧૮૧૭માં ઇન્દોરની સેના જ્યારે પીંઢારાઓ સાથે મળી જવાને તૈયાર થઇ. તે વખતે તુલસી એને વારવા અને સમજાવવા ગઇ. ત્યાં તુલસીબાઇનું ખુન થયું અને ઇન્દોરની સેના અમીરખાન પીંઢારીની આગેવાની નીચે એ ગુજરાતી મહારાણી તુળશીબાઈના શબ ઉપર થઇને પીંઢારો સાથે ભળી ગઇ.

## કેટલાક

# સ્ત્રી-પરિચયો

*

## નીરક્ષર માતાનાં કેળવાયેલ પુત્રી

## સૌ. કમળાબહેન શાહ

સૌરાષ્ટ્રના જાણીતા રસાયણ ઉત્પાદકો પારેખ બ્રધર્સવાળા શ્રી. વલ્લભભાઈ પારેખનાં પુત્રી સૌ. ચંદુબહેન કાલેલકરનાં નાનાં બહેન સૌ. કમળાબહેન શાહનો જન્મ તા. ૨-૫-૧૯૧૪ ના રોજ વરતેજમાં થયેલો. તેમના માતાનું નામ ધનલક્ષ્મી. તેઓ કચ્છનાં મૂળ વતની ને તદ્દન નીરક્ષર હતાં, પણ એ નીરક્ષર માતાની પુત્રીઓ સૌ. ચંદુબહેન અને કમળાબહેન અમેરિકાની યુનિ. ની એમ. એ. ની ઉપાધી મેળવી આવ્યાં છે.

સૌ. કમળાબેનનું પ્રાથમિક અને સહ શિક્ષણ યોજના મુજબ માધ્યમિક શિક્ષણ ભાવનગરની દક્ષિણામૂર્તિમાં વિનિત સુધી થયું. તે પછી શામળદાસ કોલેજમાં તેઓ કેઝ્યુઅલ વિદ્યાર્થિની તરીકે જોડાયાં. પણ ત્યાં છોકરાઓ સાથે ભણવાનું તેમને ફાવ્યું નહિ, કેમકે તેમની ઈચ્છા કન્યાઓની કોઈ કોલેજમાં રહીને અભ્યાસ કરવાની હતી. તેથી તેઓ બન્ને બહેનો અમદાવાદની મહિલા કોલેજમાં જોડાયાં ને એકવર્ષમાં અંગ્રેજીની બે પરીક્ષાઓ આપી. અને બીજે વર્ષે તેઓ આખી યુનિ.માં બીજે અને ત્રીજે નંબરે આવી બી. એ. થયાં.

પછી 'શું કરવું' એ પ્રશ્ન આવીને ઉભો રહ્યો. એકાદ વર્ષ તો એમના એમ પસાર થયું. એવામાં ઉનાળામાં તેઓ આબુ હતાં ત્યારે તેમને અમેરિકામાં કેલીફોર્નિઆની મીલ્સ કોલેજ તરફથી પત્ર મળ્યો કે 'તમને ખાવાપીવાની સગવડ સાથે સ્કોલરશીપ આપવામાં આવશે.' એટલે તેઓ બન્ને બહેનો તૈયાર થઇ ગયાં. ભાવનગર સ્ટેટે તેમને ચાર હજાર રૂપિયાની મદદ આપી, ને તેઓ પરદેશ ગયાં.

પણ ત્યાં ગયા પછી બન્ને બહેનો સાથે જ માંદી પડી અને અભ્યાસ થઈ શક્યો નહિ. એથી નાસીપાસ થઇ બન્ને બહેનો દેશમાં પાછી આવવા તૈયાર થઇ, પરંતુ વડિલોએ તેમને હિંમત આપી, આગળ અભ્યાસ કરવાની સલાહ આપી આપી અને ભાવનગરના કાર્યવાહક સ્વ. સર પ્રભાશંકર પટણી તેમને અમેરિકામાં મળ્યા ત્યારે તેમણે હિંમત આપી આગળ ભણવાની સૂચના કરી અને ફરી સ્ટેટ તરફથી મદદ અપાવી.

આ હિંમતથી તેઓ બોસ્ટન યુનિવર્સિટીમાં દાખલ થયાં ને એમ. એ. નો ડીપ્લોમા મેળવી ૮૦-૮૫ રતલનાં બન્ને બહેનો થોડું વજન અને ખૂબ જ્ઞાન વધારી સ્વદેશ પાછા ફર્યાં.

હિંદમાં આવી સૌ. કમુબહેને શ્રી. નરહરિ (બાબુભાઈ) હિંમતલાલ શાહ સાથે લગ્ન કર્યાં. હાલ તેઓ એક પુત્રીના માતા છે. શ્રી. શાહ જર્મની જઈ આવી બી. એસ. સી. થયા છે. તેઓ કલર કેલીકો પ્રિન્ટીંગના નિષ્ણાત છે અને હાલમાં અમદાવાદની એક મીલમાં સારે પગારે નોકરી કરે છે.

અમેરિકામાં સૌ. ચંદુબહેન અને કમુબહેન સાથે રહેતાં અને સાથે જ ભણતાં; એટલે બન્ને બહેનોની ત્યાંની પ્રવૃત્તિઓ સરખી જ છે અને ચંદુબહેનનો પરિચય ગયા અંકમાં આપ્યો છે તે ઉપરથી સમજી શકાશે કે કમુબહેનને પણ સામાજીક પ્રવૃત્તિઓમાં ખૂબ રસ હતો. આ બન્ને બહેનોએ માતા ગુમાવી હતી પણ તેમના પિતાશ્રીએ એ બન્ને બહેનોને માતાની ખોટ જણાવા દીધી નથી, ને પિતા હોવા ઉપરાંત માતાની ગરજ પણ સારી છે.

## ઉચ્ચ કેળવણીના અતિરેક વિનાનાં સુશીલ ને સંસ્કારી



# સૌ. કુસુમબેન પારેખ

મુંબઇ પાસે વસાઇના ટાપુમાં બાપદાદાની જાગીર ભોગવતા એક દક્ષિણી ગૃહસ્થને ઘેર સૌ. કુસુમબહેનનો જન્મ તા. ૨૦–૮–૧૯૧૨ ના રોજ થયેલો. તેમના પિતાશ્રી ડૉક્ટર દેવરાવ એચ. ગવાણકર મુંબઈ યુનિવર્સિટીના એલ. એમ. એન્ડ એસ. છે. તેઓ સરકારી નોકરી કરી અત્યારે નિવૃત્ત જીવન ગાળે છે અને સેવાધર્મ સ્વીકાર્યો છે.

ડૉ. ગવાણકરનાં પાંચ પુત્રીઓ ને બે પુત્રોમાં સૌ. કુસુમબહેન સૌથી મોટાં છે. સૌ. કુસુમબહેનના માતા સૌ. જમુનાબેન ગવાણકર ધાર્મિક વૃત્તિનાં છે અને તેમના કાકા બાળ બ્રહ્મચારી હતા. તેમણે આખી જીંદગી પ્રભુસેવામાં ગાળી હતી અને તે પ્રદેશમાં એક ધાર્મિક સંત ગણાતા.

આવા પવિત્ર વાતાવરણવાળા અને ખાનદાન કુટુંબના પરિવારને કેળવણી અને સંસ્કાર પણ સારા મળ્યાં છે. પોતાની આર્થિક સ્થિતિ સાધારણ હોવા છતાં ડૉ. ગવાણકરે પોતાના સાતે સંતાનોને યુનિવર્સિટીની ઉચ્ચ કેળવણી આપવામાં પાછી પાની કરી નથી.

ડૉ. ગવાણકરનાં પહેલાં પુત્રી સૌ. કુસુમ બહેન એમ. એસ. સી; પી. એચ. ડી. થયાં છે. બીજાં પુત્રી કમળબહેન એમ. બી. બી. એસ. થયાં છે અને એક પારસી યુવક સાથે લગ્ન કરી સ્વતંત્ર રીતે વસાઇમાં પોતાનું મેટરનીટી હોમ (પ્રસુતીગૃહ) ચલાવે છે. બીજી બે બહેનો ગ્રેજ્યુએટ છે ને સૌથી નાનાં પાંચમાં બહેન એમ. બી. બી. એસ. ના છેલ્લા વર્ષમાં છે. બન્ને ભાઇઓ પણ ગ્રેજ્યુએટ થયા છે.

સૌ. કુસુમબહેનને મૂળથીજ વિજ્ઞાનશાસ્ત્રનો શોખ હતો. તેઓ ૧૯૩૪ની સાલમાં બી. એસ. સી. થયાં અને ૧૯૩૬ માં એમ. એસ. સી. થઇ મુંબઇની રોયલ ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સમાં બે વર્ષ માટે કેમીકલ એનેલાઇઝર નીમાયાં હતાં. ૧૯૩૮માં તેમને સરકાર તરફથી માઇક્રો એનાલીસીસના ખાસ અભ્યાસ માટે લાહોર મોકલવામાં આવ્યાં હતાં અને ૧૯૪૦ માં ઉચ્ચ અભ્યાસ કરવા માટે મુંબઇ યુનિવર્સિટી તરફથી તેમને સ્કૉલરશીપ મળી અને Synthetic Dyes-બનાવટી રંગ ઉપર શોધખોળ કરવા માટે તેઓ કેપીટલ ટેકનોલોજી ડીપાર્ટમેન્ટમાં કામ કરવા માંડયાં.

વિજ્ઞાનનો આવો શોખ ધરાવનાર પુત્રી માટે યોગ્ય જીવનસાથી મેળવી આપવા માટે માબાપે શોધ કરવા માંડી. જે જ્ઞાતિમાં ૧૬ થી ૧૮ વર્ષની કન્યાને પરણાવી દેવામાં આવે છે તે જ્ઞાતિના સ્ટ્રીચુસ્ત વૃદ્ધ માબાપને પોતાની ત્રીસ વર્ષની કુંવારી દીકરીની ચીંતા થાય એ સ્વાભાવિક છે, પણ દીકરીના સુખ અને જીવનસાથીની પસંદગી માટે તેઓ બધું તજવા તૈયાર હતા, એટલે તેમણે પુત્રીને ધર્મ કે જ્ઞાતિના વાડામાં ગોંધી ન રાખતાં સ્વતંત્ર રીતે પસંદગી કરવાનું પુત્રીને જ સોંપી દીધું અને ઉમ્મર લાયક અને શિક્ષિત પુત્રી ઉપર

સંપૂર્ણ વિશ્વાસ મૂક્યો.

સૌ. કુસુમબહેનની નજર પોતાના જ્ઞાન અને શોખને પોષે એવા કેળવાયેલા કુટુંબ અને યુવાન તરફ વળે એ સ્વભાવિક છે. એ વખતે વરતેજના પારેખ કુટુંબવાળા શ્રી. વજુભાઇ પારેખ કેમીકલ ટેકનોલોજીમાં પી. એચ. ડી. નો અભ્યાસ કરતા હતા. વજુભાઇ રમતગમતના શોખીન હતા. તેમણે હરીફાઇમાં વિજેતા બની ૫૦–૭૫ કપ મેળવ્યા છે. કુસુમ બહેનને પણ કોલેજ જીવનમાં બેડમીંટન વગેરેનો ખૂબ શોખ હતો, એટલે બન્ને એકબીજાને અનુકુળ હોવાનું જણાતાં ૧૯૪૨માં તેમણે સીવીલ મેરેજ એક્ટ મુજબ આંતર પ્રાંતિય લગ્નોમાં ઉમેરો કર્યો અને ૧૯૪૩ના અંતમાં તેઓ એક પુત્રી (છાયા) ના માતા બન્યાં છે. અને ગયે વર્ષે હિંદની આઝાદીના દિવસે (૧૬–૮–૪૭) એક પુત્રરત્નનો જન્મ આપ્યો છે.

સૌ. કુસુમબહેનને યુનિ. તરફથી ૧૯૪૪ માં પી. એચ. ડી. ની ડીગ્રી મળી અને શ્રી. વજુભાઇ પારેખ પણ પી. એચ. ડી. થઇ ગયા. આ ડોકટર દંપતી અત્યારે વિજ્ઞાન ક્ષેત્રમાં પોતાનો યોગ્ય ફાળો આપી રહ્યાં છે.

ડૉ. ગવાણકરના કુટુંબમાં આટલી ઉંચી કેળવણી હોવા છતાં કેટલાક ઠેકાણે કહેવાતી ઉચ્ચ કેળવણીના જે દોષો દેખાય છે તે આ કુટુંબમાં નજરે પડતા નથી.

સૌ. કુસુમબહેન ખૂબ સેવાભાવી છે. પી. એચ. ડી. થયા છતાં માંદાની માવજત અને ઘરકામમાં વાસણ માંજવાનું કે મેલું ઉપાડવાનું. બીજું ગમે તેવું કામ તેઓ કંટાળો કે સુગ વિના, પ્રયોગશાળામાં પ્રયોગ કરતાં હોય તેટલી હોંશ અને હસતા મુખે કરે છે અને વિદ્વાનો તેમનામાં મદ કે અભિમાન નથી અને પોતાના જ્ઞાન, સેવા અને મળતાવડા સ્વભાવથી તેમણે પરપ્રાંત અને પરજ્ઞાતિમાં લગ્ન કરી સાસરીઆઓમાં પોતાનું અનોખું સ્થાન જમાવ્યું છે અને પોતાનો ગૃહસંસાર ઉજ્જ્વળ બનાવ્યો છે.

*

**કુ. નીલાંજના ગગનવિહારી મહેતાએ** કલકત્તા યુનિવર્સિટીની બી. એ.ની પરીક્ષા પાસ કરી અમેરીકાની કોરનેલ યુનિવરસિટીમાંથી ઉચ્ચ કક્ષાએ એમ. એ. ની પરીક્ષા પસાર કરી છે. આ પરીક્ષામાં તેઓનો ઐચ્છિક વિષય સમાજવિજ્ઞાન, અને રેસ–રીલેશન (ભિન્ન પ્રજાના સંબંધો) હતા, તેમજ મહાત્મા ગાંધીજીની અને પંડિત જવાહરની તાર્કિકવાદપદ્ધતિ અંગે તુલનાત્મક નિબંધ પણ તેમણે રજુ કર્યો છે. તેઓ લેડી વિદ્યાગૌરી નીલકંઠનાં દૌહિત્રી અને સૌ. સૌદામિનીબહેનનાં પુત્રી થાય છે.

*

### ઇંગ્લાંડની સ્ત્રી–ટપાલી

મિસ કાર્ટર ટપાલ વહેંચવાનું કામ કરે છે. ગામડાની સ્ત્રી ટપાલી ૬૭ વર્ષની ઉંમરની ન્હાની મિસ એથેલ કાર્ટર કેન્ટસમાંના સેંમ્રિશ ખાતેના તેના ન્હાનકડા મકાનમાં છેલ્લાં ૪૫ વર્ષથી નિયમિત રીતે ૬–૪૫ વાગે ઉઠી, કપડાં પહેરી, ન્હાનો એક પ્યાલો પીને રોજની આઠ માઇલની મુસાફરીએ નીકળી પડે છે.

૫૦૦ માણસની વસ્તીવાળું સેંમ્રિશ છુટાં છવાયાં ઘરોવાળું એક ન્હાનકડું ગામ છે અને તેના છેક આઘેના ખુણાઓમાં રહેનારાં માણસો માટે પણ ઘણુંખરું ટપાલ હોય છે જ. સ્ત્રી-ટપાલી કાર્ટર તે ટપાલ હમેશાં વખતસર પહોંચાડે છે. તેણે આટલાં વર્ષોમાં એક પણ વખત ટપાલ વહેંચવાનું આળસ કર્યું નથી, તેમજ એક પણ દહાડાની રજા લીધી નથી. આમ કરીને તે પોતાના કુટુંબની પેઢી દર પેઢીની પરંપરા જાળવી રહી છે કારણ કે તેનો બાપ, તેનો દાદો અને તેના બાપનો દાદો પણ આ જ ગામડાના પોસ્ટમાસ્તર હતા.

તેને પોતાના રોજના ચક્કર દરમિયાન ખેતરોમાંથી, પાણીથી ભરેલી સાંકડી ગલીઓમાંથી, ટેકરાઓ અને ઢોળાવ પર ચક્કર કરીને ચાલવું પડે છે. તે ખેતરોમાં કામ કરતા માણસોને ખેતરોમાં અને ઘરમાં કામ કરતી સ્ત્રીઓને તેમના ઘરોમાં ટપાલ પહોંચાડે છે. તે કશાંથી ડરતી નથી અને હમેશાં ચપળ અને સ્ફુર્તિવાળી જણાવે છે. ગામડાનાં ન્હાનાં મોટાં બધાં જ તેને ઓળખે છે, જ્યારે તે ટપાલ વહેંચવા જાય છે ત્યારે દરેકની જોડે ખુશ મિજાજથી વાતો કરે છે અને તેમની પાસેથી છેલ્લી ખબરો પણ મેળવે છે.

તે ટપાલ વહેંચીને પાછી ફરે એટલામાં તેની બહેને તેને માટે લહેજતદાર ગરમ ચ્હાનો પ્યાલો તૈયાર રાખેલો હોય છે, તે પી અને પોતાના થાકેલા પગોને થોડીવાર વિશ્રાંતિ આપી તે પાછી પોતાની ન્હાનકડી ટપાલ ઓફિસ ખોલે છે અને આખો દિવસ તે અંગેનું કામકાજ કર્યા કરે છે.

તાજેતરમાં મિસ કાર્ટરે ટપાલના થોકડામાં તેના પોતાના જ નામનો એક કાગળ જોયો. તેને ખોલીને જોતાં તેને જણાયું કે તે ઉપસેલા અક્ષરોવાળા નામવાળો કાગળ નં. ૧૦ ડાઉનિંગ સ્ટ્રીટમાંથી તેના પર લખાએલો હતો અને તેમાં જણાવવામાં આવ્યું હતું કે 'આટલાં વર્ષોની તેની એકનિષ્ઠ સેવાની કદર કરવામાં આવી હતી અને ના. સમ્રાટે તેને એમ. બી. ઇ. નો ઇલ્કાબ આપ્યો હતો.' તે વાંચીને તેણે ઉશ્કેરાટપૂર્વકનો આનંદ અનુભવ્યો હતો.

ઈંગ્લાંડના નાનકડા ગામડામાં કામ કરતી મિસ એથેલ કાર્ટર આજે લેંમિંગની આજુબાજુ પોતાનો ટપાલનો થેલો ઉપાડીને ઘુમતી દુનિયાની સૌથી ચમરૂર સ્ત્રીટપાલી છે.

*

## ઝાંઝરી



કે ઝાંઝરી રૂમઝુમ ઝણુકે,
 મારે પાવલિયે રણુકે,
 કે ઝાંઝરી રૂમઝુમ ઝણુકે.

ફુલડાંને હૈડે ગુંજે ભમરલા,
 પૂર્યો એ ગુંજન ગાજે,
 કે ઝાંઝરી રૂમઝુમ ઝણુકે.

ઝુલાવે પાનને સુસવાતો વાયરો,
 હિંચે મારા અંગ તાને,
 કે ઝાંઝરી રૂમઝુમ ઝણુકે.

ટહુકે મયુર ને કુંજે કોયલડી,
 ઝીલ્યો ટહુકાર એહ વેણે,
 કે ઝાંઝરી રૂમઝુમ ઝણુકે.

રૂપેરી ઘૂઘરી ઘમ ઘમ ઘમકે,
 જાગે હૈયાના ભાવ નેણે,
 કે ઝાંઝરી રૂમઝુમ ઝણુકે.

સાગરની છોળો આભ ભરી ગાજતી,
 પીધાં ડોલન મારી ચાલે,
 કે ઝાંઝરી રૂમઝુમ ઝણુકે.

પગલાં માંડું ત્યાં ઝમકે છે ઝાંઝરી,
 નાચું વિરાટના તાલે,
 કે ઝાંઝરી રૂમઝુમ ઝણુકે.

ઇન્દુમતી મહેતા

આપણા લગ્નજીવનમાં



# સ્ત્રી-પુરુષ સંબંધ

વ્યાખ્યાતા

**શ્રી. રવિશંકર મહારાજ**

*

હું ફરનારો માણસ છું એટલે જોયેલું છે તેની વાત કરીશ. જે સંસાર મેં જોયો છે તેનું શાસ્ત્ર તમે શોધી કાઢજો.

બે ત્રણ વર્ષ ઉપર મુનિ સંતબાલજી ને એમના સાથીદારોના પ્રયત્નોથી વિશ્વવાત્સલ્ય સંઘ સ્થપાયો. અમારા એ સંઘને એક દિવસ ઓડ જાતિના એક ભાઈએ જમવાનું આમંત્રણ આપ્યું. એને ઘેર જમવા ગયો ત્યારે એનું લગ્ન જીવન જોવા મળ્યું. એક બીજામાં અર્પણ થઈ જવું એનું નામ લગ્ન, એવી મારી સમજ છે. લોટાના બે કકડાને તપાવીએ ને ટીપીએ તો એમને જોડીએ ત્યારે એમાં સાંધો રહેતો નથી. સાંધો રહે નહીં એનું નામ લગન. બેય ધણીધણિયાણી ઓગળીને એક રસ થઈ જવાં જોઈએ. પણ મૂળ વાત પર આવું. પેલા ઓડને ઘેર ગયા ત્યારે જોયું કે ઓડની સ્ત્રીને પગ જ ન મળે ! બેમાંથી એક પણ પગ નહીં.

છતાં ઘર સુંદર અને સ્વચ્છ હતું. પચીસ-ત્રીસ માણસોને રૂડી પેરે રોટલા શાક જમાડ્યાં. મેં પેલા ઓડને પૂછ્યું કે 'આ બાઈને લગ્ન પહેલાં પગ ગયેલા કે પછી ?' ત્યારે એણે કહ્યું કે 'લગ્ન પહેલાં જ ગયેલા. હું જોઈને પરણ્યો છું.' એવી પગ વિનાની બાઈને એણે જાત્રા પણ કરાવેલી. ગાડી મોટરનું મળ્યાં ત્યાં સુધી એમાં, પણ ન મળ્યાં ત્યારે એને ખાંધે ઉપાડીને એણે જાત્રા કરાવેલી. ઓડ ભારે મહેનતુ અને બાઈ પણ ઓછી મહેનતુ નહીં. બેઠાં બેઠાં એણે પોણો મણ દળ્યું હતું. પગ સિવાયના બધા અવયવોનો એ સંપૂર્ણ ઉપયોગ કરતી હતી. એમનો આનંદમય સંસાર જોઈને મને બહુ આનંદ થયો.

આમાં કયું શાસ્ત્ર, કયો ધર્મ, કયો કરાર, કયું ભણતર, શું હતું એની મને સમજ પડી નથી. એ લોકોને પણ નહોતી. છતાં સંસાર સુખી હતો એટલું નક્કી. સમુદ્રને કિનારે તો ઘણો ગંદવાડ હોય છે. બધો મેલ કિનારે ધસડાઈ આવે છે, પણ મધ્યમાં એમ નથી હોતું. આપણે કિનારાનો ગંદવાડ ના જોઈએ, પણ વચ્ચે શું છે તે જ તપાસીએ.

એક બીજો દાખલો જરાક વિચિત્ર છે. એક ઠાકરડા કુટુંબનો દાખલો છે. એમાં એ ઠાકરડો એક દિવસ આગ્રહ કરીને મને એને ઘેર લઈ ગયો. પહેલાં કોઈ દિવસ એણે મને ઘેર આવવાનું કહેલું નહીં, એટલે એ પહેલો જ પ્રસંગ હતો. ઘેર ગયા ત્યારે એની સ્ત્રી બેઠી બેઠી ડાંગર ખાંડતી હતી. માથું ઉઘાડું હતું અને લાગે કે હોવે પાંચ છ મહિના તો થયા હશે. મને જોઈને એણે એના વરને ધમકાવ્યો: કે, 'અહીં તારા હમલાને લેઈ લેઈને ફરું છું ?' હું તો ડઘાઈ જ ગયો. કંઈ બોલ્યો નહીં. ચૂપચાપ ઘરમાંથી અમે નીકળી ગયા. રસ્તામાં મેં એને પૂછ્યું: 'ભાઈ, આ તારો સંસાર કેવો ?' 'મહારાજ, સંસારમાં તો સુખ ને દુઃખ બેય ભોગવી છૂટવાં; તોય સારું છે. મારા સંસારમાં મીઠું બહુ નથી પડી ગયું મારાથી બહુ નથી આવી. આ બાઈ આમ આવી કજિયાળી લાગે છે, પણ ઘર ખેતર ને ઢોરઢાંખર બહુ સારી રીતે સાચવે છે, મનેય સારી રીતે સાચવે છે. ફક્ત પારકાં એનાથી

ખમાતાં નથી. એટલે પારકાં આવે કે ચડભડી ઊઠે છે.'

આવી વઢકણી વહુના ગુણો એના મનમાં વસ્યા હતા અને એની જોડે સમાધાનથી એ છોકરડો વર્તતો હતો. સંસાર તો સમાધાનથી જ ચાલે. માઠો તો એમાં હોય, પણ એ ઊકેલવી પડે. એ કંઈ તોડાય નહીં. ભોગ ભોગવવા માટે લગ્ન નથી, પણ ભેગાં મળીને સંસાર ચલાવવા માટે લગ્ન છે, એમ જે સુખદુઃખ આવે તે ભોગવી લેવાં જોઈએ.

એક બીજો પ્રસંગ કહું એક ભયંકર ચોરની સ્ત્રી હતી. એનું લગ્ન બહુ નાનપણમાં થઈ ગયેલું, પણ મોટી થઈ ત્યારે એને ખબર પડી કે એનો ધણી તો ચોર છે. એની નાતમાં ફરી પરણવાનો રિવાજ, પણ એ બાઈ ફરી પરણે નહીં, અને ધણી ચોર એટલે એને ઘેર જાય નહીં. આખરે એક જણે વચ્ચે પડીને સમાધાન કરાવી આપ્યું. એમાં બાઈએ એવી શરત મૂકેલી કે એનો ધણી ચોરી ન કરે. પછી તો એ બાઈ ધણીને ઘેર ગઈ ને ધણી પર નજર રાખવા માંડી. ધણીને સાથવ સાથવ કરે. એને બીજો મૂકે તો રખેને ચોરી કરવા જતો રહે એ બીકે પળેપળ એને જોડે રાખે. ખેતરમાં મજૂરી કરવા પણ બાઈ સાથે જાય. ખેતી કરે અને ધણીની સેવા પણ કરે. એમ કરતાં કરતાં એક તસુ પણ ભોંય જેની પાસે નહોતી એણે ૩૫ વીઘાં જમીન વસાવી. વાત તો ઘણી લાંબી છે, પણ કહેવાનું તાત્પર્ય એ નથી કે આ બાઈ કેવી મહાન ને પેલો કેવો દુષ્ટ! બંને એકમેકને અર્પણ થઈ ગયાં હતાં. એકરસ થઈ ગયાં હતાં, તેથી એમનો સંસાર શોભ્યો એ જ કહેવાનું તાત્પર્ય છે; એનું નામ લગ્ન.

થોડાંક વર્ષ પરની વાત છે. અનસુયાબહેનને ત્યાં પહેલાં એક બાઈ નોકરીએ રહી ગયેલી. પછી તો એ ને એનો ધણી મજૂરી કરીને પેટ ભરતાં હતાં. એક વાર ધણી માંદો પડયો ને દવાદારૂ માટે બાઈને પૈસાની જરૂર પડી, એટલે પાંચ રૂપિયા ઉછીના લેવા માટે અનસુયાબહેન પાસે આવી. 'પૈસા હાથમાં આવશે કે તરત આપી જઈશ' એમ તેણે અનસુયાબહેનને કહ્યું. ત્યારે એમણે કહ્યું: 'પાછા આપવાની કશી જરૂર નથી. એ તારા જ છે એમ માનજે.' તરત પેલી બાઈએ એ રૂપિયા પાછા આપવા માંડયા ને કહ્યું: 'મફતનું મારાથી ન લેવાય. લઉં તો મારા ધણીને મટે નહિ.'

આમાં કયું શાસ્ત્ર, કયો સિદ્ધાંત, કઈ ભાવના આવી તે શોધી કાઢજો.

એક બહેનને ત્યાં ગયેલો. એમની દીકરી ત્યારે એમને ત્યાં આવી હતી. વાતવાતમાં એ બહેને કહ્યું: 'જાણો છો, સાસરીમાં તો આને બધા 'દેવી' કહે છે.' છોકરી શરમાઈને ત્યાંથી ઊઠી ગઈ. પછી મેં એનો ઇતિહાસ જાણ્યો.

એનો વિવાહ નાનપણમાં કરેલો. વિવાહ પછી છોકરાનાં માબાપ મરી ગયાં એટલે છોકરો કાકાને ઘેર ઉછર્યો. છોકરી એના બાપને ઘેર ભણ્યા કરે, પણ છોકરો દરકાર વગર કાચો રહી ગયો. માને અંતરમાં બહુ લાગી આવે, પણ બધું એમ ને એમ ઠેલાયા કરે. એમ કરતાં કરતાં છોકરી મોટી થઈ. એટલામાં એવું બન્યું કે એમની જ નાતનો એક આગળ વધેલો ખૂબ ભણેલો, ઠેકાણે પડેલો, જોતાં ગમે એવો છોકરો જડી આવ્યો. બાપે માને વાત કરી, ને માએ દીકરીને વાત કરી કે, આની સાથે વિવાહ મેળવીએ. છોકરી તો ખૂબ મૂંઝાઈ, એણે પુછ્યું: 'કેમ, મારો વિવાહ તો થયેલો છે ને? પછી બીજા વિવાહની કેમ વાત કરો છો?' માબાપ કહે કે 'એ છોકરો તારે લાયક નથી માટે વિવાહ તોડવો છે. કામઠાની કોટે દહીંથરું નથી બાંધવું.' છોકરી કહે કે, 'તમે વચનથી મને આપી એટલે હું તો વચનદત્તા કહેવાઉં. સજ્જનો એક જ વાર બોલે ને બોલ્યું પાળે. તમે જ્યારે વચનથી મને આપી તે વખતે, શીલ

## જોગમાયા

હે....જોગમાયા રે જોગમાયા,
જગને ઝુલાવનારી જોગમાયા.
તારી ફૂલ સમી કોમળ કાયા રે–જગને
તારા મુખડાની લાગી છે માયારે– ,,
તારી વાણીમાં મેહુલા છાયારે– ,,
તારી કીકીમાં બેઠા શિવરાયારે– ,,
તારા ગુણ ભવોભવ ગાયારે– ,,
તારા ગુંજે ત્રિલોકમાં જાયારે– ,,
તેં તો ધાવણમાં પ્રેમરસ પાયારે– ,,
તોય બગલા હજુ ન ધરાયારે– ,,

ગોવિંદ કવિ

ના આવે તો વચન તોડીએ પણ ખરાં, એવો સંકલ્પ કરેલો ખરો? જો નહોતો જ કર્યો તો હવે વચનનો ભંગ કરીને મારે માટે પાપમાં ન પડશો. હું બધું નભાવી લઇશ.' અને આમ છોકરીના આગ્રહને લીધે એક બીજાને જોયાં કે ઓળખ્યાં નહોતાં છતાં એ તો પરણ્યાં. એ વખતે છોકરી પાસ થઇ. નસીબનું કરવું તે છોકરો પણ એ વર્ષે મેટ્રિકમાં પાસ થયો. છોકરીનાં પગલાં વખણાયાં. એનું ભણતર તો ત્યાં અટક્યું, પણ છોકરો ભણતો જ રહ્યો ને બરાબર ચાર વરસે બી. એ. થઈ ગયો. બી. એ. ની પરીક્ષા પાસ કર્યા પછી સો દહાડે એને સો રૂપિયાની નોકરી પણ એક કારખાનામાં મળી ગઈ. છોકરી એના વરને ત્યાં રહેવા ગઈ. કારખાનું ગામ બહાર એટલે કારકુનોને ક્વાર્ટર્સ બાંધી આપેલાં. તે બધા એક જ ઠેકાણે રહે. બધા નોકરીએ જાય એટલે બૈરાં બધાં એકલાં થઇને ગપ્પાં મારે. આ છોકરીને તો ભરતાં, સીવતાં, ગાતાં, ચીતરતાં એમ ઘણું ઘણું આવડે. ઘરનું કામ પણ એ સરસ રીતે ઝપાટાબંધ કરી નાખે. એણે તો માગી માગીને બીજાના કામ કરવા માંડયાં અને એ રીતે બીજી બહેનોને પણ ઉદ્યોગી બનાવી. આ બાઇના પુરુષાર્થથી એના વરની પણ પ્રતિષ્ઠા વધી.

હવે એ કારખાનાનો મેનેજર એક પારસી હતો. તે પોતાની છોકરીને માટે ટ્રેઇનિંગની પરીક્ષા માટે કોઈ સારી શિક્ષિકા શોધે. વાત વાતમાં બહેનનું નામ સૂચવાયું હશે, એટલે એણે એનું ટયૂશન રાખ્યું. ત્રણેક મહિને પરીક્ષામાં એની છોકરી રૂડી પેરે પાસ થઇ ગઇ. પારસી મેનેજર ખૂબ ખુશ થઈ ગયો અને એણે આ બહેનને ટયૂશનના પૈસા આપવા માંડયાં, પણ 'ભણાવવાના તે કંઇ પૈસા લેવાતા હશે?' એમ કહીને આગ્રહપૂર્વક નકાર્યા. કહ્યું પણ ખરું કે 'મારા પિતાએ મને પૈસા ખાતર નહોતી ભણાવી.' આનું પરિણામ એ આવ્યું કે એના પતિનો દરજ્જો અને દરમાયો વધ્યો.

શું તમને એ છોકરીની વાત કહું? એ સાચે જ દેવી જેવી છે. એના મોં પર સૌમ્યતાની જે છાપ છે તે જોઇને ભક્તિભાવ ઉભરાય છે. બંને વરવહુ જુવાન છે, અને અત્યારે એમણે ધરતી ઉપર સ્વર્ગ ઉતાર્યું છે.

એમણે કેવા કરારો કર્યા હશે એ મારે તમને પૂછવું પડશે? લગ્ન કરારથી નહિ, વિધિથી નહિં, પ્રેમથી જ સફળ થાય. બંનેને ભેગાં જીવવામાં રસ પડે, અને એકબીજાને મદદ કરે, એકબીજાને સુખી કરવાના પ્રયત્ન કરે ત્યારે લગ્ન સફળ થાય. એ જ લગ્નની ભાવના. લગ્ન એ હૃદયની વસ્તુ છે. એમાં હૃદયની એકતાનો સંબંધ છે. એ ઉપર-ચોટિયા વસ્તુ નથી. દુઃખો, મર્યાદાઓ, કુરૂઢિઓ એ તો બધો ઉપરનો મેલ છે. અંદરની વસ્તુ તો જુદી જ છે. પેલો ઉપરનો મેલ દૂર કર્યો પછી એ તરત દેખાય છે, એટલે સંબંધને શુદ્ધ બનાવવાથી સંસાર પણ શુદ્ધ થશે, અને સફળ થશે. પણ

# બાપુનાં સંભારણાં

લેખિકા :



કુ. મનુબહેન ગાંધી

*

( અનાંકથી ચાલુ )

**૧૯૪૭ની ૧૫ મી ઓગસ્ટ.**

ગયે વર્ષે વર્ષોની ગુલામી પછી પહેલી જ વાર આવનારી આઝાદીના દિવસે બાપુજી કોમી રમખાણને લીધે કલકત્તા હતા.

પૂ. બાપુજી કાશ્મીરથી ૧૫ મી ઓગસ્ટના રોજ 'કદાચ નવખાલીમાં કશો ભડકો થશે તો !' એવી બીક નવખાલીના સ્થાઇ કાર્યકર્તા લોકોમાં હતી, તેથી સીધા નવખાલી જવાના ઇરાદાથી કલકત્તા ગયા.

એ જ અરસામાં કલકત્તામાં પણ કત્લેઆમ ચાલતી હતી. એથી શ્રી. પ્રફુલ્લ ઘોષે ( ત્યાંના માજી વડાપ્રધાન ) બાપુજીને બે દહાડા રોકાઈ જવા કહ્યું. એમના કહેવાથી બાપુજી બે દહાડા રોકાઈ ગયા. પછી તો રમખાણે ઉગ્ર સ્વરૂપ લીધું, છતાંએ બાપુજીએ ૧૫ મીએ નવખાલી પહોંચવાનો જે નિશ્ચય કર્યો હતો એના ઉપર અડગ રહ્યા, અને અમને પણ મુસાફરી માટે તૈયાર રહેવા આદેશ આપ્યો હતો. એટલામાં શહીદ સુહરાવર્દી સાહેબ આવ્યા. એમણે બાપુજીને કહ્યું: "આપ અહીંની આગ ઓલવીને જાઓ. અહીં જે અગ્નિ પ્રગટ્યો છે એને આપના સિવાય કોઈ નહિ ઠારી શકે." બાપુએ કહ્યું: "એમાં હું એકલો કશું કરી શકું તેમ નથી. એ આગ ઠારવામાં તમારે મુખ્ય ભાગ ભજવવો પડશે. મારા કરતાં તમે જુવાન છો, એટલે કુવામાંથી પાણી સીંચવા લાયક તમે છો, પછી આપણે બંને મળીને પાણી છાંટીશું. હું તો તમારો મંત્રી બનવા તૈયાર છું, પણ નવખાલીમાં તો મેં વચન આપ્યું છે કે ૧૫ મીએ હું પહોંચીશ જ. ત્યાં એવી અફવા છે કે આ ૧૫ મીએ બધા હિંદુને ખલાસ કરવા, એટલે મારે ત્યાં જવું જ જોઇએ. પણ હા, જો એની જવાબદારી તમે લઈ લ્યો તો અહીં રહેવા અને આગ ઠારવામાં બનતો પ્રયત્ન કરવા તૈયાર છું. પણ એમાં તમારે તો મારી સાથે જ રહીને ફકીર બનવું પડશે.'

સુહરાવર્દી સાહેબે થોડી વાર વિચારીને કહ્યું: "નવખાલીમાં હું માણસ મોકલું અને બનતો પ્રયત્ન કરૂં'. પણ બાપુએ કહ્યું: 'બને તો પ્રયત્ન નહિ, પણ જે શરત બિહાર માટે છે કે 'બિહારમાં કંઈ પણ થાય તો હું ઉપવાસ કરીને મરીશ' એ વચન છે, એ જ પ્રમાણે નવખાલીનો હક પણ આજથી જો તમે ત્યાંનો બંદોબસ્ત કરવાનું માથે લ્યો તો મને મળી જાય છે. મારે તો નક્કર કામ જોઇએ. એનો વિચાર કરી સાંજ સુધીમાં મને જવાબ આપજો."

ઉપલો વાર્તાલાપ ૧૩મી ઓગસ્ટે થયો. બાપુની રીત કેવી છે ? નવખાલીના અત્યાર સુધીના હત્યાકાંડ અને હવે પછી ક્યારેય

કંઇ પણ થાય તો એ લોકો જ જવાબદાર ઠરે એવી ભારે જવાબદારી નાખી દીધી, અને શહિદ સાહેબને વિચાર કરતા કરી મુકયા. જો કે એમને માટે આ કામ જરાએ મુશ્કેલ ન હતું, કારણ કે એમનુંજ કહ્યું કરનારા એના સાથીઓ જે જવાબદાર હતા, જેમના ઉપર તહોમતો પણ હતા એવા માણસો છુટી ગયા હતા. એટલે બાપુ તો વાણીયા હતાને? એમની આખી ફીલસુફી જ એવી હતી કે જેણે ગુનો કર્યો હોય એને જ મોટા બનાવવા અને જવાબદારી ઢોળી દેવી. જેમ કુટુંબમાં વહુ હોય અને રોજ રોજ કંઇને કંઇ ઢોળફોડ કરતી હોય તો શાણી સાસુ હશે તો એની સાથે વઢ-વાડ કરી આમને નહિ સંભળાવે પણ એને જ ઘર સોંપી દે, કે હવે તું જાણુ અને તારૂં ઘર જાણે. પોતે એમાં તદ્દન નિવૃત રહે, અને જો ઘરમાં નુકશાની કયાં જ કરશે તો એની મેળે એ સાબિત થશે કે ઘરમાં ફલાણી વહુ જ નુકશાન કરે છે, અને કાં તો વહુ ડાહી હોય તો પોતાની જવાબદારી વધી છે અને નામ વગો-વાશે એમ સમજી એની મેળેજ સીધી થઇ જશે. આવી જાતની બાપુની રીત હતી.

બીજે દિવસે શહીદસાહેબ અને મંડળીના માણસો આવ્યા. બધા કબુલ થયા કે "અમે નવખાલીમાં સંપૂર્ણ શાંતી રહેશે એ જોશું. અને હવે પછી કદી કંઇ પણ ન થાય એની સાવચેતી રાખીશું. પણ આપ અહીં જ રહો."

બસ બાપુનું કામ કલકત્તામાં બેઠા બેઠા થઇ ગયું. બધા મુસલમાન ભાઇઓએ નવખાલી જઇ ત્યાંના હિંદુઓને ન ડરવાનું કહ્યું અને ઉલટાની બનતી મદદ આપવા કહ્યું. અને બાપુજી સાથે સુહરાવર્દી સાહેબે રહેવાનું પણ કબુલ્યું, અને તે ત્યાં સુધી કે ખાવું પીવું બેસવું બધુ જ બાપુજી સાથે. જનેમાંથી કોઇએ ખાનગી મુલાકાતો પણ ન લેવી, નિવેદનો પણ સાથે જ પાડવાં એમ નક્કિ થયું અને ૧૪મીએ બપોરે કલકત્તા શહેરના એક વિભાગ બેલીયાઘાટમાં હૈદરી મેન્શનમાં જ્યાં મુસલમાનો વસી નહતા શકતા ત્યાં અમે બધા રહેવા ગયા.

મકાન એટલુ બધુ ગંદુ હતું કે આવી અંધ-વડ અમે નવખાલીની યાત્રામાંયે ભોગવી ન હતી. એક જ ઓરડો ત્યાં હજારો દર્શનાર્થીઓ આવે. બાપુને જરાએ શાંતિ મળતી જ ન હતી. જ્યાં હાથ લગાવો ત્યાં ધૂળજ ચોટે. ભીંતો ઉપર તો પાન ખાધા પછીની થુંકેલી પીચકારીના ડાઘા, તેમા વળી બ્લીચીંગ પાવડર બધેય છાંટેલો એટલે શ્વાસ લેવો જ મુશ્કેલ થઇ પડયો હતો.

અમે જ્યારે હૈદરીમેન્શનમાં પહોંચ્યા ત્યારે કેટલાક જુવાનીઆઓ બાપુજી ઉપર રોષે ભરા-યેલા હતા અને દરવાજા ઉપર go backના સૂત્રો પોકારતા હતા. બાપુએ એ જુવાનીયાના કેટલાક આગેવાનને પોતાની પાસે બોલાવ્યા. એ લોકોએ બાપુ ઉપર રોષ ઠાલવ્યો: "તમે હિંદુના દુશ્મન છો. અહીં બે ચાર દહાડાથી થોડાક મુસ્લીમો મરાયા ત્યાં તમે અહીં આવ્યા. તમે અત્યાર સુધી કયાં હતા?" બાપુજી આ બધાના જવાબમાં માત્ર હસ્યા, અને થોડી વાર મુંગા રહ્યા. પછી બોલ્યા:

"તમે બધા જુવાનો છો, મારી આગળ તો બચ્ચાં છો. તમે જેટલા બેઠા છો તેના કરતા મારો સૌથી નાનો પુત્ર દેવદાસ પણ મોટો છે. તમે એમ કેમ નથી સમજતા કે હું જન્મે હિંદુ, કર્મે હિંદુ છું તે શું હિંદુનો દુશ્મન બનવાનો છું? નવખાલીમાં કોણ ગયું હતું? અને આજે પણ જવાનોજ હતો. પણ મારે તો તમારી પાસેથી મદદ જોઇએ છે. હું એકલો કશું જ નથી કરી શકવાનો. રક્ષક બનશો તોય તમારે બનવાનું છે. અને ભક્ષક બનશો તોય તમારે બનવાનું છે. તમે ભક્ષક બનશો તો હું રાજી થઇશ. હું તો હવે બુઢ્ઢો થઇ ગયો છું. મારે કયાં હવે જીવવું છે! ઘણી સેવા કરી. હું અહીં આવ્યો છું ફકત તમને સમજાવી શકું તો

સમજાવવા. જુઓ મેં તો નવખાલીનું કામ અહીં બેઠા કર્યું છે.' એમ કહીને ૧૩મીનો સુહરાવર્દી સાહેબ સાથેનો વાર્તાલાપ ઉપર આપ્યો છે તે આખોય કહી સંભળાવ્યો.

શું આ બાપુની આજે આગાહી સાચી પડી ? 'રક્ષક પણ તમે અને ભક્ષક પણ તમે. ખરેખર હિંદુજ ભક્ષક બન્યા !

થોડી વારે, જાણે બાપુએ બધા જુવાનીયાઓ ઉપર જાદુની લાકડી ફેરવી હોય એમ બધાં જ શાંત બની ગયા. એક ટાંકણી પડે અને અવાજ સંભળાય એવી શાંતીથી ઉપરની વાત સાંભળી અને બાપુને કહ્યું: "અમે હવે સમજી ગયા છીએ. અમે આપને અમારાથી બનતી મદદ કરીશું."

એ રીતે ૧૪મી ઓગસ્ટે રાતના ૧૧ાા સુધી તો કત્લેઆમ ચાલતી હતી, એ જ જુવાનીયાઓએ એ જ કત્લેઆમના મેદાનમાં જઇને મીજબાની કરી. હિંદુ મુસ્લીમ ભાઇ ભાઇ, હિંદુ મુસ્લીમ એક હો, ના મંત્રો સાથે સરઘસ રૂપે, લારીમાં બેસીને બંને કોમના ભાઇઓએ ખભેખભા મિલાવીને, હિંદુ ભાઇના હાથમાં લીગનો વાવટો, અને મુસલમાન ભાઇના હાથમાં કોંગ્રેસનો ધ્વજ ફરકાવતા બાપુજીના દર્શને આવ્યા. આ વખતે લગભગ બે વાગ્યા હતા. જો કે બાપુજી તો આખી રાત આ ઘોંઘાટને લીધે ઉંઘી જ નહતા શક્યા. કારણ કે એકલા પુરૂષો જ ખભેખભા મિલાવીને નહિ, પણ સ્ત્રીઓ અને બાળકો પણ આ આઝાદી રાણીના પિતાના દર્શન કરી પવિત્ર બનવા, અને જાણે પ્રતિજ્ઞા લેવા, થયેલા અપરાધોની માફી માગવા આવતા હોય એવું પ્રત્યક્ષ દેખાતું હતું. અમે તો રાડો પાડી પાડીને થાક્યા કે બાપુજીને જરાક શાંતી લેવા દો. પણ બધા એકી અવાજે કહેવા લાગ્યા કે જ્યાં સુધી એ પરમ પિતાના દર્શન નહિ કરીએ ત્યાં સુધી નહિ જ જઇએ.

આજની ૧૫મી ઓગસ્ટ એટલે પૂ. મહાદેવભાઇની પુણ્યતિથિ. એ નિમિત્તે દર વર્ષે આખું ગીતાપારાયણ થાય. એ રીતે બાપુ પાસે અમે ગીતા પાઠ કરતા હતા. પણ આ અવાજને લીધે બાપુજીએ ગીતા પાઠ બંધ કરાવ્યો અને બહાર નીકળ્યા. જેવા બાપુજી બહાર આવ્યા એવા જ લોકો ગગનભેદી સૂત્રો પોકારવા લાગ્યા: 'મહાત્મા ગાંધીજી જય હો, હિંદુ મુસ્લીમ ભાઇ ભાઇ.' આ એકતાનું એટલું ભવ્ય દર્શન બાપુજીએ રાતના બાર વાગ્યા સુધી જુવાનીયાઓને સમજાવ્યા પછી જે થયું, એ દ્રશ્ય ભલે મુંબઈ દિલ્હીમાં રોશનીઓનો ધ્વજ પતાકા સાથેનો ઝળહળાટ હોય, પણ હું બિલકુલ અતિશયોક્તિ વગર નમ્રતાપૂર્વક લખું છું કે, આ અપૂર્વ એકયતાના સરઘસ આગળ કદાચ એ ઝળહળાટ ઝાંખો જ પડી જાય. કલ્પનામાંય ન આવી શકે કે જે હિંદુ એક પણ મુસલમાન બાળક સુદ્ધાંને દેખ્યો ન મેલે, અને એક પણ મુસલમાન કોઇ હિંદુને દેખ્યો ન મેલે તે અર્ધા કલાકમાં આમ ખભે ખભા મીલાવી, જાણે કશુંય ન બન્યું હોય એમ આઝાદી ઉત્સવ માણે !

આ દિવસે બાપુએ તો પ્રજા સમક્ષ જાહેર જ કર્યું હતું કે, ઉપવાસ મૌન અને કાંતણ રાખવું; પરંતુ એ નિયમ નહોતો રહ્યો. સૌ કોઇ આજે દિવાળીના પર્વની ઉજવણી ઉજવતા હોય તેમ ઉજવતા હતા. પણ અમને તો ઉપવાસ અને કાંતણનો આદેશ હતો.

મેં મશ્કરીમાં બાપુજીને કહ્યું: 'આજે તો આપે અમને મીઠાઇ ખવડાવવી જોઇએ ને ?' બાપુજીએ કહ્યું: "તને ખબર છે કે હું તો જન્મ, લગ્ન અને મૃત્યુમાં ઉપવાસ જ કરૂં છું. એ રીતે આજે આઝાદીનો જન્મ થયો છે. અને જન્મ પછી આપણી જવાબદારી કેટલી વધે છે ! અને ઉપવાસ કરીએ તો જેમ આપણામાં એકાદશી કે એવા પવિત્ર દિવસોએ ઉપવાસ કરી સૌ કોઇ ઇશ્વરની પ્રાર્થના કરીએ છીએ, એ રીતે ઉપવાસ કરવાથી ઇશ્વર ભક્તિ તરફ

મન વધુ જાય છે, એટલે આપણે પ્રાર્થના કરી શકીયે કે આજથી આપણી જવાબદારી ઘણી વધે છે. તે ઉપાડવાની ઇશ્વર આપણને શક્તિ આપે. વળી રેંટીયો તો આપણી આઝાદીનું હથીયાર છે. એને તો કેમ ભૂલાય! અને મૌન કે, એટલા માટે આપણે આજના પવિત્ર દિવસે પ્રાર્થના કરી શકીએ કે હે ઇશ્વર અમને મળતી સ્વતંત્રતાનો ગેરઉપયોગ ન કરીએ, કોઇ જાતના ઘમંડમાં ન આવીએ, અને આપણને ઈશ્વર વધુને વધુ નમ્ર બનાવે અને એ મનન તો મૌન લઇએ તો જ કરી શકાએ."

બાપુનો ચહેરો ગંભીર હતો. બાપુએ ાા કલાકમાં એવી આબોહવા ફેલાવી; છતાંએ એમના ચ્હેરા ઉપર પોતે કંઈક કર્યું છે એનો અર્થ જ ન હતો. એ તો એમ જ કહેતા કે 'એકલો માણસ શું કરી શકે છે! બધા મને મુબારકબાદી શાના આપો છો! મારી મદદમાં તો તમે બધા હતા તેથીજ આ કામ થયું.'

બાપુએ અને બધાએ ઉપવાસ કાંતણુ રાખ્યું હતું અને તે દહાડે જેટલા ત્યાંના પ્રધાનો હતા તે બધા બાપુજીને પ્રણામ કરવા આવ્યા. બાપુએ એ બધાને સંબોધીને કહ્યું; " જુઓ તમે આજથી કાંટાળો તાજ પહેરવો શરૂ કરો છો. તમે જેટલી સાદાઇ અત્યાર સુધી રાખી છે તેટલી જ સાદાઇ તમને સત્તા મળ્યા પછી પણ રાખજો. જરાએ મદમાં ન આવતા, કારણ કે સત્તાની ખુરશી બહુ ખરાબ છે. જાહોજલાલીમાં ન પડતા. સત્તાના મોહની અને વૈભવની જાળમાં ન ફસાતા. તમારે સાદાઇનો, નમ્રતાનો, અહિંસાનો અને સહનશીલતાનો દાખલો પ્રજામાં બેસાડવાનો છે. ગામડાનો ઉદ્ધાર કરવાનો છે. સત્યને કદી ન છોડતા. તમારી તો ખરેખરી પરીક્ષા જ હવે છે. અંગ્રેજોના જમાનામાં તમારી એક રીતે પરીક્ષા ન હતી, છતાંએ હતી. પણ આજથી તો તમારી પરીક્ષા જ પરીક્ષા છે. એમાં ઇશ્વર તમને સંપૂર્ણ સફળતા આપે."

ગયા વર્ષની ૧૫મી ઓગસ્ટે શુક્રવાર હતો. બાપુ ફરી ફરી આવી શીક્ષા કે ઉપરનો ઉપદેશ કે ગુરૂમંત્ર દેવા કેમ ન રહ્યા? કારણ! એમની આગાહી જ હતી, એ રીતે હિંદુના ભક્ષ્ય શુક્રવારે જ થયા. આવા આપણા પાપનું પ્રાયશ્ચિત કરી આજના આઝાદી દીને ફરીથી આપણને એમણે તે દહાડે કહેલા ઉદ્‌ગારો યાદ રાખી તે પ્રમાણે ચાલવાની ઇશ્વરે શક્તિ આપે એજ પ્રાર્થના.

## પૂનામાં અને નવખાલીમાં

બાપુજી પિતા તરીકે તો કેટલાંયના પુત્રી પુત્રોના પિતા બન્યા હશે. શિક્ષા તરીકે કેટલાયના ગુરૂદેવ બન્યા હશે. ભાઈ તરીકે કેટલાય ભાઈ બહેનના ભાઈ બન્યા હશે. કાકા તરીકે કેટલાય ભત્રિજા બન્યા હશે. 'ડૅાક્ટર તરીકે કેટલાયના' ડૅાક્ટર વૈદ્ય કે સેવક પણ બન્યા હશે. મિત્ર તરીકે કેટલાયના મિત્ર હશે. કેટલાય દુઃખીઓના બેલી કે તારણહાર બાપુ હશે. અરે! રાષ્ટ્રપિતા કહેવાયા એમાં બધું જ આવી ગયું. પણ મારી તો માતા બન્યા હતા. પુરૂષ માતા કદાચ ન બની શકે, કેમકે જે માતૃ હૃદય ઈશ્વરે સ્ત્રીને આપ્યું છે તે પ્રેમાળ હૃદય પુરૂષોને નથી આપ્યું. આવા પ્રેમાળ હૈયાની બક્ષીસ ઇશ્વર મા–જનેતામાં જ આપે છે. પણ ના, એ ઇશ્વરની પ્રસાદીમાંથી ભાગ પડાવનાર એક બાપુ નિવડયા.

જેમ એક બાળકીને માતા ઉછેરે એ રીતની ઉછેર બાપુએ મારી કરી. જો કે એમ તો ઘણીય છોકરીઓની ઉછેર કરી પણ હશે, પણ મને તો વારંવાર કહીને કે "હું તો તારી મા બની ચૂકયો છું ને! અત્યાર સુધી બાપ તો ઘણાયનો બન્યો છું, પણ મા તો હજુ સુધીમાં તારી જ બન્યો છું" એક પિતા પણ પોતાના બાળકોમાં બહુ ધ્યાન આપેજ છે




એવો દુનિયાનો ક્રમ છે, પણ માતા જે બાળકીના ઘડતરમાં ફાળો આપે છે તે જ સાચું ઘડતર બને છે. હજુ પણ આપણે ઘણાના ઘરોમાં સાંભળીયે છીએ કે, જો પુત્રીને રસોઈ કે એવું કંઈ ઘરકામ નહિ આવડતું હોય તો સાસુ કે નણંદ કહેશે ! અરે માએ ક્યા કંઈ શીખવ્યું છે ?' કોઈ બાપનો વાંક નથી કાઢતું.

૧૯૪૨માં જ્યારે પૂ. કસ્તુરબા જેલમાં હતા ત્યારે હું પણ નાગપુર જેલમાં હતી. મારી ઉમર આ વખતે ૧૪ જ વર્ષની હતી. મારી પોતાની માતા તો મને બાર વર્ષની મુકીને દુનિયામાંથી ચાલી ગઈ, પણ એના મીઠા આશીર્વાદોને લીધે મને કસ્તુરબા જેવી માતાની મીઠી હુંફ મળી અને પૂ. કસ્તુરબાએ મને કદીએ મારી માની ખોટ ન જણાવા દીધી.

પરંતુ સરકારે ૪૨'ની ક્રાંતિમાં બા અને બાપુજીને પકડ્યા એટલે આ હું માતાથી અળગી પડી. પરંતુ દૈવયોગે વળી પાછી આ અલૌકિક માતાની સેવા કરવાની અલભ્ય તક મારા નવ માસના નાગપુર જેલના કારાવાસ દરમિયાન સાંપડી. મને ફરી એ પ્રેમાળ ખોળા ખૂંદવાનું ભાગ્ય પ્રાપ્ત થયું.

જો કે મને તો સ્વપ્નેય ખ્યાલ ન હતો કે હવે આ જીવનમાં પૂ. મોટીબાના દર્શન કરવાનો લાભ મળશે,કારણ પૂ. બાપુજીના ઉપવાસો પછી એમને હૃદયના હુમલાએ વારંવાર થતા હતા. પરંતુ માણસની શ્રદ્ધા સાવ અફળ જતી નથી, એ રીતે સૌ કોઈને બહુજ નવાઈ લાગી હતી. કેટલાયને તો ધર્મો પણ થતી હતી કે અમે આટલા વર્ષોથી બા બાપુજી પાસે રહેનારાં અને અમે કેમ નહિ ? આ નાનકડી છોકરી શું બાની સેવા કરી શકશે ? એવી દલીલો પણ થઇ, પરંતુ ઇશ્વર જેટલી જ શ્રદ્ધા મને બા બાપુ ઉપર નાનપણથી જ હતી અને છે. બા તો કહે: 'જો મનુ આવે તો મારે એ છોકરી જ જોઇએ છે.' અને એ જ અરસામાં પૂ. મોટીબાને હૃદયનો એક સખ્ત હુમલો થઇ ગયો. ડૉ. ગીલ્ડર અને ડૉ. સુશીલાબહેનને પણ એક મદદનીશની જરૂર હતી, કેમકે બા અને બાપુજી બંનેને સંભાળવાના હતા. એ લોકોએ નર્સ તરીકે મારી માગણી કરી. પણ સરકાર એ વખતે ઉંધી હતી. મારા જેવી નાદાન બાળકી રાજદ્વારી વાતોમાં શું સમજવાની હતી ! પણ કહે કે 'એને લઈ જવી એ ખતરનાક છે.' છેવટે રાજાજી અને દેવદાસ ગાંધીની સર રોટનહામ અને લીનલીથગો જોડે કેટલીય ગરમા ગરમ ચર્ચાઓ થઇ અને પરીણામે રાજાજી અને દેવદાસકાકા બંને સફળ થયા અને મને નાગપુર જેલમાંથી આગાખાન મહેલમાં ખસેડી.

મારા પિતાજી જ્યારે પૂ. બાપુના ઉપવાસો દરમિયાન મળવા ગયા હતા ત્યારે પૂ. મોટીબાએ પૂછ્યું કે મનુના શું ખબર ? મારા પિતાજીએ કહ્યું કે એ ઘણી નબળી પડી ગઇ છે, ને આંખ બહુ બગડી છે. બસ. ત્યારથી જ જાણે આ માતૃહૃદય એની બાળકીને જોવા માટે તલસી રહ્યું હોય એમ મારી રાહ જોતાં. દયામણે ચહેરે મેં જ્યારે આગાખાન મહેલના દરવાજે પ્રવેશ પગ મુક્યો ત્યારે પૂ. કસ્તુરબા ઉમાં હતાં. અરે ત્યાં સુધી કે, મારા સામાનની જેલના નિયમો પ્રમાણે ત્યાંના સુપ્રિન્ટેન્ડન્ટ જડતી લેતા હતા તો પૂ. મોટીબાએ એને કહ્યું કે 'આની એની પાસેથી તમે લઇ લો પણ એને જલ્દી અંદર આવવા દો.' આવી લાગણીમય માતાની રાતદિવસ સતત સેવા કરવા ૧૩ મહિના સુધી અહોભાગ્ય પ્રાપ્ત થયું. સુવું બેસવું, ખાવું પીવું, બધું જ આ માતાની દેખરેખ નીચે ફરી પહેલાની જેમ ચાલુ થયું, તેથી મારૂ હૃદય ઇશ્વરની આટલી બધી દયાને નમતું હતું. સખત ઠંડી હોય કે દમ ચડે અને ઉંઘ ન આવે તો ક્યાં તો પૂ. મોટીબા મારી પથારીમાં આવી જાય, ક્યાં તો મને ઉઠાડી પોતાની પથારીમાં સુવાડતા. 'દિકરી, તું આખા દહાડાની થાકી ગઇ હોઇશ, પણ તું સુઈ જા, મને ઉંઘ નથી આવતી, તેથી તમે મારી સાથે સુવડાવુ છું.' મને થાબડીને જેમ માતા પોતાના છ આઠ મહિના કે વર્ષના બાળકને સુવડાવે એમ સુવાડાવતા.

૨૨મી ફેબ્રુઆરી ૧૯૪૪માં આવી પ્રેમમય મારી માતાને પણ ઇશ્વરે ન રહેવા દીધી. હું તો તે દિવસે જડ જેવી પૂ. કસ્તુરબાના માથા પાસે ઊભી ઉભી દડ દડ આંસુઓ સારતી, કાયમને માટે આ દુનિયામાંથી બાપુના ખોળામાંથી રામધૂનની અને ગીતાના પવિત્ર ધ્વનીની વચ્ચે વિદાય લેતી મોટીબાને નિહાળી રહી હતી. મોટીબા બધા પાસે માફી માગતાં હતાં. મને પણ કહે, ' દિકરા, તેં બહુ બહુ સેવા કરી છે. ઈશ્વર તને ખૂબ સુખી રાખો. ' બાપુને કહે: " હવે હું જાઉં છું. " બાપુની આંખમાંથી પણ બે અશ્રુઓ ટપકી પડ્યાં. મારા પિતાજીને કહે, " મનુને હવે લઈ જજો, અને ભણાવજો."

મારી ૧૪-૧૫ વર્ષની ઉમરમાં મેં દુનિયામાંથી માણસ કેમ જાય છે એ, કે શબ અથવા લાગતી ચિતા જોઈ હોય તો પહેલી જ પૂ. કસ્તુરબાની જોઈ; અને બીજી

પૂ. બાપુજીની. આનું નામ દુનિયા. કહે છેઃ 'અરે ! કેટલી ભાગ્યવાન છોકરી ! કે અંતઘડી સુધી સાથે રહી !' 'પણ હું હજુ એ દુવિધામાં છું. કે હું ભાગ્યવાન કે ભાગ્યહીન !

આવી અંતઘડી સુધી ચિંતા સેવનાર મારી માતાને ઈશ્વરે કેમ લઈ લીધી ? એમ ઘડીભર ઈશ્વર ઉપર શ્રદ્ધા ઓછી થઈ. એક વખત બાપુએ મને એક ભજન ગાવાનું કહ્યું. મેં મારી નાદાનીમાં બાપુને કહ્યું કે મારી મોટીબાને ઈશ્વરે લઈ લીધી માટે હવે હું રામનામ જ નથી લેવાની. આવી નાદાનીનું પરિણામ ક્ષણી વખત અદ્ભુત આવી જાય છે, એનો ચોકખો અનુભવ થયો કે એ જ રાતે અમે પૂ. કસ્તુરબાને અગ્નિદાહ દઈને પાછા ફર્યા કે તરત બાપુએ પૂ. કસ્તુરબા જે વર્ષોથી જીનવાણીની એક ચુડી ઉપર સોનાની ચીપથી મઢેલ, તુલસીની કંઠી (જે વૈષ્ણવોમાં પહેરાય છે તે) અને માથાનો દોરો, એમનું વાપરેલ કંકુ, એમની પાદુકા, વિગેરે મારા હાથમાં મૂકી કહ્યુંઃ "લે, બાએ તારી ગેરહાજરીમાં તારી ખૂબ ભલામણ કરી છે, એટલે આ પૂ. બાની છેલ્લી ચીજોની માલીક તું જ છો. મેં તને જ આપવાનો નિશ્ચય કર્યો છે. તારે હવે આજથી આ ચીજો જેમ ભરતે રામને બદલે રામની પાદુકાને ગાદી ઉપર રાખીને એમાંથી પ્રેરણા મેળવી હતી તેમ તારે બાની આ ચીજોમાંથી પ્રેરણા મેળવવાની.' વળી બાનું સતિત્વ કેવું હતું ? એની સાક્ષી એમની પાંચખાંડી લાકડાની અગ્નિજ્વાળામાંથી પાંચ કામની અતૂટ બંગડી નીકળી તે છે.*

હવે મારો પ્રશ્ન મચ્યો હતો કે સરકાર મને પૂ. બાપુજી સાથે નહિ રહેવા દે, કેમ કે મને તો કસ્તુરબા માટે જ રાખી હતી. મધ્ય પ્રાંતની સરકારે તો ઘણા મહિનાથી મને છોડી મૂકી હતી, પણ હું કસ્તુરબાની માંદગીમાં સેવા કરવા માગી હતી, તેથી મારી વિનંતી સરકારે માન્ય રાખી મને રહેવાની રજા આપી હતી.

અરે ! પૂ. મોટીબાએ વિખૂટી પાડી તો શું બાપુથી પણ વિખૂટું પડવું પડશે ? એને માટે હું દુઃખી રહેતી.

હું આખી રાતમાં ઝબકી ઝબકીને જાગતી હતી, તેથી ડૉ. સુશીલાબહેન અને બાપુજી એક બે વખત તો મારા ખાટલા પર બેસીને મને થાબડીને સુવાડી ગયા.

બાપુજીએ મને મૌનમાં સવારના ૪ વાગે ચીઠ્ઠી લખી.



ચિ. મનુડી,

તું બરોબર સુતી ? તને અને પ્રભાવતીને (શ્રી. જયપ્રકાશ નારાયણનાં પત્ની) રાખવા વિષે લાંબો કાગળ કાલે લખ્યો. પણ રાતના વિચારમાં ઉંઘ ન આવી. છેવટે પ્રકાશ આવ્યો. એવી માગણી ન કરાય. કરીએ તો જેલ શાની ? આપણે વિયોગ સહન કરવો જ રહ્યો. તું તો ડાહી છો. દુઃખ ભૂલી જા. તારે તો મોટાં કામ કરવાં છે. રડવાનું છોડજે, ખુશ થઈ જા. બહાર જઈ જે શીખાય તે શીખજે. આટલી સેવા પછી તારૂં દરહાલતમાં કલ્યાણ જ છે. તારી ચિંતા મને સારી પેઠે થાય છે. મારા જેવી તું જ છો, ભોળી સરળ અને પરગજુ છો.

અને સેવા તારો ધર્મ થઈ ગયો છે, પણ તું હજુ અભણ છો. મુરખી પણ ખરી. તું અભણ રહી જાય તો તું પસ્તાય અને હું જીવતો હોઉં તો હું પસ્તાઉં. તારા વિના મને ગમશે નહિ, છતાં તને હવે મારી પાસે રાખવી ગમતી નથી, કેમકે એ દ્રોહ અને મોહ ગણાય. મારી ખાત્રી છે કે તારે હમણાં તો રાજકોટ જવું. ત્યાં

*મહારાષ્ટ્રમાં એવું હોય છે કે સૌભાગ્યવંતી સ્ત્રી ગુજરી જાય, તો પાંચ કાચની બંગડી, નાળીયેર, તલ, જવ વગેરે બાધુ પેટ ઉપર બાંધે, એ રીતે પાંચ લીલા કામની બંગડી બાની સાથે બાંધેલ તે બીજે દહાડે રાખમાંથી અખંડ પાંચે પાંચ આખી નીકળી, જેમાંની એક મારી પાસે સતીમાતાની પ્રસાદી રૂપે રહી છે.

ફાર્બસ ગુજરાતી સભા
તરફથી સપ્રેમ ભેટ

તને નારાયણદાસનો સત્સંગ મળશે. ( નારાયણદાસ ગાંધી રાજકોટ રાષ્ટ્રીયશાળા. ) તું ત્યાં કામની કળા શીખશે અને સંગીત તો શીખશે જ. બાકી જે થાય તે. એક વર્ષ તો ઓછોમાં ઓછું ત્યાં ગાળશે તો પીઢ થઇશ. પછી કરાંચી જાય કે બીજે ગમે ત્યાં. ( કરાંચીમાં હું બાપુજી પાસે ગયા પહેલાં મારા પિતાજી ત્યાં હતાં તેથી ત્યાં હું પાંચમી અંગ્રેજી ભણતી હતી. ) કરાંચીમાં ગુરદયાળ મલીક તો છે. પણ તે હવે નથી રહેવાના, એટલે ત્યાં તો કેવળ ભણતર જ મળે. એ પણ કામનું છે. ઘણી છોકરીઓમાં રહે એ પણ સારું છે. પણ રાજકોટમાં છે તે કયાંય નથી. વધુ તો મારું મૌન ખુલશે ત્યારે. તારી મા હું જ છુના ? એટલું સમજ તો બસ છે. આ કાગળ તું સાચવજે.

તા. ૨૭–૨–૪૭ બાપુના આશીર્વાદ.
આગાખાન મહેલ: પુના.

પણ સારા નશીબે હું પૂ. બાપુજી પાસેથી છુટી ન જ પડી અને બાપુ સાથે જ આગાખાન મહેલમાંથી બહાર આવી.

બસ આ દિવસથી બાપુજીએ જેમ માના ૧૪–૧૫ વર્ષની કન્યાને ઉછેરે એ રીતે મારી ઉછેર શરૂ કરી. ૧૩–૧૪–૧૫ વર્ષની બાળા સ્હેજે માતાની સાન્નિધ્યમાં રહે અથવા માતાનું સાન્નિધ્ય વધુ માગે છે. બાપુએ પણ મારા ખાવાપીવામાં, પહેરવેશમાં, મારી માંદગીઓમાં, કશે જવા આવવા, મારા અભ્યાસમાં, અરે ત્યાં સુધી કે હું દર અઠવાડીયે માથે વાળ બરાબર સાફ કરું છું કે નહિ ! આવું ઝીણવટભર્યું ચિન્તવન કરવાનું શરૂ કર્યું, અને અંતઘડી સુધી એ ચિન્તવન એવું જ રહ્યું.

બાપુજી જ્યારે બંગાળ ગયા ત્યારે હું મહુવા હતી, પણ નવખાલીથી મને તાર કરીને પોતાની પાસે મારી માગણીથી રહેવાની રજા આપી હતી. હું બાપુજી પાસે ગઈ ત્યારે સાડી જ પહેરતી હતી. જો કે ખુલ્લે માથે આજની ફેશન પ્રમાણે રહેવાની ઓછી ટેવ છે. છતાંએ પૂ. બાપુને જતાં વેંત પ્રણામ કર્યાં ત્યારે મારા માથા ઉપરથી વસ્ત્ર ઉતરી ગયું..જો કે મને તો એનું ભાન પણ ન હતું. કારણ કે એ વખતે બાપુજીના ખોળામાં જેવું માથું મુકયું કે બાપુએ મારો કાન ખેંચ્યો, 'કેમ આવી પહોંચીને' પણ એ જ રાતે (૧૯-૧૨-૪૬ ગુરુવાર શ્રીરામપુર ) મને બાપુજીએ કહ્યું કે 'ગુજરાતી સાડી તો શેઠાણીઓના કામની કે જેને હિંડોળે હીંચવું અને મોટરમાં ફરવું છે. વળી ગુજરાતી સાડી પહેરે અને માથે નહિ ઓઢે તો એ આંખને જોવું જ નહિ ગમે એવું રેઢીયાળ લાગે, અને કાં તો બાના જેવી જુના જમાનાની બહેનો. માટે કે જેઓ પોતાના પોષાકમાં હંમેશાં ધ્યાન રાખનારી હતી, જેને માથેથી કદાચીત જ ઉઘડી જાય તોય તરત જ સાવધ થઇ જાય. ( આટલી બધી વાત કરવા છતાં મને ભાન નહતું થયું કે બાપુ મને આ બધું શા ઉપરથી કહે છે ) એટલે સાડીમાં તું સાવધાન નથી રહી શકવાની, માટે તારે જો અહીં રહેવું હોય તો તું જેમ.આભા મહેલમાં પંજાબી પોશાક પહેરતી એમ પહેરવાનો. એમાં પણ ખુલ્લે માથે રહેવું એ યોગ્ય તો નથી જ. છતાં તારી જેવી બાળા માટે ગુજરાતી સાડી પહેરીને ખુલ્લે માથે ફરવા જેટલું અજુગતું કે રેઢીયાળ નહિ લાગે. હું તો તારી મા બન્યો છું ને ? એટલે મારે તો તને બધું કહેવું રહ્યું: ખુલ્લે માથે શું કામ રહે છે ? આજ કાલ પોતાના વાળ થોડા હોય કે વધુ, પણ ઊનના કે કૃત્રિમવાળના લાંબા લાંબા ચોટલાઓ નાંખે છે એ માથે ઓઢયું ન હોય તો કેવું દેખાય ? હું તો બહેનોમાં રહેનારો માણસ છું. બહેનોને આગળ લાવવામાં મારો હાથ છે. વળી એક દહાડો હું જ એ હતો કે દક્ષિણ આફ્રીકા ગયો ત્યારે આ પારસણ જેવી કેમ

લોગ એ માટે બુટ મોજાં પહેરતાં શીખવ્યાં હતાં. બાને બિચારીને તો કશુંય ક્યાં હતું? પણ ઈશ્વરે જેવા વાળ આપ્યા હોય એવા જ રાખવામાં જે સૌંદર્ય છે તે કૃત્રિમમાં નથી. જેમ આજકાલ ફૂલદાનીઓમાં 'કાગળના' ગુલાબના ફૂલ મુકે છે તેને બદલે સાચાં ફૂલ મૂકે તો સાચા જ આંખને જોવા ગમશે. (આ વાતમાંથી એકદમ આધ્યાત્મિકમાં ઉતરી ગયા) 'આટલું' બધુ બહેનોમાં કૃત્રિમપણું આવી ગયું છે તેને લીધે જ બહેનો ઉપર અત્યાચાર થાય છે. એના વિષે મારા મનમાં શંકા નથી. ખોટા હીરામોતીના દાગીના થોડા વખતને માટે ચળકાટ આપશે, પણ અંતે કાળુ પડી જશે, અને બધુ જ ખોટું પહેરવાનો મોહ વધુ જાગ્યો છે જેથી અંદરનું જીવન પણ ખોટુ થઈ ગયું છે. જે પહેરવેશો ખોટા છે, તે આંતરીકતા શુદ્ધ હોય, એ વાત હું તો કદી પણ માનવાનો નથી, તેથી જ બહેનોની પડતી થઈ છેઃ ઓટલો વધ્યો છે. આજે બહેનોના હાથમાં હથીયાર મુકો તો પણ બહેનો સામનો નથી કરી શકવાની, તો બીચારી વિના હથીયારે કોઈ બળાત્કાર કરે ત્યારે ક્યાંથી જ સામનો કરી શકે? મુઠી હાડકાની સીતા જેવી પાસે કંઈ જ સાધન ન હતું, અને રાવણ જેવો મહા શક્તિશાળી જો ધારત તો ચપટીમાં ચોળી નાખત, પણ અડી નહતો શકતો, કારણ? એની પવિત્રતા એવી હતી. આજે એવી પવિત્રતા ક્યાં છે? જો કોઈ સ્ત્રી ઉપર બળાત્કાર થશે તો એને શરણે થઈ જશે. અહીં એવું બન્યું છે. ઘણા ગુંડાઓએ કહ્યું છે કે 'તું શરણે થા નહીંતર મારી નાખીશું.' મરવાની બીકે બહેનો ગુંડાઓને શરણે થઈ ગઈ!

રામાયણમાં રામ સીતા સાચેસાચ થઈ ગયાં હશે કે નહિ, એવી શંકાને બાદ કરીએ અને એ કાલ્પનીક છે એમ કદાચ માનીયે તો પણ એ કલ્પના કેટલી ભવ્ય અને ઉંચી છે! વળી જીવનમાં વણી શકાય તેવી છે. ખરેખર સીતાનું પાત્ર તો દરેક બહેને સમજવા જેવું છે. (એક કૃત્રિમ ચોટલા, દાગીના અને સાડીમાંથી બાપુજી મને ક્યાંના ક્યાં લઈ ગયા!) વળી આજકાલ નખ અને હાથ રંગવાની ફેશન જાગી છે. એનું નામ-શું?' હું હસી પડી. મેં કહ્યુંઃ

## યાચના



પલવટ પાથર્યો મેં મહારાજ!
કે રાહ જોઈ ઊભી કૃપાની હું આજ.

હીરા ન જોઈએ, માણેક ન જોઈએ,
જોઈએ ન પૃથ્વીનું રાજ;
એક અમમ્ય તારી પ્રેમળ પ્રભાની હું
જોગણ બની છું મોહતાજ રેઃ
પલવટ પાથર્યો મેં મહારાજ!

સૂર્યરાજ જોયા, મેં ચંદ્રરાજ જોયા,
જોયા વિવિધ તેજ સાજ;
અંધારો ખૂણ તો ય અંતરનો માહરો,
થાયું તારા તેજનું જહાજ રેઃ
પલવટ પાથર્યો મેં મહારાજ!

ગોપીને ગીત દીધું, ભક્તોને ભાવ દીધો,
દીધો કવિને રસ; રાજ!
આડશ વિનાની ઊભી આતમના આંગણે,
ઢાંક મારા હૈયાની લાજ રેઃ
પલવટ પાથર્યો મેં મહારાજ!

જીવનને જોમવતાં ના'વડ્યું પજેય પ્રભુ!
આયુષને આરે છું આજ;
કેમે હળાય નહીં ભાવિની ભરતી, હું
તલસું પ્રકાશને કાજ રેઃ
પલવટ પાથર્યો મેં મહારાજ.

સરોજ

'બાપુજી, આપે કદી નામ શીખવા કહ્યું હોત તો શીખી લેત, પણ હોઠ રંગવાની શીશીને 'લીપસ્ટીક' કહે છે, પણ નખ રંગવાને શું વપરાય તે હું નથી જાણતી.' બાપુ કહે: "હા, એ લીપસ્ટીક લગાડી બિચારી હોઠ રંગે છે, નખ રંગે છે. પરીણામે એ જોવાની ફુરસદ નથી રહેતી કે પોતે કેટલી દુર્બળ ફીક્કી થઇ ગઇ છે. પહેલાની બહેનોના શરીરમાં એવું લોહી હતું કે કુદરતીજ હોઠ અને નખ લાલચુમ હતા. પશ્ચિમનું આપણે આંધળું અનુકરણ કર્યું છે એમાં મુખ્ય વાંક બહેનોનો છે. પુરૂષોનો તો છે જ નહિ, પણ બહેનો માફીને પાત્ર નથી જ. પશ્ચિમની શીસ્ત, સભ્યતા, વિનય, વિવેક, નિયમીતપણું, ઉદ્યમશીલ સ્વભાવ, ખંત. નવું નવું શીખવાની તમન્ના, બધા સાથે ભળવાની ટેવ, આવું આવું એ પ્રજામાંથી કેટલુંય શીખવાનું છે, જે આપણે ફેંકી દીધું, અને એના પફ, પાવડર અને એવી એવી ફેશન લીધી. એટલેજ હું તો બહેનોને પોકારી પોકારીને કહું છું કે બહેનો જ હિન્દમાં સ્વરાજ્ય સુરાજ્ય લાવી શકે, કારણ જેમ ગૃહિણી વિના ઘરની ગોઠવણી અધૂરી જ રહે છે તેમ બહેનો વિના એ સ્વરાજ્યની ગોઠવણી અધૂરી જ રહેશે એમ હું માનનારો છું. પણ એ તો ત્યારે જ થાય કે જ્યારે બહેનો પવિત્ર બને. આ પવિત્ર શબ્દના મારા અર્થો તું જાણે છે! જેણે પોતા માટે પવિત્ર શબ્દ વાપરવો હોય તેનામાં આટલા ગુણો આવી જ જવા જોઇએ, એ બધા ગુણોનું વર્ણન કહો કે શબ્દ કહો—એક પવિત્ર એ ત્રણ અક્ષરમાં આવી જાય છે. વિવેક હોય તો જ પવિત્રતા આવે. હું લાજ પડદાનો કટ્ટર વિરોધી છું, પણ મર્યાદા હોવીજ જોઇએ. સ્વચ્છતા અંદરની (હૃદયની) અને બહારની હોય તો જ પવિત્રતા આવે, સુઘડતા હોય તો જ પવિત્રતા આવે, સચ્ચાઇ હોય તો જ પવિત્રતા આવે, દંભ કે આડંબર ન હોય તોજ પવિત્રતા આવે, સ્વમાન હોય તો જ પવિત્રતા આવે, સેવાની ધગશ હોય તો જ પવિત્રતા આવે, આવા આવા અનેક અર્થો પવિત્રતાના છે, અને જ્યાં પવિત્રતા છે ત્યાં ઇશ્વર સાક્ષાત્કાર છે એમાં શંકા નથી જ નથી. આ એક શસ્ત્ર બહેનો પાસે આવી જાય તો નથી જરૂર તલવારની કે નથી જરૂર મોટા ભાલાની, પણ એ બધા લોઢાના શસ્ત્રો વાપરવાની તાલીમ લેવા કરતાંય પવિત્ર શસ્ત્રની તાલીમ બહુ અઘરી છે. જો સમજે તો તો સાવ સહેલી છે.

મેં તને એમ સાડીમાંથી આટલો મોટો પાઠ આપ્યો. કેમકે તારી મા બન્યો છું ને? ભલે તારો શીક્ષક તારો દાદો કે બાપ હોય પણ માની જવાબદારી વહોરી છે એટલે પુરી કર્યેજ છુટકો, આ પાઠોની પરીક્ષા તારે જીવનમાં ઉતારવાની તો છે જ. પણ તારી ડાયરીમાં લખી કાલે મને બતાવજે, એટલે હું જાણીશ કે તેં કેટલું પચાવ્યું છે." (મારી ડાયરી રોજ બાપુજી તપાસતા અને સહી કરી આપતા. રાતના ૧૨॥ વાગ્યે મને જગાડીને વાત કરવાની શરૂ કરી ને ૨॥ વાગ્યો) "હવે અત્યારે તું સુઇ જા. મને ઉંઘ નહતી આવતી તેથી તને જગાડી. વિચાર આવ્યો કે આ છોકરીને અહીં રાખવામાં મેં જોખમ તો ઉઠાવ્યું, પણ એને સાવધાન તો કરૂં, એથી મેં તને ઉઠાડી. હવે સૂઇ જા."

આવી રીતે એ મારી માતા હતા. અર્ધી રાતે ઉઠાડીને આવા પાઠ આપતા.

ઇશ્વરે અત્યારે તો મારી પાસેથી ત્રણેય માતાઓને લઇ લીધી!!

કવિ બોટાદકરે જનની વિષે ગાયું છે કે:

ગંગાના નીર તો ઘટે રે લોલ;
સરખો એ પ્રેમનો પ્રવાહ રે,
જનનીની જોડ જગે નહિ જડે રે લોલ.

ખરેખર આ કડી તો મારી અનુભવેલ નિવડી. અંત ઘડી સુધી મારી બ્હાલસોઈ ત્રણેય માતાઓનો પ્રેમ ઓછો જ નહોતો થયો.

# નારીની આત્મકથા



મૂળ લેખિકા :
શ્રીમતી અનિલાદેવી
અનુવાદક
શ્રી. દલસુખ ટીમાણીઆ

*

હું નારી છું. હું મારા સ્વામીની સહધર્મચારિણી છું, મારા પુત્રની માતા છું, આખું યે જગત મારૂં કર્મક્ષેત્ર છે. હું સ્વાધીન છું, કારણ કે મારી ઇચ્છાનુસાર હું કાર્ય કરી શકું છું. હું જગતમાં કોઈથી ડરતી નથી. હું મહાશક્તિનો અંશ છું. મારી શક્તિનો અંદાજ મનુષ્ય કાઢી શકે છે.

હું સ્વાધીન છું, પરંતુ ઉચ્છંખલ નથી. હું શક્તિનું ઉદ્‌ભવસ્થાન છું, પરંતુ અત્યાચાર માટે શક્તિનો ઉપયોગ નથી કરતી. હું માત્ર બોલતી નથી, પરંતુ કાર્ય કરૂં છું. જો હું કાર્ય ન કરૂં તો સંસાર અચલ થઈ જાય. એથી હું અભિમાન નથી લેતી. જો હું મારા કાર્યનું અભિમાન લઉં તો મારા હાથ થાકી જાય.

મારૂં કર્મક્ષેત્ર અતિ વિશાળ છે. એ બહાર નથીઃ અંદર છે. મારી બરાબરી કરી શકે તેવું કોઈ નથી. મારા કર્તવ્યમાં આંચ નાખવાવાળું કોઈ નથી, કારણ કે તેવો અવસર હું પ્રાપ્ત થવા નથી દેતી.

પતિ અને પુત્રને વશ કરવા માટે જગતમાં હું અજેય છું. ડર કોને કહેવાય એ હું નથી જાણતી. હું પાપ તરફ ઘૃણા રાખું છું એથી ડર મારી પાસે આવતાં ડરે છે. ભય કદી મને દેખાતો નથીઃ કોઈ દેખાડવાની પણ હિંમત કરતું નથી. કારણ કે હું પવિત્ર છું.

સંસારમાં મારાથી અધિક મોટું કોઈ નથી. હું તો કોઇને જોતી નથી. જગતમાં મારાથી નાનામાં નાનું કોણ છે, એની પણ મને કાંઈ સમજ પડતી નથી. પુરુષ દમ્ભ કરે છે કે હું સંસારમાં પ્રધાન છું, ઉચ્ચ છું, પરંતુ હું કોઈની પરવા કરતી નથી. એ તો પોતાના દંભથી અન્યને કંપાવવા માગે છે. કોઈ વાર આકાશમાં ઉડે છે, કોઈ વાર સાગરને તળીયે ડુબકી મારે છે, કોઈ વાર રણભેરી બજાવી વાયુ આકાશને કંપાવી દૂર દૂર ચાલ્યો જાય છે ત્યારે એ મહાન છે, પરંતુ મારી સમક્ષ તો નાનો જ છે; કારણ કે હું તેની માતા છું. અને રૂદ્ર સ્વરૂપમાં જોઈ હજારો અને લાખો કંપી ઉઠે છે, પરંતુ મારી એક આંખમળીથી ચુપ થઈ જાય છે. હું એની માતા—અસહાયક બાલપણમાં નહિ, પરંતુ હંમેશા અને સર્વત્ર છું. જેનું ધાવણ ધાવી આટલી ઉચ્ચ કક્ષાએ આવ્યો, એ માતૃત્વના ઇશારા પર શિર ઝુકાવવા બંધાએલો છે.

કઠોરતાની સાથે ધીમે ધીમે મળી જઈ, કોમળ વૃત્તિઓને આમળ લાવી, જીવનના સુકા પ્રદેશમાં શીતળ અને મધુર જળની સ્નિગ્ધ ધારા કોણ વહેવરાવે છે! એ હું—તેની સહધર્મચારિણી. એની પાસે બેસી; મારો પ્રેમ તેનામાં ઓતપ્રોત કરી તેને કોમળ બનાવું છું. મારી શક્તિ અપ્રતિરત છે. પ્રયોગ કરવાની કલા પર મને કદી નિષ્ફળતા નથી મળતી.

હું બાહ્ય જગતમાં કાર્ય નથી ઇચ્છતી. મારા માતા, પિતા, પતિ, ભાઈ અને પુત્રો—

સંતાનો એ જ મારી કર્મભૂમિ છે. તેને કોઈ ક્ષેત્ર ન મળે તો તે શું કરે ? પરંતુ મારી કર્મભૂમિ તો તેનાં કરતાં અધિક વિશાળ છે. પુરુષ જે કાર્ય નથી કરી શકતો તે હું સરળતાથી પણ કરી શકું છું. પુરુષના અભાવથી સંસાર ચાલી શકે છે ત્યારે મારા અભાવથી સંસાર અચળ થઈ જાય છે. બધું હોવા છતાં કાંઈ જ જણાતું નથી.

હું ભણું છું—સંતાનોને શિક્ષણ આપવા, સંતાનોમાં સંસ્કારોનું સિંચન કરવા, તેમનો સંસ્કારનાં ધોરણે સર્વાંગી જીવન વિકાસ કરવા અને પતિના મનને શાંતિ દેવા.

હું સંગીત શીખું છું—શોખની લાલસા તૃપ્ત કરવા નહિ, પરંતુ નર હૃદયને કોમળ અને પવિત્ર બનાવવા, પૂર્ણ બનાવવા.

હું પોતે નથી નાચતી, પરંતુ જગતને નચાવું છુ

હું કાંઈ પણ શીખું છું તે બીજાને શિખવાડવા ખાતર. શિક્ષણ અને સંસ્કારારોપણમાં તો મારો જન્મથી જ અધીકાર છે. એ જ મારૂં ક્ષેત્ર છે.

હું ગુલામ નથી ઉત્પન્ન કરતી, હું અર્પું છું આદર્શ ! સર્જું છું માનવ-વીર ! ગુલામ અને માયકાંગલા સંતાન ઉત્પન્ન કરી મારી કુખ નથી લજાવતી !

હું તલવારની ધાર છું પાખંડ અને અનિષ્ટોનો વધ કરવા માટે.

હું દશ પ્રહર ધારિણી દુર્ગા છું—નારી શક્તિ પ્રગટ કરવા માટે.

હું લક્ષ્મી છું—સંસારને સુશોભિત અને આદર્શ બનાવવા માટે.

હું સરસ્વતી છું—જગત પર વિદ્યાનું પાથરણ કરવા માટે; જગતને વિદ્યાના અમૃત પાન પીવરાવવા માટે.

હું ધરણી છું—સહિષ્ણુતાનાં ગુણથી.

હું આકાશ છું—સૌની આશ્રયદાતા હોવાને લીધે.

હું જળ છું—સૌને સ્નિગ્ધ કરવાની અને પારકાને પોતાના બનાવવાની અદ્દભુત કળાથી.

હું જ્યોતિ છું—પ્રકાશને કારણે.

હું માટી છું—માતાના કારણે. કારણ ? માટીમાંથી જ સર્વ વસ્તુ જન્મે છે.

મારા ધર્મના વિષયમાં અલગ મનો નથી. મારો ધર્મ છે નારીત્વ–માતૃત્વ. જાતિભેદનું ચિહ્ન સરખું પણ મારામાં નથી. સંપૂર્ણ નારી જાતિ એ મારી જાતિ છે. હું સૌથી નાની બનવા ઇચ્છું છું, પરંતુ હું અભિમાની છું: મારા ભયથી તો ત્રિભુવન કંપે છે.

પુરુષ કામી છે. મને સમાન માની મને પણ 'કામિની' કહે છે. પુરુષ દુર્બળ છે, કારણ કે સહજમાં તે છુટો પડી જાય છે—ત્યજી દે છે.

સહનશીલતા અને આત્મીયતા મારા જીવનમાં સુકાની છે. મારી ગોદમાં રમાડી માનવી બનાવું છું, એના શરીરની ધૂળથી મારું શરીર મેલું બનાવું છું, એથી કરીને હું સર્વ સહન કરી શકું છું.

રામાયણ અને મહાભારત મને ઉચ્ચ અને પવિત્ર જ્ઞાન તથા આદર્શ આપે છે. જગતનાં આ વિશાળ પટ પર માનવ જીવનમાં સંસ્કાર અને ભાવનાની પૂર્તિ માટે એવા બીજા કોઈ ગ્રન્થો મારે માટે નથી.

હું બીજી ભાષા શીખું છું, પરંતુ બોલું છું માતૃભાષા, કે જેથી તેનું ગૌરવ મારા સંતાનોમાં રેડાય.

હવે મને ઓળખી લીધી ? અરે ! તું નહિ ઓળખ તો જગત ક્યાંથી ઓળખશે !

---

મહાત્મા ગાંધીજીએ આપેલાં



# ધર્મચેતનાનાં પુર

વ્યાખ્યાતા
પંડિત શ્રી. સુખલાલજી

*

ચોમાસામાં વરસાદ પડે અને ખેતર કે ઉજ્જડ શહેર કે ગામડું જોયા વગર વરસે છે તેમ ગાંધીજી તો વરસી ગયા છે. બધા સંપ્રદાયો વિચાર કરે ત્યારે એમને લાગે કે ગાંધીજીએ તો આત્માનું ઉત્પાદન કરવાનો રસ્તો બધાને જ બતાવ્યો છે.

ચોમાસા સિવાય નદી-પછી તે નાની હોય કે મોટી હોય તોય સુકાઈ જાય છે. નાની નદીઓમાં ઘણીવાર ઉપર પાણી રહેતું નથી, પણ અંતઃસ્થળમાં રહે છે; છતાં નદીઓમાં આવતાં વખતો વખત પુરથી નદીનો પટ બંધાયેલો રહે છે. વરસાદ આવે ત્યારે પુર આવે છે અને ઘણીવાર પાણી છલકાય પણ છે. જ્યારે વરસાદ હોતો નથી ત્યારે માણસો વીરડા ખોદીને પણ પાણીથી ચલાવે છે, પણ તેમાંય ચોમાસાનો પ્રભાવ છે. એકાદ બે વર્ષ જો ચોમાસા વગર જાય તો મોટી નદીઓનાં પાણી સુકાય અને અંતરસ્થળના પાણી પણ સુકાય. જ્યાં સુધી સષ્ટિ ચાલે છે ત્યાંસુધી પ્રકૃતિની લીલા એવી છે કે વર્ષા વરસે જ છે.

જે સ્થિતિ પ્રકૃતિની છે તેવીજ સ્થિતિ મનુષ્ય સ્વભાવમાં ચિત્તનદીની છે. કોઈ અજ્ઞાત કાળમાં સંતો અને ઋષિઓએ જે નદીના મૂળ જોયાં હતાં તેમણે કંઈક સાધના કરી અને વ્યક્તિગત રીતે નહિ, પણ માનવસમાજની દષ્ટિએ એ ધર્મભાવનનાં વહેણ માનવચિત્ત નદીમાં વહેતા કર્યાં. આને પરિણામે માનવ ચિત્તમાં એક પટ પડ્યો. તેમાં સમગ્ર જીવનનું શ્રેય થાય એવું વહેણ એમના વિચાર અને આચાર દ્વારા વહેતું કર્યું.

આપણે વર્તમાન અને ભૂતકાળને છુટા પાડી નહિ શકીએ. ભૂતકાળની પીઠ ઉપર જ વર્તમાન ઉભો છે. ગાંધીજીએ જે દાંધ ફાળો આપ્યો તેમાં ભૂતકાળના સંતોની સાધના તો છે જ. જેમ ચોમાસાના દિવસો સિવાય નદીમાં વધુ પાણી હોતું નથી અને નાની નદીઓ સુકાઈ જાય છે તેમ હિંદના સંતોએ વહેવડાવેલી ધર્મચેતના જાગ્રત રહે અને વહેતી રહે એ માટે એવો કોઈ સંત પેદા થાય છે અને તે સંતની અદ્‌ભૂત સાધનાથી ચિત્ત-નદીનો પ્રવાહ ફરી પાછો વહેવા લાગે છે. બુધ્ધે અને મહાવીરે ધર્મચેતના કરી.

જેમ વરસાદ આવે ત્યારે નદીના પટમાં રચાએલી વાડીઓ કે વીરડાનો નાશ થશે એનો વિચાર થતો નથી, અને દેખીતી રીતે નુકશાન થતું હોય એમ દેખાય છે, તેમ મહાન સંતપુરૂષો એવા ક્ષણિક નુકશાનોને બદલે સમગ્ર જનસમાજનું હિત શેમાં છે તેનો જ ખ્યાલ રાખે છે. નાના નાના વાડા કરીને તેમાં જ માનવો સંતુષ્ટ ન રહે તેવી ધર્મચેતના જાગ્રત રાખવા સંતો પ્રયાસ કરે છે.

વર્ષો ગયા અને સદીઓ ગઈ, પણ મહાવીરે

## રસિક વરને

રસિકવર રસભર રાસ રચાવ !
રસિકવર૦
જીવન સંગીતમાં ઉછરંગે,
રંગ તરંગ મિલાવ-રસિકવર૦
હૃદય સરોવરનાં રસ છોળે,
છલબલ જલ છલકાર-રસિકવર૦
ગાન તાન ગુલતાન દિગંતે,
સુંદર શાન જમાવ-રસિકવર૦
લલિત ત્રિભંગ પ્રલંબ પ્રસંગે,
અંગ અંગ બાહુલાવ રસિકવર૦
મંદ મંદ મકરંદ સુગંધે,
કુંજ કુંજ પમરાવ-રસિકવર૦
અંતર સંપુટ મધ્ય સુમંગલ,
આતમ જ્યોત જલાવ-રસિકવર૦

જયસુખલાલ એમ. ત્રિવેદી

જગવેલી ધર્મચેતનાને નિર્ભયપણે અમલમાં મુકનાર કોઇપણ માનવ નીકળ્યો નહિ. જૈનો કહે છે કે, અહિંસા એ, તો એમનો મુખ્ય સિધ્ધાંત છે. પણ ગાંધીજીના આગમન પહેલાંના જૈનોના માનસનો ખ્યાલ કરો.

પશ્ચિમની કેળવણીને કારણે તર્કવાદમાં આપણે સત્યને શોધતા હતા અને આચરણને તો ભૂલી ગયા હતા. અહિંસાથી જીવન જીવી શકાય નહિ તેવી અશ્રદ્ધા પેદા થઈ હતી. તે મધ્યે કાં તો મહાવીર અને બુદ્ધની અહિંસાની સાધના ભુલ ભરેલી હતી કે એની વિરૂદ્ધનો સિદ્ધાંત સાચો હતો. અહિંસાના સંસ્કાર જૈનોને વારસાગત મળેલા છે. તે રૂઢીની રૂઇએ આપણે પાળતા આવ્યા છીએ, પણ વ્યવહારમાં તો આપણે અહીંસાને ટાળી છે.

અહિંસા જૈનોની જ નથી. અહિંસા તો ચિત્તધર્મ છે. જે પાળે તેની અહિંસા છે, જે સમાજ અનુસરે તેની છે. પણ જૈન સમાજમાં અહિંસાના જે સુષુપ્ત સંસ્કાર હતા તેને ગાંધીજીએ જાહેર કર્યા. જૈનોના ચિત્તનદીમાં વહેતા અહિંસાના વહેણમાં ગાંધીજીએ જોમ પૂર્યું.

ગાંધીજીની અહિંસા વિધાયક છે અને તે વીરની છે, નકારાત્મક જ નથી. ગાંધીજીની અહિંસા એ તો માનવ સમાજને ભેટ છે, પણ જૈન સમાજમાં જે અહિંસાના સંસ્કાર સુપ્ત હતા એને જાગૃત ગાંધીજીએ કર્યા, જૈનોની અહિંસાની ચેતનાને ગાંધીજીએ સ્પંદીત કરી.

આપણે પ્રાચીનકાળની ઘણી સારી વસ્તુઓ ભુલી ગયા છીએ કે પ્રાચીન કાળની સારીનરસી તમામ વસ્તુઓને જાળવી રાખીએ છીએ. આપણે કહીએ છીએ કે જ્યાં જ્યાં નારીની પુજા થાય છે ત્યાં ત્યાં દેવ વસે છે. આપણી પાસે નરદેવતા કરતાં નારી દેવતા ઘણાં વધુ છે.

મહાવીરે પણ કહ્યું છે કે, આત્મા માટે કોઈ લીંગનો સવાલ ઉભો થતો નથી. સ્ત્રી જ્યારે આત્મભુમિકા પર પહોંચે છે ત્યારે તે પુરૂષ કરતાંય લેશ પણ ઉતરતી નથી. સ્ત્રીમાં પુરૂષ જેટલીજ શક્તિ છે. ઉલ્ટું સ્ત્રીમાં પરમાર્થ શક્તિ વધુ છે. આમ સ્ત્રીનું આત્મસામર્થ્ય પુરૂષ જેટલું જ છે. જેમ અહિંસામાં તેમ નારીપુજામાં પણ ગાંધીજીએ આપણને જાગૃત કર્યો છે.

અસ્પૃશ્યતા વિષે પણ એમજ થયું. જૈન લોકોનો દાવો હતો કે તેઓ જાતિયતામાં માનતા નથી, પણ ગુણમાં માને છે; છતાં આપણે તે બધું ભુલી ગયા હતા. મહાવીરના સ્ત્રીસમાજના અને અસ્પૃશ્યતાના સિદ્ધાંતને ગાંધીજીએ જાગૃત કર્યો.

જ્યારે બધા શબ્દચુંથણામાં પડ્યા હતા, કર્મ શું, અકર્મ શું એની ચર્ચામાં પડ્યા હતા ત્યારે ગાંધીજીએ કહ્યું કે—'મનનો મેલ કાઢો અને પ્રમાણિક રીતે કામ કરે જાવ.' ગાંધીજીએ તો પ્રાચીનકાળમાં જે વસ્તુઓ શાસ્ત્રમાં હતી એને ફરી આચરણમાં મુકીને જીવતી કરી છે.

સુઘડતા અને સ્વચ્છતાનો
નાશ કરનારી



# ગંદી ટેવો

શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય

*

સ્વરાજ્ય પ્રાપ્તિ પછી, એક સંસ્કારી પ્રજા તરીકે જો આપણે જગતમાં માનભર્યો આદરવો હશે તો ગંદી કુટેવનો સત્વર ત્યાગ કરવો જ જોઈએ.

હિંદુસ્તાનમાં સવારમાં કોઈ પોળમાં કે શેરીઓમાં જઈએ તો ઠેર ઠેર પોતાનાં બાળકોને રસ્તા ઉપર જાજરૂ બેસાડે છે, અને ઝાડે ફરાવ્યા પછી આ મળ ત્યાં પડી રહે, ઉપર માંખો બેસે અને એ જ માંખો પોતાના ખોરાક ઉપર આવીને બેસે. વિવેકભ્રષ્ટ થયેલી બહેનોને આ સાદી વાત સમજાતી નથી? પોતાના કુમળા બાળકને જ એનાથી રોગો થાય છે. આ મળ આપણી રખડતી ગાયો ખાય, કુતરાં ખાય, માંખો બેસીને તે ખાય અને છતાં આપણને કંઈ જ કેમ અજુગતું લાગતું નથી? પોતાના ઘરમાં કે ઓટલા ઉપર બાળકને ઝાડો કરાવી, પછી તે મળ જાજરામાં નાંખવો જોઈએ. અરે બચ્ચાંની વાત ક્યાં કરું? મોટેરાઓ પણ વહેલા ઉઠી આવી રીતે પોળો બગાડી મૂકે છે. હિંદ જેવી સંસ્કારી પ્રજાનો આ આચાર શોભે એવો છે?

આપણી પોળોમાં ગળફા અને લીંટ ગમે ત્યાં નંખાય છે, બાળકોને ગમે ત્યાં ઝાડે બેસાડવામાં આવે છે, એંઠું ગમે ત્યાં નાંખવામાં આવે છે અને જેન લત્તા હશે તો રાતના પેશાબનું કુંડું પણ એ જ પોળમાં સરિયામ રસ્તે છાંટી દેવામાં આવ્યું હશે. અને છતાં ય એ જ ધૂળથી આપણી બહેનો વાસણો માંજે છે. નડિયાદમાં હમણાં હું ગયો હતો ત્યારે આ દૃશ્ય જોઈને મને પારાવાર દુઃખ થયેલું. ગામગપાટા કે કુથલી જેવી વાતો કરતી કરતી ૪-૫ સ્ત્રીઓ ભેગી મળીને લહેરથી વાસણો સાફ કરવા બેઠી હોય અને એ ધૂળથી વાસણો સાફ થતાં હોય. ક્રાંતિની બૂમો પાડનારા આપણા યુવાનો સાદી વાતોનો પ્રચાર કેમ નથી કરતા? વાસણો શુદ્ધ થાય છે કે અશુદ્ધ? મને તો હવે એમ જ લાગે છે કે જો ચોકખી માટી કે રાખોડી મેળવવામાં મુશ્કેલી પડે તો પછી કાચનાં, ચીનાઈ માટીનાં કે એલ્યુમિનિયમનાં વાસણો ખાવામાં વાપરવાં અને સાબુના પાણીથી ધોઈ કાઢીને સ્વચ્છ કપડાથી લૂછીને તે મૂકી દેવાનાં જોઈએ. આપણે જમતી વખતે જો આપણી થાળી સ્વચ્છ કપડે લૂછીશું તો ધૂળ કે રાખોડીના અવશેષના ડાઘા તમને જરૂર જણાશે. તો હવે આપણે આપણાં વાસણો અને તે માંજવાની ટેવમાં શું કામ સુધારો ન કરીએ? દરેક જણ પોતાની થાળી ઉતાવી, સોડા અને પાણીથી સાફ કરીને ઊંધી પાડી દે તો બહેનોની કેટલી તકલીફ બચી જાય? ક્યાં સુધી ચાલી આવેલા રીતરિવાજોને આપણે જડ રીતે વળગી રહીશું? છેવટે બહેનો જો આ લેખ વાંચે તો એમને મારી નમ્ર વિનંતી છે કે થાળી પીરસતા પહેલાં એને એક ધોયેલા અને અલાયદા રાખી મૂકેલા સ્વચ્છ વસ્ત્રના બાસ્તા જેવા કકડા વડે લૂછી નાખજો. એકાદ વખત આ પ્રમાણે કરી જુઓ, અને પછી જોશો તો કેટલા ડાઘ

## દીવાળી

આવી દીવાળી, આવી દીવાળી.
ઘેર ઘેર રંગ રાગ, પ્રગટે દીવડાની હાર......
આવી દીવાળી.

જીવન કેરે સાંથીએ નવયુગના રંગ પૂરી,
ઘેર ઘેર અજ્ઞાન ગોખે દીપમાળ જ્ઞાન ધરી,
રૂમઝુમતી રૂમઝુમતી........આવી દીવાળી.

ચંપા ગુલાબનાં ફુલ ખીલ્યાં આંગણે,
સૌરભ બધે લહેરમાં કુમકુમ વધામણે,
અમર દીપક ઝગમગતા...આવી દીવાળી

હૃદયે અમારે એક આશા નિરાશા ન લાવજે,
ઝળહળતી ઝળહળતી ...આવી દીવાળી.

કુ. ઇંદિરા ગાંધી

એ કફકા ઉપર વળગે છે એ દેખાશે.

એક ગામડામાં એક બ્રાહ્મણને હું જોવા ગયો હતો. સંજોગવશાત્ રાત રહેવું પડ્યું. મને જમવાનો આગ્રહ થયો. શીરોપુરી કરેલાં. હું જમવા ઉઠયો. રાંધનારી સ્ત્રીએ થાળી પોતાનાં પહેરેલાં વસ્ત્ર વડે સાફ કરીને મને પીરસ્યું. હું આ દૃશ્ય જોઇને કમકમી ઉઠ્યો અને ખાધા સીવાય, 'મને પેટમાં કંઈ થાય છે' એવું બાનું બતાવીને ઉઠી ગયો. કેવા ભાવથી એ બહેને રાંધ્યું હશે! પરંતુ આ સાદી વાત પહેરેલા વસ્ત્રના છેડાથી ખાવાની થાળી સાફ ન થાય—એ બિચારી સમજતી નથી.

મેડા ઉપરથી કચરો-પુંજો લઈ નીચે ઉતરી એક ડબામાં તે નાંખવો જોઇએ, તેને બદલે ઉપરથી જ એ કચરો નાંખીને ઘરમાં ચાલી જનાર બહેનોને શું કહું? એ કચરો પડોશના ઘરમાં જાય છે, એ રજકણો કેટલાનાં નાક, કાનમાં અને આંખમાં જતાં હશે? આંખો આવવાના, કાન પાકવાના કેટલા યે રોગો આને આભારી હશે? પડોશીનું ગમે તે થાય, આવી મનોદશા માટે શું કહેવું? અને રસ્તો બગડે છે તે દૂષણ તો જૂદું જ. ભંગી રસ્તો સાફ કરી ગયા પછી થોડી જ વારમાં તે જોવાથી આ વાતની ખાત્રી થશે. કેળાનાં છોડાં ગમે ત્યાં નાખવાં અને તેનાથી થતા અકસ્માતો ઘણા યે જોયા હશે? પરંતુ આપણા વિવેકને હજી એ પ્રસંગો જાગ્રત કરી શકતા નથી! બારીએથી કચરો કદી ન નાંખવો જોઇએ. જાહેર રસ્તા ઉપર એઠું પાણી ન ઢોળાય, ગમે ત્યાં ન થૂંકાય, કાગળની કાપલીઓ ફાડીને ગમે ત્યાં ન નંખાય, આ બધી સાદી બાબતોનું જ્ઞાન, કન્યાશાળાઓના શિક્ષણમાં કેમ આપવામાં નથી આવતું? આજના શિક્ષણમાં ધરખમ સુધારા થવાની જરૂર છે. બહેનોએ વાસણો કેમ માંજવાં, કચરો પૂંજો ઘરમાંથી કેવી રીતે કાઢવો, ક્યાં નાંખવો, શાક ભાજી કેવી રીતે ધોવાં, વસ્ત્રો કેમ ધોવાં, માંદાંની શુશ્રૂષા કેમ કરવી, સ્વચ્છતાની ટેવો વગેરે શીખવવું જોઇએ. ૫-૬ વર્ષના સ્કૂલના અભ્યાસથી જો આટલું શીખીને કન્યાઓ જાય તો યે મોટો લાભ થાય. પરંતુ ગોખણપટ્ટી, પરીક્ષાઓ પાસ કરવી, એ સિવાય કોઈમાં આવી સાદી ઉપયોગી વાતોનું જ્ઞાન જોવામાં નથી આવતું. એ શિક્ષણને માટે શું કહેવું? પોતે આચારો પાળીને બીજાઓ પાસે ગ્રહણ કરાવે તે જ આચાર્ય. આપણા આચાર્યોએ આ હકીકત ધ્યાનમાં લેવી જ જોઇએ. આપણી કન્યાઓના જીવનમાં સ્વચ્છતા માટેનો અતિ આદર આપણે જન્માવવો જ જોઇએ. આપણા ગરીબ દેશની આશા હવે કન્યાઓના માતૃત્વ ઉપર જ છે. એ જ આપણી અન્નપૂર્ણાઓ છે. એના જીવનમાં સંસ્કારિતા અને સુઘડતા આવશે એટલે સમાજમાં આપોઆપ જ તે પ્રસરશે. (પ્રતાપ)

અનેક દિવાળીઓ ઉજવી પણ



# એ દીવો ક્યોં ?

લેખક
• શ્રી. પંડિતરાવ રાવલ

**મ**હાકાલની મહા સાંકળમાં, પ્રતિવર્ષની અશ્વિની અમાવાસ્યાની કાજળઘેરી ઘોર મધરાતે એક અંકોડો ઉમેરાતો જાય છે અને એ લોખંડી સાંકળ વધુ ને વધુ લંબાતી રહે છે !

કુદરત દીર્ઘા એ કાળાં અંધારાં ભેદવા અને વિદારવા, મનુબાલ, જમાનાઓ થયાં, મથ્યા કરે છે : ઝૂઝયા કરે છે : અવિરતપણે જંગ ખેલ્યા કરે છે. અને અંધકારમાંથી પ્રકાશમાં; તમસ્ માંથી જ્યોતિ તરફ વિજયપ્રસ્થાન કર્યાનો સંતોષ સેવવા, એના પ્રતિકરૂપ, ઘેર ઘેર ને ગોખે ગોખ દીપમાળ પ્રગટાવે છે, ઉજાશ પાથરી મુકે છે અને કાલિમાની અવધ ગણાતી કાળ-રાત્રીને સુવર્ણરશ્મી સોનેરી રાત્રીમાં પલટી નાંખે છે. ભગવાન દિવાકર રચ્યા દિવસ જેવા દિવસ કરતાં ય દિવાળીની એ દીપસોહામણી રાત્રી વધુ મોહક બની જાય છે અને મનુ-બાલની છાતી ગર્વથી ફૂલે છે. આનંદથી એ રાચે છે. નિજ પાથર્યા પ્રકાશથી એ પુલકિત થાય છે ! અંધકારને—ભીષણ અંધકારને એક દિ' પૂરતો પણ વિદાર્યાનો એને ભેર આનંદ ઉભરે છે !

સૈકાઓ થયાં આટલી માત્ર ઊજવણીમાં જ દીપોત્સવી સર્વોત્તમ રીતે ઊજવ્યાનો આનંદ ગર્વથી માણતાં એ મનુબાલો અધુરો મંઝીલે નથી અટવાતાં ! 'વસ્તુ'ને બદલે વસ્તુની 'છાયા' પાછળ જ ભમતાં નથી લાગતાં ? ·

હજારો વર્ષથી બહારનો અંધકાર ભેદવા અસંખ્ય દીપક પ્રગટાવે છે. સેંકડો વર્ષો થયાં અંધકારરૂપ ભૂતાવળને ભગાડવા દગલાબંધ ઓજસને સરતું કરી દઈ બેફામપણે વેરે છે. પણ એ ઉજાશનાં પૂર રેલાવવાની ઉપલક ઘેલછામાં ને ઘેલછામાં જે કરવાનું છે તે તો સાવ વીસરી જ જવાય છે..

જમ આખાને અજવાળાંથી છાયી દેવા નીકળનાર નિજનું જ આંગણિયું ઉજાળવું ભૂલી જાય છે! અને ત્યાં જ કાલિમાનો ભૂંડો ભેંકાર કાયમ રહે છે. એના આંગણે દીપિકાઓની કતારની કતાર જમાની છે છતાં ય એના દિલના ગોખે દીવો પેટાવવો બાકી રહ્યો છે.

ઘર આંગણે ને જગબારણે દીપકની કતાર-પર કતાર રચી છે; પણ દિલમાં માનવતાનો મહામૂલો એક માત્ર દીવો પ્રગટાવવો જ બાકી પડયો છે. હવે કહો ! જ્યાં સુધી દિલમાં દીવો નથી કર્યો ત્યાં સુધી કાલિમાનો ભીષણ ભેંકાર શે હટે ?—

અને એ દીવો પ્રગટ્યો નથી ત્યાં કોટાન કોટિ દીવડીઓમાં જળહળતા દીવા પણ 'વસ્તુ' નહિ, 'છાયા' જ છે, આભાસ માત્ર.

હજારો અને કરોડો દીવાથી ધરતીને મઢી લેવાની અને તમસ્ માંથી જ્યોતિ તરફ દોરવવાની ચેષ્ટા કરવા કરતાં એક માત્ર દિલમાં જ દીવો કરવાથી જ સાચી દિવાળી ઉજવાશે.

એક વાર માત્ર એકજ વાર દિલમાં દીવો કરો, માનવતાની જ્યોત પ્રગટાવો અને તમે જ્યાં જશો ત્યાંથી ગાઢમાં ગાઢ અંધકાર મૂઠીઓ વાળી ભાગી જશે. શરત એક જ : એ દીવો પ્રથમ પ્રગટાવો અને સર્વત્ર એ જ દીવાનો પ્રકાશ રેલાવો....

સ્ત્રી હૃદયની કોમળ તંત્રીઓને છેદનાર

# ઉન્મત્તતા

: સંપાદક :

શ્રી. નિશીથકુમાર શેઠ.

*

અલ્હાબાદ-પ્રતાપગઢવાળી ટ્રેન જ્યારે પ્રતાપગઢ સ્ટેશને બપોરે આવી ત્યારે ઇન્ટર ક્લાસના સ્ત્રીઓના ડબ્બામાં એક લોઢાની મોટી ટ્રંક બીનવારસી પડી હતી. કોઇ એ ટ્રંકનું ધણી ન હતું, એટલે કુલીઓએ પોલીસને ખબર આપી. પોલીસે આવી ટ્રંકનું તાળું તોડ્યું તો અંદર એક કામળી અને થોડાં કપડાં દેખાયાં. કપડાં નીચે તપાસ કરી તો એક માથું કાપી નાખેલી લાશ પડી હતી. કોઇએ એનું માથું ધારવાળા હથીઆરથી કાપી નાખ્યું હોય એમ દેખાતું હતું. લોહી સુકાઇ ગયું હતું એટલે ખૂન થોડા દિવસ અગાઉ થયું હશે એમ મનાય. પોલીસે તરત તપાસ શરૂ કરી. તપાસમાં એ ટ્રંક સેનૈત સ્ટેશનેથી ડબ્બામાં ચડાવી હોવાનું જણાયું, એટલે પોલીસ તરત એ સ્ટેશને પહોંચી ગઇ. સ્ટેશન માસ્તરે કહ્યું કે એ ટ્રંક એક શીખ ચડાવી ગયેલ છે. કુલીઓએ કહ્યું કે, લાલ ઘોડાવાળી ઘોડાગાડી- માંથી એ ટ્રંક ઉતારીને સ્ટેશનમાં લાવ્યા હતા. સ્ટેશન બહાર એ ઘોડાગાડીવાળો ગાડી લઇ ઉભો હતો તેને પૂછતાં એણે કહ્યું કે, એક નિરાશ્રીત કેમ્પમાંથી એક શીખે ત્રણ માણસની મદદથી ( એક મહેતરનો છોકરો, એક મજુર ને ત્રીજો ગાડીવાળો ) ગાડીમાં ચડાવી હતી. એવામાં પેલો શીખ ત્યાં થઇને જતો હતો તેને બતાવી ગાડીવાળાએ કહ્યું કે, 'આ પેલો શીખ જાય છે તેણે ટ્રંક ચડાવી હતી.' એટલે શીખને પકડવામાં આવ્યો.

પોલીસ તપાસમાં જણાયું કે મરનારનું નામ હરિસિંહ હતું. તે પોતાની પત્ની જાનકુંવર અને એક નાની પુત્રી સાથે પાકીસ્તાન- માંથી ભાગી આવ્યો હતો અને અહીં શરણાર્થી કેમ્પમાં રહેતો હતો, ને ડેપોમાં નોકરી કરતો હતો. તેમની સાથે એક બીજો માણસ પણ રહેતો હતો તેનું નામ રામસિંહ. એ રામસિંહને પોલીસે પકડયો હતો.

પોલીસને માહિતી મળી કે જાનકુંવર અને રામસિંહ વચ્ચે અનુચીત સંબંધ બંધાયો હતો અને હરિસિંહ તેમના સુખની વચ્ચે કાંટા જેવો લાગતો હતો. એથી એનો કાંટો કાઢી નાખવા બંનેએ મળી ષડયંત્ર ગોઠવ્યું.

એક અંધારી રાતે તલવાર વડે હરિસિંહનું માથું કાપી નાખ્યું. એ વખતે રામસિંહ અને જાનકુંવર બે જ જણ હાજર હતાં. આડોશ પાડોશમાં કોઇ રહેતું ન હતું એટલે વાત દબાઇ ગઇ. પોલીસે જાનકુંવરને પણ પકડીને પુરી દીધી.

આ આખો કેસ મેં વકીલ તરીકે વિચારી જોયો હતો. પોલીસે એ કેસને ન્યાયની કોર્ટમાં દાખલ કર્યો. કેસ ચાલવા લાગ્યો એટલામાં સરકારે મને જ્યુડીશીયલ મેજીસ્ટ્રેટ તરીકે નીમ્યો એટલે એ કેસ મારી કોર્ટમાં ચલા- વવાનું ઠર્યું.

મારા મનમાં મોટી ગુંચવણ છે કે પોલીસે જે માહિતી મેળવી છે તે સાચી હશે ? ગેર- સમજની વ્યર્થ ઉન્મત્તતાથી એ રમણીના હૃદયની કોમળ વૃત્તિઓ બીલકુલ નષ્ટ થઇ ગઇ હશે ?

ફેંસલો ગમે તે આવે, પરંતુ એ અભા- ગિની સ્ત્રીએ જેલમાં એક પુત્ર રત્નને જન્મ આપ્યો છે. કુદરતે કેવો ન્યાય કર્યો છે ! પિતૃહીન બાળકને સૂર્યનાં પ્રથમ દર્શન જેલના સળીયાની અંદર થયાં: સ્વાધીન માનવ અધિકાર લઇને તે પરાધીન-શૃંખલાબદ્ધ માતાના ખોળામાં આવી પડયો હતો. ઇશ્વર એને સદબુદ્ધિ આપે અને એનું મંગળ કરે.

એક સંસ્કારી જન ઓનો

# સળગતો સંસાર

[એક સત્ય ઘટના]

સંપાદીકા

સૌ. લાવણ્યવતી પંડિત

*

[ આ પત્રમાં એક આશાભરી યૌવનવતી સ્ત્રીનું આક્રંદ આલેખાયેલું છે તે વાંચતા આપણા સમાજનાં અગ્રગણ્ય પુરૂષો તો કંપી ઉઠશે અને યુવકોનાં હૃદયમાં આગ સળગશે. તેઓ આજની આપણી સમાજ વ્યવસ્થા પર થુંકશે– તેનો તિરસ્કાર કરશે અને તેઓ સમાજને બતાવી આપશે કે સમાજના નિર્મિત કરેલા વિધિનિષેધોને લઇને આજ કેટકેટલી અર્ધવિકસિત કળીઓ કોડભરી યુવતીઓ કેટલા થોડા સમયમાં કરમાઇ જાય છે. સમાજ વ્યવસ્થાની બંધનરૂપી કોટડીમાં તો તે કળીઓનાં અતૃપ્ત નિશ્વાસો ભલે નહિ પહોંચી શકે પણ નીતિવાન યુવકોનાં દિલમાં જરૂર ભારે આઘાત પહોંચાડશે અને તેઓ વિહવલ થઇ જશે. આમ છતાંય સ્ત્રીઓની આ ભયંકર દુર્દશા અટકાવવા કોણ કોશિષ કરે છે ! વાંચનાર, સમજશે કે આ સ્ત્રી જેવી અનેક સ્ત્રીઓ દુખી છે. આ સ્ત્રી પોતાની કિશોરાવસ્થાનું વર્ણન કરે છે. ]

મારા પિતા ભણેલા હતા તો પણ તેઓ રૂઢિચુસ્ત હતા. તેઓ ઝવેરાતનો ધંધો કરતા હતા. અમારૂં કુટુંબ સુખી હતું અમે અવકાશના સમયે પુસ્તકો વાંચતાં. અમારે ત્યાં વિદ્વાનો પણ આવતા. તેઓની સાથે મારા પિતા સાહિત્ય વિષે, ધર્મ વિષે અને રાજકારણની બીજી ઘણી ચર્ચાઓ કરતા, તે ચર્ચાઓ અમે બંન્ને બહેનો મુંગે મોઢે સાંભળી લેતી. તે વખતે અમારી બંન્ને બહેનોની ઉમ્મર નાની, એટલે કશું સમજતાં નહિ. મારી મોટી બેનના લગ્ન થઇ ગયાં ત્યારે હું તેર વર્ષની હતી અને ચોથા ધોરણમાં અભ્યાસ કરતી હતી. હું અભ્યાસમાં બધાથી હોંશિયાર ગણાતી હતી. મારે ત્યાં પુસ્તકાલય હતું તેમાં બાળકો અને મહિલાપયોગી પુસ્તકો હતાં. હું માસિકો અઠવાડિક સમાચાર વિગેરે પત્રો પણ મંગાવતી હતી અને મારી બેનપણીઓ પણ વાંચવા આવતી હતી. મારા પિતા મને કોઇવાર પૈસા આપતા, તેનો ઉપયોગ નવા નવા પુસ્તકો લેવામાં કરતી. આ રીતે મારી કિશોરાવસ્થા પૂરી થઇ. તેમાં કેટલો આનંદ અને ઉત્સાહ ભરેલો હતો ! અત્યાર સુધી તો હું ફુલની અર્ધવિકસિત કળી હતી– હવે તે કળી પૂર્ણ ખીલી ગઈ અને ફુલ પૂર્ણરીતે ખીલી ગયું. મેં યૌવનમાં પ્રવેશ કર્યો– અને સાથોસાથ જીવનની ગુંચવણોનો આરંભ પણ શરૂ થઇ ચૂક્યો.

હું રૂપવતી તેમજ ગુણીયલ ગણાતી. બધા લોકો મારી પ્રશંસા કરતા. આમ હોવા છતાં પણ ઘરમાં મારા માતાપિતા મારા લગ્ન બાબત ચિંતા કરી રહ્યાં હતાં અને સારો મુરતિયો મળે તો મારાં લગ્ન કરવાની ઇચ્છા રાખતાં હતાં. હું આ બધી વાતચીતો સાંભળતી હતી, પણ હું કશુંજ કહી શકતી નહોતી. મનમાં ને મનમાં મુંઝાયા કરતી હતી અને મુંગે મોઢે બધું સાંભળતી હતી. મારી માતા પણ એમ ઇચ્છતી કે મારી નાની પુત્રીનાં લગ્ન કોઇ પૈસાપાત્ર ધનવાનના પુત્ર સાથે કરવાં છે એથી પુત્રી સુખી થશે. મારા પિતાજી પણ વૈભવ તરફ જ ઢળેલા હતા. છેવટે એક ધનવાનનાં પુત્ર સાથે મારાં લગ્ન નક્કી થઇ ગયાં.

બધી મિલ્કતનો માલિક તે એક પુત્ર જ હતો. મારા માતાપિતાને થયું કે મારી પુત્રી ખુબ જ સુખથી રહી શકશે. મેં તે છોકરાને જોયો નહોતો, પણ એટલું જાણતી હતી કે

ધનવાનના પુત્રો ઉડાઉ અને સ્વચ્છંદી હોય છે. અગ્નિની સાક્ષીએ લગ્નવિધી પૂરો થયો. તે સમયે મારા આત્માએ કેટલા કેટલા નિશ્વાસ નાખ્યા હશે તે કોણ જાણી શકે?

હવે હું પત્ની બનીને સાસરે ગઇ અને તદ્દન પરતંત્ર બની ગઇ. પહેલાંની સ્વતંત્રતા ગુમાવી બેઠી. ધન ખૂબ હતું, મોટી હવેલી હતી, નોકર ચાકર પુષ્કળ હતા, કપડાં ઘરેણાં ગાંઠાથી હું લદાયલી રહેતી, બધું જ હતું અને મારે કાંઇ કામકાજ કરવું પડતું નહી મારા જીવનની પૂર્ણતા આટલી વસ્તુઓમાં પુરી થતી.

સ્વામીનાથની ઉમ્મર ઓગણીસ વર્ષની હતી. તેઓ શરાબી હતા અને ચાલચલગત સારી નહોતી. આખી રાત જુગાર રમ્યા કરે. ઘરમાં આવે ત્યારે તેમના મોઢામાં દારૂની દુર્ગંધ અને ઘેન ભરેલું હોય. આ અવસ્થામાં તે મારી પાસે આવે. હું તો તેના 'ડાઇંગ રૂમ'ની શોભા હતી. પૈસાથી ખરીદેલું એક રમકડું હતી. તે વિષયલોલુપને હું શું કહી શકું? હું એક ઉંડો નિશ્વાસ મૂકતી. હું સાહિત્યપ્રેમી હતી: નીતિવાન હતી. મારૂ હૃદય કેટલું સરળ હતું? મને એમ થતું કે મને પાંખ આવે તો આ બન્ધનમાંથી--આ નરકાગારમાંથી છુટીને ઉડી જઉ! પણ પાંખ કપાઇ ગઇ હતી. પાંખ ફફડાટ કરીને રહી જતી હતી. અમારા બન્નેના માનસમાં આટલો બધો તફાવત હતો!

શહેરનાં મનુષ્યો સમજતા કે: આ છોકરી ભાગ્યવાન છે! વૈભવની સ્વામિની છે! પણ લોકો એમ નહોતા સમજી શકયા કે આ હવેલીની જડ દિવાલોની પાછળ મારો આત્મા કેટલો રડી રહ્યો હતો. કોણ જાણી શકશે કે આ વૈભવનાં ઢગલા પાછળ કેટકેટલી યાતનાઓ સહન કરવી પડે છે! મનુષ્યની આંખો તો વૈભવ-વિલાસની દિવાલ સુધી જ પહોંચી શકે છે. તેઓ વિચારી ન શકયા કે આ સુવર્ણની દિવાલ તો એક સ્વતંત્ર આત્માને માટે કારાગૃહ બની ગઇ હતી. હું મનમાં ઝૂરતી. દિવસ પહાડ જેવો અને રાત્રી ભયપૂર્ણ રહેતી.

હું થોડા વખત માટે મારી મોટીબેનને ત્યાં ગઇ. ત્યાં મારા બનેવી સાર્વજનિક પ્રવૃત્તિમાં સારો ભાગ લેતા, એટલે તેમને ત્યાં બીજા યુવકો પણ આવતા, તેમાંના એકની પાસે હું પુસ્તકો મગાવીને વાંચતી, કારણ કે હવે સ્વતંત્રતાથી પુસ્તક મગાવી શકતી નહોતી.

મને ખબર હતી કે તે યુવકના માતપિતાને ખબર પડશે કે તે મને પુસ્તકો મોકલે છે તો તેઓ તેને રોકશે. મને ખાત્રીજ હતી. અને બન્યું પણ તેમજ. આજના યુવકોની આ દશા છે.

યુવકોએ તો આ સમાજ વ્યવસ્થામાં આગ લગાવવી જોઇએ, ઝુંબેશ ઉઠાવવી જોઇએ, પણ તેઓ ભયત્રસ્ત હોય છે. મેં તે ભાઇને કાગળ લખ્યોઃ 'ભાઈ, તમે પુસ્તકો મોકલવાનું બંધ કર્યું? તમને ખબર નહિ હોય કે પુસ્તકો જ મારા જીવનનાં સાથી છે.' મેં કરૂણાભરી લીટીઓ લખી હતી અને તે વાંચીને તેઓ રડયા તો હશે જ; પણ સમાજનાં પ્રત્યેક યુવકો હવે આ વાંચીને રડશે.

આ રીતે મારૂં જીવન સુકાન વગરની નાવ માફક પસાર થઈ ગયું. મને આ વૈભવ મૂકીને નાસી જવાનું મન થયું, પણ આપણી સમાજ રચના કેટલી નિષ્ઠુર છે!

લગ્ન પછી થોડા મહિનામાં જ હું તદ્દન ફીક્કી પડી ગઈ હતી. કરમાઈ ગઈ હતી. યૌવન આટલા થોડા સમયમાં ઓસરી ગયું. આશાઓ મનમાં ઉઠી અને મનમાં જ સમાઈ ગઈ. હું તદ્દન અશક્ત બનીને પથારીવશ થઈ એટલે ડોકટરોની આવજા વધી. ઉપચાર શરૂ કર્યો, પણ મારૂં હૃદય તો ખાલી ખોખા જેવું થઇ ગયું હતું તેના ઉપચાર કોણ કરી શકે? ત્રણ મહિનામાં હું ક્ષયની ત્રીજી સ્ટેજમાં પહોંચી ગઈ છું. અને આજે મૃત્યુશય્યા પર પડી પડી આ છેલ્લો પત્ર લખાવી રહી છું.

# શ્રાવિકા ચામેક



લેખક

**શ્રી. કનૈયાલાલ જોષી**

*

રાત્રીનું સામ્રાજ્ય ધરતી પર જામ્યું હતું. હેમંતનો શિતળ વાયુ મંદ મંદ ફૂંકાતો હતો. આવા સમયે પૂર્ણિમાના ઇન્દુ જેવી કાંતિ વાળો એક યુવાન, સ્હેજ પાકટ વય વાળા માણસ સાથે સામાન્ય વસ્ત્રોમાં સજ્જ થઇને નગરમાં એક પછી એક મહોલ્લાઓ પસાર કરી આગળ ધપતો હતો. કાન પર કોઇના શબ્દો અથડાતાં તે અટકી જતો. કંઇ સાંભળે– ના સાંભળે અને પોતાના સાથીદારનો હાથ ખેંચી તે ફરી આગળ ધપતો.

એક ભવ્ય આવાસમાંથી ધુરો પ્રકાશ ધૂપની માફક વિમળ સાથે દોસ્તી સાધી બહાર આવતો. હૈયાના હોજમાં ઉર્મિનાં વારિ હેલે ચડાવે એવું સિતારનું સંગીત વહતા ઝરણાની માફક વહેતું હતું.

"આ કોનું સદન?" આવાસ પાસે આવતાં યુવાને પોતાના સાથીદારને પૂછ્યું.

"મહારાજ, આ એક મશહૂર વેશ્યાનું સદન છે."

"એમ! ચાલ, આપણે અંદર જઇએ." યુવાને એકદમ પગલાં ભરવાં શરૂ કર્યાં, પણ તેનો સાથિદાર સ્હેજ અટકી ગયો. આખરે જેમ સોય પાછળ દોરો દોરાય તેમ એણે એ સદનમાં યુવાન પાછળ પ્રવેશ કર્યો.

સ્વર્ગના સૌન્દર્ય સાથે હરિફાઇમાં ટકી શકે એવી એક સ્ત્રી ત્યાં મૂર્તિમંત થઇ હતી. દ્રષ્ટિને ઘેલી બનાવી દે એવાં ભિંત પરનાં આકર્ષક ચિત્રો, ઉરમાં ઉલ્લાસ પ્રેરે એવું રમ્ય વાતાવરણ ત્યાં જામ્યું હતું. યુવાન અને તેના સાથિદારને જાણે તેઓ સ્વપ્ન ભૂમિમાં વિહાર કરતા હોય એમ ઘડીભર લાગવા માંડ્યું.

"આવો...!" ગુલછડી સમી એક બાળાએ આછા સ્મિત સાથે આવકાર આપી પારિજાતકના પુષ્પોના બિછાના પર બેસવા સૂચન કર્યું.

યુવાન બિછાના પર બેઠો,– પણ તેનું મન કલ્પનાના હિંડોળે હિંચકવા માંડ્યું. આ આખો ઓરડો આ બાળાથી અનુપમ દીસે છે કે ઓરડાની દેદિપ્યમાન શોભાથી આ બાળા સુન્દર લાગે છે એ તે સમજી શક્યો નહિ. જીવન વસંતના પગથારે ઉભી રહેલી એ બાળા તેની વિચાર–નાટિકાની મુખ્ય અભિનેત્રી બની ગઇ.

"બોલો શી આજ્ઞા છે?" ઘંટડીના રણકાર સમા એ મધુર શબ્દો હતા.

"કોઇ સુંદર ચીજ......" યુવાન પોતાનું વાક્ય પૂર્ણ કરે એ પહેલાં સિતારના તાર પર પદ્મ–પાંખડી સમી નાજુક અંગુલિયો ફરવા માંડી અને સંગીતની સ્રોતસ્વિની વહેવા માંડી. યુવાનના અંગે અંગમાં ઉલ્લાસ પ્રસરવા માંડ્યો.

"મને આપ ઓળખો છો?" સંગીત પૂર્ણ થતાં યુવાન બોલી ઉઠ્યો.

"તમને! તમને હું કેમ ના ઓળખું?" બાળાએ પણ નૈનન–પટમાં કીકીનું આછું નર્તન મચાવી સામો પ્રશ્ન કર્યો.

"કહો ત્યારે હું કોણ છું?"

"અમારા મહારાજ– વિજયાદિત્ય–ચાલુક્ય વંશના મોંઘા કિરિટ......"

બાળાનો પ્રત્યુતર સાંભળી યુવાનની આંખો આશ્ચર્યથી ફાટી ગઈ. તે બાળા સામે અનિમેષ નેત્રે જોઇ રહ્યો. વેશપલટો કરી નગરચર્યા સાંભળવા નીકળેલ રાજાને શું આ બાળા ઓળખી ગઈ?

"અવિનય માફ કરશો મહારાજ, હું એક પ્રશ્ન પૂછી શકું?" બાળાએ વંદન કરી પૂછ્યું.

"ખુશીથી આપ પૂછી શકો છો."

"આપને મારું સંગીત ગમ્યું?"

"તે મને ઘણું ગમ્યું, પણ સાથે સાથે થોડું દુઃખ પણ થયું. આપ મારું એ દુખ ઓછું ના કરો?"

"હું આપનું દુઃખ ઓછું કરું?" બાળાએ આશ્ચર્ય દર્શાવતાં કહ્યું. "મારા જેવી એક સામાન્ય ગણિકા, આપ જેવા અનેકના દુઃખો હરતા મહારાજનું દુઃખ શી રીતે ઓછું કરી શકે?"

"હું સત્ય કહું છું." રાજાએ બોલવું શરૂ કર્યું. "તમારી આ અનુપમ સંગીત કલા આમ બજારુ ચીજ માફક વેડફાઈ જાય છે એથી કોને દુઃખ ના થાય? તમે તો મારા રાજ્યના જીવંત સૌંદર્ય સ્વરૂપ છો. આપનું સ્થાન મારા રાજમહેલમાં હોય."

અને બીજા દિવસે પ્રજાએ જાણ્યું કે ચાલુક્ય વંશના કુળદીપક વિજયાદિત્યે એક ચામેક નામની વેશ્યા સાથે લગ્ન કર્યું.

*

કેટલાય દિવસથી દરબારમાં મહારાજની હાજરી ન હતી. ગોવાળ વિહોણા ધણ જેવી દરબારીઓની સ્થિતિ થઈ હતી. રાજ્ય-કારભાર દિનપ્રતિદિન ગૂંચવાતો જતો હતો. આથી પ્રધાનની મૂંઝવણનો પાર ન હતો. ઘણા વિચારોને અંતે તે એક દિવસે સવારે શ્વેત સાદા વસ્ત્રોમાં સજ્જ થઈ પ્રધાન રાજમહેલે પહોંચી ગયો.

"મહારાજ હજુ શયનખંડમાં પોઢી ગયા છે." તપાસ કરતાં અનુચર દ્વારા પ્રધાનને જવાબ મલ્યો. આ સાંભળી રાજનીતિજ્ઞ પ્રધાનની સ્મૃતિમાં મહાકવિ કાળીદાસનું એક કથન રમી રહ્યું.

आलोकान्तात्प्रतिहततमोवृत्तिरासां प्रजानां
तुल्योद्योगस्तव दिनकृतश्चाधिकारो मतो नः ॥

"શું પોતાનો રાજા આ પ્રમાણે વર્તે છે?" તેના મનમાં આ પ્રશ્ન ઉદ્‌ભવ્યો.

ચામેકની સૌંદર્ય જાળમાં સપડાયેલા રાજાને કેવી રીતે મુક્ત કરવો, એ વિચારોમાં તેનું મન આખરે પરોવાયું.

"મહારાણી ચામેકદેવીને કહો કે હું એમને મળવા માગું છું, જરૂરી કામ છે" પ્રધાનનો સંદેશો લઈ દાસી ગઈ, અને થોડી વાર પછી પાછી આવીને રાણી પાસે એમને દોરી ગઈ.

"રાજ્યકારભારના કંઈ સમાચારથી આપ વાકેફ છો?" મહારાણી ચામેકદેવીના ખંડમાં જઈ, યોગ્ય શિષ્ટાચારના અંતે પ્રધાને વાર્તાલાપનો પ્રારંભ કર્યો.

"રાજ્યકારભારના સમાચારથી મારે શા માટે વાકેફ રહેવું જોઈએ?"

મહારાણી ચામેકના મુખમાંથી નીકળેલા શબ્દો સાંભળી પ્રધાન ત્યાં ને ત્યાં ઠરી ગયો. ચાલુક્ય વંશની કીર્તિભાનુ પર વાદળો ઘેરાતાં હોય એમ તેને લાગવા માંડ્યું. છતાં નિરાશ ન થતાં તે પુનઃ બોલી ઉઠ્યો: "તમે વાકેફ નથી, પણ મહારાજ તો વાકેફ છે ને?

"તે હું શી રીતે કહી શકું?" રાણીના મુખ પર પૂર્ણ ગંભિરતા છવાઈ હતી.

"ઠીક" પ્રધાન સ્હેજ માથું ધુણાવતાં બોલી ઉઠ્યો, "મહારાજ રોજ દરબારમાં આવે છે કે નહિ એ આપ જાણો છો?"

"એ તો મારા કરતાં તમે વધુ જાણો."

પ્રધાનને હવે શું પૂછવું તેની સમજણ ના પડી. તેણે વિના સંકોચે જે કહેવું હતું એ કહેવા માંડ્યું: "મહારાણીજી, જ્યારથી આ

# આતુર

રાગ : દરબારી કાનડા, તાલ : લાવણી ધુમાળી.
[ ઢાળ—હાં આજ હૈયું લહેરાય રંગોળી પુરવા ]

હાં....રાજ નેહ વરસાવ રસરંગે ભીંજવા,
ભીંજે ચીર, ભીંજે ઉર, ભીંજે નયન નૂર;
ભીંજું અંગે અંગે હૃદયસર તીર........હાં....રાજ૦

છલકે રસભર ઉર માનવી ઘેલાંતૂર,
સ્નેહલ સરિતા ઉર વહતાં પ્રણય પૂર;
રસીયા છાંટે રસ નીર ભીંજવા........હાં....રાજ૦

વ્હાલપની વેણું દૂર વહવે વ્હાલમ સૂર,
આતમના સૂર દૂર પ્રીતમ હૈયું આતુર;
વિજોગણ વાંછે પ્રીતિ નીર ભીંજવા........હાં....રાજ૦

શાને બનીને ક્રૂર વસતા દૂર દૂર,
હૈયું કરીને ચૂર નેણુંએ આંસુનાં પૂર;
રોકાય ના હૈયું અધીર ભીંજવા........
હાં....રાજ નેહ વરસવા રસરંગે ભીંજવા.

હસુમતી ધીરજલાલ દેસાઇ

મહેલમાં તમે પધાર્યાં છો ત્યારથી મહારાજ દરબારમાં આવ્યા નથી. પાણીથી કમલપત્ર અલિપ્ત રહે એમ મારા આવ્યા પછી મહારાજ રવીકાર ભારથી અલિપ્ત રહ્યા છે."

"એમાં મારો શું વાંક છે?"

"એ તો હું ના કહી શકું, પણ હવે અમારા રાજાને ફરી ધર્મના પંથે ચઢાવો એવી વિનંતી તો કરી શકું."

"એટલે શું મેં તમારા રાજાને ધર્મના માર્ગથી બીજા માર્ગે ચઢાવી દીધા છે?"

"ના, તમે નથી ચઢાવ્યા, તમારા સૌંદર્ય– તમારા સંગીતે......"

"પ્રધાનજી, આ મારૂં અપમાન થાય છે. જે સૌંદર્યથી– જે સંગીતથી મહારાજે મને અહીં લાવીને રાખી છે એ સંગીત શું હું બંધ કરૂં? ના... ના... એમ કદાપી ના થાય!" અને તે ત્યાંથી ચાલી ગઈ.

પ્રધાન પત્થરની મૂર્તિ માફક ક્યાંય સુધી ત્યાં બેસી રહ્યો.

*

એ રાતે મહારાણી ચામેકને નિદ્રા ના આવી. વારંવાર તેના કાન પર પ્રધાનના શબ્દો અથડાતા હોય એમ એને લાગવા માંડયું. "...પણ હવે અમારા રાજાને પુનઃ ધર્મના પંથે ચઢાવો એવી વિનંતી તો કરી શકું." પ્રધાનના એ શબ્દોએ તેના હૃદયને હચમચાવી નાખ્યું.

"શું પોતાનો પતિ ધર્મનો માર્ગ ભૂલ્યો છે? શું રાજ્યતંત્ર પડતીની ખીણમાં ધકેલાઇ ગયું છે?" વગેરે અનેક પ્રશ્નો તેના મનમાં જાગવા માંડ્યાં.

"ક્યાં છે મહારાણી ચામેક? અમારા રાજાને પાછો આપ. અમારે આવો વિલાસી રાજા જોઈતો નથી. અમારે પ્રથમ જેવો ધર્મપ્રેમી રાજા જોઈએ છે." જાણે સમગ્ર રાજ્યની પ્રજા બોલતી હોય એમ એને લાગવા માંડ્યું. તે એકદમ પલંગ પરથી ઉભી થઈ ગઇ. તેના મનમાં જ્વાળામુખી ભભૂકી ઉઠયો હતો. તે હાર પામેલા શિકારીની ચાલે-ઝરૂખામાં આવી.

અનંતમાં નાનકડી વાદળી ચંદ્રને ઢાંકી રહી હતી. ઝરૂખામાં જ્યાં ચંદ્રનો પ્રકાશ છાયો હતો, ત્યાં અંધકાર પથરાઈ ગયો.

"શું પોતે એ વાદળી જેવી નથી?" ચામેકના મનમાં એકાએક પ્રશ્ન સ્ફૂર્યો. ચંદ્ર સમા રાજાને શું તેણે ન્હોતો સંતાડ્યો? ઝરૂખામાં પથરાયેલા અંધકાર સમો અંધકાર શું આખા રાજ્યમાં નથી પ્રસર્યો?" આવા વેધતી ઝડીઓ સમા પ્રશ્નોથી તે વિહ્વલ બની ગઇ. ત્યાં અનંતમાં ચંદ્ર પરથી વાદળી અદ્રશ્ય થઇ. રજનીપતિ શશિદેવનો દેદિપ્યમાન પ્રકાશ ફરી ઝરૂખામાં પથરાઈ ગયો.

"એ વાદળી માફક હું મહારાજના જીવન —આભમાંથી અદ્રશ્ય થાઉં તો....! તો ફરી રાજ્યમાં ધર્મનો પ્રકાશ પ્રસરે.... તો પ્રજાને પોતાનો ધર્મપ્રેમી રાજા મળે." અને મનમાં સ્ફૂરેલો વિચાર અમલમાં મૂકવા તે રાજમહેલ બહાર નીકળી ગઇ.

આખી રાત્રી એ કેટલું ચાલી એનું એને ભાન ના રહ્યું. જ્યારે સવારમાં સૂર્યના કિરણો વસુધાની ગોદમાં ખેલવા માંડ્યા ત્યારે તે એક સરિતાના કાંઠે પહોંચી ગઈ હતી. હવે તેના પગ આગળ જવાની ના કહેતા હતા. એ ત્યાં આરામ માટે બેઠી, પણ આખી રાતના શ્રમથી ક્યા સમયે તેની આંખ બીડાઇ ગઈ એની તેને સાન ન રહી.

"ઓ બહેન, તમે કેમ અહીં સૂઈ ગયાં છો?" થોડી વાર પછી પાસે થઇને જતા એક જૈન સાધુ બોલી ઉઠ્યા.

ચામેક એકદમ જાગી ઉઠી. રોજ જ્યારે એ જાગતી ત્યારે તેની સેવામાં દાસીઓ તૈયાર ઉભી હોય, એના બદલે આજે એક જૈન સાધુ જોઇ થોડી વાર એ વિચારમાં પડી ગઇ.

"બહેન, તમે કોણ છો?" જૈન સાધુએ મમતાથી પૂછ્યું.

"હું એક અભાગી સ્ત્રી છું." ચામેકે નિ:શ્વાસ મૂકી કહ્યું.

"ના બહેન, એવું તમે ના બોલો. તમે સુભાગી છો. હું તમારી જીવનકથાથી વાકેફ છું, તમે ચાલુક્ય વંશના દીપક વિજયાદિત્યનાં મહારાણી છો એ હું જાણું છું"

જૈનસાધુને આ પ્રમાણે બોલતાં સાંભળી ચામેક આશ્ચર્ય પામી. તે એકદમ જૈનસાધુના ચરણોમાં પડી ગઇ. "મહારાજ, મારો ઉદ્ધાર કરો."

'તમારો ઉદ્ધાર કરનાર હું કોણ! લિખિત મપિ લલાટે પ્રોક્ષિત કઃ સમર્થ— એ કથન તો આપ જાણતા હશો."

*

એ પછી એ નગરના લોકે જાણ્યું કે નગરમાં આવેલા જૈનસાધુએ એક અજાણી સ્ત્રીને શ્રાવિકા ધર્મની દિક્ષા આપી.

શ્રાવિકા ચામેકની કીર્તિ અમર કરવા વિજયાદિત્યે એક તામ્રપત્ર બનાવ્યું. જૈન શાસ્ત્રોમાં આ તામ્રપત્ર 'કુલ ચુંબાઈ દાનપત્ર'ના નામથી ઓળખાય છે.

## સુરાજ્યની કલ્પનાવાળા સ્વતંત્ર ભારતમાં



# આપણી ફરજ

લેખિકાઃ
કુ. મંજુલા લાભશંકર અધિકારી

*

જીવનમાં નિષ્ફળતા તો આવ્યા જ કરે છે, પણ એ નિષ્ફળતાના કારણો શોધી કાર્ય ફરીથી શરૂ કરવું એ જ ઇષ્ટ છે. કોઈ વેપારીને દેવાળુ ફૂંકવાનો વખત આવ્યો, કોઇ વિદ્યાર્થી પરીક્ષામાં નિષ્ફળ ગયો, કોઈ મનુષ્યને ધંધામાં ખોટ ગઇ, કોઇને પોતાની નામોશીને લીધે સમાજમાં મોં બતાવવા જેવું ન લાગે ત્યારે 'કંઈ વાંધો નહિ, કાર્ય ફરીથી શરૂ કરો.' એ જ સૂત્રને અનુસરવું ઇષ્ટ છે.

સમાજ એ એક જીવંત વ્યક્તિ છે અને તે માનવદેહના જેવાં જ વિવિધ અંગોની એકતાનતા પર રચાયેલો છે. એક સરખા રોગથી તે બન્ને પીડાય છે. એક સરખા ઉપાયોથી તેમાંથી બચે છે; અને એક જ પ્રકારના નિયમોથી બંને નિયત થાય છે.

આઝાદી મળવા છતાં પણ આબાદી ક્યાં ? સ્વરાજ્ય તો મેળવ્યું, પણ સુરાજ્યની જરૂર છે. જ્યારે હિંસાનો અગ્નિ ધુંધવાતો હતો ત્યારે મહાત્માજી જલસીંચન કરતા હતા. આજે એ વિદ્યમાન નથી. તો તેમની મનીષા પૂરી કરવાની આપણી ફરજ છે.

બાપુજીની અખંડ લડતથી જ આપણને સ્વરાજ્ય મળ્યું છે. પણ એ સ્વરાજ્ય ક્યારે કહેવાય ? એમણે કલ્પેલી અને નજર સામે રાખેલી સમાજવ્યવસ્થા અને દેશવ્યવસ્થા–જેને તેઓ 'રામરાજ્ય' કહેતા હતા તે ફલીત થાય તો જ ગાંધીજીએ આપણને રાજદ્વારી મુક્તિ અપાવી છે, એટલુંજ નહિ, પણ આપણા જીવનને ભક્ષ્ય કરી જતી પાશ્ચાત્ય પ્રણાલીકાઓમાંથી પણ મુક્તિ અપાવી છે. વિદેશીઓના આંધળા અનુકરણમાં આપણે આપણા સંસ્કાર સંસ્કૃતિ અને જીવન વ્યવહારમાં ભ્રષ્ટ થઈ ગયાં હતાં. ગાંધીજીના પ્રકાશમય વ્યક્તિત્વે આપણને ઘણાયે રાહ બતાવ્યા છે, પણ વિશ્વનો એ તો સામાન્ય નિયમ છે કે, ઈશુને હંમેશ વધસ્તંભ પર ચડવું પડે. આપણે ગાંધીજીના વફાદાર અનુયાયીઓ નથી રહ્યા, એટલે જ તો 'અપને હી હાથોંસે હમને અપના બાપુ ખોયા' કેટલી શરમજનક વસ્તુ છે ! દેશને મોટું કલંક લાગ્યું છે.

આજે હિન્દ નાચ્યું છે, ખૂચ્યું છે. નવયુવાનોમાં સ્થિર, શાંત, આસાનીથી કામ કરી બતાવવાની શક્તિ નથી, અને એવા યુવાનો ઘણાજ થોડા નીકળશે. એક બાજુ દૈન્ય અને દુઃખથી અને બીજી બાજુ સ્વાર્થ અને પ્રપંચથી આખો દેશ ખદબદી રહેલ છે. આવા સંજોગોમાં આપણે શું કરવું એ જ એક મોટો પ્રશ્ન ઊભો થાય છે. આ ચિત્ર લાંબો વખત ન ચાલે. અને તે ચિત્રને બદલીને દેદિપ્યમાન ભારતનું ચિત્ર સર્જવાનું છે. આજે નવયુવાન અને યુવતિઓને હાકલ પડી છે. આપણી સમક્ષ કઠીન કાર્ય પડેલું છે. જ્યાં સુધી આપણે આપણી પ્રતિજ્ઞાને પૂર્ણ ન કરીએ, વિધાતાએ હિન્દના પ્રજાજનોને જેવા બનાવવા નિર્ધાર્યાં છે એવા જ્યાં સુધી ન બનાવીએ ત્યાં સુધી આપણામાંના કોઇને શાંતિને માટે અવ-

કાશ નથી. હિંમતભરી પ્રગતિને આરે ઊભેલા એક મહાન રાષ્ટ્રનાં આપણે બાળકો છીએ. નાગરીકો થઈશું અને આપણે એ ઉચ્ચ કક્ષાને અનુરૂપ બની રહેવાનું છે.

આઝાદ ભારતની આ કરૂણ દશા જોઈ શકાતી નથી. હિન્દુસ્તાનમાં નારીની સ્થિતી ઘણી જ કફોડી છે. આજની નવયુવતીઓના શરીર તો જોવાં જેવાં હોય છે. તેને માટે સમાજ જ દોષીત છે, કારણ કે સ્ત્રીઓને જોઈએ એટલી સારી કેળવણી મળતી નથી. શારીરિક તેમજ માનસિક કેળવણીનો અભાવ છે.

બાર, તેર વર્ષની ઉમરની છોકરી થઈ કે તરતજ લગ્નની વાતો ચાલવાની. શું આ યોગ્ય છે? નાનપણમાં જ એવી વાતો ઘરમાં ચાલતી હોય અને એ સાંભળવાથી છોકરીના મન ઉપર અસર થયા વગર રહેતી નથી. પણ એ કેટલી સંકુચિત દ્રષ્ટિ કહેવાય? ખાસ કરીને મોટેરાઓ એમાં જ મહાલી રહ્યા છે. એના કરતાં એવું કેમ નથી ઇચ્છતા કે મારો પુત્ર કે પુત્રી સંપૂર્ણ શારીરિક તેમજ માનસિક વિકાસ સાધી જીવનફલકને સફળતાથી પહોંચી વળવા સમર્થ થાય અને ત્યારબાદ ગૃહસ્થાશ્રમનો બોજો ઉપાડે! આમ ન થવાથી છોકરીની બધી પ્રવૃત્તિ રૂંધાઈ જાય છે. અરે, માત્ર છોકરી શા માટે, છોકરાની પણ એટલી જ પ્રવૃત્તિ રૂંધાઈ જાય છે.

સ્ત્રીના કાર્યની દ્રષ્ટિએ તેની સ્થિતી પુરુષ કરતાં નીચી ન હોવી જોઇએ. મહાન લેખક રસ્કિને એક ઠેકાણે કહ્યું છે: "સ્ત્રીમાં સર્જક શક્તિ છે; પુરૂષમાં નાશક શક્તિ છે." વળી હૃદયની સંસ્કારીતા, કોમળતા, સંયમ, આત્મભોગ અને એકનિષ્ઠાની દ્રષ્ટિએ સ્ત્રીઓનું સ્થાન અનોખું હોવું જોઇએ. કુટુંબ, જાતિ કે દેશની ઉન્નતિ આવી સ્ત્રીઓના જ હાથમાં છે.

સ્ત્રીજાતિની ઉન્નતિમાં આખા સંસારની ઉન્નતિ રહેલી છે. સ્ત્રીજાતિની ઉન્નતિ થઈ એટલે ગૃહસંસાર સ્વર્ગમય બન્યો. સ્ત્રીજાતિની ઉન્નતિમાંજ આખા દેશનું કલ્યાણ સમાયેલું છે.

થોડા આજના આર્થિક મુશ્કેલીભર્યા જમાનામાં પોતાના ઉદરપૂર્ણના ઉદ્યોગમાં એટલો બધો ગુંથાઈ ગયો હોય છે કે પોતાનાં બાળકોના સંસ્કાર, ચરિત્ર કઈ રીતે ઘડાઈ રહ્યાં છે તે જોવાની પણ એને ફુરસદ મળતી નથી. અને તેથી જ દિનપ્રતિદિન હિન્દની શક્તિ વેડફાઈ જાય છે. પરંતુ રશિઆ જેવા દેશમાં બાળકોની કેળવણી રાજ્યની જ ફરજ ગણાય છે. તો આપણે આશા રાખીએ કે આપણે ત્યાં પણ આપણને સ્વરાજ્ય મળ્યું છે તો આપણા બાળકોની કેળવણીનો બોજો બને તેટલો ઓછો કરવા રાજ્ય બનતું કરશે.

મનુષ્ય તો જન્મથી મરણ સુધી વિદ્યાર્થી છે. દુનિયામાં ખરો કોઈ શિક્ષક હોય તો તે માતા જ છે. માતા જેવા સંસ્કારો બાળકમાં પાડે છે તેવો બાળક સંસ્કારી બને છે. આ બાળક મહાન થાય અને તે સમ્રાટ સુદ્ધાં થાય, તેમાં મૂળ વસ્તુ આપણે જોઈએ તો તેની શક્તિનું કારણ માત્ર તેની માતા જ છે. પહેલો શિક્ષક માતા, પછી સ્કુલમાં ભણાવતો શિક્ષક અને પછીથી અનુભવો. કારણ એ જ કે "અનુભવ એજ ઉત્તમ ગુરૂ છે." ઊછળતા યુવકને એમજ થાય કે, ઘુઘવતો સાગર જો હમણાં મારી સામે આવે તો હમણાં જ કુદી પડું અને મારી જાતને અજમાવું. પરંતુ અનુભવની સરાણ પર ચઢયા પછી તેને ખબર પડે છે કે, કયું કાર્ય હિતાવહ છે અને કયું નથી. માટે યુવકોએ કે યુવતીઓએ ખોટાં સાહસીક ન બનતાં મોટેરાંઓના અનુભવ અને જ્ઞાનનો લાભ પ્રથમ મેળવવો જોઇએ.

આવી રીતે સુશીક્ષિત અને સુદ્રઢ બનેલી વ્યક્તિને તેના કાર્યમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળવું જોઇએ. સ્વતંત્રતા એટલે સ્વચ્છંદ નહિ. તે જ સાચો સ્વતંત્ર છે જે પોતાના કાર્યોને એવી

રીતે નિયોજે છે કે જેથી બીજાની સ્વતંત્રતામાં વિક્ષેપ ન પડે.

હિન્દમાં જો છોકરાઓ નમાલા હોય તો પછી છોકરીઓનું પૂછવું જ શું? જો આવી સ્થિતિ ચાલુ રહે તો તેઓનો સંસારરથ કેમ જ ચાલી શકે! માટે એ બન્ને અંગો કેળવવાં જોઇએ.

માણસની મહત્તાની કિંમત તેની પાસે કેટલાં રેશમી કપડાં કે કેટલી મોટરો છે તેનાથી નથી અંકાતી. જો એમ જ હોત તો લોકો ક્રાઇસ્ટ, ટોલ્સટોય કે મહાત્માજીને શા માટે પૂજત? સાદાઇમાં જ મહત્તા છે. વિલાસ તો સૌ કોઈ ભોગવી શકે. ત્યજવાનું ઘણું જ મુશ્કેલીભર્યું છે. માટે આપણો આદર્શ 'સાદું જીવન અને આદર્શનો હોવો જોઇએ.

આઝાદ હિન્દને સંસ્કારી હિન્દ બનાવવાનો છે. તેનો આત્મા સુધારવો છે. હૃદય પલટાવવું છે. સમાજ એટલે વ્યક્તિઓનો સમૂહ, તેથી સમાજને ઉન્નત કરવો હોય તો દરેક વ્યક્તિએ પોતે જ ઉન્નત થવું જોઇએ.

સમાજ ઘણી વખત પ્રગતિશીલ માણસોને ગાંડા અથવા તરંગી માને છે, કારણ કે રૂઢીચુસ્ત લોકો પોતાના રંગે રંગાયેલા ચશ્માથી દુનિયાને જુએ છે. પ્રગતિ અને વિકાસ એ મનુષ્યનું ધ્યેય હોવું જોઈએ. તેથી 'જુનું તે જ સોનું' એમ ન માનતાં જે જે કંઈ ગ્રહણ કરવા યોગ્ય લાગે તેને અપનાવવું જોઇએ.

પણ સમાજને એકદમ વાળવો મુશ્કેલ છે. જેમ કાચની પોલી નળીને કાટખૂણે વાળવી હોય તો તેને એક જ જગ્યાએ ધીરે ધીરે તપાવીએ અને પછી વાળીએ તો જલ્દી વળે છે, એટલે આ બધું એને મળતું જ આવે છે. સમાજને એવી રીતે જ સમજાવીને, હૃદયનો પલટો કરીને વાળવાનો છે.

બાકી મંચ ઉપર ચડી ચડી મોટાં મોટાં ભાષણોથી કંઈ વળી શકવાનું નથી. તેને કાર્યમાં, જીવનમાં મૂકવાની અગત્યતા વધારે છે.

ઇતિહાસ જોવામાં આવે છે કે 'ફ્રાન્સની રાજ્યક્રાંતિ' 'રોમન કેથોલીકોનો છુટકારો' વગેરે શું હતું? અમીર વર્ગનો અને ધર્માચાર્યોનો જુલ્મ સહન ન થવાથી તેમની સામે તેમને માથું ઊંચકવું પડયું. આપણે ત્યાં પણ ધનલોલુપ કાળા બજારીઆઓના ત્રાસથી લોકો બળબળી રહ્યા છે. તેઓ પણ છેલ્લે પગથીએ જઈ ન બેસે તે માટે શ્રીમંતો તેમજ સરકારે પાણી પહેલાં પાળ બાંધવી જોઇએ. વોલ્ટરે અને રૂસોએ બંધુત્વ સમાનતાની ભાવના જગાડી. ગાંધીજી પણ સમાનતા અને વિશ્વબંધુત્વનો સતત ઉપદેશ કરી ગયા, તે આપણે જીવનમાં ઊતારવો જોઇએ.

હિન્દના નવસર્જનના પ્રયાસ થઈ ચૂક્યા છે. પ્રયાસ કર્યો ઘણા નેતાઓએ, તેના નકશા દોર્યા મહાત્મા ગાંધીજીએ, તેનો પાયો નાંખ્યો જવાહરે અને સરદારે. હવે આપણે તો તૈયાર આસનો પર બેસી નવસર્જન કરવાનું છે. આ ક્ષણથી જ એ નવસર્જનના કાર્યમાં આગળ વધવું જોઇએ.

જ્યારે સમગ્ર દેશમાં સમાનતા સ્થપાશે, ગરીબ તવંગર સમાન બનશે, હિંદુ–મુસ્લિમ એક બનશે, સ્ત્રી–પુરુષોના હક્ક સમાન બનશે, મંદિર–મસ્જીદ સુખ અને શાંતિના પવિત્રધામ બનશે અને રામ–રહેમાન એક રહી તે જનતાને પ્રેરણા આપી રહેશે ત્યારે જ આઝાદ હિન્દનું સોનેરી પ્રભાત ખીલી નીકળશે.

# બીજી મહાન લડાઇમાં અપૂર્વ ફાળો આપનારી રશિયાની

# વિરાટ સ્ત્રીશકિત

રૂશિઆના ઇતિહાસના પ્રકરણો અનેકાનેક રૂસી રમણીઓના શૌર્યથી ચમકે છે, એમના અનુપમ અને અપ્રતિમ આત્મ તેજથી દીપે છે, કરન અને કથન એમનાં અમર ચરિત્રદર્શને દીપી રહ્યાં છે; પણ આ તો ભૂતકાળની વિરલ વીરાંગનાઓની આખ્યાયિકાઓ છે. એને ય ભૂલાવે એવી વીરતેજે વિલસતી અનેક કથાઓ હજી તો હમણાં જ વિશ્વવિગ્રહના રચાતા ઇતિહાસને પાનેપાને આલેખાઇ રહી છે. દેશપ્રેમને માટે દેહના દાન દેનારી, વીરત્વના પ્રતાપ તેજે સારાય સમરાંગણો ચમકાવનારી આ રૂસી સ્ત્રી-સૈનિકોના ધરાતન અને બલિદાનની એ વીરરસે રંગાયલી કથાઓ જેટલી અજોડ છે એટલીજ પ્રેરક છે. દેશપ્રેમની મહાગીતા અને કર્મસંહિતા એ ચારિત્રોમાં ચમકે છે.

સોવિયટ રાજ્યમાં સ્ત્રીઓના પણ પુરૂષસમા જ હક્ક સ્વીકૃત થયા છે. પુરૂષસમોવડી એ ય નાગરિક સ્વાતંત્ર્ય મ્હાણે છે. રાજકીય ક્ષેત્રમાં, આર્થિક ક્ષેત્રમાં, કે સામાજિક ક્ષેત્રમાં—એકેએક ક્ષેત્રમાં અને એકેએક પ્રદેશમાં પુરૂષ જેવા જ અને જેટલાજ અધિકારો રૂસી લલનાઓ ભોગવે છે. યુ. એસ. એસ. આરમાં તો નિશ્ચિત વ્યવસાયોમાં ય સ્ત્રીઓને પુરૂષ જેવા અધિકાર મળ્યા છે. એ વ્યવસાય અંગેના વેતન વિશ્રાંતિ, આરામ, ઉત્તરાવસ્થાના નિર્વાહની જોગવાઇ, માંદગી અને કેળવણી વગેરે દરેક અધિકાર આ નારીઓએ મેળવ્યા છે.

૧૭૦૦ ઉપરાંત સ્ત્રીઓ યુ. એસ. આરના વરિષ્ઠ મંડળોમાં 'ડેપ્યુટીના' જવાબદારી ભર્યા સંચાલક સ્થાને કાર્ય કરે છે, અને ૪૫૬૦૦૦ સ્ત્રીઓ સ્થાનિક કામદાર મંડળોમાં 'ડેપ્યુટીના' સ્થાને કાર્ય કરે છે. લાખો સ્ત્રીઓ યંત્રાલયોમાં, સંસ્થાઓમાં, અને સામુદાયિક કૃષિક્ષેત્રમાં રોકાયલી રહે છે. વૈજ્ઞાનિક, સમાજિક, અને રાજકીય પ્રવૃત્તિઓમાં પણ જવાબદારી ભરેલા કાર્યો બજાવે છે. ૧૯૪૦માં દોઢ લાખ સ્ત્રીઓ ઇજનેર અને ટેકનીશિઅન તરીકે કામ કરતી હતી. રશિયાએ જે દિવસે વિગ્રહમાં ઝંપલાવ્યું તે દિવસે ઉચ્ચ કેળવણી સંસ્થાઓની અને ખાસ માધ્યમિક શાળાઓની વિદ્યાર્થિનીઓની અડધો અડધ સંખ્યા સમરાંગણમાં કૂદી પડી હતી. પુરૂષોની માફક જ સ્ત્રીઓ પણ રાષ્ટ્રના એકેએક વર્તુલમાં સમાન અધિકાર ભોગવે છે અને સમાન શક્તિ દાખવે છે. અને આ સમાનતાના તત્વે એમની રાજકિય પ્રવૃત્તિનો વિકાસ સાધ્યો છે, અને એમની સ્વયંમેવ કાર્ય કરવાની ટેવ કેળવી છે.

વિગ્રહની ભયંકર અગ્નિપરીક્ષામાં રૂસી લલનાઓ સફળ રીતે પસાર થઇ છે. ભૂતકાળની વીરાંગનાઓની વીરત્વના સત્વે પરિપુષ્ટ થયેલી, દેશના નિસ્વાર્થ પ્રેમની ભાવનાએ પ્રેરાએલી, દેશનાં સંરક્ષણ માટે એ સ્ત્રીઓ એમના પતિ સાથે, એમના પુત્રો સાથે, એમના બંધવાઓ સાથે સમરાંગણના ધ્વનિ સાંભળતા રણમેદાને રણચંડિકાના ઉગ્ર તેજે ધસી ગઇ અને લાલ સૈન્યના સૈનિકો સાથે એમણે પણ રણમોરચે જાતજાતના શસ્ત્રો શત્રુઓ સામે વીંઝયાં. પ્રાણની પરવા કર્યા વિના, સુખસગવડોના સ્વપ્નાઓની હોળી કરી, નિડર અને નિર્ભય પણે એમણે વાહોમ કરીને કેસરીઆ કર્યા અને ક્ષાત્ર બુદ્ધિના તેજ પળે પળે અને પ્રસંગે પ્રસંગે ચમકાવ્યા. જગતે એ જોઇને પ્રશંસાના અને અહોભાવના ઉદ્ગાર કાઢયા. અનેક સ્ત્રીઓએ પાછલી હરોળમાં રહીને સૈનિકોને માટે અહોરાત્ર યંત્રાલયોમાં, અને ક્ષેત્રોમાં એમની અવિરત અને અવિશ્રાંત સેવાઓ આપી, પૂરતા ખાદ્ય પદાર્થો, પૂરતા પ્રમાણમાં આયુધો અને દારૂગોળાના ભંડારોનાં

ભંગાર રણમોરચે પાડ્યા.

આ સોવિયેટ સ્ત્રીઓના પરાક્રમનો ખ્યાલ નીચેના આંકડાઓ આપે છે. ૧૯૪૫ની ૧લી ફેબ્રુઆરીએ ૭૨૦૦૦ સ્ત્રીઓને એમના શૌર્ય માટે ચન્દ્રકો અર્પણ કરવામાં આવ્યા હતા. ૪૪ સ્ત્રીઓને 'Hero of the Soviet Union' નું બહુમાન મળ્યું હતું. હજારો સ્ત્રીઓ Partisan detachmentમાં હતી. તેમાંથી લગભગ આઠ હજાર સ્ત્રીઓને 'Partisan of the great Patriotic War' ના ચન્દ્રકો અર્પણ કરાયા હતા.

*

શૌર્ય તેજે સમરાંગણો ચમકાવનારી કેટલીક વીરાંગનાનો આછો પરિચય જાણવા જેવો છે.

ઇવડોકીયા નોઝલ એક શિક્ષિકા હતી, યુદ્ધને મોરચે વાયુસૈન્યમાં એણે તરતજ સ્વય સેવિકા તરીકે ઝંપલાવ્યું, અને જોતજોતામાં તો એ દળની ઉપસેનાની બની. ૩૫૪ જેટલા વાયુયુદ્ધો એણે ખેલ્યાં. ૫૦૦૦૦ કીલોગ્રામ બોંબ એણે શત્રુપ્રદેશ પર ફેંક્યા, વિગ્રહમાં 'Hore of the Soviet Union' નું માન મેળવનાર એ પ્રથમ સોવિયેટ સ્ત્રી હતી.

વેલેરી નારીસ્યાયે ૩૦૦ રણ મોરચે ઘાયલ સૈનિકોની સેવા કરીને એમનાં જીવન બચાવ્યાં. એક વખતે જર્મનોની પ્રચંડ રણગાડીઓ, રશિયાના લશ્કરી મથક પૂરવેગે ધસી આવી હતી. ત્યારે આ નર્સે જીવના જોખમે, જરા જેટલી પરવા કર્યા વિના કેટલાક ન્હાના સ્ફોટક બોંબ સાથે શત્રુદળમાં છૂપાતા સંતાતા પ્રવેશ કરી રણગાડીઓ પર વીજળીવેગે એ બોંબ ફેંક્યા અને ચારે તરફ આગની ભયંકર જ્વાળાઓ ફરી વળતાં જર્મનોની એ આક્રમક યોજના ઉંધી વળી ગઈ.

આવા તો એક બે નહિ, બે ચાર ડઝન નહિ, પણ હજારો દાખલા આ વિશ્વયુદ્ધના ઇતિહાસના પાને પાને, અને પ્રકરણે આલેખાશે અને ઇતિહાસના અભ્યાસીઓ એ વીરાંગનાઓના વીર સાહસ પ્રસંગો વાંચતા અદમ્ય અહોભાવ અનુભવશે.

ઝોયા અને લીઝા એ બે રશિકન્યાકાઓની વીરકથા અપ્રતીમ દંતકથા બની ગઈ છે. અનેક લેખકો અને નાટ્યકારોએ એમની કલમને એમના સાહસભર્યા પરાક્રમે દીપાવી છે. રશિઆની એ બે બાળાઓ પ્રેરણામૂર્તિ હતી, અને રહેશે. રશિયાનું સ્રોત એ બાળાઓના શૌર્ય તેજે આજે લખલખી રહ્યું છે.

વિગ્રહ સંચાલકોની ક્ષણેક્ષણે વિકસતવેગે આવતી અનેકાનેક માંગણીઓ રશી સ્ત્રીએ એટલી જ શિઘ્રતાથી અને કુશળતાથી પુરી પાડી છે. દારૂગોળો, આયુધો, ગુપ્ત શસ્ત્રો, ખાદ્યપદાર્થો, વિમાની જહાજો, બોમ્બ, 'શેલ્સ' અને સરંક્ષક સામગ્રીઓ, સૈનિકોનાં લોહકવચો અને આવી આવી તો અનેક વસ્તુઓ વિજયની ઝડપે રાતદિવસ ખડે પગે સ્ત્રીઓએ અને બાળાઓએ તૈયાર કરીને રણમોરચે વખતસર મોકલી હતી. આગ વરસાવતી ભઠ્ઠીઓ પાસે, વિમાનોત્પાદક રાક્ષસી યંત્રાલયોમાં એન્જીન, ટ્રેક્ટર અને રણગાડીઓ બનાવતાં કારખાનાઓમાં, અકસ્માત કે ભયની પરવા કર્યા વિના લાખો સ્ત્રીઓએ લાલ સૈન્યને શસ્ત્રસરંજામ પહોંચાડવા ઉલટભેર જે કાર્ય કર્યું છે એ એટલું તો રોમાંચપ્રેરક છે કે જેને માટે રશિયા ખરેખર અપ્રતીમ ગૌરવ લઈ શકે. જોતજોતામાં આ સ્ત્રીઓએ, રેલ્વેમાં, ખાણોમાં અને એવા કેટલાક ગંભીર અને અટપટા ક્ષેત્રોમાં કૌશલ્ય મેળવ્યું, અને સફળ સંચાલન કર્યું. ભયંકર આપત્તિઓનો પ્રચંડ સામનો કરી, ન કલ્પી શકાય એવું અજોડ કાર્ય કૌશલ્ય અજાણ્યા અને અનભિજ્ઞ ક્ષેત્રોમાંય એમણે દાખવ્યું.

નાટાલીઆ કેમેંકોએ એક નૂતન પ્રકારનો સ્ફોટક પદાર્થ શોધી કાઢ્યો, અને એના ઉપયોગ માટે નવાં યંત્રાલયો ઉભાં કરાયાં હતાં. ઇકાતેરીના નામની બીજી સ્ત્રી-ઇજનેરે લાલ સૈન્ય માટે તદ્દન નવી જ ઢબનાં આયુધો શોધ્યાં

અને એ ઘણા જ સફળ નીવડયાં, એક સામાન્ય યંત્ર સંચાલક તરીકે કામ કરનાર આરશેવા નામની સ્ત્રીએ એક એવી જાતની શારડી શોધી કાઢી કે જેનાથી એકી સાથે ચાર માણસનું કાર્ય કરી શકે અને એને લીધે શસ્ત્રોત્પાદનના કાર્યમાં વધારો થઈ શકયો.

ખેતીના કામમાં પણ વિગ્રહ દરમિયાન સોવિયટ સ્ત્રીઓએ અસામાન્ય કુનેહ કૌશલ્ય દેખાડયાં હતાં. સોવિયેટ ગામડાઓએ અનેક અને અકલ્પ અગવડો અને મુશ્કેલીઓનો સામનો કરતાં સૈન્યો માટે જરાય વિલંબ વિના રાત દિવસ ખાદ્યપદાર્થો અને શસ્ત્ર સરંજામ માટે કાચી વસ્તુઓ પૂરી પાડી. સોવિયેટ સ્ત્રીઓને પ્રતાપે અને એમના અવિશ્રાંત પરિશ્રમને લીધે એ સમગ્ર યશ આ સ્ત્રીઓને ફાળે જાય છે. જેવી રીતે અનેક સ્ત્રીઓ અટપટાં યંત્રોનાં કાર્યો ઝપાટાબંધ શીખી ગઈ તેવી જ રીતે અનેક સ્ત્રીઓએ ખેતીની ઝીણામાં ઝીણી વિગતોનો અભ્યાસ કર્યો, ટ્રેક્ટરોના ભાગો અને ઉપભાગોની માહિતી મેળવી લીધી, અને ટ્રેક્ટર હાંકનાર તરીકે કામ કરવામાં નૈપુણ્ય મેળવ્યું.

૧૯૪૩માં કર્યા ગર્માશના હાથ નીચે કામ કરતી એક ટુકડીએ એકી વખતે પાંચ વરસનો સામટો ફાળો આપ્યો. એ ટુકડીમાં કામ કરનાર શીખાઉ છોકરીઓએ પાંચ પાંચ માણસનું એકી સાથે કામ કરી બજાવ્યું.

પ્રાધ્યાપિકા ઝીનૈદા એર્મોલીવાને 'સ્ટેલીન'નો ચન્દ્રક એના અનેકવિધ સંશોધન કાર્યની કદર બૂજવા અર્પણ કરાયો હતો. ચેપી રોગના નિવારણ માટે એણે ઉપાયો શોધ્યા. જંતુઓના ત્રાસમાંથી સૈનિકોને કેવી રીતે ઉગારવા એના મહત્ત્વના પ્રશ્નોનો ઉકેલ કર્યો, રોગ અટકાવનારી ઔષધીઓનું સંશોધન કર્યું, અને એવી અનેકાનેક સેવાઓ લાલ સૈન્યની પ્રગતિને સુંદર વેગ આપી શકી. લીના સ્ટર્ને ધનુર્વા અને મુર્જારી મટાડવા માટે કેટલીક સફળ યુક્તિઓ શોધી કાઢી, અને અનેક સૈનિકોના પ્રાણ એ યુક્તિએ બચાવ્યા.

નાઝીઓના આસુરી આક્રમણે અનેક શહેરો, ગામડાઓ કાર્યાલયો અને યંત્રાલયોનો ન વર્ણવી શકાય એવો વિનાશ કર્યો હતો, પણ એ વિનાશની રાખમાંથી નવાં સર્જનો સ્ત્રીમંડળોએ કર્યાં. એમના જ બુદ્ધિબળે અને સ્વયંસ્ફુરણાના પ્રતાપે, કોઇના ય માર્ગ દર્શન વિના આખું રશિઆ આજે 'સ્ટેલિનગ્રેડ'નું નવસર્જન કરનાર શેરા ક્સેવાનું નામ જાણે છે. શહેરના પુનરુત્થાન માટે એણે ગૃહિણીઓની એક પ્રચંડ સેના જોતજોતામાં રાતદિવસ શેરીએ શેરીમાં ફરીને ઉભી કરી, અને એ દૃષ્ટાંતનું બીજા અનેક શહેરોએ અનુકરણ કરી 'ગૃહિણી દળો' ઉભાં કર્યાં, અને ભસ્તીભૂત થએલા શહેરો અને ગામડાં ફરી સજીવન કર્યાં, એમાં નવો પ્રાણ પૂર્યો, નૂતન ચેતન રેડયું, અને સ્મિતની સુંદર સુરખીએ એ નવસર્જનો ખીલી ઉઠયાં. માત્ર 'સ્ટેલીનગ્રેડ'માં જ આવા એક હજાર દળો કાર્ય કરે છે, અને દરેક દળમાં વીશ હજાર ગૃહિણીઓ છે. એવી એ વિરાટ અને વ્યાપક સંસ્થા છે.

આ મહા વિશ્વવિગ્રહમાં સ્ત્રીઓએ એમની અપ્રતિમ શક્તિઓનાં નૂર દાખવી વિશ્વને આશ્ચર્ય ચકિત કર્યું છે. એમની નિર્ભયતા, એમનું સાહસ અને દેશપ્રેમ ધબકતી એમની અમર અને જીવંત પ્રેરક અને વેધક સાહસ કથાઓ રશિઆના ઇતિહાસને અપૂર્વ અને અનુપમ બનાવી રહી છે. વ્હાલા વતનની આઝાદી માટે એમણે જે આત્મ બલિદાન આપ્યાં છે, જે સમર્પણો કર્યાં છે, અને જે સેવાઓ બજાવી છે એ આલેખવા અનેક તેજસ્વી કલમોને વર્ષો સુધી અવિરત કામ કરવું પડશે.

# ગુજરાતી સાહિત્યનું વિહંગાવલોકન



પ્રો. શાન્તાબહેન આસર

*

**ભ**ક્ત કવિ **નરસિંહ** મહેતા એ ગૂજરાતી ભાષાના આદિ કવિ ગણાય છે. ખરું જોતાં તે પહેલાંની એ રચનાઓ મળી આવે છે, પરન્તુ પ્રેમ, ભક્તિ, વેદાન્ત અને શૃંગાર રસની અદ્‌ભુત કવિતા જે જનતાએ નરસિંહને મુખે સાંભળી તેનો રંગ તો ઓર જ હતો. આજે આ વાતને પાંચસો વર્ષો વીતી ગયાં છે, છતાંએ એ આદિ કવિના પ્રભાતિયાં અને ભક્તિરસના અન્ય પદો—પ. પૂ. બાપુજીનું પ્રિય ભજન 'વૈષ્ણવજન'—તેમજ રાસમાળા ગૂજરાતને ઘેરે ઘેર સુપ્રસિદ્ધ છે અને અત્યંત આદરભર્યું સ્થાન ધરાવે છે. આ કવિની કીર્તિ સન્ત, સન્યાસી અને વેરાગીઓ દ્વારા આસેતુ હિમાલય આખા ભારતવર્ષમાં ફેલાએલી જ છે.

કવયિત્રી **મીરાંબાઇ** પણ તેની જીવનની સંધ્યા ગૂજરાતી પુણ્યભુમિ પર વિતાવી રહી હતી, ત્યારે ખૂબ પદો અને ભજનો ગૂજરાતી ભાષાને જાણે કે તેના દ્વારકાધિશના ચરણમાં લીન થઈ જવાની તક આપવા બદલ ભેટ આપી જતી હોય તેમ સમૃદ્ધ કરતી ગઇ.

પણ નવે રસની કવિતા કરી દરેક રસ પર અદ્‌ભુત કૌશલ તો **પ્રેમાનંદે** દાખવ્યું. ઉત્તર હિંદની તે કાળની ભાષાઓની સમૃદ્ધિનો વિચાર કરતાં ગૂજરાતી ભાષાની પરિસ્થિતિ ખૂબ જ અસંતોષજનક હતી, તે માટે એક દોહરો પણ પ્રખ્યાત હતોઃ

**અલેફ બે કા સોળ હી આના**
**અટે કટે કા બાર**
**ધકડં તીકડં આઠ હી આના**
**શું શાં પૈસા ચાર.**

અલેફ બે (અર્થાત્ ફારસી અને તેના પ્રભાવવાળા ઉર્દૂ) કા સોળ હી આના અટે કટે (મારવાડી, અવધી, વ્રજ વગેરે આજે હિંદી નામે ઓળખાતી) કા બાર; ધકડં તિકડં (મરાઠી—પેશ્વાઇ અને તે પહેલાં શકવર્તી શિવાજી મહારાજને લીધે) આઠહી આના, શું શાં (ગૂજરાતી—અવ્યયો પરથી) પૈસા ચાર.

**પ્રેમાનંદે** એ, મ્હેણું ધોઇ નાખવા મહા પ્રયત્ન કર્યો અને તેણે ગૂજરાતી ભાષાને નળાખ્યાન, મામેરું, સુદામા ચરિત્ર, ઓખાહરણ અને શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધ ઇત્યાદિ રચનાઓથી ખૂબ સમૃદ્ધ કરી. તેમાં તેણે તેના ઇતર ભાષી સમકાલિન કવિઓ કરતાં હાસ્યરસમાં તો કમાલ જ કરી. સાથે **શામળભટ્ટ** નામના કવિએ રોમેન્ટિક તત્ત્વોવાળી વાર્તાઓ પણ આપી. આ બન્ને કવિઓની ચકસાચકસીએ ગૂજરાતી સાહિત્ય ઘણું જ ગબ્બર થયું.

ભક્તિ રસનો અતિરેક અને જ્ઞાન માર્ગની ઉપેક્ષા થતી લાગતાં અમદાવાદી સોની અખો તેની કટાક્ષથી વિંધી નાખનારી ભાષા સાથે આગળ આવ્યો. તેણે ભક્તિરસના અતિરેકથી આવેલી ઘેલછાઈ અને શૃંગાર રસની મર્યાદા વટાવી ચૂકેલી કવિતાથી થતી જન સામાન્યની

નીતિ વિષયક ગેરસમજને ખંખેરી નાખી. પોપલીલા, ઈતર સામાજિક દંભો અને અન્યાયો ઉઘાડાં પાડી તેણે જ્ઞાન અને વૈરાગ્યનો વાવટો ઉડતો રાખ્યો.

**દયારામે** કવિતામાં વ્રજ ભાષાની માધુરી અને શાસ્ત્રીય સંગીત ઉમેર્યું. ગરબીઓ તો જાણે તેની જ. ઉપરાંત ધીરો અને ભોજો પણ સદ્‌બોધ લેવા લાયક પદ અને કવિતાઓ લખી ગયા છે.

**દલપતરામ** આવ્યા ત્યારે અંગ્રેજી હકુમત આ દેશમાં સ્થિર થઈ ગઇ હતી. તેમણે નવા જમાનાને અનુકૂળ થનારું ભાષાનું ચોકઠું વિચાર્યું, ને તેવી રચનાઓ—ખાસ કરીને નિરક્ષરતા દૂર કરવાના નવી સરકારના પ્રયત્નોને વેગ મળે તેવી, તેમજ વ્હેમ, વિનાશક રૂઢિબંધનો અને ઇતર રીતરિવાજો દૂર થાય અને ઘડીભર ગમ્મત પણ મળે તેવી—કરી.

પણ ગુજરાતી સાહિત્યનો અભિનવ અવતાર તો વીર **નર્મદે** ઘડયો. શિષ્ટ સાહિત્યનું અત્યાર પૂર્વેનું વાહન કેવળ પદ્ય હતું, તેમાં ગદ્ય લખી નર્મદે પહેલ કરી. અંગ્રેજી કાવ્ય સાહિત્યનો અભ્યાસ કરી તેવા ઢંગ પર તેણે કવિતા રચી; પણ તેમાં કચાશ ઘણી દેખાઈ, છતાં તેણે તો ગુજરાતી ભાષાને જગતની શ્રેષ્ઠ ભાષાઓની હરોળમાં મૂકવા મનુષ્ય યત્નથી શક્ય હોય તે બધું જ કર્યું, અને આત્મબલિદાનના ભવ્ય પાયા પર નવા ગુજરાતી સાહિત્યનું નિર્માણ થવા માંડયું. નંદશંકરે ગુજરાતી નવલકથા 'કરણઘેલો' લખી; અને **નવલરામે** નાટક, વિવેચન, પ્રહસન (ફાર્સ) અને નિબંધના ઉચ્ચ પ્રકારો વિશે કલમને ઠીક ઠીક ચલાવી.

આમ છતાં શુદ્ધ અને સમૃદ્ધ ગદ્ય—જેને વિશ્વસાહિત્યમાં પણ કસોટીએ ચઢાવી શકાય, તે તો **ગોવર્ધનરામે** જ લખ્યું. તેમની મહાન નવલકથા 'સરસ્વતીચંદ્ર' ને ગુજરાતીઓ ગૌરવપૂર્વક પાંચમા વેદનું સ્થાન આપી શકે તેમ છે.

ગોવર્ધન યુગના સાહિત્યકારો મુખ્યત્વે અતિશિષ્ટ સાહિત્ય—ક્લાસિકલ લીટરેચર—જ લખી ગયા છે; કારણ કે તેમનું મનન, ચિન્તન અને કલા તથા ભાષા વિશેનું મન્તવ્ય અભિરુચીને પોષક થવા માટે નહિ, પણ ભાષાને સમૃદ્ધ બનાવવા તરફ જ હતું. **કેશવ હર્ષદ ધ્રુવ, નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા, મણીભાઈ નભુભાઇ, આચાર્ય આનંદશંકર ધ્રુવ, રમણભાઇ નીલકંઠ** ઇત્યાદિ સમર્થીની સેવાઓનો તો માત્ર અહીં નામ નિર્દેશ કરીને જ સંતોષ લેવો પડશે.

આ બધામાં માત્ર ૨૬ વર્ષની તરુણ વયે ગુજરી જનાર ગુજરાતી કવિતામાં કંઇક નવી મસ્તી જગવનાર **કલાપી** (ગોહિલ સુરસિંહજી તખ્તસિંહજી—લાઠીના દરબાર) જુદું જ સ્થાન ધરાવી ગયા. એકેએક ભણેલો તરુણ આ કવિ પાછળ દિવાનો હતો. આજે પણ તરુણ પ્રેમી તથા પ્રેમિકાઓના આશ્વાસનરૂપ થનાર કવિ તેમનામાં સ્વાર્પણ અને 'ઇશ્કના બંદા તો સદા ખુવાર જ થનારા' એવી મસ્ત ભાવના જામતી રાખવામાં સફળ રહ્યા છે.

---

આ બધાં અને અનેકનો તો અલ્પ સમયને લીધે નામનિર્દેશ પણ કરી શકાયો નથી, તે બધાં સાહિત્ય સ્વામી—સ્વામિનીઓના વારસાથી માતબર થયેલી ગુજરાતી ભાષામાં હવે મહાકવિ પ્રવેશે છે. તેઓ છે કવીશ્વર દલપતરામના સુપુત્ર **ન્હાનાલાલ**. આદિ કવિ નરસિંહ મહેતાથી માંડીને **૧૯૪૮** ના એ ચમકતા સિતારાઓનો વિચાર કરીએ તો એ કવિવર ન્હાનાલાલની તુલનામાં કોઇ ન ટકી શકે. આ કવિ તો તેના પૂર્વજો વાલ્મિકી, વ્યાસ, કાલિદાસ, શેક્સપીયર અને ગટેના જાણે આશીર્વાદ લઇને જ ગુજરાતની ભૂમિ પર જન્મ્યો હતો. તેની લલિત ભાષા, તેના અતિ ભવ્ય વિચારમણકાઓ, દિવ્ય અને દાંપત્ય પ્રેમના અનુપમ સંદેશ, સર્વતોભદ્ર જગત નાગરિકતાની મંગલ

ભાવના, એક બે નહિ, એકસોને દસ અખૈદ્વારા તેણે જીવતી જાગતી વહેતી મૂકી છે.

સ્વ. કાન્ત તથા સ્વ. બોટાદકર એ ગુજરાતી સાહિત્યના બીજા બે સિતારા છે, જેને માટે કોઇ પણ ભાષા મગરૂખ થઈ શકે છે. બન્ને ક્લાસિકલ કહી શકીએ તેવા જ સાહિત્યના સ્વામી હતા, છતાં ખૂબ લોકપ્રિય થઇ પડયા હતા, કારણ કે તેમની રચના અત્યંત મધુર અને ખૂબ જ ભાવવાહી હતી.

સ્વ: મેઘાણીએ તો ગુજરાતી સાહિત્યની એટલી વિવિધરંગી સેવા કરી છે કે તેનો ટૂંકમાં નિર્દેષ કરવો બહુ જ કઠણ છે. કવિતા, નાટક, લોકગીત, નવલિકા તથા નવલકથા તેમજ ચારણી તેમજ લોકસાહિત્યનું સંશોધન ઇત્યાદિ અનેક ક્ષેત્રોમાં તેની કલમ સફળતા પૂર્વક ઘૂમી છે. આધુનિક સાહિત્યમાં જો કોઇ અતિ લોકપ્રિય સાહિત્યકાર કે શાયરની ગણના કરાવવી હોય તો સ્વ. મેઘાણીનું નામ બેધડક આપી શકાય.

આજે જિવન્ત સાહિત્યકારોમાં શ્રી. **કનૈયાલાલ મુંશી** જે હૈદરાબાદ ખાતે હિંદી રેસીડન્ટ છે, તેઓ ગુજરાતી ભાષાના સર્વશ્રેષ્ઠ નવલકથાકાર છે. ભારતીય ક્ષિતિજ પર રવીન્દ્રનાથ, શરત્ચન્દ્ર, પ્રેમચંદજી ઇત્યાદિ નવલકથાકારોનો દેહાન્ત થયો છે, એટલે અત્રે જે વિદ્યમાન નવલકથાકારો છે, તેમાં મુન્શીને શ્રેષ્ઠ કહી શકાય.

કવિ **ખબરદાર** જેમણે જિંદગીના સર્વશ્રેષ્ઠ વર્ષો મદ્રાસમાં ગાળ્યાં છે, તેમની કવિતા અને કવિતા વિશેનું તરુણ પ્રજાને માર્ગદર્શન એ ગુજરાતી સાહિત્યનો અમુલ્ય વારસો છે.

આ થઇ પરમ પૂ. મહાત્મા ગાંધીજીના આગમન પૂર્વેની ગુજરાતની વાત. તેમના પૂનિત પગલાંએ જેમ ભારત ભૂમિની રાજકીય રંગભૂમિ પર, હિંદુ અને હિંદી સમાજ જીવન પર અને દેશના આર્થિક બળો પર જે મહાન ક્રાન્તિકારી અસર થઇ, તેવી જ બલ્કે સત્વર જેનો સ્વાનુભવ લઈ શકાય તેવો ફેરફાર ગુજરાતી સાહિત્યમાં પણ થયો. અત્યાર સુધી સાહિત્યકાર બહુજન સમાજથી દૂર હતો, તે બહુજન સમાજના ચરણોમાં બેઠો; અર્થાત્ સૌ કોઈ લખી વાંચી શકનારાં ભાઇ બહેનો સમજી શકે તેવા સાહિત્યની રચના થવા લાગી. અત્યાર પૂર્વે પૂજ્ય બાપુજી આફ્રિકામાં પણ સરળ ગુજરાતીમાં તેમના મહાન આદેશો લખતા હતા, પણ તેમની સીધી અસર તો '**નવજીવન**'નું તંત્ર થી. ઇન્દુલાલ યાજ્ઞિક પાસેથી તેમણે હાથ ધર્યું ત્યારથી થઈ. જગતની એકેએક, જિવન્ત ભાષામાં જેનો અનુવાદ થયો છે, ને જેની અનેક આવૃત્તિઓ નીકળ્યા જ કરે છે, તે સત્યના પ્રયોગો અથવા મહાત્મા ગાંધીજીની આત્મકથા મૂળ ગુજરાતીમાં લખાઇ છે. 'હિંદ સ્વરાજ અથવા સર્વોદય ' એ બીજી અમર રચના પણ સ્વ. પૂ. બાપુજીએ ગુજરાતી ભાષામાં જ લખી હતી. બાકીના **નવજીવન** તેમ જ **હરિજન બંધુ**માંના તેમના અસંખ્ય લખાણો ને વ્યક્તિગત અપાએલા જવાબો તેમ જ સ્વ. ગોખલેજીને અપાએલી અંજલિ એ સોનું સર્જન ગુજરાતી ભાષામાં જ થયું હતું. આમ સ્વ. પૂ. બાપુજીએ પોતાની માતૃભાષાને જે રીતે તેમના જીવનમાં વણી લીધી હતી, તે રીતે ગુજરાતી ભાષાદ્વારા આખા જગતની અનેક ભાષાઓનું તેમણે કલ્યાણ કર્યું ને ગુજરાતીને સદા માટે અમર કીધી.

ગાંધી યુગના અન્ય મહાન્ સાહિત્યકારોમાં **કાકા સાહેબ કાલેલકર** સૌથી મોખરે આવે છે. તેમની મૌલિક રચનાઓ અને ધીર ગંભીર વિષયો પરના અને લલિત ભાષા શૈલિમાં લખાએલા લખાણો હજી અનેક દાયકાઓ સુધી ગુજરાતી તરુણોને બહુમૂલ્ય વાચન પૂરૂં પાડશે. શ્રી. રા. વિ. પાઠકે નવા સાહિત્યકારોને અનેકવિધ માર્ગદર્શન આપ્યાં છે, અને નવલિકા,

લઘુનિબંધ, કટાક્ષ, વિવેચન અને કવિતા એમ દરેક ક્ષેત્રોમાં સફળતાથી કલમને ઘુમાવી છે. સ્વ. **મહાદેવભાઇ દેસાઇને** આ ટાણે રમરતાં આંખો ભીની થાય છે, પ. પૂ. બાપુજીના, પ્રિય પંડિતજી (જવાહરલાલજી)ના અને એવા બીજા અનેક નામાંકિતોના અત્યુત્તમ લખાણોને મૂળ કરતાંએ વધુ સરસ રીતે ગુજરાતીઓ સમક્ષ તેમના વિના કોણ રજૂ કરી શકત? તે જન્મથી જ મહાન કલાકાર અને પ્રખર સાહિત્ય સ્વામી હતા, પણ તેમણે તો બધુંએ બાપુજીના ચરણોમાં જ ધરી દીધું. ધન્ય છે તેમને કે તેમણે છેલ્લો શ્વાસ પણ બાપુજીના ખોળામાં જ લીધો. **શ્રી. કિ. ઘ. મશરૂવાળા** (હાલમાં હરિજન પત્રોના સંપાદક) એ ગોવર્ધન યુગ પછી પ્રથમ જ ચિન્તન ગંભીર સાહિત્ય અને ધાર્મિક તેમ જ કેળવણી વિષયક મૌલિક વિચારધારાઓ ગુજરાતીમાં વહેતી મૂકી.

૧૯૩૦ની ક્રાન્તિએ ગુજરાતી સાહિત્યમાં અદ્દભુત ફાલ ઉતાર્યો. **સુંદરમ્, ઉમાશંકર, પૂજાલાલ, ઇન્દુલાલ ગાંધી, સ્નેહરશ્મિ, ચન્દ્રવદન મહેતા, અને સુંદરજી બેટાઇ,** વગેરે અનેક તરુણોએ પોતાની વિવિધ કૃતિઓના ફૂલહાર કે મુક્તામાળા વડે ગુજરાતી ભાષાદેવીને ખૂબ ખૂબ શણગારી છે. આ બધાને કંઇ ને કંઇ માર્ગદર્શન દ્વારા પ્રેરણા આપનાર વયોવૃદ્ધ સાક્ષર **શ્રી. બળવંતરાય ઠાકોરનો** પણ અત્રે ઉલ્લેખ અનિવાર્ય બને છે.

લોકપ્રિય નવલકથાકાર **શ્રી. ર. વ. દેસાઇ** છે; ત્યારે ટૂંકી વાર્તાઓમાં જેમની કૃતિ અન્ય ભાષાઓમાં પણ સદ્દભાવપૂર્વક ભાષાન્તરિત થાય છે, તે દિશામાં **શ્રી. ધૂમકેતુ** અજોડ રહ્યા છે. **શ્રી. ચુનીલાલ શાહ** અને **શ્રી. રાયચુરા**નું નામ પણ ઉલ્લેખનીય છે. સીવાય સ્ત્રી લેખક તરીકે શ્રીમતી હંસા મહેતા, અને શ્રીમતી લીલાવતી મુનશીએ પણ સારો ફાળો આપી ગુજરાતી સાહિત્યને દીપાવ્યું છે.

ગુજરાતી ભાષાની ઉણપોમાં ભજવી શકાય તેવાં ઘણાં નાટકો નથી, તે મુખ્યત્વે તરી આવે છે. મહાકાવ્ય કહી શકાય તેવી કોઇ સફળ રચના નથી દેખાતી. ભૂતકાળમાં તેવા પ્રયત્નો થયા છે; આજે પણ તેવા પ્રયત્નો વિશે વાતો સંભળાય છે, છતાં જન સામાન્યે તે વિશે ખાસ કૌતુક નથી, કારણ કે મહાકાવ્ય વાચનની નીરાંત કે ધૈર્ય હવે જનતાને રહ્યાં નથી.

નવી કવિતામાં ગેયત્વ (ગાવાની શક્યતા) ઘટતું ચાલ્યું છે, ને અર્થગંભીરતા અને કંઇ વિપદ કાવ્યરચના આવતી જાય છે; છતાં કબૂલવું જોઇએ કે તેવી સમજશક્તિ જનસામાન્યે વધી નથી, અને તેથી હજીએ જે લોકપ્રિયતા નવી કવિતાને પ્રાપ્ત નથી થઈ. પણ હવે યુગ બદલાતો ચાલ્યો છે, ને નવી કવિતા પણ લલિત મધુર પદોમાં રચાવા લાગી છે, અને કવિવર ન્હાનાલાલ રચિત રસિક સર્જન ઉગતા કવિઓમાં ખીલવા લાગ્યું છે.

એકંદર ગુજરાતી સાહિત્યના પ્રેરક બળોમાં ધર્મ મુખ્યત્વે રહેલ છે. પાટણ ઇત્યાદિના જૈન ગ્રંથ ભંડારોમાંથી પણ જૈન કવિઓની કૃતિઓ હવે જનતા સમક્ષ ધરાવા લાગી છે.

નવીન સાહિત્યકારો પર મુખ્યત્વે અંગ્રેજી ભાષાની અસર થઇ છે. છતાં સંસ્કૃત, પાલી વગેરે પ્રાચ્ય ભાષાઓ, મુસલમાનોના સંસર્ગે ફારસી તેમ જ તેની શાખારૂપી ઉર્દૂ કવિતાએ પણ પોતાનો પ્રભાવ નાખ્યો છે. ત્યાર બાદ બંગાળી ભાષાની પણ સારી પેઠે રસલ્હાણ ભાષાન્તરો અને અનુવાદો દ્વારા થઇ છે. વ્રજભાષા અને ગુજરાતી ભાષા તો જાણે સગી બહેનો હોય તેવું અભ્યાસીઓને લાગશે. ગુજરાતના અતિ સુપ્રસિદ્ધ એવા બે કવિઓ પ્રેમાનંદ અને દયારામની વ્રજભાષાની રચના પણ જાણીતી છે.

ગરબા, ગરબી, રાસ અને ચારણી તેમજ ઇતર લોકસાહિત્ય એ ગુજરાતી સાહિત્યની

રહિત પ્રેમ.

આમ ગાંધીજીએ આપણુને ઘણું કહ્યું. ત્રીસ ત્રીસ વર્ષ સુધી તેમણે આપણુને કહ્યા કર્યું. પણ મારી ભાષામાં કહું તો બધું ઉંધે ઘડે પાણી જેવું થયું. ત્રીસ વર્ષ એ ઉંધા ઘડા ઉપર પાણી ગાંધીજીએ રેડ્યું, પણ એ ઘડો પલળ્યો પણ નહિ. માત્ર સત્સંગથી માણસનું કલ્યાણુ થતું નથી, પણ એની સાથે આચાર જોઇએ. આજે ભારતમાતા એની એ જ રહી છે; નથી એની પાસે અન્ન, વસ્ત્ર, શિક્ષા કે દીક્ષા.

ગાંધીજીએ આવીને નિર્બીજ પ્રેમ અને સેવા હિંદમાં દાખલ કરવાની વાત મુકી, પણ આપણે તે ગ્રહણુ ન કરી શકયા. ગાંધીજી પાસેથી આપણે બાહ્યાચાર લીધો, પણ અભ્યંતર જ્ઞાન ન લીધું.

અંગ્રેજો તો ગયા, પણ આજે સ્વરાજ્ય છે? બધા ગાળો દે છે, એ ગાળો કોને દે છે એનો વિચાર કર્યો છે? સૌ પોત પોતાને જ ગાળ દઇ રહ્યું છે.

ગાંધીજી તો વિશ્વને સંદેશો આપવા આવ્યા હતા. અને એ તો મહાવીરનું જ સ્વરૂપ હતા. પણ આજ ખુદ મહાવીર આવીને કહે તો પણ આપણે કેટલા સુધરીએ તે એક પ્રશ્ન છે.

સ્વરાજ્ય એટલે આપણા ઉપર આપણું રાજ્ય, પણ આજે તો આપણે સુમાત્રા અને જાવા પાસે ચોખા માગીએ છીએ. અને કેનેડા પાસે ઘઉં માગીએ છીએ. તે દેશો એમ માનતા હશે ખરા કે આપણો દેશ સુજેલામ સુફલામ હશે? વંદેમાતરમ્ તો આપણે ૩૦ વર્ષથી ગાયું, પણ એથી શું? એને માટે કંઈ કાર્ય આપણે કર્યું નહિ.

માત્ર સાંભળવાથી મોક્ષ થતો નથી. ગાંધીજીને આપણે ત્રીસ વર્ષથી સાંભળ્યા તો આપણો બધાનો મોક્ષ થઇ જવો જોઇતો હતો, પણ નથી થયો. વળી ગાંધીજી તો જે કરતા એજ કહેતા, છતાંય આપણે ન સુધર્યા તો અમારા જેવા જે કરતા નથી અને કહે છે, તેનાથી આપણે શું સુધારવાના છીએ.

આજે તો સૌ સીકકા પાછળ પડયાં છે. પણ સીકકા એટલે 'અર્થ' એવું તો કોઇએ કહ્યું નથી. આપણા ઋષીઓ કહી ગયા છે કે કામનાઓ તૃપ્ત થાય તે અર્થ, કામનાઓ ખાશે એ અનર્થ. આજે તો સીકકાથી કામનાઓ તૃપ્ત થતી નથી, ઉલટી વધે છે. આમ આજે આપણું મ્હોં અનર્થ તરફ ગયું છે. અનીતિને માર્ગે આવેલા પૈસા ખારા થવાના છે, અને એથી પ્રતિષ્ઠા વધવાની નથી.

આજે સૌનું મ્હોં અર્થ તરફ છે. સંયમ નથી. દવા શુદ્ધ હોય તોય એનાથી ફાયદો ઉઠાવવો હોય તો પરહેજી પાળવી જોઇએ. મહાવીર સ્વામીએ તો મર્યાદાઓ બતાવી છે. મર્યાદા નક્કી કરો એટલે તમારામાં વિવેક જાગે અને એથી તમે અંકુશમાં રહો અને માણસ પાપ કરતો અટકે. પણ આજે તો આપણે મર્યાદાઓ ચુકયા છીએ. આ જ્ઞાનસત્રમાં આપણે આ બધા ઉપર વિચાર કરીએ અને એ રીતે જીવતાં શીખએ.

(જૈન યુવક સંઘ અમદાવાદ ના આશ્રયે પર્યુષણપર્વ વ્યાખ્યાન માળામાં અપાયેલ ભાષણ.)

---

( સામે પાનેથી ચાલુ )

કરીને ચાણુચોખાનું ખીરૂ એક ચમચા વડે એકેક ફયના ટુકડા અને તેવી રીતે છુટા છુટા પાથરતા જવું ને સુકાઇ જાય તેવી રીતે તડકે મૂકવું. ( સુકવવા માટે અગાસી વધુ અનુકુળ પડશે.) સુકાયા પછી પછી ચાદરને ઉલટાવી પપડમ ઉખેડી લેવા. ન ઉખડી પડે તો પાછળથી પાણી છાંટવાથી ઉખડી જશે. ઉખડયા પછી એક તડકો ખવડાવી કાચની ચોકખી બરણીમાં ભરી લેવા. ને જ્યારે ખાવા હોય ત્યારે તેલમાં તળીને ખાવા.

# રસોઇ ઘર

કુમારી શ્રી. પુષ્પેન્દ્રકુમારી



## જીંગરી

**સાધન** એક મેંદો, અઢી શેર ખાંડ, એક શેર ઘી, અર્ધો તોલો દહીં, પા તોલો કેશર અને ગુલાબનું એસેન્સ પા તોલો.

**બનાવવાની રીત**-એક શેર મેંદામાં અર્ધો તોલો ઘીનું મોવણ દઇ તેમાં અર્ધો તોલો દહીં મેળવી ગરમ પાણીથી આટાને ફીણીને જાડું :ખીરૂં બનાવવું. આગલે દિવસે રાતના ખીરૂં બનાવી બીજા દિવસે સવાર સુધી રાખવાથી આથો આવી જશે.

અઢી શેર ખાંડમાં. થોડું પાણી નાખી બે ચમચા દૂધ નાખી ચાસણી બનાવવી. દૂધને લીધે મેલ બધો ઉપર આવશે તે કાઢી નાખવો ને ચાસણી થાય એટલે તેમાં કેશર અને ગુલાબનું એસેન્સ નાખી નીચે ઉતારી લેવી.

પછી એક નાના કાણાવાળી નાળીએરની કાચલી લઇ તેમાં ખીરૂં ભરવું અને પછી છીછરી કડાઇમાં ઘી મૂકી ખીરાની ગોળ ચકર જેવી સાંકળ જેવી સાંકળ પેઠે ગુંથણી:કરવી. ને પછી લાલ થાય એટલે ઝારા વતી કાઢી ચાસણીમાં બોળી દેવી. આપણે ત્યાં જલેબી બનાવાય છે તેવી આ રીત છે.

## સેમીઆ કીંચરી

**સાધન**-પડસુલીના લોટની બારીક તારની ઝીણી સેવ શેર એક, કાંદા પાશેર, કોથમીર એક ઝુડી, કાજુ દોઢ તોલો, બટાકા પાંચ તોલા, અડદની દાળ એક તોલો, લીલાં મરચાં એક તોલો, લીંબુ નંગ એક, ઘી પાશેર, મીઠું દોઢ તોલો, ખાંડ પોણો તોલો અને રાઇ પા તોલો:

**બનાવવાની રીત**—સેવને સાફ કરી ઘીમાં બદામી રંગ આવે ત્યાં સુધી શેકવી. પછી બટાકા ગરમ પાણીમાં બાફીને છાલ ઉતારી નાખવી ને તેના નાના કકડા કરવા. પછી ઘી ગરમ કરીને તેમાં પહેલા કાજુ તળી તેના નાના કકડા કરવા. પછી કાંદાની કાતરી તળી નાખવી. તે પછી અડદની દાળ, રાઇ વગેરે મૂકી વઘાર કરવો ને વઘાર થાય એટલે શેકેલી સેવ, કાજુ વગેરે નાખી દોઢ શેર પાણી નાખવું. સેવ નરમ થાય એટલે તેમાં બટાટાના કકડા નાખી મીઠું, મરચું, કોથમરી વગેરે નાખી, નીચે ઉતારી તેમાં લીંબુનો રસ છાંટી ઉપર ખાંડ ભભરાવવી ને પછી હલાવીને ખાવાના ઉપયોગમાં લેવી.

## સાબુદાણાના પાપડમ

**સાધન**—સાબુદાણા પાશેર, જીરૂં પા તોલો, મીઠુ અર્ધો તોલો,. સોડા પા તોલો.

**બનાવવાની રીત**—અશેર પાણીમાં સાબુચોખાને સાફ કરી, ધોઇ, ઉકળતા પાણીમાં સોડા તથા સાબુદાણા નાખી દેવા. અને જીરૂ તથા મીઠું પણ નાખી દેવું. જ્યારે સાબુચોખા પીગળી જાય અને એકરસ થાય .એટલે નીચે ઉતારી એક ચાદર ઉપર પાણીનો છંટકાવ

( સામે પાને જુઓ )

## ગઈ કાલની, આજની
## અને આવતી કાલની



# હિંદી મહિલાને

: લેખિકા :

સૌ. દિવ્યપ્રભા પં. રાવલ. બી. એ.

*

મહિલા એટલે 'માતા', જગદમાતા. અગર કહો કે જગદંબા! એના સિવાય જગતની અન્ય કો' માતા હતી નહિ, છે નહિ ને હશેય નહિ. ગઈ કાલનું જગત્ જે હતું, આજનું જે છે, અને આવતી કાલની અવનિ જે હશે તે સર્વેના જન્મદાત્રી એ મહામાયા 'મહિલા' છે. જે જે યુગની જેવી જન્મદાત્રી તે તે પ્રકારનો તે યુગ હતો, છે અને હશે જ એમાં શંકા નથી.

એટલે 'મહિલા' શબ્દની આસપાસજ ભૂત વર્તમાન અને ભવિષ્યનાં યુગોની ફૂલ ગૂંથણી ગુંથાઇ છે. મહિલા જગતનું કેન્દ્ર છે, અને એ કેન્દ્રની આસપાસ વિશ્વની વર્તુળો દોરાયા અને ઘૂમ્યા કરે છે. કેન્દ્ર વિના વર્તુળ સંભવિત નથી, તેમજ મહિલા વિનાનો સંસાર કલ્પવો એના વિષે કહી શકાય. એટલે સર્વ સંસારના મૂળ રૂપ એ મહિલા ક્યાં હતી અને ક્યાં છે તે તો સર્વ વિદિત વાત છે. જેથી અત્રે તો, માત્ર તેમાંની એક અંગ રૂપ આપણી હિન્દી મહિલાને ઉદ્દેશી થોડુંક લખીશ.



### તું કોણ છો?

ઓ આર્ય મહિલા! પ્રથમ પ્રશ્ન તને એ છે કે તું છો કોણ?

આજની અધોગામી બની રહેલી, ને દિવસે દિવસે નૈતિક અને સાંસ્કૃતિક ક્ષયનો ભોગ થતી આર્ય આલમની જન્મદાત્રી હોવાનું કલંક તારે ભાલે ચોઢીને મ્લાન મુખે વિમાસી રહેલી માતા-મહિલા છે? છતાં પુત્રી-પુત્ર વધ્યાનાં આક્રંદ તારે કપોલ પ્રદેશે સ્પષ્ટ થાય છે. તે પરથી પૂછ્યાં સિવાય નથી રહેવાતું કે તું કોણ, આજના આર્ય-તનુજોને સત્વવિહીન ઘડનારી માતામહી છો? તેના પશ્ચાતાપનાં આ આક્રંદ કર્યે કે રડવાથી કોઇનું કંઇ વળ્યું નથીઃ તારૂંય વળશે નહિ. જો ખરોજ પશ્ચાતાપ તને થતો હોય, ને ભૂલ સમજાતી હોય તો ઓ માતામહી! તને કહેવાનું એટલુંજ કેઃ-

"તું તો હવે યમદ્વારની સાંકળ ખખડાવી રહી છો. એટલે તને કંઇ કહી, તારાં આખાં દિલ પર નીમક ભભરાવવું નિરર્થક છે, પણ એટલું તો જરૂર કહીશ કે તને થતો પશ્ચાતાપ તારાં વારસોને- ખાસ કરી તારી પ્રતિમૂર્તિ સમી તારી પુત્રીઓને- આવતી કાલની આર્ય આલમની માતામહી બનનારની પ્રગતિને તો તું અવરોધતી જ મા! અને અન્ય અવરોધોને અને તે બધા ઉપાયે પણ હંફાવવામાં આજની એ નવયુવતીને હંમેશ સાથ દેજે. તારો જમાનો

ભુલી જજે. ત્યારના રિવાજને વિસરી જજે. તારાં જૂનવાણી કુટુંબીઓની આંખો હજી એ પડળે જ ઘેરાયલી હોય તો તે પડળો તું દૂર કરી દેજે. પુરાણી પ્રથાનાં બીજમાંથી ઉગેલાં કાંટાથી ભરપૂર વૃક્ષોનું એને દર્શન કરાવજે. અને તારું શેષ જીવન સાર્થક કરજે. એ તારો ખરો પશ્ચાતાપ હશે. એ જ તારો શાન્તિમાર્ગ હશે. આટલું કરીશ તોય તારૂં જીવ્યું એળે જતું બચી જશે.

તારી પુત્રી કે તેની પુત્રી પસંદગીથી પરણવા ચાહે તો તેને યોગ્ય સૂચનો સહિત સમજાવી જોજે; છતાં એની ઈચ્છાને માન આપી તેને રોકતી તો નહિ; ઉત્તેજજે.

તારી પુત્રી વિધવા હોય, વૈધવ્યજીવન તેને અસહ્ય લાગતું હોય અને ઘરને ખૂણે છૂપાં પાપ કરે એમ તું ઇચ્છતી ન હો તો એના હાથે મીંઢળ તું જ પોતે થઇને બંધાવજે. એટલી હિંમત, કદાચ, ન દાખવી શકે તો, એનો વિરોધ તો ન જ કરજે. બલ્કે વિરોધકોને ખુલ્લો પડકાર દઈ ઠંડાં જ પાડી દેજે.

તો તારી બગડી બાજી સુધરી જશે. ને તો જ તારું જીવતર ધન્ય થશે.



## પરિણિતા છો ?

અને યૌવનમાં હજી ડોલતી દેખાતી, નવવધુશી નમણી નારી, તું કોણ છો ?

ભાલે કુંકુમ, હાથે ચૂડલા, પગમાં ઝાંઝર સૌભાગ્યના એ શણગાર રણકી ઉઠે છે કે તું તો, પુરાણી પ્રથાએ પરણાવાઇ ગયેલી કો' અનજાણ નવયૌવના છો. પરણવું એટલે શું? એ સમજવા પણ અગાઉ 'માતા' બની ચૂકેલી ઓ બહેન! તને શું કહું? શું ન કહું! થયું તે તો થઇ ગયું! ગઇ ગુજરી ભૂલી જા. પણ હવે પછી જે જે પગલું ભરે તેમાં સાવધ રહેજે. જમાનાની તાસીરને પરખી લઇ, નવયુગનાં નરનારીઓનાં કદમ સાથે કદમ મિલાવવા શક્ય તાલીમ મેળવી લે. અધુરાં રહેલ જ્ઞાનજળ પૂરાં પી લે. પતિને, કુટુંબને તારાં જેવાં બનાવી લે— અને આવતી કાલના સમાજને ઘડવાનું જે ભગીરથ કાર્ય તારે શીરે આવ્યું છે તેને યોગ્ય બન્યા સિવાય 'માતા' બનવાની જવાબદારી ન વહોરવાની ને સંયમિત જીવન જીવવાની પ્રબળ પ્રતિજ્ઞા લઈ લે. તારા જેવી બહેનોને તું-સમોવડી બનાવવાનું માથે લે. તારું તો, થવાનું હતું તે, થઇ ગયું, તેનો પશ્ચાતાપ છોડી તારી નાની બહેનોનું– તારી આસપાસની બહેનોનું– ક્યાંક લાકડે માંકડું વળગાડાતું હોય, ક્યાંઇ રૂપેરી માથાવાળા મૂરતિયા કુમળી કળીઓને છૂંદવા તત્પર થતા હોય; જ્યાં તારાથી પણ અધિક બહેનોને કચડાતી બહેનોને તું દેખે ત્યાં ઘડીનાય વિલંબ વિના દોડી જજે, સમજે તેને સમજાવીને, ન સમજે તેનો વિરોધ કરીને અને વૃદ્ધ વરરાજાઓનો તો આજીવન વિરોધ વહોરીને પણ, તારી બહેનોની દુર્દશા અટકાવવાનો તારો પરમ ધર્મ ગણજે. એ ધર્મ વિસરીશ મા! તારા અસંતોષી જીવનનો એ પરમ સંતોષ હશે.

તારું કાર્ય સૌથી ભગીરથ છે. તે પાર પાડવામાં તું પાછું વળી જોતી મા હો!

*

## કુમારિકા છો ?



અને આ થનથનતું કોણ દેખાય છે? સ્વપ્નમાંઓમાં સદૈવ મ્હાલતી અને એમાંજ રાચતી નવકુમારીનાં ચિન્હો દેખાય છે એના અંગે અંગમાં.

કોણ, તું કુમારિકા છો? શાનાં આદર્શ જીવન જીવી જવાનાં સ્વપ્નાં ઘડી રહી છો? અને એમાંજ આટલી ગુલતાન રહી છો? તારાં શમણાંને ભાંગી પાડવા નહિ, પણ સ્વપ્નાં સિવાયની બીજી દુનિયાની થોડીક ઝાંખી કરાવવા તને કહેવાનું એટલુંજ કે:

"ઓ લાડકી બહેન! દુનિયા દેખાય છે એટલી સારી નથી: સ્વપ્નાં સેવાય છે તે બધાં સત્ય પડતાં નથી. જીવનની બીજી પણ એક બાજુ છે. એને પણ તું નિહાળજે.

લગ્નનો વિચાર આજે ભલે તું ન કરતી હો– કયારેય કરવો પડશે. તારી ઇચ્છા–લગ્ન કરવાની ન જ હોય તો વાંધો નહિ, પણ જ્યારેય તેની ઇચ્છા થાય તો ત્યારેય તું કોઇની દોરવી અંધ રીતે દોરાતી નહિ. તારી બુદ્ધિને પણ કસજે, ને તેમાં ઉતરે તે રીતે તારા લગ્નનો પ્રશ્ન ઉકેલજે. હા, મૂંઝાય તો વડીલોની સલાહને અવશ્ય આવકારજે, પણ સમજપૂર્વક ને દ્રઢતાથી જે ઠરે તે કરજે. તો તું સુખી થઈશ. તેમ કરવા અગાઉ તારાં વડીલો કે માત-પિતાને સમજાવી શકે તે. બધી પ્રમાણિક રીતે સમજાવી જોજે. પણ તેમનાં ચક્ષુએ તારું પગલું 'સારું', તેમને ન જ દેખાય તો, કોઇની કહેણીથી થોભ્યા વિના કે એમના દાબવ્યા છતાં તને લાગતા કુમાર્ગે જવાનું તો માંડી જ વાળજે, અને વિરોધ કરવો પડે તો વિરોધ કરીને પણ યોગ્ય લાગે તે અચૂક કરજે. પણ વિવેક બુદ્ધિને નેવશે ના મૂકતી હોં! ભાવિ સમાજની તું આદર્શ થવાની છો. એ આદર્શનાં મૂલ્ય ઓછાં મૂલવતી આ!

વધુમાં તારા જેવી અન્ય બહેનોનાં દુઃખી જીવન જુએ ત્યાં દોડી જઇ બને તેટલી રીતે એમનાં આંસુ લુછજે. તું સુખી થઇ બેસી નહિ રહેતાં બીજી દુઃખિયારી બેનોનાં સુખ સાર સદૈવ યત્નશીલ રહેજે. જૂનવાણીઓનાં આકરિયા વિચારોને તું ફગવી દેજે. નૂતનતાવાદીઓનાં ઝળકતાં પ્રલોભનોને પણ તું ત્યજી દેજે. અને બંનેમાંથી નવિન રૂપ માટે તેને મહામૂલું માની નવજીવનમાં ઉતારજે. એ રીતે ઘડેલું તારું જીવન ઝળકતું થશે: આદર્શ બનશે. આદર્શની તું પ્રતિમા છું.



ગઈ કાલની, આજની કે આવતી કાલની ઓ હિન્દી મહિલા! આ ત્રણેમાંની તું ગમે હો........– પણ અહિં લખ્યું વિચારી, મનન કરી, મીઠું લાગે તેટલું આચારમાં ઉતારતી થઈશ તો આટલું લખ્યું સાર્થક થયું માનીશ.

# આયુર્વેદમાં
# કાર્તિક માસ

વૈદ્ય પ્રાગજી રાઠોડ

*

દિવાળીના દિવસો પછી શરદ ઋતુ પુરી થાય છે. પિત્તનો ઉત્કેરાટ શાંત થાય છે. ઋતુનો સંધી કાળ પણ હવે તો પુરો થયો છે. આસો માસના આરોગ્ય પર્વો ઉજવીને પ્રજાએ શરીરમાંથી અને હવામાનમાંથી અનારોગ્યને દૂર કર્યું છે. પોષણ આપનારા ધનધાન્ય અને રસપૂર્ણ બનેલી વનસ્પતિઓથી ધરતી આનંદી રહી છે.

દિવાળી પછી હેમંત ઋતુ શરુ થાય છે. હેમંતનો પ્રભાવ હવામાનમાં ઠંડી લાવે છે. આ ઠંડીથી માનવીના શરીરમાં રહેલા વાતદોષનું જોર વધે છે અને પરિણામે હવામાનની ઠંડીથી શરીરનો કુપીત વાયુ શારીરિક અવયવોનો સંકોચ કરે છે. ચામડીની રૂક્ષતા લાવે છે અને જો પોષણનો અભાવ થાય તો માંદા ગ્રંથીઓનો ક્ષય થઈ ચીમળાઈ જાય છે.

હેમંત એ વિસર્ગકાળની છેલ્લી ઋતુ છે. માનવી માત્રને હવે પછી આવનારી ઋતુઓમાં પોતાનું શારીરિક બળ ટકાવી રાખવા માટે જે પોષણ અને ગરમી જોઈએ તેનો આ હેમંત ઋતુમાં સંગ્રહ કરી લેવાનો રહે છે અને એનો ઉપયોગ હવે પછીની આવતા કાળની ત્રણ ઋતુઓમાં છ મહિના સુધી કરવાનો હોય છે. આપણા ઘરડાઓ કહે છે કે શિયાળો એ બાર માસની શક્તિ મેળવવાનો ઉત્તમ કાળ છે. કારણ કે શીયાળાની ઠંડી માનવીની ચામડીને સંકોચાવે છે અને તેમાં રહેલા છીદ્રોને બંધ કરીને શરીરના પોષણ માટે જે ગરમી જોઈએ તેનો વ્યય થતો અટકાવે છે. શીયાળામાં આ રીતે શરીરિક ગરમી ટકી રહેવાથી પાચનકાર્ય તીવ્ર બને છે વધુ ખોરાક અને પોષણ માગે છે.

આપણે જાણીએ છીએ કે કોઈ પણ યંત્રનો એનો લાંબા વખત સુધી સતત ઉપયોગ કરવા માટે વારંવાર એના સાંધાઓમાં તેલ નાખવામાં આવે છે જેથી એ ભાગોને ઓછો ઘસારો લાગે છે, અને લાંબો વખત સુધી કામ આપે છે. આપણું શરીર એ પણ એક યંત્ર છે. એમાં પણ અનેક જુદા જુદા નાના મોટા સાંધાઓ છે. એટલે જેમ યંત્રોને તેલ પુરવામાં આવે છે તેમ આપણા શરીરને પણ તેલની જરૂર પડે છે. જો આ તેલના તત્વો આપણા શરીરને ન મળે તો એમાં ઘસારો લાગે છે, અને વાના નાના મોટા દરદો થાય છે. ચામડીમાં આ તેલનું તત્વ ન હોય તો ચામડી સુકી બને છે અને જુદા જુદા ચામડીના રોગો પેદા થાય છે. ખસ ખરજવું-દાદર વગેરે આ ચામડીની રૂક્ષતાના દરદો છે.

આમ ઠંડા હવામાનથી કુદરતી રીતે થનારાં વા અને ચામડીના દરદોને દૂર કરવા માટે સ્નેહત અને પોષણ આપે તેવા તત્વો મળી રહે તેવા ખોરાકની, પર્વોની અને ખાનપાનની રચના કરવામાં આવી છે.

આપણી ઋતુઓ અને આરોગ્યનો આટલો પ્રાથમિક વિચાર કર્યો પછી આપણા આરોગ્યને નજર સામે રાખીને જે પર્વો અને ખાનપાનની રચના કરવામાં આવી છે તે જોઈએ.

આપણું બેસતું વર્ષ એ હેમંત ઋતુનો પહેલો દીવસ છે. આ મંગળ દીવસની શરૂઆત તેલ માલીશથી કરવામાં આવે છે. માનવી માત્રને તે દીવસે શૌચકર્મ પતાવીને તેલ માલીશનો આપણા પુરાણોએ આદેશ આપ્યો છે, કારણ કે તેલ માલીશથી શરીરને જે પ્રકારની સ્નિગ્ધતા જોઈએ છે તે મળી રહે છે. શરીરને બાંધનારા રક્ત કણો (cells) જે શ્રમના પરિણામે નબળા પડી વિખાઈ ગયા હોય છે, તેને પુનર્જીવન આપે છે અને નવી તાકાત

અને ચેતન લાવે છે.

સ્ત્રી અને પુરુષના શરીરમાં રહેલા રજ અને વીર્યને પણ આ માલીશ પોષણ આપે છે અને એ રીતે રજવીર્યની તાકાત વધારે છે.

માલીશ શરીરની રૂક્ષતાને અટકાવી ચામડીના દરદોને શમાવે છે. અનેક રીતે તેલ માલીશનું હેમંત ઋતુમાં ભારે મોટું મહત્વ સ્વીકારાયું છે. અને એટલા જ માટે બેસતા વર્ષના પર્વને દીવસે તેલ માલીશનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

શિયાળો અને હેમંત રૂતુમાં દોષના શમન અને પોષણ માટે મધુર રસ પ્રધાન આહાર એ મહત્વની વસ્તુ છે.

મધુર રસ કફને પેદા કરે છે અને કફ શરીરની સપ્ત ધાતુઓને પોષણ આપે છે, અને માનવીની તાકાત વધારે છે. શરદના રહ્યા સહ્યા પીત્ત દોષનું શમન કરીને ઠંડી ઋતુમાં પેદા થતા વાતદોષને પણ દૂર કરે છે. આ મહત્વની ગુણદૃષ્ટિને નજર સામે રાખીને એટલા જ માટે અનેક પ્રકારના મિષ્ઠ અન્નો અને વાનીઓ આ બેસતા વર્ષના દીવસથી સેવાની શરૂઆત કરવામાં આવે છે.

આપણે જાણીએ છીએ કે શિયાળામાં અનેક પ્રકારના પાક પકવાનો ખાવામાં આવે છે. રાયથી રંક સુધી પોતાની શક્તિ પ્રમાણે એનો ઉપભોગ કરે છે, કારણ કે હેમંત એ શક્તિ સંગ્રહનો કાળ છે.

હેમંત ઋતુમાં દુર્વા-ધ્રોની પૂજા કરવામાં આવી છે. કારણ કે ધ્રોમાં પોષકતત્વો રહેલા હોવાથી માનવીને દૌવત આપે છે. વીર્ય અને રજ કીટાણુઓની તાકાત વધારી પ્રજા સ્થાપન કરે છે. ધ્રોનો પ્રજા સ્થાપન કરવાનો ગુણ તો ઠેઠ વેદકાળની જાણીતો છે.

ગરમી પ્રધાન દરદોમાં ધ્રોનો સ્વરસ તોલા બે સાકર મેળવીને લેવાથી ગરમી દૂર થાય છે, લોહીનું શુધ્ધીકરણ થાય છે અને ગર્ભને પોષણ આપે છે. વારંવાર કસુવાવડ થતી હોય તેવી સ્ત્રીઓએ આ ઔષધ વાપરવા જેવું છે. હેમંત અને શિશિર ઋતુમાં જ્યારે ગર્ભધારણનો ઉત્તમ કાળ ગણવામાં આવ્યો છે ત્યારે એનું સેવન લાભકારક બને છે.

કાર્તિકનું બીજુ પર્વ અક્ષય નવમી છે. આ અક્ષય નવમી એ ખરેખર નામને સાર્થક કરે છે. માણસની તાકાતનો કોઈ દિવસ ક્ષય ન થાય તેવા ખાનપાન અને આહાર વિહારનો આ પર્વ દ્વારા નિર્દેશ કરવામાં આવ્યો છે. આ દીવસે કોઈ પણ વસ્તુ કરતાં કહોળાનું ખાસ મહત્વ સ્વીકારવામાં આવ્યું છે.

આયુર્વેદીક દૃષ્ટિએ કહોળાંનો વિચાર કરીએ તો એ વીર્યવર્ધક-પુષ્ઠીકારક, વાત નાશક અને પિત્ત શામક છે. અગ્નિને પ્રદિપ્ત કરે છે અને મળદોષને દૂર કરે છે. કહોળાંનો મહત્વનો ગુણ તો મગજના જ્ઞાનતંતુઓને પોષણ આપવાનો અને માનસિક રોગોને દૂર કરવાનો છે. હિસ્ટીરીયા, ગાંડપણ અને એવાં જ બીજા વાયુ પ્રધાન જ્ઞાનતંતુઓના દરદો ઉપર એનો ઉપયોગ ચોકસ પરીણામ લાવે છે. શિયાળાની ઠંડીથી રૂક્ષતા આવી વાયુનાં પ્રકોપથી આવા દરદો ન થઈ બેસે એટલા માટે કહોળુ ખાન પાનમાં દાખલ કરવામાં આવ્યું છે અને ઔષધ જેવું કામ કરે છે.

અક્ષય નવમી પછી દેવ-દિવાળી આવે છે. આ દિવસે આપણા સમાજમાં તુલશીનો વિવાહ કરવાનો રિવાજ પુરાણકાળથી પ્રચલિત છે. દેવમંદિરોમાં અને પુજા અનુષ્ઠાનમાં પણ આપણી તુલશીને ખૂબ જ મહત્વ આપવામાં આવ્યું છે.

આસો માસમાં યજ્ઞો અને હોમહવનોને પ્રધાનપદ આપી આરોગ્ય માટે સામધકાષ્ટનો ઉપયોગ કરવામાં આવે છે એવી જ રીતે કાર્તિક માસના આરોગ્ય માટે તુલશીનો ઉપયોગ મહત્વનો છે. તુલસી કફ અને વાયુને દૂર કરે છે. અને કફુતિધ્ન હોવાને કારણે શક્તિ આપે છે.

તુલસીના બીજનો વાજીકરણ પ્રયોગોમાં પૌષ્ટિક ઔષધ તરીકે પણ ઠીક ઠીક ઉપયોગ કરવામાં આવે છે. વાજીકરણ અને પોષણ આપવા માટેના પ્રયોગો હમેશાં જ્યારે પુરતા પ્રમાણમાં પાચન થાય તેવી શારીરિક અનુકુળતા અને ઋતુ હોય તો જ થઇ શકે. આ દૃષ્ટિએ શિયાળાની ઠંડી ઋતુમાં પાચન કાર્ય વધતું હોવાથી તુલસીનો ઉપયોગ આરોગ્ય માટે મદદ રૂપ બને છે.

તુલસી કૃમિઘ્ન અને જંતુઘ્ન છે હેમંતના મધુર રસ પ્રધાન ખોરાકના અતિ સેવનથી જો એનો સડો થઇ કોઇ પણ પ્રકારની કૃમિજન્ય અસર થવાની હોય તો એ દૂર કરવા માટે મધુરરસ પ્રધાન ખોરાકની સામે તુલસીનો સુમેળ સાધવામાં આવ્યો છે.

આપણા પોષણનો અને આરોગ્યનો વિચાર કરીએ છીએ ત્યારે આ હેમંતના ફળોને પણ કેમ ભુલાય! બોર, આમળા, શેરડી, ટમેટા, ગાજર વગેરે આજ ઋતુમાં વિશેષ આવવા માંડે છે. શરીરને જ્યારે ખરેખર નવા લોહીની અને પોષણની જરૂર છે તે જ વખતે વધુમાં વધુ પોષણ અને લોહના તત્વો હોય તેવી વસ્તુઓ કુદરત જ સામે ચાલીને આપણને આપે છે. લોહથી ભરપુર આ ફળો લોહીને શુદ્ધ કરે છે અને આંતરડાને બળ આપે છે. પ્રભવક તત્વોની દૃષ્ટિએ એમાં વીટામીન બી. અને સી. રહેલાં છે.

હેમંતઋતુમાં વાજીકરણના પ્રયોગો કરીને સ્ત્રી અને પુરૂષના રજ અને વીર્યનું શોધન કરી પ્રજોત્પત્તિ માટે અનુકૂળ બનાવવાનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

ખેડુત ખેતર ખેડીને ધરતીને વાવણી માટે અનુકુળ બનાવે છે અને વરસાદ વરસ્યા પછી ઠંડી ઋતુમાં બીજ વાવે છે, પરંતુ સારી જમીન હોય પણ નબળા પ્રકારનું બીજ હોય તો સારો પાક મળે નહીં, તેવી જ રીતે સ્ત્રીએ પોતાના દોષો દૂર કરીને દોષરહીત બનવું જોઇએ. પુરૂષે પણ પોતાનું વીર્ય શુદ્ધ અને સાત્વિક રાખવું જોઇએ. આમ હેમંત ઋતુ રજ અને વીર્યના દોષોને દૂર કરી તેને શુદ્ધ અને સાત્વિક બનાવે છે. તંદુરસ્ત પ્રજા માટે એ અનિવાર્ય વસ્તુ છે. આયુર્વેદ શાસ્ત્રે ઋતુના હીન મિથ્યા અને અતિયોગને નજર સામે રાખી દરેક ઋતુમાં ઋતુજન્ય દોષોને દૂર કરવા માટે દોષ શામક રસોની રચના કરી છે. જેમ વર્ષાઋતુમાં ખાટો રસ અને શરદમાં ખારો રસ પ્રધાનપણુ ભોગવે છે એવી જ રીતે હેમંતમાં મધુર રસનું મહત્વ સ્વીકારાયું છે.

શરદ પછી હેમંત ઋતુમાં રહ્યા સહ્યા પિત્ત દોષની શાન્તિ માટે અને ઠંડી ઋતુમાં ગરમી અને પોષણ મેળવવા માટે ગળ્યા પદાર્થો લેવામાં આવે તો એ આરોગ્યને નુકશાન કરતા બને છે. એટલે આવી પરિસ્થિતિમાંથી બચવા માટે બીજા પણ અનુસાંગિક રસો લેવાનાં રહે છે. હેમંતમાં મધુર, પછી ખાટો અને અંતે ખારો રસ લેવાનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

મધુર રસના પાચન માટે ખાટો રસ કામ કરે છે, અને ખારો રસ મધુર રસથી પેદા થતા વધુ પડતા કફનો સંગ્રહ થતો અટકાવી આરોગ્ય જાળવવા માટે મદદ કરે છે. આમ ઋતુની શરૂઆતમાં મધુર, પછી ખાટો અને અંતે ખારો રસ લેવાથી આરોગ્ય જળવાઈ રહે છે.

શરદ ઋતુમાં આરોગ્ય જાળવવા માટે આટલું કરવું જોઇએ.

૧ નિયમીત તલના તેલનું માલિશ કરવું.

૨ ઋતુના ઠંડા હવામાનમાં ગરમી પેદા કરી ખાધેલા ખોરાકનું પુરતું પાચન કરવા માટે માલિશ કર્યા પછી કસરત કરવી જોઇએ. કસરતથી પસીના વાટે નિકળનારા ઝેરો બહાર આવી જાય છે અને આરોગ્ય જળવાય છે.

૩ કોઇ પણ પ્રકારના ક્ષાર વિનાના પદાર્થોથી સ્નાન કરીને સંકોચાઇને બંધ પડી જતા ચામડીના છીદ્રોને ખુલ્લાં રાખવા સાવચેત રહેવું જોઇએ.



# હુન્નર ઉદ્યોગ



## સ્ત્રીઓ માટે મની-પર્સ

સંપાદક : શ્રી. પુષ્પેન્દ્રકુમારી

**સ્ત્રી**ઓ માટે મનીપર્સ ગુંથવા માટે નીચેની ચીજો જરૂરી છે. ત્રણ પ્લાઈવાળું એક ઔંસ ઊન, નંબર ૧૦ ના સુયા જોડ એક, અને એમ્બ્રોયડરી ભરવા માટે લાલ, લીલુ, પીળું, બ્લ્યુ અને ચોકલેટ રંગનું થોડું થોડું ઊન. એક પ્રેસ બટન અને ક્રોશે હુક દોરી બનાવવા માટે.

પ્રથમ સુયા પર ૬૦ ટાંકા માંડો.

**પહેલી લાઈન**-૧ સાદો, ૧ ઊંધો. એમ આખી લાઇન ગુંથો અને **બીજી લાઈન** પણ પહેલી પ્રમાણેજ ગુંથો. પછી વધુ આઠ લાઇનો (૩થી ૧૦) ઉપર પ્રમાણે ગુંથવી. **અગીઆરમી લાઈન**-૭ સાદા×૧ વધારો; આ × નીશાનીથી આખી લાઇન ગુંથો. અને **બારમી લાઇન** ઊંધી ગુંથો.

આ રીતે ૧૧મી લાઇને ટાંકા વધારવાથી સુયા પર કુલ્લે એંશી ટાંકા બનશે. પછી **તેરમી લાઇન** સાદી અને **ચૌદમી લાઈન** ઊંધી ગુંથવી. અને પછી બીજી ૪૬ લાઇનો (૧૫મી લાઇનથી ૬૦મી લાઇન સુધી) ગુંથો. એકંદરે શરૂથી છેલ્લી લાઇન સુધીમાં સાઠ લાઇનો થાય. પછી ટાંકા બંધ કરી દેવા. પર્સનો બીજો ભાગ પણ ઉપર પ્રમાણે ગુંથવો.

**પર્સ તૈયાર કરવા માટે**—પલાળેલા કપડા નીચે ગુંથેલા ભાગ મૂકીને ઇસ્ત્રી કર્યા પછી પર્સની આકૃતિ પ્રમાણે પુંઠું નાખીને પછી અંદર અસ્તર માટે કપડું શીવી લઇ નીચેનો ભાગ તથા પડખેના બન્ને ભાગો સીવવા અને ઉપર પ્રેસ બટન ટાંકવું.

પછી પર્સ ઉપર જુદા જુદા રંગની ઊન વડે મનગમતું ચિત્ર પાડવું અને બે ત્રણ રંગનું ઊન લઇ ક્રોશે હુકથી દોરી બનાવી બન્ને ખૂણે ટાંકવી એટલે પર્સ તૈયાર થશે.

---

૪ પોષણ આપે તેવા પાક પકવાનો અને પાચનની ગરમી વધારે તેવા ઔષધો લેવા જોઇએ. કેશર, કસ્તુરી, સુવર્ણ વસંત માલિની અને ચંદ્રોદય જેવા સુવર્ણયુક્ત ઔષધો શિયાળામાં ઉપયોગી બને છે.

૫ શારીરિક ગરમી ટકાવી રાખવા માટે પ્રકૃતિને અનુકૂળ ગરમ વસ્ત્રોનો ઉપયોગ કરવો.

૬ લાંબા વખતની માંદગી, મંદાગ્નિ અને નબળાઇ હોય તેવા દરદીને વર્ધમાન પિપ્પલી પ્રયોગ કરવો હિતકર બને છે.

૭ આ ઋતુમાં ક્ષાર જન્ય રૂક્ષ ખોરાક કોઇ પણ સંયોગોમાં ન લેવો જોઇએ.

૮ ઉલટી અને રેચ આ ઋતુમાં ન લેવા જોઇએ. એથી રસધાતુઓનો ક્ષય થાય છે અને નબળાઇ આવે છે.

૯ બ્રહ્મચર્યના મહત્વને સમજી વિવેકપૂર્વક એનું પાલન કરવું જોઇએ. ઠંડી ઋતુ—ગરમી અને પોષણકારક ખોરાકથી વીર્યનો ક્ષય તાત્કાલિક આરોગ્ય ઉપર ભલે અસર ન કરે. પરંતુ નિયમિત વ્યય-પાછળની ઋતુ માટે જોઇતી શક્તિનો સંગ્રહ કરી શકતું નથી. એટલે કાયમી આરોગ્યને નજર સામે રાખીને એનો ઉપભોગ કરવો જોઇએ.

૧૦ હેમંત એ કફની જરૂરીઆત વાળી ઋતુ છે. પરંતુ કફના દરદીઓ જેવા કે શ્વાસ કાસ, અજીર્ણ, લાંબા વખતની ઉધરસ, સંગ્રહણી અને દમ હોય તેવા દરદીએ કફ ઉત્પન્ન કરે તેવા પદાર્થો ન જ લેવા જોઇએ.

આટલું જો આ ઋતુ પરત્વેના નિયમોનું પાલન થશે તો કાર્તિક માસ આરોગ્ય આપશે.

# સૌરભ



હિંદની ધારાસભામાં સરદાર બળદેવસિંગે પ્રાદેશીક સંરક્ષણદળ સંબંધી ખરડો રજુ કર્યો: ત્યારે પંડીત કુંઝરૂએ કહ્યું હતું કે કટોકટી દરમ્યાન દેશને મદદરૂપ થવા માટે સ્ત્રીઓને લશ્કરી તાલીમ આપવાની અગત્યતા છે. રાષ્ટ્રીય કેડેટ કોર્પ્સ સમિતી હેઠળની યોજના નીચે સ્ત્રીઓ તાલીમ પામે ત્યાં સુધી સરકારે રાહ જોવી જોઇએ નહિ. અત્યારે કેટલીક સ્ત્રીઓ લશ્કરી તાલીમ લેવા તૈયાર છે. યુદ્ધ દરમ્યાન પણ કેટલીકને તાલીમ આપવામાં આવી હતી, તેમનો અત્યારે તાલીમ આપનારી તરીકે ઉપયોગ કરવો જોઇએ ને જે બીજી સ્ત્રીઓ— તેઓ જે સંસ્થા સ્થાપવા ઇચ્છતી હોય તેમને મુખ્ય સંચાલિકા નીમવી જોઇએ.

બેગમ આઇઝાઝ રસુલે બીલને ટેકો આપતાં કહ્યું હતું કે 'સંરક્ષણ પ્રધાન પોતાની યોજનાઓ ઘડે ત્યારે તેમણે હિંદની સ્ત્રીઓને પણ પોતાના દેશના સંરક્ષણ માટે તાલીમ લેવાની તક આપવી જોઇએ.' શ્રી કામતે પણ કહ્યું હતું કે 'કટોકટીના સમયે પુરૂષોની ખાલી પડેલી કામગીરીઓ સ્ત્રીઓ સંભાળી લઇ અને લશ્કરમાં સીધી રીતે જોડાઇને ઘરબારનું સંરક્ષણ કરીને ઉત્તમ સેવા આપી શકે.'

એ બધાનો જવાબ આપતાં સંરક્ષણ પ્રધાને જણાવ્યું હતું કે 'આ ફોજધારામાં સ્ત્રીઓને સક્રીય કામગીરીમાં લેવાની કોઇ જોગવાઇ નથી. સ્ત્રીઓએ ભૂતકાળમાં જે મહત્વનો ભાગ ભજવ્યો છે તેને હું અવગણતો નથી. સ્ત્રીઓને સાવ બકાત રાખવાની સરકારી ઇચ્છા નથી. પણ કટોકટીના સમયે સ્ત્રીઓ સંરક્ષણ કાર્યમાં મહાન ફાળો આપશે એવી હું આશા રાખું છું.'

•

કુ. ફ્રીડા બી. હેનોક યુનાઇટેડ સ્ટેટના ફેડરલ કોમ્યુનીકેશન્સ કમીશનનાં સભ્ય નિમાનાર પ્રથમ મહિલા છે. તેમના પતિ કોમેલ (પોલાન્ડ)ના વતની હતા. કુ. ફ્રીડા જ્યારે ૭ વર્ષનાં હતાં ત્યારે તેમને તેમના પિતા પોતાનાં બીજાં સાત સંતાનો (૫ છોકરીઓ અને બે છોકરા) સાથે અમેરીકા લાવ્યા હતા.

*

ઇંગ્લાંડના મહાન નાટયકાર જ્યોર્જ બર્નાર્ડ શોએ પોતાની ૯૨ મી જન્મજયંતી ભવ્ય રીતે ઉજવી ત્યારે જણાવ્યું કે "મોં ધોવામાં સાબુનો ઉપયોગ શા માટે કરો છો? મોં પર સાબુ લગાડશો નહિ. એ તો આંખ નાક તેમજ મોંને નુકશાન કરે છે. આ અંગોને તો આપણે બરાબર સ્વચ્છ રાખવાં જોઇએ. નાનકડાં બાળકોના મ્હોં આપણે જ્યારે સાબુથી ધોઇએ છીએ ત્યારે તેઓ પણ સાબુ સામે સખ્ત અણગમો જાહેર કરે છે. સમજુ સ્ત્રીઓ તો એને બદલે પોતાના મોં માટે ઊંચા પ્રકારના 'ફેઇસ ક્રિમ'નો જ ઉપયોગ કરે છે.

હું તો મોં ધોવા માટે પ્રથમ એક ઠંડા પાણીનું ભરેલું વાસણ લઉં છું. આખું માથું એમાં ડુબાવી દઉં છું. કાન અંદર ડુબે એટલું માથું પાણીમાં રાખી, આંખો ઉઘાડી નાખું છું અને પછી, હાથો વડે મોંને સુંકાઇ જાય ત્યાં સુધી બરાબર માલીસ કરું છું. ત્યાર બાદ ખરબચડા ટુવાલ વડે ઘસી, હાથ મોં બરાબર સ્વચ્છ બનાવું છું.'

*

અમેરીકામાં ૬૦ લાખ યુવતીઓને પતિ નહિ મળવાથી તેમને કુંવારા રહેવું પડશે એવા સમાચાર મળ્યા છે. અમેરીકામાં યુવાનોની અછત છે ને અમેરીકાના યુવાનો લગ્નની જવાબદારી સ્વીકારવા તૈયાર થતા નથી તેથી આવી પરીસ્થિતી ઉભી થવા પામી છે પણ અત્યારે અમેરીકામાં સહુને માટે ફરજીયાત લશ્કરી સેવા આપવાનો કાયદો અમલમાં છે. અમેરીકાના પ્રમુખે આ સુધારો સૂચવતાં જાહેર કર્યું છે કે પરીણીતોને આ ધારો બંધનકર્તા નથી.' એમની આ જાહેરાતે અમેરીકામાં ભારે ખળભળાટ મચાવ્યો છે. ફરજીયાત લશ્કરી સેવામાંથી છટકી જવા માટે ઘણાએ લગ્નનું શરણ શોધવા માંડ્યું છે. આથી લગ્નની બજારમાં એકાએક ભાં તેજી આવી ગઈ છે. અમેરીકાની રજીસ્ટ્રર ઓફીસો પર લગ્નો રજીસ્ટર કરાવવા માટે મોટા ધસારો પડયો છે. મેજર જનરલ રશી આ લગ્ન માટે ઉત્સુક બેલડીઓની લાંબી લાંબી કતારો નીહાળીને કટાક્ષ કરતાં બોલી ગયા હતા કે, "મને લાગે છે કે આ લોકો 'ઉકળમાંથી ચૂલમાં' જઈ રહ્યાં છે."

*

અમદાવાદમાં ભદ્ર સાર્વજનીક ગણેશોત્સવમાં શ્રીમતી ભાંડારકરના અધ્યક્ષપદે 'સ્ત્રીઓએ રાજકારણમાં ભાગ લેવો જોઈએ એમ આ સભા ઠરાવ કરે છે' એ વિષય ઉપર રસપ્રદ ચર્ચા થઈ હતી. મુખ્ય વક્તા તરીકે શ્રીમતી ત્રિલોકેકર અને પ્રતિવક્તા શ્રીમતી ગોળે હતાં. આ ઉપરાંત કુ. હેમલતા હેગિષ્ટે, વડોદરાના ઓકાર્યકર શ્રીમતી કુસુમ પાટકર, શ્રી. લક્ષ્મીબાઈ પુરાણીક વગેરે બહેનોએ ચર્ચામાં ભાગ લીધો હતો. સભાનો મુખ્ય સુર સ્ત્રીઓએ રાજકારણમાં ભાગ લેવો જોઈએ એ હતો.

*

ઓમ મંડળના દાદા લેખરાજ મુંબાઈમાં આવ્યા છે. દાદાએ કરાંચીમાં અનેક સ્ત્રીઓ પર જુરકી નાંખી અનેક પતિઓનાં ઘર ભગાડયાં હતાં. એમ કહેવાય છે કે આધ્યાત્મીક આભાથી ભરેલી આંખોવાળા દાદાને જોતાં જ તે સ્ત્રીઓ મુંગી અને બહેરી બની જાય છે અને ઘેટાની માફક દાદાને અનુસરે છે. પત્નીઓને છીનવી લેનારા દાદાએ મુંબાઈમાં હજી તેમની લીલા શરૂ કરી નથી. તેઓ તેમની પત્નીઓ, દાસીઓ વગેરેને મુંબઈ લાવ્યા છે કે નહિ, અને તેઓ મુંબાઈમાં મંડળીની શાખા ખોલવા માંગે છે કે કેમ તે હજી જણાયું નથી.

*

ચુંકીંગની પેંગમી નામની એક યુવતીએ ગયા નવ વર્ષથી અન્નનો એક દાણો પણ લીધો નથી. જાણીતા ડોક્ટરો, નર્સો અને વૈજ્ઞાનિકો આ અંગે તપાસ કરવા ચુંકીંગ ઉપડયા હતા.

આ યુવતીને પરણવા માટે પણ સંખ્યાબંધ માગાં આવી રહ્યાં છે. પરંતુ સૌથી ઉત્તમ અને વ્યવહારૂ માગું તો શાંઘાઈના એક યુવાન તરફથી આવ્યું છે. તેણે પત્ર લખીને એ યુવતીને જણાવ્યું છે કે તેણે પોતાની આ યોજના જાહેર કરવી કે જેથી તેના પિતા પોતાના કુટુંબનું બજેટ બરાબર સમતોલ બનાવી શકે.

આ વાત સાચી હોય યા ખોટી પણ તેનાથી ભારે સનસનાટી ફેલાઈ છે. પહેલાં આ વાત ચુંકીંગના અખબારમાં પ્રસિદ્ધ થયેલી અને તેમાં એમ જણાવવામાં આવેલું કે આ છોકરીએ ગયા નવ વર્ષથી પાણી વગર કાંઈ જ લીધું નથી.

આ વાત ચુંકીંગના સત્તાવાળાઓના ધ્યાનમાં આવી અને તેઓ આ યુવતીને શહેરમાં લાવ્યા. ત્યાં તે ડોક્ટરી દેખરેખ અને તપાસ હેઠળ છે.

યુવતીને થાક કે શ્રમ જણાતો નથી. તેનું વજન ૯૦ રતલનું છે, અને જીવનના દરેક કાર્યમાં રસ લે છે. કોઈક કહે છે કે છોકરીએ

કોઈ પરીએ આપેલી વનસ્પતી ખાધેલી હોવી જોઈએ. હજી આ અજાયબીના ઉકેલ આવી શક્યો નથી.

*

બર્લિનને હવાઈ માર્ગે, સામગ્રી પહોંચાડવાના કામમાં લગભગ ૭૦ સ્ત્રીઓ પડદા પાછળ કામ કરે છે. તેમાંથી કેટલીક વિમાની સાફસુફી કરનારા વિભાગમાં કામ કરે છે, કેટલીક વિમાન અને વિમાનીઓને જોઈતી વસ્તુઓ પૂરી પાડનાર વિભાગમાં, કેટલીક બિનતારી વિભાગમાં, કેટલીક બિનતારી યંત્રો દ્વારા સન્દેશાઓ ઝીલાઈને છપાય છે તે વિભાગમાં, કેટલીક વિમાનોમાં ભરાતા માલના પ્રમાણ પર અંકુશ રાખનારા વિભાગમાં અને વિમાનીદળના વડા મથકમાં કામ કરે છે. તેઓને હવે વધારે કલાક કામ કરવું પડતું નથી અને હવે તેઓને મનરંજન માટે પણ પુરતો સમય મળે છે.

*

બર્કશાયરમાં આવેલા એબિંગડનમાં ઉઘાડવામાં આવનારી 'ધિ ન્યુ ડેન્માન કોલેજ' માં બધાં જરૂરી સાધનો વસાવવાને માટે બ્રિટનના બધા ભાગોની સ્રીસંસ્થાઓના સભ્યો ભરવા ગુંથવાનું અને સિવવાનું કામ કરી રહી છે. "ગ્રામ્યપ્રદેશની સ્ત્રીઓ માટેનું આ વિશ્વવિદ્યાલય—તેને તા. ૨૪ સપ્ટેમ્બરથી શરૂ કરવામાં આવનાર છે—લેડી ડેન્માને બ્રિટનની સ્રીસંસ્થાઓના રાષ્ટ્રીય મંડળના પ્રમુખ તરીકે ૨૫ વર્ષ સુધી એક-નિષ્ઠાપૂર્વકની સેવાઓની કદર તરીકે તેમના કૃતજ્ઞતાપૂર્વકના સ્મરણાર્થે સ્થાપવામાં આવ્યું છે. તેનો અભ્યાસક્રમ 'સ્રીસંસ્થામાંની સામાન્ય પ્રવૃત્તિનો વિસ્તાર'નો બનેલો છે અને તે ત્રણ દહાડાથી તે એક અઠવાડીઆ સુધીની મુદતનો હોય છે. તેમાં શહેરીપણાથી માંડીને જુનાં ફાટેલાં કપડાંને થીગડાં મારીને દુરસ્ત કરવા સુધીનું તેમ જ કુટુંબને માટે કપડાં અને ખોરાકની ડહાપણભરી વ્યવસ્થા કરવાનું શિખવાય છે.

*

વેલ્સની સેન્ટ એસફ હોસ્પીટલમાં દાખલ થયેલા શેફર્ડ નામની એક બાઈ રહે છે. એની ઉમર અત્યારે ૧૧૪, ૧૧૫ કે ૧૧૬ વર્ષ જેટલી હશે એમ મનાય છે. એનો જન્મ લંડનમાં વિલિયમ ચોથાના વખતમાં થયેલો. ઇ. સ. ૧૯૦૮માં 'વૃદ્ધ વય પેન્શન સમિતિ' નામક ઇંગ્લાંડની સંસ્થાએ એમની વય ૭૬ વર્ષની હોવાનું માન્ય કરેલું અને એને પેન્શન આપવાનું નક્કી કરેલું. એણે પોતાનું મોટા ભાગનું જીવન માન્ચેસ્ટરમાં વીતાવ્યું છે. અત્યારે પણ એ પૂર્ણ તંદુરસ્ત અવસ્થામાં છે અને હજી હમણાં જ, ગયા ઓગસ્ટની ૫ મી તારીખે એણે પોતાની જન્મ જયંતિ ઉજવી.

*

આપણી જુવાન બહેનોએ જીવનમાંથી સાદાઈને કાઢી જ નાંખી છે. મહેનતને પણ સ્થાન નથી રહેવા દીધું. જેઓ ભણે છે તેઓએ પોતાનું સ્વતંત્ર જીવન ગાળવાના નવા જ ખ્યાલો ઊભા કરવા માંડયા છે. પણ એક વાત મને રમુજી દેખાય છે. જેમણે પોતાનું જીવન જે એક પુરૂષની સાથે જોડવાનું હોય તેની સાથે તેઓ પરિચય વધારે એ તો સમજી શકાય છે; પણ આજે ગમે તેની સાથે ખૂબ પરિચય વધારે, માતાપિતા પણ એવા પરિચય કેળવાય ત્યાં સુધી જોતાં જ રહે ને પછી જ્યારે તેઓ લગ્નની ઇચ્છા કરે ત્યારે તેમને વારે એનો કાંઈ અર્થ નથી. આપણે એટલું તો સમજવું જ જોઇએ કે યુવાન કન્યા જુવાન પુરૂષ સાથે પરિચય કેળવે તો પછી તેનાં પરિણામ માટે તૈયાર રહેવું જોઇએ. પાછળથી એ બાબતમાં મથામણ કરીએ તેથી વડીલોને અને છોકરીછોકરાને પણ ભારે મથામણ થાય.

—રવિશંકર મહારાજ

### કેટલાક

# કિસ્સાઓ

*

યોર્કશાયરની એંકકુટ મીલમાં ૭૨ વર્ષની ઉમરની ધોળાવાળવાળી મિસિસ એમિલી મેક્કાર્થી નામની વૃદ્ધા કામ કરે છે. તાજેતરમાં તે મીલના માસિક પત્રના છેલ્લા અંકમાં તેને વિષે આ પ્રમાણે નોંધ લેવામાં આવી છે. ૧૧ બાળકોની માતા અને કેટલાએ વર્ષોની જુની અનુભવી કુશળ સ્ત્રી કામદાર મિસિસ મેક્કાર્થીએ ૭૦ વર્ષની ઉમરે મિલમાંથી નિવૃત્તિ લીધી ત્યારે જ તે એક અસાધારણ વ્યક્તિ બની ગઈ હતી. પરન્તુ તેને તે જીન્દગી વધારે પ્રમાણમાં ઉત્પાદન કરવા માટેની આળસુ લાગી અને ગમી નહિ. અને તેથી તેણે બ્રિટનની વધારે પ્રમાણમાં ઉત્પાદન કરવા માટેની સ્વયંસેવકો માટેની હાકલના જવાબમાં પોતાનું નામ ઔદ્યોગિક સ્વયંસેવિકા તરીકે નોંધાવ્યું હતું. આ ફેરફારની તેના પર શી અસર થઈ હતી તે વિષે તેને પુછવામાં આવતાં તેણે તરત જ જવાબ આપ્યો હતો કે 'હું જાણે કે ૧૮ વર્ષની યુવતી હોઉં તેટલી મારામાં સ્ફુર્તિ છે અને મારું વજન પણ વધવા માંડ્યું છે.' મિસિસ મેક્કાર્થીને અઠવાડિએ પા. ૪ શિ. ૧૦ (રૂા. ૫૦–૧૦–૦)નો પગાર મળે છે.

*

સોળમા સૈકામાં ઇંગ્લાંડમાં રાણી એલીઝાબેથ રાજ્ય કરતી હતી. એને પોતાના રૂપ લાવણ્યનું ખૂબ અભિમાન હતું. એનો એક સરદાર શૃંગારશાસ્ત્રમાં અત્યંત પ્રવિણ હતો. એક દિવસ એણે પૂછ્યુંઃ 'સરદાર, તમારી પ્રિયતમા કોણ છે, એ તો કહો!'

સરદારે આનાકાની કરી, પણ રાણી શાની માને? એ તો હઠ લઈને બેઠી. છેવટે સરદારે બીજા દિવસે એનું નામ જણાવવાનું વચન આપ્યું.

બીજા દિવસે સરદારે એક સુગંધથી મહેકતા રેશમી રૂમાલમાં કંઈક વસ્તુ બાંધીને એ રાણીને મોકલાવી આપ્યો.

ક્રોધ સાથે રાણીએ રૂમાલ લીધો. એની ઘડીઓ એક પછી એક ઉખેડી. જોયું તો એક નાનકડું, નાજુક ને નમણું દર્પણ. એણે એ હાથમાં લીધું. પોતાનો ક્રોધભર્યો ચહેરો એમાં નિહાળ્યો. એના મુખ પરની ક્રોધની રેખાઓ અદશ્ય થઈ અને એ મરક મરક હસી રહી. સરદારે મોકલાવેલો છાનો પ્રેમસંદેશ એ સમજી ગઈ હતી.

*

મુંબઈમાં એક ૧૬ વર્ષની ગુજરાતી યુવતી જેની સાથે તેનું સગપણ થયું હતું તે યુવકને મળવા જતી હોવાનું મા બાપને જણાવી ઘેરથી નીકળી. પણ તે બીજા યુવકના પ્રેમમાં હતી ને તેથી સાથે જલદી લગ્ન કરી નાખવા તે ઘેરથી નીકળી હતી. કોર્ટમાં આવી તેણે જણાવ્યું કે પોતે પોતાની ઇચ્છાથી ઘર છોડીને નીકળી હતી ને પોતે પસંદ કરેલા યુવક સાથે લગ્ન કરી લીધાં છે ને તેની સાથે રહેવા જવાનું ડેકલેરેશન નોંધાવે છે.

કોર્ટે તે છોકરીનાં બાપને ટેલીફોનથી ખબર આપી કોર્ટમાં બોલાવ્યા. તે વખતે છોકરી પોતાના જન્માક્ષર હાથમાં લઈને પીંજરામાં ઉભી હતી. છોકરીએ જણાવ્યું કે મેં તે યુવક સાથે લગ્ન કરવાનો નિશ્ચય કરીને જ લગ્ન કર્યું છે માટે મારે તેની સાથે રહેવું છે. કોર્ટે તેને ૧૪ દિવસ શ્રદ્ધાનંદ હોમમાં રાખવાનો અને કોર્ટની રજા વગર તે યુવતીને નહિ મળવા માટે તેના પ્રેમી યુવકને હુકમ કર્યો છે.

આપણા સમાજમાં ચાલતો



# લોહીનો વેપાર

સંતરામપુરના એક ભાવસાર કુટુંબના સોનીએ નવ માસ પહેલાં લોહીનો વેપાર કરતી એક ટોળી પાસેથી રૂા. ૧૨૦૦ જેટલી રકમ આપીને એક સ્ત્રીને પોતાની પત્ની તરીકે લઈ આવ્યો હતો.

આ સ્ત્રીએ હાલમાં અત્રેની કોર્ટમાં જાહેર કર્યું છે કે હું જાતની ચમારણ છું અને પરણીત સ્ત્રી છું. માટે મારા પર થતો બળાત્કાર અટકાવી મને છુટી કરાવવી જોઈએ. આથી એ કુટુંબના બે શખ્શોને તથા વેચાણ આપનાર ટોળી પૈકી બે શખ્સોને ત્યાંની જેલમાં પુરવામાં આવ્યા છે.

*

નડિઆદ તાલુકાના પીપલગ ગામની લોહીનો વેપાર કરતી એક ટોળી માતર તાલુકાના ગરમાળા ગામના પટેલ ભઈલાલ ગોર્ધનભાઈને ૨૧૦૦) રૂા. માં એક શાંતા ઉર્ફે કમળા નામે એક કાઠીયાવાડી સ્ત્રીને વેચી ગયા હતા. અને ત્યાંથી છુપી રીતે એ સ્ત્રીને ઉપાડી જઈને બીજા સ્થળે રૂા. ૫૨૫ માં વેચી હતી. આ બાબત કેસ ચાલતાં માતરના મામલતદાર શ્રી. ગોરધનભાઈ પટેલે છોટાભાઈ બેચરભાઈ અને છોટાભાઈ ભુલાભાઈને દરેકને ૪ માસની સખ્ત સજા અને ૧૫૦) રૂા. દંડ કર્યો છે અને હરમાન ભાઈ ભગવાનભાઈને ૧૦૦) રૂા. દંડ અને ૨ માસની સખ્ત સજા ફરમાવી છે. આ ટોળીના ચોથા આરોપી મુળજી રાણા નાસતા ફરે છે. તેની તપાસ ચાલુ છે.

*

લોહીનો વેપાર કરતી વડોદરાની એક ટોળી આણંદમાં પકડાઈ છે. વડોદરા ઘડીયાળી પોળમાં રહેતા ગાજરાના મનુભાઈ ભીખાભાઈ પટેલ અને સુરતના નરોતમ કાનજીની વીધવા ઓરત બાઈ મણી ઉર્ફે કમળાએ બારઈયાની એક સગીર છોકરીને ફોસલાવી ઉપાડી જઈ હોટલમાં કામ કરતા બાઈશંકર જોમા નામના માણસ સાથે તે છોકરીનાં લગ્ન કરાવી આપી પૈસા મેળવ્યા હતા. લગ્ન અગાઉ આ છોકરીને પોતાને ઘેર રાખી તેઓ અનીતિનો ધંધો ચલાવતા હતા. એની બીનત મળવાથી પોલીસે બંનેને પકડી જેલમાં પૂર્યા છે.

*

ઈંદોર તરફથી બે મુસલીમ બાઈઓ અને એક પુરુષ તેમની સાથે, એક આઠ વર્ષના છોકરાને ઉઠાવી ગોધરા લાવ્યા હતા. મુસ્લીમો સાથે હિંદુ છોકરાને જોઈ પોલીસને વહેમ પડતાં, તપાસ શરૂ કરી તો તે બાઈઓએ છોકરાનું હરણ કર્યું હતું. તેથી તે બાઈઓ વગેરેને પકડી છે, ને તપાસ ચાલુ છે.

*

અમદાવાદમાં લોહીનો વેપાર કરતી બાઈઓને શહેરના વિસ્તારથી દૂર કરવાનું કર્યું છે.

*

મુંબઈમાં ૧૫૦૦ રૂપીયા લઈને ૧૫ વર્ષની એક છોકરીને વેચવાનો પ્રયત્ન કરનાર રામપ્રકાશ નામના માણસને પકડવામાં આવ્યો છે.

# મા-બાપની મુંઝવણ

*

પ્રશ્ન–આજની નિશાળોનું ભણતર કેવું હોય છે એ વાત તો સૌ કોઈ જાણે છે. સારી રીતે પસાર કરાવે તે સારી નિશાળ. અને તેથે નિશાળના માસ્તરોને ટ્યૂશનની કમાણી કરીને. તેવા લોકોના બાળકો માટે જ સાચું છે. બાકી તો શિક્ષકો ટ્યૂશનો કરી કરીને ભણાવવા બેઠા હોય તે ભણાવેય શું ! ગરીબ કે મધ્યમવર્ગનાં બાળકોને તો સારી કહેવાતી નિશાળથીય લાભ નથી થતો. માનીએ કે સારું ભણાવે છે તો ય તે ગોઠવેલો અભ્યાસક્રમ જ ને ! તેથી બાળકોને નથી દુનિયાદારીનું ભાન આવતું કે નથી જીવતરની વાતની કાંઈ તાલીમ મળતી.

હા, મારે આ બાબતમાં તમારી સલાહ જોઈએ છે. મારાં બે બાળકો ભણવામાં ઠીક કહેવાય છે. ઉંચો નંબર રાખે છે. ઘેર આવીને નિશાળના લેસનમાં મંડયા રહે છે. પણ તેમના જ્ઞાનને જોઉં છું તો નિરાશ થાઉં છું. ચોપડીઓ સિવાયનું કાંઈ ન જાણે. દશ બાર વર્ષનાં બાળકોને દેશ દુનિયાની વાતની પણ કશી ખબર નથી. તેમ તેમનામાં બીજી કોઈ પ્રવૃત્તિ કરવા તરફ ખાસ રુચિ દેખાતી નથી. લેસન કર્યું એટલે અંજન્દાયા જેવું દેખાય છે. તો આ બાબતમાં તેમને બીજું જ્ઞાન મળે તે માટે શું કરવું ?

જવાબ : તમે વર્ણવી તેવી નિશાળને હવે સમજુ લોકો સારી નથી ગણતા. બાળકોને અભ્યાસના વિષયો ઉપરાંત તેની બુદ્ધિનો વિકાસ કરે તેવી પ્રવૃતિઓ પણ સારી નિશાળોમાં હવે તો ચાલવા લાગી છે. ભણતર એટલે માત્ર પાઠ્ય પુસ્તકોનું જ્ઞાન અને 'પરીક્ષા પાસ' એ વ્યાખ્યા ઝડપથી બદલાતી જાય છે. પ્રગતિશીલ નિશાળોમાં બાળકોને સર્વદેશીય જ્ઞાન મળે તેવી અભ્યાસેતર પ્રવૃત્તિઓ સંસ્થાના ચાલકોએ રમતપૂર્વક ગોઠવી હોય છે. સંસ્કારપ્રેરક વાતાવરણ જમાવવાની યોજના આવી શાળાઓ કરે છે.

તમારાં જેવાંનાં બાળકોના વિકાસને માટે સચિંત રહેતાં માબાપોનો તો આવી શાળાઓ સહકાર મેળવીને ઘણું કરી શકે છે. આપણી શાળાઓ જ્ઞાનમંદિરો નથી બની શકી, તેમ આપણા ઘેરોમાં પણ બાળકોની કેળવણી અને ઘડતર માટે મોટે ભાગે અજ્ઞાન પ્રવર્તે છે. આ બે ય સ્થિતિ બાળકના હિત માટે ટાળવી જોઈએ. તમારાં જેવાં સંસ્કારી અને સમજુ માબાપો જાગ્રત બન્યા છે તેની અસર કેળવણીની સંસ્થાઓ પર થવા લાગી છે. સંસ્થાઓએ પણ યુગબળને ઓળખીને બાળકના સાચા ભણતરનું સ્થાન બનવું જોઈએ.

તમારાં બાળકો સંબંધે શાળાના શિક્ષકો —ખાસ કરીને આચાર્ય સાથે તમે સલાહ કરી જોશો. તમારી વાત તેમને ફરિયાદ રૂપે નહિ, પણ સહજભાવે શાળાનાં બધાં બાળકોના હિતની દૃષ્ટિએ સૂચન કરતા હો તેમ કરશો. શાળા અને ઘર વચ્ચેનો સહચાર બાળકના હિત માટે જરૂરી છે. શાળાના કામમાં આપણે માબાપો ભાગ્યે જ રસ લઈએ છીએ, એથી જ શાળાઓ બેજવાબદાર બની છે.

હવે, ઘરમાં બાળકો માત્ર 'લેસન' જ કરે અને શાળામાં ઉંચો નંબર રાખે એટલા પરથી સંતોષ ન લઈ શકાય. ઘરમાં બાળકને રસ

પડે અને એ મારફતે તેમનાં જ્ઞાન અને શક્તિ વિકસે એવી ઘણી યોજનાઓ કરી શકાય. ફુરસદના સમયે ઘરનાં બધાં ભેગાં મળીને ઘરની વાતો કરે એ પણ એક સુંદર પ્રવૃત્તિ છે. એ વાતોમાં સમાજની, દેશની, દુનિયાની કે એવી એવી ઘણી વાતો કે ચર્ચા ચાલે. બાળકો એ વાતોમાં જોડાઈને પોતાની જિજ્ઞાસા રજૂ કરશે અને પ્રશ્નો પૂછી સમાધાન મેળવશે. ઘરમાં બાળકોને વાંચવાં ગમે એવાં સારાં પુસ્તકો વસાવવાં કે વાંચવા લાવવાં. તેમાંથી એકેક સુંદર એવી વાતો પ્રસંગો કે વાર્તા બધાં ભેગાં મળે ત્યારે વાંચે. આવા સુંદર વાચનથી બાળકોને વાંચવાની પ્રેરણા મળશે. ચિત્રકામ કરવાનો કે સારાં ચિત્રો જોવાનો રસ પણ બાળકો પાસે એવું સાહિત્ય મૂકીને કેળવી શકાય. ટીકીટ સંગ્રહ, ચિત્ર સંગ્રહ કે એના સંસ્કારી શોખને પણ ઘરની પ્રવૃત્તિઓમાં અવકાશ હોય. પણ નાની મોટી ખરીદી કરવી, ઘરમાં શણગાર સુશોભન કરવાં, મહેમાનોની સરભરા કરવી એવી એવી એવી ઘણી બાબતો બાળકોને રસ લેતાં કરીને તેમને જ્ઞાનને માર્ગે વાળવાં જાતે જ્ઞાન મેળવતાં કરવાં.

આ તો સામાન્ય દિશાસૂચન છે. તમે જાતે બાળકો સાથે આવી પ્રવૃત્તિઓમાં ભાગ લેતાં થશો કે તમને બાળકોને લાભદાયી–જ્ઞાનદાયી એવી અનેક પ્રવૃત્તિઓ હાથ ધરવાનું હશે.

*

---

અમદાવાદની એક જૈન યુવતી સુવાવડ પ્રસંગે તેના પીયર ખેડા ગયેલી. ત્યાં બજાર જઈ આવતી વખતે એક વિચિત્ર આકૃતિ તેને મળી ને તેના ગર્ભ વિષે પૂછપરછ કરી. એટલામાં યુવતી અંધ બની ગઈ. થોડા વખત પછી જુએ તો તેનો નવમાસનો ગર્ભ અલોપ થયેલો જણાયો. દાક્તરી તપાસમાં બાળ સગર્ભા હોવાના કોઈ ચિહ્નો જણાયાં નથી. યુવતી અત્યારે દેખી શકે છે.

# પૂછપરછ

હું એક યુવકના પ્રેમમાં છું. તે પણ મને એટલા જ ઉમળકાથી ચાહે છે. અમે સાથેજ ભણીએ છીએ અને ઉમ્મર લાયક છીએ. હું તેને લગ્ન કરવાનું દબાણ કરું છું. પણ તે પાસ થઈને ડીગ્રી મેળવ્યા પછી જ લગ્ન કરવાનો વાયદો કર્યો કરે છે, એ મને ગમતું નથી. કેમકે તેઓ તેમના માબાપના ભક્ત છે ને તેમના માબાપ રૂઢીચુસ્ત છે, એટલે કદાચ પરજ્ઞાતિમાં લગ્ન કરવાની ના કહે તો શું થાય? વળી આજે જે છૂટથી હું તેમને મળી શકું છું તેટલી છૂટથી, પાસ થયા પછી તેમને મળવાનું મારે માટે અશક્ય બને, કેમકે લગ્ન થયા વિના મારાથી પછી એમની સોબત મેળવવાનું અશક્ય બને. વળી શરીરસંબંધ વિના પ્રેમ ટકતો નથી એમ હું માનું છું. પરંતુ તેઓ કહે છે કે પ્રેમને અને શરીરસંબંધને સંબંધ નથી. પણ મારા મનમાં શંકાઓ થયા કરે છે. મારે શું કરવું? —કનકલતા

તમારા બન્ને વચ્ચે સાચો પ્રેમ હોય તો તમે જે શંકાઓ રાખો છો તે બરાબર નથી. તમારા મિત્ર માને છે કે પ્રેમ અને શરીરસંબંધને કાંઈજ સંબંધ નથી એ સાચું છે. પ્રેમ દૈવી વસ્તુ છે ને શરીરસંબંધ તો દુન્યવી સંબંધ છે. તમારી વચ્ચે સાચો પ્રેમ હશે તો વર્ષોના વર્ષો જશે તો પણ તમે એક બીજાથી દૂર હોવા છતાં નજીક હશો. માટે થોડો વખત રાહ જોવી તમારા બન્નેના હીતમાં છે. અત્યારે સહવાસથી જો પ્રેમને બદલે માત્ર આકર્ષણ હશે તો તે પણ થોડા વખત પછી સમજાશે અને તમારે પાછળથી પસ્તાવું નહિ પડે. માટે રાહ જુઓ અને પ્રેમને વિકસાવો.

*

મારો વિવાહ જેમની સાથે થયો છે તે ભણે છે. મેટ્રીક થઈને મેં અભ્યાસ છોડી દીધો છે. અત્યાર સુધી તેમના પ્રેમપત્રો મારી ઉપર આવતા અને મેં પણ મારા હૃદયના ઉમળકાભર્યા જવાબો તેમને વાળ્યા છે. અમે ભાવિ કલ્પનાઓ પણ ખૂબ કરી છે. પરંતુ છેલ્લા ત્રણ મહિનાથી તેમના પત્રો આવતા નથી. મેં બેત્રણ પત્રો લખ્યા તેનો જવાબ નથી. લોકોમાં છાની છાની વાતો થાય છે કે અમારો વિવાહ તૂટી જવાનો છે. મારા દુઃખનો પાર નથી. આ વાત સાંભળી છે ત્યારની હું એકાંતમાં રડ્યા કરું છું, કેમકે ગયા વેકેશનમાં તે આવ્યા ત્યારે એકાંતનો તેમણે લાભ પણ લીધો ને મેં મારું શરીર આવેશને વશ બની સોંપ્યું છે. હવે વિવાહ તૂટી જાય તો મારું શું થાય?

તપાસ કરતાં તેઓ એક છોકરી સાથે પ્રેમમાં છે. તે અમારી નાતની ને પૈસાદારની દેખાવડી પુત્રી છે અને તેમની સાથે જ ભણે છે. એટલે હવે મારે માટે કોઇ આશા દેખાતી નથી. કોઇ કોઇ વાર જીવ અકળાય છે ને જીવન અળખામણું બની જાય છે. અમારો વિવાહ ચાલુ રહે એવું ઈશ્વર નહિ કરે? વિવાહ તૂટી જ જાય તો મારે શું કરવું?

—અલકબહેન

તમારે થઈ ગુજરી ભૂલી જઈ બીજા કોઈ યુવક તરફ નજર કરવી અને યોગ્ય જીવનસાથી જણાય તો તેની સાથે લગ્ન કરી લેવું. ક્ષણીક આવેશને કારણે કોઈ ભૂલ થઈ ગઈ હોય તેને ભૂલી જવી.

તમારો વિવાહ ચાલુ રહે ને ધારો કે લગ્ન થાય, તો પણ એ દાંપત્ય જીવનમાં તમને શો રસ રહેશે? એ યુવક બીજી છોકરીના પ્રેમમાં હશે તો તમે તેને અળખામણા બનશો. ને જતે દિવસે એ છૂટાછેડા લઈ એને પરણી જશે અથવા તમને તજી દેશે તો પછી તમારી શી સ્થિતિ થશે? એના કરતાં અત્યારથી જ એ સંબંધને ભૂલી જઈ યોગ્ય જીવનસાથી મેળવી સુખી ગૃહસંસારમાં ઓતપ્રોત થઈ જવું એ જ તમારે માટે હીતાવહ છે.

*

મારી એક બહેનપણીની ઉંમર ૧૨ કે ૧૩ વર્ષની હશે પણ તેના વાળ બધા સફેદ થતા જાય છે. વાળ ધોળા થતા અટકે એવો કોઈ ઉપાય બતાવશો.

—સુલોચના

વાળ સફેદ થવા માંડે એટલે સમજવું કે આપણી તંદુરસ્તી સારી નથી. જેની તંદુરસ્તી બગડતી જતી હોય તેના વાળ ખરવા માંડે અને ફરી તંદુરસ્તી પ્રાપ્ત થાય એટલે વાળ આપોઆપ સરખા થવા માંડે. એટલે વાળ સફેદ થવા માંડ્યા હોય તો તંદુરસ્તી મેળવવા પ્રયત્ન શરૂ કરવો જરૂરી છે, અને સાથોસાથ વાળની જડ મજબૂત થાય તેની કોશીશ કરવી માથાની તાલ ને ખોપરીની ચામડી સાફ રાખવી. અને વાળની લટ પકડી ખેંચતા રહેવું. ખેંચવાથી ચામડીમાં ખોરાક ઉતરે છે એટલે વાળ કાળા ચમકદાર અને મુલાયમ બને છે. વાળ સફેદ થયા હોય એટલા ભાગમાં રાત્રે સુતી વખતે ખૂબ વેસેલીન ઘસવું એથી વાળ કાળા થશે ને ભરાવદાર થશે.

*

મારો ચાર વર્ષનો પુત્ર સ્વસ્થ અને સ્ફુર્તિવાળો છે. પણ તેને એવી ખરાબ આદત છે કે કોઈવાર રાતમાં જાગી જાય છે તો કલાકો સુધી ઉંઘતો નથી. કોઇકોઇ વાર તો સવારોસવાર સુધી ઉંઘતો નથી. એનું શું કારણ હશે?—કમળા

તમારો પુત્ર ઓછી નિદ્રા—અનિદ્રાવાળો હશે, તેથી જાગ્યા પછી એને ઉંઘ આવતી નહિ હોય. આવાં બાળકોને જાગે ત્યારે બે બીસ્કીટ ને પાશેર દૂધ આપવાથી તેના પેટમાં ભાર થવાથી ઉંઘી જાય છે. વધારે સારું તો

કોઈ ડૉક્ટરની સલાહ લઈ એને 'ટૉનીક' આપવા માંડ્યું.

*

મારા પતિદેવ મારી સાથે અતડા રહે છે. બહારના લોકો સાથે ખુબ મીલનસાર અને સહૃદયી છે પણ મારી સાથે તો પહેલા દિવસથી જ કઠોર અને શુષ્ક વર્તન રાખે છે: હું છવીશ વર્ષની છું, છતાં મારો બાંધો એવો છે કે માંડ ૧૭-૧૮ વર્ષની લાગું છું. હું ખુબસુરત નથી, છતાં રૂપાળી તો છુંજ. મારાં પતિના ચારિત્ર માટે તો મને કે બીજા કોઈને કોઈ શંકા નથી. તેઓને મહિને સાતસો રૂપીઆ પગાર મળે છે. અમારાં લગ્ન થયાને પાંચ વર્ષ થયાં છે ને એ દરમ્યાન હું બે બાળકોની માતા બની છું. પણ પતિનો પ્રેમ મેળવી શકી નથી. હું શું કરું તો મને મારા પતિનો પ્રેમ મળે ?

—પ્રજ્ઞાબહેન

દેખાય છે તો એવું કે આપના પતિ: તમારામાં જે ગુણની અપેક્ષા રાખે છે તે તમારામા નહિ હોય, અથવા તમે એ ગુણને બતાવી શકતા નથી. માટે તમારે તમારા પતિના મનોભાવને સમજવા પ્રયત્ન કરવો જોઈએ. તેના રોજના કામકાજમાં તમે એવા ઓતપ્રોત બની જાવ કે એને એમ જ લાગે કે તમે એને ઉપયોગી છો અને આપના વિના એને ચેન ન પડે. તેના કામમાં મદદ કરો અને તમે એનાથી કોઈ વાત છુપાવતા નથી એવો એના દિલ ઉપર પ્રભાવ પાડો. તમે લખેલ પત્રો તેને વંચાવીને મોકલો અને તેની મારફત આવેલા પત્રો પણ તેને વાંચવા આપો અને એ રીતે તેના સંસર્ગમાં રહેવા પ્રયત્ન કરો. આથી થોડાજ વખતમાં તે તમારો પડછાયો બનીને રહેશે.

*

સ્ત્રીઓને દાઢી અને મૂછ ઉપર વાળની રૂંવાટી ઉગે છે તે સંબંધમાં વૈદ પદ્મવતી લખે છે કે— વૃક્ક (kidney)–કીડનીના ઉપરના છેડા સાથે બન્ને બાજુ supra-ranel Glands આવેલી છે. આ ગ્લેન્ડઝને બે ભાગ હોય છે—cortet અને medulla. કોર્ટેક્સમાં, (ટ્યુમર) ગુમડું. કે ફોલ્લો થવાથી બાળકને રાંટા પગ (રીકેટસ) થાય છે. સાત કે આઠ વર્ષની બાળકીને થાય તો તેને યુવાન સ્ત્રીના લક્ષણો જણાય છે અને જ્યારે યુવાન સ્ત્રીઓને ટ્યુમર થાય છે ત્યારે ઋતુ પ્રાપ્તિ બંધ થાય છે અને ધીમેધીમે પુરૂષનાં લક્ષણું—જેવાકે દાઢી-મૂછ વગેરે ઉગવા લાગે છે. જ્યારે તે દર્દ થેરાય ત્યારે આખા શરીર ઉપર વાળ ઉગવા માંડે છે અને શરીરના બધા સ્નાયુઓ પુરૂષના સ્નાયુ જેવા ઉઠાવદાર જણાય છે.

આવી બહેનોએ ક્ષ કીરણ (એક્સ રે) થી છબી લેવરાવી સારા સર્જનની સલાહ લેવી અને જો શરૂઆત હશે તો તો ઓપરેશનથી સારૂં થઈ જશે. ઓપરેશનથી ઘણાને ફાયદો થયાના દાખલા છે.

*

ગયા અંકમાં મુખપરછ વિભાગમાં લખ્યું છે કે, મહિના રહેવાથી કે ગર્ભાધાન થવાના બીજે જ દિવસે તાવ આવી જાય છે અને પેશાબમાં ગરમી જણાય છે અને ધીરે ધીરે સ્તન સૂકાય છે અને કાળા બને છે. મારાં સ્તન આજ લગભગ ત્રણ કે ચાર મહિનાથી એકદમ કાળા થઈ ગયાં છે. મેં ત્રણ ચાર લેડી ડાક્ટરને બતાવ્યું. તેઓ કહે છે કે મહિના રહ્યા નથી. તો પછી મારાં સ્તન કાળાં કેમ થઈ ગયાં છે ? કે પછી બીજો કોઈ રોગ છે ? રોગ હોય તો દવા સૂચવશો.

દુઃખી બહેન (મદ્રાસ)

ગર્ભાધાન સમયે તાવ આવી જાય, પણ તાવ આવે ત્યારે ગર્ભાધાન થાય, એવું મનાય નહિ. ગર્ભાધાન સમયે પણ તાવ તો નબળા બાંધાની સ્ત્રી હોય તેને જ આવે છે. એ રીતે

ગર્ભાધાન પછી સ્તન કાળા થાય, પણ સ્તન કાળા થાય તેથી ગર્ભાધાન થયું જ હોવું જોઈએ, એમ કહેવાય નહિ. ગર્ભાધાન પછી સ્તન ધીમે ધીમે કઠણ થતા જાય છે, ને કાળા થતા જાય છે. આંખ નીચે કાળાશ પડે છે ને ડુંટીથી નીચેના ભાગમાં કાળો લીટો પણ કેટલીક વાર જણાય છે. તમારે સ્તનને હંમેશાં સ્વચ્છ રાખવા અને લેડી ડાક્ટરની સલાહ લઈ દવા કરાવવી.

*

કેસ્ટર ઓઈલને સુવાસીત બનાવવાની રીત લખી મોકલશો. —પુષ્પાવતી (ઝાંઝીબાર)

કેસ્ટર ઓઈલમાં એસેંસ નાંખવાથી થોડો ટાઈમ કેસ્ટરની વાસ દબાઈ જાય છે, પણ એસંસની ખુશ્બો ખવાઈ જઈ પાછી કાચા એરંડીઆ જેવી વાસ આગળ આવે છે. માટે અમારા અનુભવ પ્રમાણે તો એમ. એમ. ખંભાતવાળાની આંબળા પડીના મસાલાથી બનાવો તો એરંડીયાની વાસ દબાઈ જાય છે. બનાવવાની રીત નીચે મુજબ છે—

આંબળા પડીના એક પેકેટના મસાલામાં પાંચ તોલા પાણી નાંખી કરમોરી નાંખવો અને તરત એરંડીયામાં પલાળી નાંખવું. ચોવીસ કલાક પલળ્યા પછી ધીમા તાપે તેને ઉકાળવું. દશ મિનીટ પછી સઘડી ઉપરથી ઉતારી લઈ ઢાંકી મૂકવું. બીજે દીવસે ગાળી લઈ, મસાલાની સાથે અર્કની બાટલી આવે છે તે નાંખવાથી સુવાસિત હેર ઓઈલ તૈયાર થશે.

*

એક ઉમ્મર લાયક દીકરી છે. શરીરે સ્થૂળ (જાડી) છે. એકલ પાળે છે. એટલે બહારના યુવકોના સંસર્ગમાં આવવાનું બને તેમ નથી. છતાં તેમને છેલ્લા બે માસથી માસિક અટકાવ આવતો નથી, એટલે સગર્ભા હોવાની તેમને બીતી છે. આ રીતે અગાઉ પણ તેમને થયેલું; ગયા વર્ષે ૪૭ના નવેમ્બરની ૭જીએ માસિક આવેલું, તે પછી ૭જી ફેબ્રુઆરી ૪૮ના રોજ આવેલ, એટલે ત્રણ મહિને આવેલું આવી રીતે દરેક વર્ષે આવું બને છે. પછી નીયમીત માસિક આવે છે. છેલ્લા ૪૮ના ઑગસ્ટની ૨જી તારીખે માસિક આવેલું ને આજસુધી આવ્યું નથી તેથી તેઓ ગભરાય છે.

સગર્ભાવસ્થાના કોઇ ચિહ્નો નથી. શરીરમાં કે સ્તન ઉપર કોઈ ફેરફાર નથી. વળી દર વર્ષે શીયાળામાં જ બે માસ જેટલું ચડી જાય છે. કદાચ ઠંડી ઋતુ ને વાયુ પ્રકૃતિને કારણે એમ થતું હોય, પણ આ વખતે ચોમાસામાં એવું બન્યું છે. તો માસિક અટકાવ આવે એવી કોઈ દવા હોય તો લખશો. —રાજકુમારી

પુરૂષના સંસર્ગમાં આવ્યા વિના ગર્ભ રહે જ નહિ એટલી સાદી વાત પણ જો આ બહેનને સમજાવી દેવામાં આવે તો એમનું માસિક ચડી જવાનાં કારણે જે વારંવાર ગર્ભ રહેવાનો અકારણ ભય અને ગભરામણ થયા કરે છે તે દૂર થશે.

સ્થૂળ શરીર છે અને એકલ પાળે છે. એ જ બતાવે છે કે એમના લોહીમાં જે ગરમી પોષણ અને તાકાત જોઈએ તે નથી. આમ થવામાં એમનો આહાર અને વિહાર મહત્વનો ભાગ ભજવે છે. લોહીને પૂરતું ફરતું ફરતું રાખવા માટે જે પ્રકારની ભલે હળવી પણ, કસરત, ખૂલ્લી હવા અને તડકો જોઇએ એ તો એમને મળતાં જ નથી. પરિણામે સાચી ભૂખ તો કોઇ દિવસ લાગે જ નહિં. આંતરડા બરાબર કામ કરે નહિં. મળનો સંગ્રહ થાય એ સડે અને પરિણામે ગેસ વાયુ અને કબજીઆત થાય. આમ છતાંય કંઇક ખાવું તો જોઈએ જ, તે વીના શક્તિ ન મળે એવી માન્યતા હોય એટલે ભાત જલદી પચી જાય અને હલકા એમ સમજીને એનો જ વિશેષ ઉપયોગ કરવામાં આવતો હશે એમ માનું છું, કારણકે આવા પ્રકારના દરદી જોવામાં આવે છે.

૧૯૪૨માં મારી પાસે આવો જ સ્થૂળ

શરીર વાળાં એક દરદી આવેલ અને અત્યારે પણ આવાં એક દરદી ચાલુ છે. બંનેની ફરીયાદો સરખી જ છે. માસિક દર ત્રણ મહિને જ આવે છે. પરણેલાં હોવાથી વારંવાર ગર્ભાધાનની શંકા જાય, પરંતુ ત્રણ ચાર મહિને જ્યારે માસિક આવે ત્યારે એ ભ્રમ દૂર થઇ જાય છે. સાત આઠ વર્ષથી લગ્ન કર્યાં છે છતાં સંતાન થયું નથી.

આમ થવામાં કયાં કારણો છે તે જાણવા માટે જ્યારે હું જરા ઊંડે ઉતર્યો ત્યારે ખબર પડી કે બંને દરદીઓ મુખ્યત્વે ભાત વિશેષ ખાય છે અને પ્રમાણ પણ વિશેષ છે.

ભાતની અંદર વિશેષ પ્રમાણમાં શરીરને ગરમી આપે તેવો ખાંડ વાળો ગળ્યો પદાર્થ —જેને કાર્બો હાઇડ્રેટ કહેવામાં આવે છે તે—વિશેષ હોવાથી તાત્કાલિક ગરમી શક્તિ લાગે, પરંતુ આપણા શરીરના બંધારણ માટે અને સસ ધાતુ—રજ—વીર્યને પેદા કરવા માટે જે લોહ, ચરબી, અને ક્ષાર (કેલ્સયમ) જોઇએ તે આ ખોરાકમાં સમભમ ન હોવાથી લોહીમાં પૂરતું પોષણ કે તાકાત રહેજે નજ હોય. જ્યારે લોહીજ ઉતરતા નબળા પ્રકારનું હોય ત્યારે એજ લોહીમાંથી પરિવર્તન પામીને પેદા થનાર રજ અને વીર્ય તો ક્યાંથી પૂરતા પ્રમાણમાં હોય ? આથી લાંબે ગાળે જ્યારે પૂરતો સંગ્રહ થાય ત્યારે જ એ બહાર આવે આ રીતે રહેજે બે ત્રણ મહિનાનો ગાળો પડી જાય એ સ્વાભાવિક છે.

આ ખોરાક ઉપરાંત બીજા પણ કેટલાક મહત્વના મુદ્દાઓ આ માસિકની અનિયમિતતા માટે વિચારવાના રહે છે.

૧ કોઈ પણ પ્રકારની ભારે અને લાંબી માંદગી માંથી પસાર થવું પડ્યું હોય, તો પણ એની સીધી અસર સ્ત્રીઓના તમામ અંગ ઉપાંગ ઉપર થાય છે અને કાર્યમાં સિથિલતા આવે છે. દાખલા તરીકે ક્ષય, ટાઇફોઇડ, ન્યુમોનિયા થયો હોય કે જીર્ણજ્વર, મંદાગ્નિ કે, યૌવન ધાતુ જેવા દરદોની અસર હોય.

૨ વધુ પડતા ઠંડા પદાર્થો અને પીણાંઓનો વિશેષ પ્રમાણમાં ઉપયોગ કરવામાં આવતો હોય અને માસિક વખતે પણ આવા પદાર્થો લેવાતા હોય.

૩ વધુ પડતી ગળી જ વસ્તુઓ ખવાતી હોય. ચોકલેટ પીપર અને એવીજ બીજી વસ્તુઓનો ઉપયોગ થતો હોય તો આ ગળપણને કારણે કૃમિ પેદા થાય છે અને એની સીધી અસર આર્તવ અને જનન અવયવો ઉપર થાય છે.

૪ માસિકની શરૂઆત વખતે અજાણતા જો માસિકના દિવસોમાં જનન અવયવોને ઠંડી લાગી હોય, નદી કે તળાવમાં નહાવાનુ બન્યું હોય અને પરિણામે આ ઠંડીથી ગર્ભાશય ઉપર સોજો આવી ગયો હોય તો પણ માસિક અનિયમિત અને પીડા સાથે આવે છે.

૫ કોઈપણ કારણે જ્યારે મેદ વધતો જાય છે ત્યારે એ મેદના દબાણથી ગર્ભાશય અને એને મદદરૂપ અવયવોનો વિકાસ રોકાય છે અને વૃદ્ધિ પામી શકતા નથી અને ગર્ભાશય બાળક જેવુંજ રહે છે ત્યારે પણ આવા માસિકની અનિયમિતતાના દરદો પેદા થાય છે.

૬ માસિકના દિવસોમાં વાંકા વળીને કામ થયું હોય કે બીજો કોઇ પ્રકારનો શ્રમ લેવાયો હોય, લાદીની છો ઉપર કશુંજ પાથર્યા વિના ગુપ્તાંગને ઠંડી લાગે તે રીતે ચપટ બેસાયું હોય તો પણ આવા દરદો પેદા થાય છે.

આમ દરદીનો આહાર અને વિહાર એ દરદોના કારણો છે.

આવા દરદો ઉપર નીચેના ઔષધ પ્રયોગો સારૂ કામ આપે છે.

૧ ખોરાકમાંથી આપણા ભાત અને ચટણીનો ખોરાક બંધ કરી વધારે પ્રમાણમાં શાક ભાજી અને પચે એ પ્રમાણે દૂધ વગેરે આપવું જોઇએ.

૨ ખુલ્લી હવામાં સવાર સાંજનો તડકો હોય ત્યારે ફરવું અને શરીરના લોહીને હલનચલન

મળે તેથી કસરત કરવી. આવા દરદીઓ નિયમિત દળવાનું રાખે તો બહુજ ફાયદો થાય છે.

૩ મેદ ઓછો કરવા માટે ઓછું ખાવું, અને તેમાંય સુકો ખોરાક વિશેષ પસંદ કરવો. કેવળ મગના પાણી અને બાફેલા શાકભાજી ઉપર રહેવામાં આવે તો વિશેષ ફાયદો થાય છે.

૪ મેદપ્રધાન દરદીએ લઘુ યોગરાજ કે ગુગળ રસાયનની ગોળીઓ સવાર સાંજ ત્રણ ત્રણ લેવાથી શક્તિ જળવાઈ રહેશે અને મેદ પણ ઓછો થશે.

૫ દવાઓમાં—આસોંદનું ચૂર્ણ વાલ—૧—ઉંદર-કઅેસનું ચૂર્ણ વાલ—૧ કીડામારીના મૂળનું ચૂર્ણ વાલ—૧, મરી વાલ ૦।।, અને વજનું ચૂર્ણ વાલ ૦।।, ઉપર પ્રમાણે દરરોજ બે પડિકાં મધમાં લેવાં.

૬ ભોજન પછી નિયમીત કુમાર્યાસવ તોલો એક બબે વખત લેવાથી ખોરાકના પાચનમાં અને આર્તવને પેદા કરી બહાર લાવવામાં મદદ કરે છે.

૭ લાંબા વખતના દરદીએ ચાલુ પાણી પીવાને બદલે નીચે પ્રમાણે ઔષધો પાણીમાં ઉકાળી ને એ જ પાણી પીએ તો જલદી આરામ થાય છે. વાવડીંગ તો ૩ જેઠીમધનું ચૂર્ણ તોલા ૩ આ બે વસ્તુઓને આખી ભાગી ખાંડી પોટલી વાળી પાંચ શેર પાણીમાં નાંખીને ઉકાળવું અને ચાર શેર બાકી રહે ત્યારે ગાળીને આખો દિવસ એજ પાણી પીવું. આ પ્રયોગથી ખોટી ગરમી અને મેદ ઓછો થશે.

૮ માસિકના દિવસોમાં નીચેનો ઉકાળો પાંચ દિવસ પીવો. કાળાતલ તોલો ૦। સુવાદાણા તોલો ૦। અને ઉંટકંબલ તોલો ૦।। અરધો શેર પાણીમાં ઉકાળીને બે તોલા બાકી રહે ત્યારે ગાળીને એમાં ફૂલાવેલો ટંકણખાર વાલ એક મેળવીને પીવું.

જે દિવસે માસિક આવ્યું હોય તે દિવસે બરાબર ૨૫ દિવસ પછી માસિક આવ્યું હોય કે ન આવ્યું હોય તો પણ ફરીથી આ ઉકાળો પીવો. એટલે માસિક આવી જશે, નિયમીત ત્રણ ચાર વખત આ રીતે કરવામાં આવશે એટલે માસિક પણ નિયમીત થઈ જશે.

૯ ઉપરની ખાવાની અને પીવાની દવાઓ ઉપરાંત નીચેનું બંધારણ આળસુની જેમ ચોટીને પડેલા મેદને તોડવા માટે સારૂં કામ કરે છે એવો અનુભવ થયો છે.

બાજરાનો લોટ તોલા ૧૦ કુંવારના લાવરાં તોલા૩ સાજીખાર તોલો ૧ આંબાહળદર તોલો ૧ ગૌમુત્ર તોલા ૧૦ બધુંજ એકી સાથે ગરમ ખદખદાવીને પેટ ઉપર રાત્રે બાંધી મૂકવું અને સવારે કાઢી નાખવું.

આવા સાતેક બંધારાવ કરવાથી પેટ તદન હલકું અને કુણું બની જાય છે.

૧૦ મેદને તોડવા માટે અને લોહીમાં ગતી લાવવા માટે એક સરખી ગરમી વાળા ગરમ પાણીમાં કમર બુડ બેસવાથી ફાયદો થાય છે. ગર્ભાશય ઉપરનું દબાણ ઓછું થાય છે અને માસિક સારૂ આવે છે.

આ પ્રકારના સ્નાન વખતે પેટ ઉપર રાઈ ચોપડવાનો પણ નિર્દેશ કરવામાં આવ્યો છે.

સામાન્ય રીતે આ પ્રકારના દરદો ઉપર પોષણ અને ગરમી આપે તેવો આહાર વિહાર અને દરદના કારણને નજર સામે રાખીને ગર્ભાશય અને એને મદદરૂપ થનારા બીજા અવયવોને બળ મળે તેવો ઔષધોપચાર કરવામાં આવે તો દરદ સ્હેજે દૂર થાય છે. દરદને દૂર કરવાની ચીવટ અને ધીરજ આવા ચીકણા દરદોને દૂર કરવા માટે ખાસ મહત્વની વસ્તુ છે.

વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ

# સ્ત્રી-જગત  સમાચાર

પૂના સાસુન હોસ્પીટાલમાં એક સ્ત્રીએ જોડકાં બાળકોને જન્મ આપ્યો છે. એક છોકરો ને એક છોકરી પીઠમાં ચોટેલાં છે, ને ઓપરેશન કરવાથી પણ જુદાં પડી શકે તેમ નથી.

*

જામનગરમાં લોહીનો વેપાર કરતી એક ટોળી પકડાઇ ગઇ છે. તેઓ ૧૫ વર્ષની એક ગામડાની યુવતીને અમદાવાદમાં વેચી ગયાનો તેમના પર આરોપ છે.

*

જૈન મૂર્તિઓ ચોરાઇ હતી ત્યારે ઉપવાસ ઉપર ઉતરનાર તપસ્વી બાઇ જ્વલબહેનનું અમદાવાદમાં જૈનો તરફથી જાહેર સન્માન કરવામાં આવ્યું.

*

નીઝામે હિંદ સાથે સમાધાન કર્યું તે માટે નીઝામના પુત્રવધુએ તેમને અભિનંદન આપ્યાં છે. તેઓ તુર્કસ્તાનના સુલતાનનાં પુત્રી છે અને કેટલાય વખતથી અમેરિકામાં હતાં.

*

શ્રીમતી શાંતા મુકરજી કામદારોના વીમા કોર્પોરેશનના સભ્ય તરીકે ચુંટાયાં.

*

લેડી માઉન્ટબૅટને પૂર્વની બહેનોના મંડળના આશ્રયે ભાષણ આપતાં હિંદની બહેનોને અભિનંદન આપ્યાં હતાં ને કહ્યું હતું કે બીજા દેશોની બહેનો કરતાં હિંદની બહેનોએ વધારે કુશળતા બતાવી છે. ને સ્ત્રી-ગવર્નર શ્રી સરોજીની નાયડુ, સ્ત્રી-પ્રધાન રાજકુમારી-અમૃતકુંવર ને સ્ત્રી-એલચી શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિતનાં વખાણ કર્યાં હતાં.

*

સૌરાષ્ટ્રની લોક પ્રતિનિધિ સભાની ચુંટણીમાં એક પણ સ્ત્રી ઉમેદવાર નથી.

*

ઇટાલીના સરમુખત્યાર મુસોલીનીના ૨૧ વર્ષના સરમુખત્યાર તરીકેના જીવનમાં તેણે ઓછામાં ઓછી ૭૫ સ્ત્રીઓ સાથે પ્રેમતંતુઓ ગુંથ્યા હતા અને તે સ્ત્રીઓ પાછળ ૫૦ લાખ પૌંડ ખર્ચ્યા હતા, તેવા તેના રંગીલા જીવનને બતાવતા મુસોલીનીના ગુપ્ત પત્રો મળી આવ્યા છે.

*

પોરવાડના હિંમતસિંહ ભવાનસિંહે હયાત પત્ની છતાં બીજું લગ્ન કરવાથી કેસ થયો.

*

મહેમદાવાદ તાલુકાના કુણા ગામના ઠાકોર રણમલસિંહજી ભવાનસિંહજીએ પોતાની હયાત પત્ની છતાં બીજું લગ્ન કરવાથી પોલીસે કેસ કર્યો છે.

*

કાલોલ ભગિની મંડળ તરફથી ગાંધી જયંતિ ઉજવાઇ ત્યારે મંડળના પ્રમુખ શ્રી. પ્રવિણાબહેન દેસાઇના હાથે ધ્વજવંદન થયું હતું અને મુસ્લીમ બહેનોની સભા પણ રખાઇ હતી. ને તેમનામાં રેંટીઆ પ્રવૃત્તિ શરૂ કરવાનું ઠર્યું હતું.

*

શ્રી. પ્રવિણાબહેન દેસાઇ અને શ્રી.જાહ્નવિકાબહેન દેસાઇએ પ્રસુતિગૃહ બનાવવા કાલોલ ભગિની સમાજને જોઇતી જમીન તેમના માતાપિતાના સ્મરણાર્થે ભેટ આપી છે. અને ખૂટતી જમીન તેમના કાકા તરફથી ભેટ મેળવાશે. મકાનનો પાયો શેઠ અરવીંદભાઇ મફતલાલને હાથે નંખાયો હતો. તેમણે પચાસ હજારનું દાન આપ્યું. આ ફંડમાં નેવુ હજાર રૂપિયા એકઠા થયા છે.

*

અમદાવાદમાં શાહપુરમાં શીવા છગનની ૧૬ વર્ષની યુવાન પત્ની જસુમતીએ ગૃહક્લેશને કારણે ગ્યાસતેલ છાંટી અગ્નિસ્નાન કર્યું. અને અગ્નિ સહન ન થવાથી બહાર નાસી આવી હજામત કરાવવા બેઠેલા એક બ્રહ્મણને વળગી પડી તેથી બન્ને બળી ગયાં.

*

કડોદના સ્ત્રી પ્રગતિસંઘને અખિલ હિંદ મહિલા પરિષદ સાથે જોડી દેવા માટે શ્રી. કુસુમબહેન શાહ અને શ્રી. વત્સલા સુમેહારે સલાહ આપી.

*

બંગાળમાં ચોખાના ભાવ આસ્માને ચડયા હોવાથી સ્ત્રી-બાળકો ભૂખે મરી રહ્યાં હોવાથી એક માણસે આપઘાત કર્યો.

*

મોરબીની બાઇ શાન્તાનું વડોદરામાં ખૂન થયેલું, તે કેસમાં વનેચંદ મોહનલાલ અને છગનલાલ જટાશંકરે કોર્ટમાં હાજર થઇ જામીન ઉપર છોડવાની અરજી કરી તે રદ થઇ છે, ને વડોદરાની જેલમાં રાખવામાં આવ્યા છે.

*

મુંબઇમાં નારાયણ ધ્રુવ સ્ટ્રીટમાં આવેલી એક રૂમમાં મીસીસ લલી પરમાનંદ નામની એક નિરાશ્રિત બાઇએ ત્રણ દિવસ રૂમમાં ભરાઇ રહી કબજો છોડયો ન હતો. પોલીસે તેને પકડી છે.

ઉમરેઠ પાસે રતનપુરના આશાભાઇ ડાહ્યાભાઇએ હયાત પત્ની છતાં બીજું લગ્ન કરવાથી તેમને ત્રણ માસની સજા અને સો રૂપીઆ દંડ થયો, અને બાઇ મૂળી દારા ધુળાનો સો રૂપીઆ દંડ થયો.

*

બાસેજના બારૈયા મંગળ ગેંદાલ પરમારે હયાત પત્ની હોવા છતાં બીજું લગ્ન કરવાથી કેસ થયો.

*

થામણાના રાવળ ધમા ધૂળા સામે હયાત પત્ની છતાં બીજું લગ્ન કરવા માટે કેસ થાશે છે.

*

ઇંગ્લાંડ માં વ્હાઇટ સીટી મેદાનમાં આંતરરાષ્ટ્રિય કુમારિકા હરીફાઇમાં વાડ પરથી ઘોડો કુદાવી જવા માટે ૧૩ વર્ષની સીલ્વીઆ ક્રોમર નામની બાળાને ઇનામ મળ્યું.

*

બિહારમાં દુમકા ગામમાં નોર્વેની ૨૬ વર્ષની એક યુવાન બહેન ૨૫૦ જેટલી સંતાલ કન્યાઓનું છાત્રાલય ચલાવે છે. તેમણે રોમન લીપીમાં કન્યાઓ માટે પાઠ્ય પુસ્તકો લખ્યાં છે, ને છાત્રાલયના પૈસા નોર્વેથી આવે છે. તે બહેન એકલી જ રહે છે ને સંતાલ કન્યાઓની સેવા કરે છે.

*

ડાંસો ટ નજીક સુપેવ ગામમાં એમ. એ. થયેલ એક બહેન ઘરબાર છોડીને હરિજન સેવામાં રોકાયાં છે.

*

સુરત મહિલા સહકારી મંડળના પ્રમુખ તરીકે શ્રી. જ્યોત્સ્નાબહેન શુક્લ અને સેક્રેટરી તરીકે શ્રી. વસુમતીબેન હાકોર ચુંટાયાં છે. તે ઉપરાંત એ કમીટીમાં બીજાં બારેક બહેનો છે.

*

વ્યારાના પોપટલાલ ત્રીભોવનની ૧૧ માસની છોકરી ગુમ થયેલી તે વીશીમાં કામ કરતી બાઇ અને છોકરી ઠાકરલાલના મકાનમાંથી પોલીસને મળી આવી હતી.

*

હિંદી સરકારે પારીસ ખાતેના રાષ્ટ્રીય લોકશાહી મહિલા મંડળને જણાવ્યું છે કે આ વર્ષે ઓકટોબરમાં કલકત્તામાં મળનારી એશીયાઇ મહિલા પરિષદ માટે યોગ્ય વ્યવસ્થા થઇ શકે તેમ નથી. અખિલ હિંદ મહિલા પરિષદના ઉપપ્રમુખ શ્રી. રેણુકારોયે જણાવ્યું હતું કે આંતરરાષ્ટ્રીય લોકશાહી મંડળને સામ્યવાદીઓનો ટેકો છે ને કલકત્તામાં પરિષદ ભરવાની ના પાડી તે હિંદી સરકારે યોગ્ય કર્યું છે.

*

ભોપાળના બેગમ સાહેબ હજ કરવા ગયાં છે.

શાહપુર દરબારના કુંવરે શીકાર કરવા માટે ગોળી છોડી તે ત્યાંથી પસાર થતી એક સ્ત્રીને વાગી હતી.

*

અમેરિકાના સ્વ. પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટની પત્ની મીસીસ રૂઝવેલ્ટ ૮૩ વર્ષની વયે અવસાન પામ્યાં.

*

મુંબઇમાં પોતાની પત્ની આનંદીબાઇને પૂરી રાખીને માર મારવા માટે બાઇના પતિ યશવંત રામજીને પાંચ માસની સજા થઇ.

*

સેકન્ડરી સ્કૂલ સર્ટિફીકેટ પરીક્ષા બોર્ડમાં મીસ એસ. બાપટ (એજ્યુ. ઇન્સ્પેક્ટ્રેસ) અને શિક્ષિકાઓમાંથી મીસ આર. રોબેન, શ્રી. ઇન્દીરા જોશી, મીસ એમ. ડી. બીડીકની નીમણુંક થઇ છે.

*

મુંબઇમાં ચામધુની ઉપર રહેતા એક પુરૂષે પોતે સ્ત્રી જાતીમાં ફેરવાઇ જતો હોવાનાં વહેમથી આપઘાતનો પ્રયત્ન કર્યો હતો. પોલીસે તેને જામીન ઉપર છોડયો છે.

*

ભરૂચ મ્યુનિસિપલની ચુંટણીમાં શ્રી. હેમલતાબહેન દેસાઇ કોંગ્રેસની પસંદગી પામ્યાં છે.

*

મીસ સુશીલા કુસુમગર અમેરિકામાં મીશીગન યુનિવર્સિટીમાં બે વર્ષ અભ્યાસ કરી એમ. એસ. (માસ્ટર ઓફ સોસ્યોલોજી) ની ડીગ્રી લઇ પાછા આવ્યાં.

*

સંદેશ રજતમહોત્સવ પ્રસંગે શ્રી. બોડીવાળા તરફથી સત્કાર પ્રવચન શ્રીમતી સરસ્વતી બોડીવાળાએ વાંચ્યું.

*

મુંબઇમાં હ્યુઝીઝરોડ ઉપર રહેતા એક પારસી દંપતીએ બેકારીથી કંટાળી જઇ આપઘાત કરવાનો પ્રયાસ કર્યો હતો.

*

ફ્રાંસમાં ખાણના મજુરોની હડતાળ વખતે કેટલીક સ્ત્રી મજુરોએ સ્ટીલ વર્કસના ડાયરેક્ટરને તેના મકાનમાંથી બહાર નીકળવા દીધા ન હતા.

*

જામનગરનાં મહારાણી સાહેબ પરદેશથી હિંદમાં આવી પહોંચ્યાં છે.

*

કલકત્તામાં દુર્ગાપૂજા ઉત્સવ વખતે નદી ઉપર ધક્કાધક્કી વખતે ઘણા માણસોને ઇજા થઇ, અને પંદર સ્ત્રીઓનો પત્તો નથી.

*

સુરતમાં શાક માર્કેટ પાસે કચરાપેટીમાંથી તરતનું જન્મેલ મરેલું બાળક મળી આવ્યું હતું.

અમેરિકામાં છેલ્લા આંકડા મુજબ ૬૦ લાખ યુવતીઓને ફરજીયાત કુંવારા રહેવું પડશે.

*

પચાસ વર્ષ રાજ્ય કર્યાં પછી નેધરલેન્ડઝના ૬૮ વર્ષના રાણી વીલ્હેલ્મીનાએ ગાદીત્યાગ કર્યો અને તેમની પુત્રી જુલીઆને રાજ્યાભિષેક થયો.

*

ક્વાન્ગટુન્ગ પ્રાંતના ટોઇશાન ગામમાં એક યુ ચીનયાંગ નામના માણસે અત્યાર સુધીમાં ૨૮ સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં તેમાં ૭ રીસાઇને ચાલી ગઇ અને ૨૧ અત્યારે તેની સાથે છે.

*

કોરટની કોર્ટમાં શાંતના મારતર નામની બાઇને ન્યાય મળતો ન હોવાને કારણે કોર્ટમાં બપોરે બે વાગ્યે દીવો લઇને ફરતી હતી અને પોતે ન્યાય શોધતી હોવાનું જણાવ્યું.

*

શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતની નીમણુંક અમેરિકામાં હિંદી એલચી તરીકે થયાના ખબર તેમને મળ્યા નથી.

*

અમદાવાદમાં ખાનપુરમાં રહેતો સેમ્યુઅલ વેલજી નામનો ૨૧ વર્ષનો ખ્રીસ્તી યુવાન પાડોશમાં રહેતી સુમીત્રા બાઇજીભાઇ નામની નર્સના પ્રેમમાં પડયો હતો, પણ તેના પિતાએ તે લગ્ન માટે ના કહેવાથી યુવકે નીરાશ થઈ આપઘાત કર્યો.

# પુસ્તક પરિચય

શ્રી. નવજીવન કાર્યાલય, અમદાવાદ તરફથી મહાસભાની સ્થાપનાથી આજ સુધીના (૧૮૮૫ થી ૧૯૪૭) મહાસભાની બેઠકોમાં થયેલા ઠરાવનો સંગ્રહ–**મહાસભાના ઠરાવો** (સંપાદક શ્રી. વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી પૃ. ૪૧૮ કિંમત રૂ. ૭ રૂપીઆ) પ્રગટ થયો છે.

મહાસભા સ્થપાઈ ત્યારથી આજ સુધીમાં તેના ધ્યેયમાં ઘણા ફેરફારો થયા છે; તેમાં ખાસ મહત્ત્વના ૧૯૦૪–૫, ૧૯૧૯–૨૦ અને ૧૯૩૯–૪૦ મુખ્ય કહી શકાય. આ ધ્યેયને સમજવા માટે તેમ જ શાળા પાઠશાળાઓમાં વિદ્યાર્થીઓને સાચા ઇતિહાસ માટે ઉપયોગી આ સંગ્રહ ઘણો જરૂરી થઇ પડશે.

પૂજ્ય બાપુજીના ચીર પરિચિત અને તેમના સંસર્ગમાં રહેલા શ્રી. મથુરદાસ ત્રીકમજીએ બાપુજીનાં પોતાનાં સંસ્મરણો **બાપુજીની પ્રસાદી** (પૃ. ૨૩૦ કિં. બે રૂપીઆ) તૈયાર કરેલા તે નવજીવન કાર્યાલય તરફથી પ્રગટ થયેલ છે. પૂ. બાપુજીની ખાનગી દિનચર્યા અને તેમના અંગત વિચારો આ પુસ્તક દ્વારા આપણને જાણવા મળે છે. બાપુજીના અભ્યાસીઓ માટે આ પુસ્તક માર્ગદર્શક થઇ પડે તેવું છે.

પૂજ્ય બાપુજીએ ૧૯૦૬ લગભગમાં આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન સંબંધી આફ્રિકામાં લખેલું. તે પુસ્તકના ઘણી ભાષામાં અનુવાદો થયેલા ને પછી મળતા ન હતા, તેથી બાપુજીએ એ સંબંધી નવું જ પુસ્તક તૈયાર કરેલું તે **આરોગ્યની ચાવી** (પૃ. ૭૨ કિં. ૦–૧૦–૦) નવજીવન કાર્યાલયે પ્રગટ કર્યું છે. આરોગ્ય જાળવવા માટે કેવો ખોરાક લેવો, કેટલું ને ક્યારે ખાવું વગેરે 'અનેક જાતની માહિતી આપતું આ પુસ્તક સ્વાસ્થ્ય રક્ષવા માટે પણ વાંચવું જરૂરી છે.

ગુજરાતી ભાષાના મહર્ષિ જેવા ડૉ. **આનંદશંકર બાપુભાઈનાં સંસ્મરણો** (લેખક: શ્રી. રતિલાલ મોહનલાલ ત્રીવેદી. પૃ. ૪૪+૧૧૬=૧૬૦ કિં. રૂ. અઢી) એન. એમ. ત્રીપાઠીની કુ. મુંબઇ–૨ તરફથી પ્રગટ થયેલ છે. આ પુસ્તકમાં તેમની જીવનરેખા પણ ઉમેરવામાં આવી છે એટલે તેમના સંબંધી ઘણી માહિતી આપણને આ પુસ્તક દ્વારા મળે છે. ભાઈશ્રી ત્રીવેદી પૂજ્ય ડૉ. આનંદશંકરભાઈના શિષ્ય અને ઘણા જ નીકટવર્તી હોવાથી આનંદશંકરભાઇ માટે ઘણી જ નવી વસ્તુઓ આપણને આ પુસ્તક દ્વારા સંપડાવે છે. ગુજરાતી ભાષાના અભ્યાસીઓ માટે આ પુસ્તક જરૂર વસાવી લેવા જેવું જ છે.

ચૌલુક્ય ગ્રંથાવલીનું આઠમું પુસ્તક **અવંતિનાથ જયસિંહ સિદ્ધરાજ** ભા. ૩જો (લેખક શ્રી. ધૂમકેતુ, પૃ. ૪૦૦ કિં. રૂા. ૪॥) ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ તરફથી પ્રગટ થયું છે. ત્રીભુવનગંડ સિદ્ધરાજના અનુસંધાનમાં આગળ વધતી આ નવલકથા ગૂર્જરેશ્વર જયસિંહદેવની ધારા ઉપરની ચઢાઈ અને તેના વિજયમાં પુરી થાય છે. આ પુસ્તકના અનુસંધાનમાં હવે નવમું પુસ્તક ગૂર્જરેશ્વર કુમારપાળ વહેલી તકે આપણને મળે એમ ઇચ્છીએ.

આ ઉપરાંત શ્રી. શકુંતલાબહેન 'રેણુ' તરફથી શ્રી. ગિરિધર શર્માનાં પુસ્તકો મળ્યાં છે. અવલોકન હવે પછી.

*



વર્ષ ૯ મું　　અંક ૫ મો

# સ્ત્રીજીવન

સંપાદક : મનુભાઈ જોધાણી

આંગણે ગોરી ગાય—
ફળીમાં તુળસીનો ક્યારો—
ઘમર વલોણાંના નાદ.

અને

કુંજલડી જેવી પુત્રીઓનાં નર્તન અને ગુંજતા ગીત
આવા એક રળિયામણા સંસારની કથાને વહેતી કરે છે

## સારસ પિક્ચર્સનું પ્રથમ સમાજ ચિત્ર

( શ્રી. દેશી નાટક સમાજની યશસ્વી નાટ્યકૃતિ પરથી )

# વડીલોના વાંકે

( ગુજરાતી ભાષામાં )

| | | |
|---|---|---|
| કથા–સંવાદ–ગીત. | — દીગ્દર્શક — | — નિર્માતા — |
| શ્રી. પ્રભુલાલ દ્વિવેદી | શ્રી. રામચંદ્ર ઠાકુર | શ્રી. રતિલાલ ત્રિવેદી |
| — છાયા લેખન — | — સંગીત — | — કલા — |
| શ્રી. ગોરધનભાઈ પટેલ | શ્રી. મોહન ( જ્યુનીઅર ) | શ્રી. ચેતન |

— અદાકારો —

મોતીબાઈ, પ્રતિમાદેવી, અંજના, વિજયા, લતા

— બેબી સરોજ —

વસંત નાયક, રમેશ વ્યાસ, કેશવ પુરોહિત, કચરાલાલ,
ચુનીલાલ નાયક, અનંત વીણુ બી.એ., ભીમજીભાઇ, અમૃત,
મા. પ્રાણસુખ

તથા

છગન ( રોમીયો ) અને જટાશંકર.

— વધુ માહિતી —

સારસ પિક્ચર્સ. ઠે. શ્રી. દેશી નાટક સમાજ
પ્રીન્સેસ થીએટર, ભાંગવાડી, મુંબઇ—૨



મહાત્માજી – મીરાંબેન સાથે



ગોળમેજમાં ગાંધીજી



બાળકોના મિત્ર



ચિર નિદ્રા



શ્મશાનયાત્રા



અસ્થિસંચય
[illegible]

સ્ત્રીઓ અને કન્યાઓમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું માસિક




વર્ષ નવમું : ફાગણ ૨૦૦૪ : માર્ચ ૧૯૪૮ : અંક ૫ મો

# શ્રેષ્ઠ સ્મારક

ધૂમકેતુ

ગાંધીજીના જીવનનું શ્રેષ્ઠ સ્મારક ભારતની પરંપરાને અનુરૂપ તો એક લાખનું અહિંસક, શાન્ત, અભિનવ સેવકદળ ઊભું કરવાનું હોઈ શકે. જીવનમાંથી જેમણે તમામ પ્રકારના પરિગ્રહને સ્વેચ્છાથી તિલાંજલિ આપી દઈને, પોતાની જાતને આ કાર્ય માટે નિર્મોહ કરી દીધેલ છે, એવા કાર્યકરો મેળવતાં ભોં ભારે પડવાની છે; કારણ કે આ તો વેતન લઈને કામ કરનારા સ્વયંસેવકદળ સ્થાપનાની વાત નથીઃ અભિનવ સાધુ–સંસ્થાની વાત છે.

આવા શાંત, સંયમી, તેજસ્વી અને જ્ઞાની સાધુઓ વિના ગાંધીજીની વિચારસરણી કોઈ પણ બીજા કાર્યથી ચિરસ્થાયી થઈ શકશે નહિ. સંસ્થાઓ તો હજી પણ આપણને ચલાવતાં આવડતી નથી, અને કદાચ કોઈ દિવસ નહિ આવડે; પણ જ્યાં લાભમાં લાભ કેવળ લુખીસુકી રોટલીનો જ છે, એવા પ્રત્યક્ષ રીતે જ, નફા વિનાના કામમાં આપણે થોડાક પણ જાતસમર્પણી મહાન પુરુષો મેળવી શકીશું; કે જેઓ મન–વાણી–કર્મથી ગાંધીજીની અહિંસાને વરીને, શાંતિસંદેશ ઘેરઘેર ફેલાવવા ગામડેગામડે ફરતારામ થઈ જાય. શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સ્મારક આ જ છે; બીજાં તમામ સ્મારકો આની પાસે પાણી ભરે તેમ છે.

પણ આવા માણસો મળે ક્યાંથી? કદાચ એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં જ પ્રજાની કસોટી રહી છે. કેવળ અંધશ્રદ્ધાથી પ્રેરાઇને, ગતાનુગતિક ઘેટાં વૃત્તિથી કે ફેશન હોવાથી, જો એ વિચારસરણીને આપણામાંના થોડાક પણ અનુસર્યા નહિ હોય, અને એક જીવન્ત બલ રૂપે એનો સ્પર્શ કર્યો હશે તો એવા કોઇ ને કોઈ જાતનિરીક્ષણી આત્માઓ નીકળી આવશે, એટલું જ નહિ, અત્યારે એ વિચારસરણીની આસપાસ જે સડો લેગો થયાનું કહેવામાં આવે છે, તે સડો પણ આ રીતે જ સાફ થઈ જશે.

રાષ્ટ્રપતિએ જેમ એક અબજ રૂપિયાની સ્મારક યોજના બહાર પાડી છે તેમ એક લાખ અહિંસક અભિનવ સાધુ સૈનિકોના શાંતિદળની યોજના રાષ્ટ્ર સમક્ષ સાથે સાથે મુકી હોત તો ગાંધીજીની વિચારસરણીનો જીવન્ત પ્રવાહ ચાલુ રહી શકત.

આ શ્રેષ્ટ સ્મારક છે. બીજાં તમામ એનાથી ઉતરતાં સિદ્ધ થશે. આ દેશમાં જ્યાં વાણીની ઉપાસના માટે, વર્ષોનાં વર્ષોની તપશ્ચર્યા કરનારા માણસો વેદ ઉપનિષદ્‌ના સમયથી ચાલ્યાં આવે છે; જ્યાં વર્ષોનાં વર્ષો અગ્નિને જાળવનારાં કુટુંબો હજી પણ વસે છે, જ્યાં દેવદેવીની સમક્ષ પ્રગટાવેલા દીપકો નિરંતર બળ્યા કરે છે, ત્યાં આવી અનુપમ વિચારસરણીના પ્રવાહને આગળ વહેવ-રાવનારા માણસોની ખોટ પડશે એમ માનવાનું કારણ નથી. એ પંથ ઘણો મુશ્કેલ છે! અને અવશ્ય, જે પ્રશસ્તિઓ આપવામાં સ્પર્ધા ચાલી રહી છે એ પ્રશસ્તિઓનો એક લક્ષાંશ પણ નરદમ સત્યથી પ્રેરિત હશે તો આવા સ્મારક માટે માણસોની ખોટ નહિ જ પડે.

એક રીતે આવું સ્મારક અનુપમ હશે. વિશ્વભરમાં સઘળે સશસ્ત્ર સૈનિકોની યોજના છે. દુષ્ટતાનો સદંતર ઇન્કાર કરવાનું જે સત્યાગ્રહી વલણ ગાંધીજીએ દર્શાવ્યું હતું અને જે મોહકતા આપણને સ્પર્શી ગઇ હતી, એ વસ્તુની જાળવણીનો આ જીવન્ત પંથ છે. એટલું જ નહિ, ગાંધીજીનું હવે પછીના યુગમાં સ્થાન પણ, એવી કોઈ વિચારસરણી વડે જ વધુ પ્રેરણાત્મક બની રહેશે.

આપણા પૂર્વજોએ અનેક મંદિરો ને સ્મારકો ઉભાં કર્યાં હતાં. આપણા શ્રેષ્ટમાં શ્રેષ્ટ વિદ્યાધામો, એમની તમામ સંપત્તિ સાથે, એક એક હજાર વરસ થયાં ચુંથાતાં આવ્યાં છે, અને એમના સામે એક આંગળી ઉંચી કરવાનું બળ આપણામાં આવ્યું નથી. આજે આ પુનરુત્થાનના સમયમાં આવું બળ આવ્યું છે ત્યારે રાષ્ટ્રપુરૂષની ઉત્તમોત્તમ ભેટને આગળ ચલાવવાનું સ્વમંદર્શી બળ પણ આપણામાં આવો, અને એ પંથે વિચરનારા વિરલ પુરૂષો આંહીંથી જ પાછા પ્રગટ થાઓ. ભારતીય સંસ્કૃતિ પણ એ જ ઇચ્છે છે.



# બાપુ

શ્રી. જવાહરલાલ નેહરુ.

*

ઓગણીસસો સોળ. બત્રીસ વરસ પરની વાત. બાપુને મેં પહેલવહેલા ત્યારે જોયેલા. ત્યાર પછી એક આખો જમાનો વહી ગયો. જે બન્યું તે પછી અનિવાર્યપણે માણસનું મન ભૂતકાળ તરફ વળે છે અને તેમાં સ્મૃતિઓ ઊભરાય છે. હિંદની તવારીખમાં આ કેવો વિચિત્ર ગાળો છે! તેમાં અનેક વારાફેરા આવ્યા, અનેક ફતેહો મળી, ને ઘણી વાર પાછા પડવાનું થયું. એથી એ ગાળાની કથા એક વીરરસના કાવ્ય જેવી બની, એક અદ્ભુત રસની કથા જેવી બની. આપણી નાનકડી નજીવી કારકિર્દીઓને પણ અદ્ભુતરસે સ્પર્શ કર્યો, કારણ કે આપણે એ જ ગાળામાં જીવ્યાં અને હિંદના આધુનિક ઇતિહાસના મહાભારત નાટકમાં આપણે ઓછાવત્તા પ્રમાણમાં પાત્રો બનીને પોતપોતાનો ભાગ ભજવ્યો.

એ ગાળા દરમિયાન દુનિયાભરમાં અનેક યુદ્ધો થયાં, અનેક ઊથલપાથલો થઈ અને દિલને હલાવનારા અનેક બનાવો બન્યા. છતાં એ કાળમાં હિંદમાં બનેલી ઘટનાઓ એ બધાંમાંથી જુદી તરી આવે છે, કેમ કે તેમની કક્ષા તદ્દન જુદી હતી. બાપુને વિષે ઝાઝું જાણ્યા વિના આ ગાળાના ઇતિહાસનો કોઈ અભ્યાસ કરવા જાય તો હિંદમાં આવું બધું શા સારુ ને કેવી રીતે બન્યું તે વિષે તેને નવાઈ થયા વિના ન રહે. એનો ખુલાસો મેળવવો મુશ્કેલ બને. વળી, કેવળ બુદ્ધિની લૂખી દૃષ્ટિથી જોતાં આપણાંમાંનાં સ્ત્રીઓ ને પુરુષો જે રીતે એ જમાનામાં વર્ત્યાં તેમ શા સારુ વર્ત્યાં, તેનો ખુલાસો મેળવવો તો વધારે કઠણ થઈ પડે. દુનિયામાં કેટલીક વાર એવું બને છે કે, કોઈ લાગણીની મારી કોઈ વ્યક્તિ અથવા કોઈક ભાવનાનું માર્યું કોઈક રાષ્ટ્ર અમુક એક ઢબનું કામ કરવા, કેટલીક વાર ઉમદા પ્રકારનું કાર્ય કરવા અને ઘણી વાર એથી ઊલટું કાર્ય કરવા મંડી પડે છે, પણ એ આવેગ ને લાગણી ઓસરી જતાં તે વ્યક્તિ પાછી પોતાની હમેશની લઢણથી પ્રવૃત્તિ કરે છે ને નિષ્ક્રિય રહેવા લાગે છે.

આ ગાળા દરમિયાન હિંદે એક આખી પ્રજા તરીકે ઊંચી ભૂમિકાએ ચઢી કાર્ય કર્યું તેથી નવાઈ જેવું લાગે છે. પણ તેથીયે વધારે અચંબો થાય એવી બીના એ છે કે, એ જ ભૂમિકા પર ઘણા લાંબા ગાળા સુધી ટકી રહી વત્તાઓછા પ્રમાણમાં હિંદની પ્રજાએ પોતાનું કાર્ય ચાલુ રાખ્યું. હિંદી પ્રજાની આ એક નોંધવા લાયક સિદ્ધિ ગણાય. આ ગાળાનું ઘડતર કરનારી આશ્ચર્ય ઉપજાવે તેવી વ્યક્તિને ઓળખ્યા વિના અથવા જાણ્યા વિના, એ સિદ્ધિનો ખુલાસો આપવો અથવા મેળવવો મુશ્કેલ છે. હિંદની તવારીખના અરધી સદી જેટલા ગાળાને છાઈને એ વિરાટ પુરુષ ઊભો છે. એ વિરાટપણું કેવળ શરીરનું કે દેહનું નથીઃ દિલનું અને આત્માનું છે.

આજે આપણે બધાં બાપુના નિધનનો શોક કરીએ છીએ ને તેની ઓથ વિના નમાયાં બાળકો જેવાં થઇ ગયાં છીએ એવું આપણને લાગે છે. પણ પાછલાં વર્ષોના ગાળા દરમિયાન તેમનું ભવ્ય જીવન, તેમની ઉજ્જવળ કારકિર્દી જોયા પછી શોક કરવા જેવું શું છે? ખરેખર, ખુદ પોતાના જીવનકાળ દરમિયાન એમના જેવી ને જેટલી સાર્થકતાનો અનુભવ કરવાનું ઇતિહાસમાં બહુ જૂજ માણસોના ભાગ્યમાં આવ્યું હશે. આપણી નિષ્ફળતાથી એમને ખેદ થતો અને હિંદને પોતે હજી વધારે ઊંચું ન લઈ શક્યા તેથી તેમને અજંપો રહેતો હતો. એ ખેદ અને એ અજંપાની એમની લાગણી સમજી શકાય તેવી છે. છતાં એમનું જીવન વ્યર્થ ગયું, એમની કારકિર્દી નિષ્ફળ નીવડી એમ કહેવાની કોની હિંમત ચાલશે? જેને જેને, જે કંઈ ચીજને એમણે સ્પર્શ કર્યો તેને એમણે કંઈક ઉપયોગી, કંઈક મહત્ત્વની ને કીમતી ચીજમાં પલટી નાખી. તેમણે જે કંઈ કર્યું તેમાંથી સંગીન ફળો નીપજ્યાં. બેશક, તેમણે પોતે આશા રાખેલી તેટલાં બધાં સંગીન નથી નીપજ્યાં એ વાત ખરી. માણસોના મનમાં એવી છાપ પડી ગઈ હતી કે જે વાત એ હાથ પર લે, જેમાં એઓ કંઇક કોશિશ શરૂ કરે તેમાં એ કદી ખરેખર નિષ્ફળ ન જાય, પાછા ન પડે. ગીતાના ઉપદેશ મુજબ રાગદ્વેષથી રહિત થઈ એમણે ફળની આસક્તિ રાખ્યા વિના પરિશ્રમ કર્યો,તપ આદર્યું, અને તેમને અસંત રૂડાં ફળ પણ મળ્યાં.

સખત કામ, અને એકધારી પ્રવૃત્તિવાળા તેમજ ચાલુ ચીલાની બહારનાં અનેક સાહસોથી ભરેલા એમના જીવનમાંથી ભાગ્યે જ ક્યાયે કાનને કઠે એવો બસૂરો સૂર ઊઠે છે. એમની અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી ઉત્તરોત્તર એક સુંદર સુમેળવાળું સરસવાળું સરસ સંગીત નિર્માણ થયું. જે કોઈ શબ્દ એઓ બોલતા અથવા જે કંઈ હિલચાલ તેઓ કરતા તે એ સંગીતમાં એકરૂપ થઈ જતાં અને એ રીતે તેઓ આખરે એક પરિપૂર્ણ સિદ્ધ કળાધર બન્યા. આ સિદ્ધિ તેમને વરી તેનું કારણ એ હતું કે, જીવનની કળા તેમણે હસ્તગત કરી હતી; જો કે દુનિયાદારીના લોકો જે જાતનું જીવન પસંદ કરે છે તેથી તદ્દન જુદા પ્રકારનો જીવનનો રસ્તો તેમણે અખત્યાર કર્યો હતો. તેમના જીવન પરથી એટલું સ્પષ્ટ થયું કે, સત્ય અને સૌજન્યને અનુસરવાથી બીજી અનેક બાબતોની સાથે જીવનમાં આવી સંપૂર્ણ કળા પ્રગટે છે.

એમનું વય જેમ જેમ વધતું ગયું તેમ તેમ તેમનો દેહ જાણે કે તેમાં વસતા અત્યંત સમર્થ આત્માનું કેવળ વાહન બની રહ્યો. એમના તરફ જોતાં કે એમની વાણી સાંભળતાં એમના દેહનું વિસ્મરણ થઈ જતું અને તેથી તેઓ જે સ્થળ પર બેસતા તે પૂજાનું મંદિર બની જતું અને તેઓ જે ભૂમિ પર ચાલતા તે પવિત્ર બની જતી.

એમના મૃત્યુમાં પણ એક અનેરી ભવ્યતા હતી અને સંપૂર્ણ કળા હતી. જે જાતના એ માણસ હતા, જે પ્રકારનું જીવન એમણે ગાળ્યું હતું તેના વિકાસના શિખર પર એ મૃત્યુ કળશરૂપ બન્યું. અરે, એ મૃત્યુથી એમના જીવનનો બોધ વધારે સ્પષ્ટ થયો; વધારે અસરકારક બન્યો. પોતાની સર્વ શક્તિ જે વખતે સોળે કળાએ ખીલીને કામ આપતી હતી તે વખતે અને જે પળે એમણે મરવાનું માગી લીધું હોત તે પ્રાર્થનાની પળે એમનું મૃત્યુ આવ્યું. જે કાર્યમાં તેમણે પૂર્ણ સમર્પણના ભાવથી હમેશ એકધારી ચીવટથી કાર્ય કર્યું હતું અને પાછલા એક વરસથીયે વધારે ગાળા દરમિયાન જેને માટે એમણે વિશેષ કાર્ય કર્યું તે એકતાના કાર્યમાં એઓ ખપી ગયા ને શહીદ થયા. માણસમાત્રે જે રીતે મરવાની કામના રાખવી જોઈએ તે રીતે એમનું એકાએક મૃત્યુ થયું. શરીરમાં ન કોઈ પ્રકારના ક્ષીણતા

આવી, ન કોઈ લાંબી બીમારી એમણે ભોગવી, અને ઉંમર વધતાં મનની અને બુદ્ધિની ધૃતિ ઘટતાં જે વિસ્મૃતિ પેદા થાય છે તે પણ તેમણે જાણી નહોતી. તો પછી તેમને માટે આપણે શોક શાને કરીએ? જેમનું પગલું છેવટની ઘડી સુધી ચેતનથી ભરપૂર ઝડપવાળું હતું, જેમનું સ્મિત જોઈ બીજા સૌ દુઃખ વીસરી જતાં અને છેવટની ક્ષણ સુધી જેમની આંખોમાંથી હાસ્યનો પ્રકાશ વેરાતો એવા આપણા ગુરુ તરીકે તેમની આપણને સ્મૃતિ રહેશે. શરીર કે મનની કોઈ શક્તિ ક્ષીણ અથવા ખંડિત થયાની કોઈ સ્મૃતિ તેમની સ્મૃતિની સાથે સંકળાયેલી નહિ રહે. જીવનમાં સામર્થ્ય અને સત્તાને સર્વોચ્ચ શિખરે એમનો દેહ પડ્યો, અને તેથી આપણા માનસમાં અને આપણા યુગના માનસમાં કદી ન ભૂંસાય એવું, કદી ઝાંખું ન પડે એવું તેમનું ચિત્ર અંકિત થઈ ગયું.

એ ચિત્ર કદી ઝાંખું પડનાર નથી. પણ એમની સિદ્ધિ એથીયે મોટી છે. આપણું માનસ અને આપણો આત્મા જે તત્ત્વનો બનેલો છે તેમાં તેમણે પ્રવેશ કર્યો છે ને તેમને નવો ઘાટ આપ્યો છે. ગાંધીયુગની પેઢી તો વિલીન થઈ જશે, પણ તેના માનસનું તત્ત્વ ટકી રહી, હિંદના આત્માનું એ માનસ એક અંગ બની ગયું હોવાથી, એક પછી એક આવનારી હરેક પેઢીના માનસ પર અસર કરતું રહેશે. આ દેશની પ્રજાનો આત્મા હણાતો હણાતો કંગાલ બનતો જતો હતો ત્યારે તેને સમૃદ્ધ ને સમર્થ કરવાને બાપુ આપણી વચ્ચે આવ્યા, અને તેમણે આપણને એક દિવસ પૂરતું, એક-વરસ પૂરતું જ બળ આપ્યું એવું નથી. તેમના આપેલા બળથી, તેમની આપેલી સમૃદ્ધિથી, આપણી રાષ્ટ્રીય સંપત્તિમાં મોટો ઉમેરો થયો છે. હિંદને અર્થે, દુનિયાને અર્થે અને આપણા જેવા નજીવા માણસોને અર્થે બાપુએ મહાભારત કામ પાર પાડ્યું—અજબ થઈ જવાય એટલી સારી રીતે એમણે એ પાર પાડ્યું. એમની સ્મૃતિને દગો ન કરવાની અને એમના કાર્યમાં પાછા ન પડવાની હવે આપણી ફરજ છે. આપણી જેટલી હોય તેટલી બધી શક્તિથી એ કામને આગળ વધારવાનો આપણો ધર્મ છે. વારંવાર જે પ્રતિજ્ઞા લીધી છે તે આપણે હવે પૂરી કરવાની છે. (હરિજન બંધુ)

# કોણ મર્યું?

## શ્રી. કિશોરલાલ મશરૂવાળા

*

પૂજ્ય બાપુજીને કોણ મારી શકે એમ હતું? એ તો ક્યારના અમર થઈ ચૂકેલા હતા. એના પર ગોળી છોડનારે એમને સોક્રેટીસ, કૃષ્ણ અને ઇશુની હરોળમાં બેસાડી એમની અમરતા પર મહોર મારી. જે ગોળીઓ છૂટી તે એમના જીવનને હણી શકી નથી. એ મહાન જીવન તો વધારે દીર્ઘ બન્યું છે. પણ એ ગોળીઓએ તેને છોડનારના પોતાના જ ધર્મને માર્યો છે, અને તેના પોતાના જ જનોનું નુકસાન કર્યું છે. સોક્રેટીસને મારી ગ્રીકોએ પોતાની જે હાનિ કરી, કૃષ્ણને મારી યાદવોએ કરી, ઇશુને મારી યહૂદીઓએ કરી, તેમ આ ભાઈએ ગાંધીને મારીને હિંદુ જનતાને અને ધર્મને હાની કરી છે. વિયોગથી થયેલા દુઃખનાં આંસુ જો કે પડ્યા વિના રહી ન શકે, છતાં આંસુ બાપુને માટે પાડવા જેવું કશું નથી. સહાનુભૂતિને પાત્ર બાપુ કે બાપુના અંગત જનો અને ભક્તો નથી, આત્મભાન ભૂલેલા કોમી વૃત્તિના લોકો છે.

શોક લંબાવવો એ આપણને શોભે એમ નથી. બાપુનું સાન્નિધ્ય જેમ આપણને છેવટે મજબુત બનાવીને જ છુટા પાડતું તેમ એમનું મરણ પણ આપણને મજબુત બનાવનારું થાઓ.

# બાપુને અંજલિ

રાજકુમારી શ્રી. અમૃતકુંવર

*

બાપુ ! આપના પગરખાંને અડવા પણ હું લાયક નથી; આ ઘડીના આપના મહાનમાં મહાન વિજય વખતે હું આપનાં ચરણકમળ આગળ શી અંજલિ આપું ?

આપને માટે પેલી પારનો પડદો ખુલી ગયો. 'મરણ તો મિત્ર છે' એમ જ આપ હમેશ કહેતા અને 'એની બીક ન રાખો' એમ અમને જણાવતા. આપ આપનાં નાદાન બાળકોને—અમને આપે અનેક વાતો શીખવી. જીવનની સાંકડી અને વસમી કેડી પર આપ પહેલાં ગુજરેલા અનેક સંતોના જીવનપથ પર ખુદ ચાલીને અમને આપે એ માર્ગ બતાવ્યો છે. દ્વેષ અને શત્રુતા સામે પ્રેમ કેમ કરવો તે આપે અમને દાખવ્યું. સત્ય એ ઈશ્વર છે એ આપે અમને શીખવ્યું. એની સેવામાં પૂર્ણ સ્વતંત્રતા છે તેનો આપે અમને પદાર્થપાઠ આપ્યો.

આપ હતા ત્યારે આપને પડખે રહીને જીવનસંગ્રામમાં આગળ વધવું કેવું સહેલું હતું ! આપની શ્રદ્ધા, આપનો પ્રેમ, આપની હિંમત અને આપનું બળ અમને નભાવતું. અમારા બધા બોજ આપની પર મૂકી અમે હળવા થતાં; અને આપ તે ખુશીથી ઉઠાવતા. આપ અમારા પર અપાર પ્રેમ રાખતા એટલે અમને આપ પાસેથી અખૂટ ક્ષમા મળતી.

ઈશ્વરની સમજ અપાર છે. તેણે હવે આપને પોતાના હૃદય સરસા લીધા. અમે નિર્બળ માનવી તો હતાં જ; પણ આજ અસહાય ને નમાયાં થયાં એમ અમને લાગે છે. આપના વગર હૃદય કકળે છે, આંખમાં આંસુ નથી સુકાતાં, બીક મન પર સવાર થાય છે, અને આપની અમને વધારેમાં વધારે જરૂર લાગતી હતી એવે જ વખતે આપ અમને મૂકીને ગયા તેથી શ્રદ્ધા નબળી પડે છે. આપનો મહત્તમ વિજયકાળ અમારી મોટામાં મોટી હારનો સમય છે; કેમ કે અમારો જ એક ભાઈ—હિંદનું જ એક નાદાન છોકરું માર્ગથી ચળ્યું અને તેણે આપણી માતૃભૂમિને કલંક લગાડ્યું.

પરંતુ નબળાઈ અને બીક આપના કોશમાં કદી નહોતાં. આપ એને જાણતા જ નહિ. અનિષ્ટનાં પાપબળની સામે ઝુઝનારા અડંગ યોદ્ધા આપ હતા. એ પાપબળો આજે દેશમાં છુટાંદોર ઘૂમે છે; કેમકે દ્વેષ અને હિંસા એ પાપની બે જોડકી દીકરીઓ જ નથી ? એના સામ્રાજ્યમાં અમે આત્માને ખોઈ તો ન બેસીએ એવો ભય છે. આપે જે રાજદ્વારી સ્વતંત્રતા અમને આણી આપી તે, આપના સ્વપ્નના રામરાજ્યનું પ્રથમ પગથિયું જ હતું.

એટલે, અમારી માનવ નબળાઈ છતાં પણ ચોમરદમ આજે વિષાદ વીંટળાયેલો હોવા છતાં, અમારે પણ ભયમાત્રને ખંખેરી કાઢવો જોઈએ. અને સત્ય–અહિંસાના અનુપમ શસ્ત્રો ધરીને યુદ્ધ આગળ લેવું જોઇએ. તો જ અમે આપના બાળકો કહેવાવાને લાયક ગણાઈએ. અમે આમ જ વર્તીએ એમ આપ ઇચ્છો, તો જ આપના અખૂટ ક્ષમાવંતા પ્રેમની શક્તિમાંથી અમે ધારણ મેળવી શકીશું.

મહા શૂન્યમાંથી શબ્દ બની આપની પ્રિય વાણીનું સંગીત અમને સાંભળવાનું મળો. અહીં હતા અને જેમ આપના શબ્દો અને કાર્યો અને વિચારો અમને તાજા કરતા અને પ્રેરતા, તેની મધુર સ્મૃતિ હજી એમ જ અમને પ્રેરો, આપની પ્રેમછાંય હમેશ અમારે માથે હો. આપના દિવ્ય આત્માનો પ્રકાશ હજી અમને રસ્તો બતાવતો રહે. અને આપ ન દેખાતાં છતાં સદાય અમારી સાથે રહો અને સામે પડેલી વસમી વાટો પર હાથ ઝાલીને અમને દોરતા રહો એ મારી પ્રાર્થના છે.

# જગતની આશામૂર્તિ

# ગાંધીજી



લેખિકા :

**શ્રીમતી પર્લ બક.**

અમેરિકાના એક ગામડા નજીક અમારા શાંત ઘર માટે તે દિવસ અન્ય દિવસ જેવો જ ઊગ્યો. અમે તે દિવસે વહેલાં ઊઠયાં હતાં, કારણ કે બાળકોને થોડે દૂર આવેલી શાળામાં મોકલવાનાં હતાં. અમે નાસ્તો કરવાના ટેબલ પાસે બેઠાં અને હંમેશની માફક વાતો કરવા લાગ્યાં. બારીની બહાર બરફનાં પડ જામ્યાં હતાં અને આકાશ ભૂખરા રંગનું દૃષ્ટિગોચર થતું હતું. બાળકોને ભય લાગ્યો કે આજે કદાચ વધુ બરફ પડશે.

એવામાં એકાએક મારા પતિ અમે જ્યાં બેઠાં હતાં ત્યાં આવ્યા. તેમની મુખાકૃતિ ગંભીર હતી. તેમણે કહ્યું: "રેડિયોમાં હમણાં જ એક ભયંકર સમાચારની જાહેરાત થઇ."

અમે બધાં તેમની તરફ ફર્યાં અને શોકજનક સમાચાર સાંભળ્યા કે "ગાંધીજીનું અવસાન થયું છે."

હિંદથી હજારો માઇલ દૂર આવેલા એક અમેરીકન કુટુંબ ઉપર આ સમાચારે શી અસર ઉપજાવી હશે તેનો ખ્યાલ હું હિંદની પ્રજાને આપવા ઇચ્છું છું. ગાંધીજીનું અવસાન કેવી રીતે થયું તેની પૂરી વિગતો અમે સાંભળી. એ મૃત્યુ સાધારણ કે સામાન્ય મૃત્યુ નહોતું. શાંતિદૂત સમા અને જેણે પોતાનું સમગ્ર જીવન પોતાના દેશબાંધવોની સેવામાં જ વ્યતીત કર્યું હતું એવા ગાંધીજીનું અવસાન થયું. અમારા દશ વર્ષના પુત્રે આંખમાં અશ્રુ સાથે કહ્યું: 'દુનિયામાં કોઇએ બંદુક બનાવતાં જ ન આવડી હોત તો કેવું સારું થાત!'

અમારામાંથી કોઈએ કદી ગાંધીજીના દર્શન કર્યાં નથી. અમે જ્યારે હિંદ ગયેલાં ત્યારે એ જેલમાં હતા. પરંતુ અમે બધાં તેમનાથી પરિચિત હતાં. અમારાં બાળકો પણ તેમની મુખાકૃતિથી જાણે તેઓ અમારા ઘરમાં જ રહેતા હોય તેવી રીતે સુપરિચિત હતાં. અમારે માટે ગાંધીજી દુનિયાની મહામોંઘી વિભૂતિઓમાંના એક હતા અને સત્યને માટે ઝઝૂમનારા એક મહાપુરુષ હતા.

તેમના જીવનનું શું મહત્ત્વ હતું અને તેમના અવસાનની શી અસર થશે તે વિષે અમે પુષ્કળ ચર્ચા કરી. ગાંધીજી હિંદના એક નેતા હતા એ માટે અમે મગરૂર છીએ. અને એક હિંદીને હાથે તેમનું અવસાન થયું એ માટે અમે હિંદ તરફ સહાનુભૂતિ દર્શાવીએ છીએ. અમે શાંતિપૂર્વક અને ખિન્નહૃદયે અમારા દૈનિક કામે વળગ્યાં.

અમારા દેશમાં ગાંધીજીના જીવન વિષે લોકોમાં ઘણું જ કુતૂહલ છે એ જાણી તમને હિંદમાં ઘણું આશ્ચર્ય થશે. આ સમાચાર જાણ્યા પછી હું કલાક બહાર નીકળી ત્યારે રસ્તામાં એક ખેડૂત મળ્યો. મને રોકીને તેણે પૂછ્યું: 'દુનિયામાં બધા માણસો ગાંધીજીને એક ભલા માણસ તરીકે ગણતા હતા. તો પછી એમને શા માટે આ રીતે મારી નાખવામાં આવ્યા?' મેં માથું હલાવ્યું. તેણે એક ઊંડો નિસાસો મૂકતા જણાવ્યું: 'ઇસુને જે રીતે મારી નાખવામાં આવ્યા

તેજ રીતે ગાંધીજીની પણ હત્યા કરવામાં આવી છે.'

એ બેઠુતે સત્ય હકીકત જણાવી. ગાંધીજીના અવસાનને ઇશુ ખ્રિસ્તના અવસાનની સાથે જ સરખાવી શકાય એમ છે. ગાંધીજીનું મૃત્યુ તેમની જ કોમના એક માનવીના હાથે નીપજ્યું છે એ દુનિયાના ઇતિહાસમાં એક બીજું મહાન આત્મબલિદાન છે. તેમના અવસાનથી કેવળ ઘરમાં જ નહિ, પણ આખા દેશમાં, બલ્કે આખી દુનિયામાં શોકનું વાદળ છવાઈ ગયું છે. જેઓએ ગાંધીજીને નજરે નિહાળ્યા નહિ હોય તેઓ પણ તેમના અવસાન ઉપર અશ્રુ સારી રહ્યાં છે.

થોડા દિવસ અગાઉ જ ગાંધીજી અમેરિકનોમાં જે રસ જગાવી રહ્યા હતા તે વિષે અમે ચર્ચા કરી હતી. તેમણે ઘણા અમેરિકનોમાં પૂજ્યભાવ જાગ્રત કર્યો હતો.

અમારા લોકોમાં ગાંધીજી માટે પૂજ્ય ભાવના જાગી હતી અને ધીમે ધીમે અમને એવું લાગવા માંડયું હતું કે ગાંધીજીનો માર્ગ જ સાચો છે. અમારાં અખબારો આ નવા બળની પ્રશંસા કરતાં થયાં હતાં. હિંદે તેમના શસ્ત્રથી ઘણી સિદ્ધિઓ મેળવી છે. જુદાં જુદાં રાષ્ટ્રો વચ્ચે જાગેલા તીવ્ર મતભેદોને શાંતિભર્યા માર્ગે ઉકેલવાના ગાંધીજીના પ્રયાસોની અમે બધા પ્રશંસા કરતાં થયાં હતાં. આ તરફ઼થી દુનિયા હિંદ પાસેથી શેની અપેક્ષા રાખે છે તે પ્રત્યેક હીંદી સ્ત્રી અને પુરૂષ સમજી લે. હિંદે આજે એક નવું જ સ્થાન મેળવ્યું છે. બધા લોકો માટે હિંદ એક પ્રતીક સમાન છે. ચર્ચીલ અને તેમના જેવી વિચારસરણી ધરાવતા અન્ય માણસોએ અમને કહ્યું છે અને હજુ પણ કહેતા આવે છે કે 'દુનિયામાં બધાં જ રાષ્ટ્રો આઝાદ ન થવાં જોઇએ.' આ લોકોના અભિપ્રાય મુજબ મુઠ્ઠીભર બળવાન અને શક્તિશાળી પુરૂષોએ દુનિયા ઉપર રાજ કરવું જોઇએ. આ લોકો અમને કહે છે કે 'કોઇએ તો રાજકર્તા થવું જ જોઇએ અને કોઈના ઉપર રાજ ચલાવવું જોઈએ.' પરંતુ અમે આ અભિપ્રાયમાં શ્રદ્ધા ધરાવતા નથી. કેમકે પોતાના દેશ ઉપર રાજ ચલાવવા મુક્ત બને એવી દુનિયાની અમે અપેક્ષા રાખીએ છીએ. અમારે માટે હિંદ અમારી આ અપેક્ષાની એક સાબિતી છે. હિંદ વિષે સમાચાર જાણવા અમે આતુરતાપૂર્વક દરરોજ અખબારોનાં પાનાં ઉથલાવીએ છીએ. ચર્ચીલ જે શોણિતસ્નાનની વાતો કરી રહ્યા છે તે શોણિતસ્નાનમાંથી શું દુનિયાને પસાર થવું પડશે? લોકો પોતાના મતભેદો શાંતિભર્યા માર્ગે શું નહિ ઉકેલી શકે! દુનિયામાં વિગ્રહો શું કાયમ માટે રહેવાના છે?

ગાંધીજી અમારે માટે એક આશાના પ્રતિક સમાન હતા. અમે તેમને ઇશ્વરના અવતાર તરીકે તો નહોતા જ ગણતા, પરંતુ અમે માનતા કે, તેમને માનવજીવનના મૂળભૂત તત્ત્વોનું સાચું જ્ઞાન છે. તેમનું મૃત્યુ એ તેમનો પરાજય કે વિજય, એ નક્કી કરવાનું કામ હિંદના લોકોનું છે. તેમના અવસાનથી તેમને સાચાં ગણતા લોકોમાં નવું બળ અને દૃઢ શ્રદ્ધા જાગે તો તે હિંદને માટે અને માનવતામાં શ્રદ્ધા ધરાવનાર અમારે માટે એક શુભ ચિહ્ન લેખાશે. તેમના અવસાનથી નિરાશા વ્યાપે તો તે માનવતા માટે એક મહાન પરાજય થયો લેખાશે.

ગાંધીજીના અવસાનથી અમારા મનમાં સૌથી પ્રથમ આવા જ વિચારો આવ્યા. ગાંધીજીના અવસાનના સમાચારનો પ્રત્યાઘાત શાંતિપૂર્વક પડયો. લોકો કહેતાઃ 'નહેરૂ હજુ જીવતા છે. હિંદની વધુ પડતીને તેઓ અટકાવી શકશે.' આજે પણ લોકોનો આવો જ અભિપ્રાય છે.

હિંદના કોઈ પણ નેતા કરતાં નહેરુ પશ્ચિમમાં વધુ જાણીતા છે એટલા માટે નહિ,

# મહાત્માજી મર્યા નથી

**શ્રીમતી સરોજીની નાયડુ**

*

આપણે મહાત્માજીના બધા જીવન-પ્રતિ નિધિઓ છીએ, આપણે તેમના સિપાહીઓ છીએ. સત્ય આપણો ધ્વજ છે, અહિંસા આપણી ઢાલ છે, રક્તપાત વિના વિજય હાંસલ કરવાની ભાવના એ આપણી તલવાર છે. શું આપણે આપણા પિતાની આજ્ઞાનું પાલન નહિ કરીએ? શું આપણે તેના સિપાહીઓ તેણે શરૂ કરેલા યુદ્ધને ચાલુ નિશાન પર નહિ લઈ જઈએ? તેમ કરી-આપણે શું જગતને મહાત્માજીનો સંદેશ નહિ પહોંચાડીએ? જો કે હવે તેમનો અવાજ કદી સંભળાવાનો નથી, પણ શું આપણે લાખો પોતાના અવાજોથી તેમનો સંદેશો માત્ર જગતને નહિ પહોંચાડીએ? હું પોતે, ૩૨ વર્ષ પહેલા મહાત્માજી સમક્ષ લીધી હતી તે સેવાની પ્રતિજ્ઞા જગત સમક્ષ આજે ફરીથી લઉં છું.

મહાત્માજીના પ્રથમ ઉપવાસ વખતે હું તેમની પાસેજ હતી. એ પ્રથમ ઉપવાસ હિંદુ-મુસ્લીમ એકતા માટે મહાત્માજીએ કર્યો હતા. એ ઉપવાસ વેળા આખોય દેશ મહાત્માજી સાથે હતો. મહાત્માજીના છેલ્લા ઉપવાસ પણ હિંદુ-મુસ્લીમ એકતા માટે હતા, પણ એ ઉપવાસમાં આખીય પ્રજા મહાત્માજીની સાથે નહોતી. મહાત્માજીના આ ઉપવાસે આ દેશની જુદી જુદી વિચાર-સરવાણીઓ-વાળાઓમાં કડવાશ પેદા કરી હતી, શંકા અને ધીક્કાર જગાવ્યા હતા અને જેઓ મહાત્માજીને સમજી શકતા હતા તેઓ જ મહાત્માજીના આ છેલ્લા ઉપવાસનું રહસ્ય સમજી શક્યા હતા. અને અફસોસ કે, હિંદુ જાતિમાં જન્મ પામેલ એક મહાન હિંદુ, જે હિંદુ ધર્મના સિદ્ધાંતોને, આદર્શોને અને તત્વને સૌથી શ્રેષ્ઠ રીતે પાળનાર હતા તેવા મહા પુરૂષનું ખૂન એક હિંદુને હાથે થયું.

દિલ્હીમાં જ્યાં તમામ પાદશાહો પોઢ્યા છે ત્યાં મહાત્માજીના અંતિમ સંસ્કાર કરવામાં આવ્યા છે. પણ મહાત્માજી તો બાદશાહના પણ બાદશાહ હતા અને એ જ રીતે એ શાંતિના પયગમ્બરને, એ મહાન સિપાહીને અંતીમ માન અપાયું છે. જે મહાન ક્રાંતિકારે પોતાના દેશને પરદેશી ધુંસરીમાંથી મુક્ત કર્યો અને તેની આઝાદી અને ધ્વજ દેશને આપ્યા તેની છેલ્લી ઘડી દિલ્હીમાં સમાપ્ત થઇ એ પણ દિલ્હીનું અહોભાગ્ય છે.

---

પણ અમને તેમની બુદ્ધિમાં, શક્તિમાં અને પ્રમાણિકતામાં વિશ્વાસ હોવાથી અમે આવા અભિપ્રાય ઉપર આવ્યા છીએ. ગાંધીજીના અવસાનથી વ્યાપેલ નિરાશાના પરીણામે નહેરૂને રાજીનામું આપવું પડે એવી પરિસ્થિતિ ઉભી થાય તો આજે પશ્ચિમમાં બધાને હિંદ તરફ જે માનબુદ્ધિ છે તે ઘણી ઓછી થઈ જશે.

આવી ભૂલ કરતાં પહેલાં હિંદીઓ બે વાર વિચાર કરશે. એક અમેરિકન તરીકે નહિ, પરંતુ પોતાના દેશમાં જ નહિ પણ દુનિયાના એક નેતા તરીકે હિંદ શું શું કરી શકવાની તાકાત ધરાવે છે તે વિષે થોડું ઘણું જાણતી હોવાથી હું આમ કહી રહી છું.

નાના નેતાઓ અને તુરત અભિપ્રાયો ધરાવતી વ્યક્તિઓના હાથમાં રમકડાં બની, અંદર અંદર ઝગડા જમાવવાને બદલે જો હિંદીઓ તેમના મહાન નેતાઓની દોરવણી સ્વીકારશે તો તેમની સમક્ષ એક અદ્વિતીય તક આવીને ઉભી રહી છે. આ શબ્દોમાં આશા અને ચેતવણી-બંનેના સૂર સમાઈ જાય છે.

# બંને એક થયા

લેખિકા :

કુ. મીરાબાઇ (મીસ સ્લેડ)

મારા બે જ બેલી હતા, ઇશ્વર અને બાપુ. અને હવે તે બંને એક થયા છે.

મેં એ ખબર સાંભળ્યા ત્યારે મારા અંતરના ઊંડાણના આત્માને બંદીવાન રાખનારાં દ્વાર ઊઘડયાં અને બાપુના આત્માએ તેમાં પ્રવેશ કર્યો. તે ક્ષણથી શાશ્વતતાની નવી લાગણી મારી સાથે જડાઇ રહી છે.

પ્રિય બાપુ સદેહે આપણી સાથે નથી એ ખરું, પરંતુ એમનો પવિત્ર આત્મા તો આજે આપણી વધુ સમીપ છે. એક વખતે બાપુએ મને કહ્યું હતું કે, 'આ દેહ નહિ હોય ત્યારે આપણે વિખૂટાં પડવાનાં નથી. ત્યારે હું તારી વધારે સમીપ હોઇશ. શરીર તો બાધારૂપ છે.' એ શબ્દો મેં શ્રદ્ધાપૂર્વક સાંભળ્યા હતા. આજે અનુભવથી એ શબ્દોનું દૈવી સત્ય પામી છું.

શું થવાનું હતું તેની બાપુને જાણ હતી ખરી ? દિલ્હીથી અબોટેરા જવા હું નીકળવાની હતી તે પહેલાં ડિસેમ્બર માસની એક સાંજે મેં તેમને કહ્યું હતું કે, "બાપુ, માર્ચ માસમાં આશ્રમ બંધાઈ રહેશે અને બધું કામ સુવ્યવસ્થિત થઇ જશે, ત્યારે ઉદ્ઘાટનક્રિયા કરવાને તથા હિંદની રંક અને દુઃખી ગાયને આશીર્વાદ આપવાને માટે સમય કાઢી શકો, એવો સંભવ છે ખરો?" બાપુએ જવાબ આપ્યો: "મારા આવવાનો ખ્યાલ રાખીશ નહીં" —અને પછીથી જાણે કંઇક પોતાની જાતને ઉદ્દેશીને બોલતા હોય તેમ તેમણે ઉમેર્યું: "મુડદાની મજુતરી કરવાથી શો લાભ!" એ શબ્દો એટલા ભયાનક હતા કે મેં તેની કોઇને વાત ન કરી અને ઇશ્વરની પ્રાર્થના સાથે તે મારા અંતરમાં સંઘરી રાખ્યા. ઉપવાસ થયો અને પાર પડયો, અને પેલા શબ્દોનું રહસ્ય તેની સાથે જ લુપ્ત થયું એવી મેં આશા સેવી હતી. પણ એ શબ્દો આગાહીરૂપ હતા અને એ આગાહી સાચી પડી.

એ વિધિનિર્મિત સંધ્યાકાળે હું ધ્યાનસ્થ બનીને ટટાર બેઠી હતી ત્યારે દુનિયાભરમાંથી પસાર થતો ગ્લાનીનો આંચકો મેં અનુભવ્યો. માનવજાતના ઉદ્ધાર માટે ફરીથી અવતારનું લોહી રેડાયું અને એ ભીષણ પાતકના ત્રાસ અને બોજાથી ધરતી કકળી ઊઠી.

એ કંઇ એક વ્યક્તિનું પાપ નથી, પણ યુગે યુગે સારી માનવજાતને આવરી લેતું પાપ છે અને એકમાત્ર ઇશ્વરના ભક્તોનું બલિદાન જ તેને બાળી શકે છે.

બાપુ આપણે માટે જે મૂકતા ગયા છે તે પાર પાડવાને માટે આપણે હવે આકાશ-પાતાળ એક કરવાં જોઇએ. બાપુ પ્રત્યેક સ્ત્રી, પુરુષ, બાળક—એમ આપણ સૌને માટે જીવ્યા અને મર્યા. અવિરતપણે કાર્ય કરતા કરતા તે જીવ્યા અને આપણે દ્વેષ, લોભ, હિંસા અને અસત્યના બૂરા રસ્તા પરની પાછાં વળીએ એટલા માટે તે શહીદ થયા. આપણે જો આપણા પાપનું પ્રાયશ્ચિત કરવું હોય તથા તેમના પવિત્ર ધ્યેયને આગળ ધપાવવામાં ફાળો આપવો હોય તો હરેક પ્રકારના કોમીવાદની ભાવના તેમ જ બીજી ઘણી વસ્તુઓ પણ જવી જોઇએ. બાપુ પ્રેમ અને કરુણાના સાગર હતા, પણ અનિષ્ટ સામેની તેમની ઝુંબેશમાં તે કઠોર હતા. બાપુએ અંતરના અનિષ્ટ પર વિજય મેળવ્યો હતો તેથી બહારના અનિષ્ટો સામે તે ઝઝૂમી શકતા હતા. આપણી સામે જે ઉચિત અને મહાભારત કાર્ય પડેલું છે તેને માટે લાયક બનવાને ઇશ્વર આપણને શુદ્ધ કરો. (હરિજનબંધુ)

એક અનાથ તરીકે મારા સહૃદયો સાથે તેમના શોક અને ચિંતનમાં ભાગીદાર બનવાનો આ પ્રત્યક્ષ અને વિશિષ્ટ માર્ગ મેં લીધો છે. આપણા પર ઉતરેલ અંધકાર કશોય ભેદભાવ ઓળખતું નથી. એ અંધારું અનુભવવાનો મારો એકલાનો અધિકાર નથી તે હું જાણું છું.

એક પુત્ર તરીકે મારા પિતાને હું કેટલા અગાધ ઊંડાણથી ચાહતો હતો અને એક પિતા તરીકે એ મને કેટલા ચાહતા હતા તે તો માત્ર ઈશ્વર જ કહી શકે તેમ છે. વીસ વર્ષની વયે જ્યારે આગળ અભ્યાસ માટે હું બનારસ જતો હતો ત્યારે તેમણે મારા શીરે એક ચૂમી કરી હતી તેનું મને આજે પણ સ્મરણ છે; એ અગાઉ ચૂમી લીધાનો કોઈ પ્રસંગ મને યાદ નથી.

છેલ્લા ત્રણ મહિનાથી એ દિલ્હીમાં હતા ત્યારે મારા ત્રણ વર્ષના દીકરાને બાપુ લાડ લડાવતા હતા તે જોવાનો લહાવો મને મળ્યો હતો. મારો નંબર પાછળ ગયો હતો. એકવાર તો તાજેતરમાં અમે જ્યારે બિરલા હાઉસ ગયા હતા, ત્યારે તેમણે કહ્યું હતું કે 'તારા કરતાં ગોપુની ગેરહાજરી મને વધારે સાલે છે.' આજે આ નાનું બાળક એના દાદાજીના સ્વાગતની નકલ રૂપે જ્હોં હલાવે છે ત્યારે અમારી આંખો આંસુથી ભરાઈ આવે છે.

અને છતાં ગાંધીજીને ઘરની નાની નાની બાબતોમાં ઓછામાં ઓછો રસ હતો અને કોઈ અધિકારની દ્રષ્ટિએ ગાંધીજીને એક પિતા તરીકે જોવાનું મેં ક્યારનુંય મૂકી દીધું હતું. મારે મન એ સંત પુરૂષ હતા અને તમને સહુને લાગે છે તેમ મને પણ તેમના વગર શૂન્યતા ભાસે છે.

એટલે આ હોનારત ઉત્તર ધ્રુવમાં રહેતા એક વિરક્ત માણસ તરીકે, રક્તના કે જાતિના કશા સંબંધ વગરના માનવી તરીકે હું નીહાળું છું.

## સંત–પુરૂષ



# બાપુ

લેખક:
**શ્રી. દેવદાસ ગાંધી**

*

તેમના અવસાન પછી ૩૦ મિનિટે હું જ્યારે પહોંચ્યો ત્યારે તેમનું અંગ હજી હુંફાળું હતું. હંમેશ મુજબ તેમની ચામડી મૃદુ, મુલાયમ અને સુંદર હતી. મેં ધીરે રહીને બંને હાથે તેમનો હાથ ગ્રહ્યો ત્યારે જાણે કશું જ ન થયું હોય એમ મને લાગ્યું. પરંતુ નાડી ધબકતી નહોતી. તેમની નીચી પથારીમાં એ હમેંશ મુજબ નિદ્રા લેતા હતા. તેમનું માથું આભાના ખોળામાં હતું. સરદાર પટેલ અને પં. નહેરૂ મૂંગા મૂંગા તેમની સમીપ બેઠા હતા. મંત્રોચ્ચાર કરવાનો પ્રયત્ન કરતા બીજા ઘણાના ગળામાં ડુસકું રહતું હતું. હું મોડો પડયો હતો. બાપુજી સમીપ જઈ તેમની ક્ષમા પ્રાર્થી, પરંતુ સાવ નિષ્ફળ. કેટલીયવાર એમણે મારી નાની નાની ભૂલો

માફ કરી હતી. આ છેલ્લી વાર પણ મને આશા હતી કે આ વખતે પણ એ નરમ પડશે, મારા તરફ એક...એક નજર નાંખશે, પરન્તુ એમના હોઠ બીડાયેલા હતા. તેમની આંખો ભર આરામમાં હોય તેમ મિંચાયલી હતી. સદાંયના અનિયમિત દિકરાને ઠપકા રૂપે નહિ, પરન્તુ નિર્ણયાત્મક રીતે કહેતા, એમના ભાવમાં શાંત દ્રઢતા હતી. એ જાણે કહેતા હતાઃ 'હવે મને પજવતો ના.'

એ શોકઘેરા ઓરડામાં એ રાત્રે બાપુની આસપાસ અમે પ્રાર્થના કરતા બેઠાં હતાં ત્યારે એક બાલસુલભ ઈચ્છા જાગી કે તેમનો દેહ આ કરપીણ જખ્મો પર વિજય મેળવશે, અને સૂર્યોદય પહેલાં તેમનું જીવન પાછું ફરશે. સમય અવિશ્રાંત વેગે પસાર થતો હતો અને તેમની ચિર નિદ્રામાં જરાય વિક્ષેપ પડતો નહોતો; ત્યારે મારું દિલ બોલી ઉઠ્યુંઃ 'સૂરજ જ ન ઊગે તો?' પરન્તુ પુષ્પની માળાઓ આવવા લાગી. અમે અંતિમયાત્રા માટે તેમનો દેહ શણગારવા લાગ્યા. મેં છાતી ખુલ્લી રાખવા સૂચવ્યું. દુનિયામાં કોઇ સિપાહીની છાતી બાપુ જેવી સુંદર નહિ હોય. અમે મંત્રો અને શાસ્રપાઠ રટતા તેમની આસપાસ બેઠા હતા ત્યારે જ આખી રાત માનવમેદની છેલ્લા દર્શન માટે આવતી હતી. વહેલી સવારે તેમણે હરિજન ફાળા માટે છેલ્લું ઉઘરાણું કરી લીધું. ફુલની સાથે લોકોએ નોટો અને સિક્કાઓની વર્ષા વરસાવી. પરદેશખાતાના એલચીઓએ સ્ત્રીવૃંદ સમેત છેલ્લાં નમન કર્યાં. આ નમન માત્ર ઔપચારિક નહોતાં. એ બધાંય જેમને તે ઓળખતા હતા એવા મિત્રને છેલ્લીવાર 'આવજો' કહેવા આવ્યાં હતાં.

આગલી રાતે મારા જીવનનો મહામૂલો અનુભવ મેં મેળવ્યો. બાપુ સાથે હું ક્ષણભર એકલો હતો. રોજની માફક રાતના સાડાનવ વાગે હું ગયો હતો. તે પથારીમાં સુતા હતા અને વર્ધા જવા માટેની સૂચના આશ્રમના અંતેવાસીઓને આપતા હતા. મેં પગ મૂક્યો અને તેમણે પૂછ્યુંઃ 'કેમ કાંઇ સમાચાર?' હું છાપામાં છું તેનું સ્મરણ કરવાનો તેમનો આ હંમેશ મુજબનો શિરસ્તો હતો. તેમાં મારે માટે ગર્ભિત ચેતવણી હતી. મારાથી તે ભાગ્યે જ કાંઇ છૂપું રાખતા. મેં જ્યારે જ્યારે કાંઈ જાણવાની ઇચ્છા રાખી છે ત્યારે તેમણે બધું જ કહ્યું છે– એમ માનીને કે છાપામાં તેનો હું કશો ઉપયોગ નહિ કરું. મારે કશા સમાચાર આપવાના નહોતા, એટલે મેં પૂછ્યુંઃ 'રાજ્યની નૌકા કેમ ચાલે છે?' તેમણે કહ્યુંઃ 'જે નાના મતભેદો છે તેનો નિકાલ આવી જશે તેવી મને ખાત્રી છે, પરંતુ વર્ધાથી હું આવું ત્યાં સુધી રાહ જોવી પડશે. પરંતુ એમાં વિલંબ નથી થવાનો. સરકારમાં બધા જ દેશભક્તો છે અને દેશના હિતમાં ન હોય તેવું કરવા કોઈ જ તત્પર નહિ બને. બધાએ સાથે રહેવું જ જોઇએ અને એ બધા સાથે રહેશે. કશો તાત્વિક મતભેદ નથી.'

આજ મુદ્દા પર વધારે ચર્ચા થઇ અને એ સમય પણ હું ત્યાં રહ્યો હોત તો માનવમેદની એકત્ર થઇ જાત. મેં કહ્યુંઃ 'બાપુ, તમે હવે સુઇ જાવ.'

'ના, એવી ખાસ ઉતાવળ નથી. તને જો ગમે તો થોડીકવાર તું રોકાઇ શકે છે.' આગળ કહ્યું તેમ એ સંભાષણ આગળ ચલાવવાની પરવાનગી મને બીજા દિવસે ન મળી શકી.

થોડાક દિવસ જ અગાઉ મેં કહ્યું કે 'હું પ્યારેલાલને મારી સાથે જમવા લઇ જવાનો છું.' ત્યારે તેમણે કહેલું કે 'અવશ્ય લઇ જા, પરન્તુ મને બોલાવવાનો વિચાર તને કોઇ દીવસ આવે છે ખરો?'' એ દીવસે બાપુ ખડખડાટ હસ્યા હતા. (રેડીઓના સૌજન્યથી)

# વિધિનિર્મિત શુક્રવાર

શ્રી. પ્યારેલાલ

ઓગણત્રીસમી તારીખે આખો દિવસ ગાંધીજી કામમાં એટલા બધા રોકાયેલા રહ્યા કે સાંજે તે થાકીને લોથ થઈ ગયા. કૉંગ્રેસ માટેના બંધારણના ખરડા તરફ આંગળી કરીને તેમણે આભાને કહ્યું : 'મને ચક્કર આવે છે, તેમ છતાં મારે એ કામ પૂરું કરવું રહ્યું. મને લાગે છે કે, મારે મોડે સુધી જાગવું પડશે.' કૉંગ્રેસના નવા બંધારણનો એ ખરડો તૈયાર કરવાનું ગાંધીજીએ માથે લીધું હતું.

આખરે રાત્રે સવાનવ વાગ્યે ગાંધીજી સૂવાને ઊઠયા. એ વખતે એમાંની એક બાળાએ યાદ આપ્યું : 'બાપુજી, તમે આજે હમેશ મુજબ કસરત નથી કરી.' 'ઠીક ત્યારે તું મને કહે જ છે તો હું કસરત કરી લઉં.' અને આમ કહીને એ બાળાઓના ખભા પર હાથ ટેકવીને ડબલ બારની કસરતની જેમ ત્રણ વખત પોતાનું શરીર ઊંચું કરવાની કસરત તેમણે કરી.

પથારીમાં સૂતા પછી પોતાના કરતાં વિશેષે કરીને પોતાની સેવાચાકરી કરનારાઓના સમાધાનને ખાતર સામાન્ય રીતે ગાંધીજી પોતાના પગ તથા શરીર ચાંપવા દેતા. માનસિક દૃષ્ટિએ તો ગાંધીજીએ ઘણા સમયથી એને વિષે ઉદાસીનતા કેળવી હતી. જો કે આવી નાની નાની કાળજીની તેમના શરીરને જરૂર હતી એ હું જાણું છું. દિવસભરના લોથપોથ કરી મૂકનારા કામના બોજા પછી એથી કરીને હળવી વાતો તથા વિનોદને માટે પણ તક મળી રહેતી. આવા વાર્તાવિનોદની સાથે-સાથે ગાંધીજી સૂચનાઓ પણ આપતા.

ગુરુવારે રાત્રે, સહજ મળવાને આવેલાં એક આશ્રમવાસી બહેન જોડે તેમણે વાતચીત કરી. એમની તબિયત સારી રહેતી નહોતી એ માટે તેમણે તેમને ઠપકો આપ્યો અને કહ્યું : 'રામનામ તમારા હૃદયમાં પ્રતિષ્ઠિત થયું હોત તો તમે માંદાં નહીં પડત. પણ એને માટે તો શ્રદ્ધા જોઈએ.'

*

એ જ દિવસે સાંજે પ્રાર્થના પછી પ્રાર્થનામાં આવેલાઓમાંથી એક ભાઈ ગાંધીજીના હસ્તાક્ષર લેવાને તેમની પાસે દોડી આવ્યા, કેમ કે ગાંધીજી બીજી તારીખે વર્ધા જવાના હતા. ગાંધીજીએ પૂછયું: 'હું જવાનો છું એમ તમને કોણે કહ્યું ?' હસ્તાક્ષરો માગનારાએ કહ્યું : 'છાપાંઓમાં એવી ખબર છે.' ગાંધીજીએ જવાબ આપ્યો: 'હા, ગાંધીને વિષે એવી ખબર છાપાંઓમાં મેં પણ વાંચી છે, પણ એ કયા 'ગાંધી' વિષે છે તેની મને ખબર નથી.'

બીજા એક આશ્રમવાસીની સાથે વાત કરતાં પણ પ્રાર્થના પછીના પ્રવચનમાં તેમણે વ્યક્ત કરેલી પોતાની લાગણી ગાંધીજીએ ફરીથી વ્યક્ત કરી: "મારે અશાંતિમાંથી શાંતિ, અંધકારમાંથી પ્રકાશ અને નિરાશામાંથી આશા ખોળવાં રહ્યાં." પછીથી વાતમાં 'હાથલાકડી' નો ઉલ્લેખ આવતાં તેમણે કહ્યું કે, 'બાળાઓને હું મારી હાથલાકડી બનવા દઉં છું ખરો, પરંતુ સાચું પૂછો તો મારે એની કશી જરૂર નથી. કોઈ પણ વસ્તુ માટે કોઈના પર પણ આધાર ન રાખવાની મેં ઘણા સમયથી ટેવ પાડી છે. પોતાના પિતાની પાસે જતી હોય તેમ બાળાઓ મારી આસપાસ ટોળે વળે છે. મને એ ગમે છે. પણ ખરેખર હું એ વિષે સર્વથા ઉદાસીન છું.' અને તેમની આંખો મિંચાઈ ત્યાં સુધી આવી આવી વાતો ચાલી.

વિધિનિર્મિત ત્રીસમી તારીખે સવારની પ્રાર્થના માટે હમેશની જેમ ગાંધીજી સાડા ત્રણ વાગ્યે ઊઠયા. પ્રાર્થના પછી તે કામે વળગ્યા અને પછીથી થોડીક ઊંઘ લેવાને માટે ફરીથી પથારીમાં સૂઈ ગયા.

સવારે આઠ વાગ્યે તેમને માલિસ કરવામાં આવે છે. મારા ઓરડામાં થઈને પસાર થતાં કૉંગ્રેસ માટેના નવા બંધારણનો તેમણે તૈયાર કરેલો ખરડો તેઓ મને આપતા ગયા. આગલી રાત્રે એનો થોડોક ભાગ તેમણે તૈયાર કર્યો હતો અને તેમણે મને એ 'બરાબર' તપાસી જવાને જણાવ્યું. તેમણે કહ્યું: "એમાં વિચારની જે કાંઈ ઊણપો રહી ગઈ હોય તે પૂરી કરજો. બહુ થાક્યાપાક્યા, મેં એ તૈયાર કર્યો છે." એ ખરડો રાષ્ટ્ર માટેનું તેમનું છેલ્લું વસિયતનામું છે.

માલિસ પછી ઓરડા આગળથી પસાર થતાં મેં પેલો બંધારણનો ખરડો જોઈ કાઢ્યો કે કેમ તે તેમણે મને પૂછ્યું. વળી મદ્રાસ પર ઝઝૂમી રહેલી અનાજની કટોકટીને અંગે નોઆખલીના મારા અનુભવો અને પ્રયોગોને આધારે એક નોંધ તૈયાર કરવાને પણ તેમણે મને કહ્યું. "ખોરાક ખાતાના પ્રધાન ચિંતાતુર બન્યા છે. જુદી જુદી જાતનાં કંદમૂળોની વાત જવા દો તો પણ કુદરતે જ્યાં આગળ નાળિયેરીઓ અને ખજૂરીઓ તથા મગફળી અને કેળ મોકળે હાથે આપ્યાં છે એવો મદ્રાસ પ્રાંત ભૂખે ન મરવો જોઈએ. હા, ખોરાકને અંગેની પોતાની સાધનસામગ્રી લોકોને કામમાં લેતાં આવડવું જોઈએ." તે ઇચ્છતા હતા તેવી નોંધ તૈયાર કરવાની મેં હા પાડી. પછીથી તે નાહવાને ગયા. નાહીને આવ્યા ત્યારે તે ખૂબ પ્રફુલ્લ લાગતા હતા. ગઈ રાતનો થાક અદૃશ્ય થયો હતો. પછી તે પોતાના હમેશના ખુશમિજાજમાં આવ્યા હતા. આશ્રમની બાળાઓના શરીરનો બાંધો નબળો હોવાને કારણે તેમણે તેમને ઠપકો આપ્યો. એટલામાં કોઈએ કહ્યું કે 'વાહનને અભાવે ગાડી ચૂકી ગયાં.' તેમણે કહ્યું: "તેમણે એટલું ચાલી કેમ ન નાખ્યું?"

બંગાળી લેખનનું તેમનું રોજનું કામ પતાવીને સાડાનવ વાગ્યે તેમણે સવારનું ભોજન લીધું. પોતાની મંડળીને વિખેરી નાખીને 'કરેંગે યા મરેંગે'ની પ્રતિજ્ઞાનું પાલન કરવાને પૂર્વ બંગાળમાં દટાઈ જવાને તે ખુલ્લે પગે શ્રીરામપુર ગયા ત્યારથી આ નિત્યક્રમને તે ચીવટપૂર્વક વળગી રહ્યા હતા. મારા સુધારાવધારા સાથેનો તેમનો બંધારણનો ખરડો લઈને હું તેમની પાસે પહોંચ્યો ત્યારે તે હજી ભોજન લેતા હતા. મારા સુધારાવધારા પોતાની વિશિષ્ટ પ્રકારની ઝીણવટથી તેઓ એક પછી એક જોઈ ગયા અને પંચાયતના આગેવાનોની સંખ્યાની ગણતરીને અંગેની શરતચૂકથી રહી ગયેલી મારી ભૂલ તેમણે સુધારી.

પછીથી મેં ડૉ. રાજેન્દ્રપ્રસાદની મારી મુલાકાતનો વિગતવાર હેવાલ આપ્યો. તેમની તબિયત સારી રહેતી નહોતી તેથી એ વિષે ખબર કાઢવાને આગલે દિવસે તેમણે મને મોકલ્યો હતો. વળી આગલે દિવસે સાંજે ડૉ. શ્યામપ્રસાદ મુકરજીને હું મળ્યો. ત્યારે પૂર્વ બંગાળની સ્થિતિ વિષે તેમણે આપેલી છેલ્લી ખબર પણ મેં ગાંધીજીને કહી સંભળાવી. આના પરથી નોઆખલીની વાત નીકળી. મેં તેમની સમક્ષ વ્યવસ્થિત રીતે વસ્તીનું સ્થળાન્તર કરવાની વાત મૂકી, પરંતુ એ વિષે તેમનો અભિપ્રાય સ્પષ્ટ અને દૃઢ હતો. જેમ આપણા કાર્યકર્તાઓએ 'કરેંગે યા મરેંગે'ના સૂત્ર પ્રમાણે આચરણ કરવાનું છે તે જ રીતે પોતાનાં સ્વમાન, આબરૂ તથા ધાર્મિક સ્વાતંત્ર્યનો હક સાચવવાને માટે 'કરેંગે યા મરેંગે'ના સૂત્રનો અમલ કરવાને પ્રજાને પણ આપણે તૈયાર કરવી જોઈએ. "છેવટે ગણ્યાગાંઠ્યા જ એવા રહી જાય એમ બને, પરંતુ દુર્બળતામાંથી સામર્થ્ય પેદા કરવાનો બીજો કોઈ ઉપાય નથી. સશસ્ત્ર યુદ્ધમાં પણ સામાન્ય સિપાઈઓનો ઘાણ નથી નીકળતો? તો પછી અહિંસક યુદ્ધમાં પણ એથી બીજું કેવી રીતે સંભવી શકે?" આગળ ચાલતાં તેમણે જણાવ્યું, "તમે જે કરી રહ્યા છો એ યોગ્ય રસ્તો છે. તમે મોતનો ભય કાઢ્યો છે અને



મીરાંબેન, પ્યારેલાલ અને ગાંધીજી

લોકોના હૃદયમાં સ્થાન મેળવ્યું છે તથા તેમના પ્રીતિપાત્ર બન્યા છો. પ્રેમ અને ખંતની સાથે ધ્યાનનો મેળ સાધવો જોઈએ. આ તમે કર્યું છે. તમે એકલા પણ સંપૂર્ણપણે અને યોગ્ય રીતે તમારી ફરજ બજાવો તો બીજાં બધાંને તમે તમારામાં સમાવી લેશો. તમને ખબર છે કે તમારી મને અહીં ખૂબ જરૂર છે. મારા પર એટલો બધો બોજો છે કે ન પૂછો વાત. વળી દુનિયાને પણ હું ઘણું ઘણું કહેવા માગું છું. પરંતુ તમે અહીં નથી એટલે હાલ હું એ નથી કરી શકતો. પરંતુ એ બાબતમાં મારા દિલને મેં વજ્ર જેવું કઠણ કર્યું છે. તમે જે કાર્ય કરી રહ્યાં છો તે વધારે મહત્ત્વનું છે." પછીથી ગુંડાઓની બાબતમાં સરકાર પોતાની ફરજ બજાવવામાં નિષ્ફળ નીવડે તો તેમની જોડે કેવી રીતે કામ લેવું એ તેમણે બતાવ્યું.

બપોરના આરામ પછી ગાંધીજી શ્રી સુધીર ઘોષને મળ્યા. શ્રી ઘોષે લંડનના ટાઈમ્સ પત્રની એક કાપલી તથા સરદારને કોમવાદી કહીને અને પંડિત જવાહરલાલનાં વખાણ કરવાનો ડોળ કરીને લોકો તેમની વચ્ચે ફૂટ પડાવવાનો કેવી રીતે સતત પ્રયાસ કરી રહ્યા છે એ બતાવતા એક અંગ્રેજ મિત્રના કાગળમાંથી કેટલાક ઉતારા ગાંધીજીને વાંચી બતાવ્યા. ગાંધીજીએ કહ્યું કે 'મને એ રમતની ખબર છે અને એ વિષે હું ભારે વિમાસણમાં પડી ગયો છું. 'હરિજન'માં પ્રસિદ્ધ થયેલા પ્રાર્થના પછીના એક પ્રવચનમાં મેં આને વિષે ચર્ચા કરી છે. પણ આ બાબતમાં એથી કંઈક વિશેષ કરવાની જરૂર છે. એ વિષે શું કરવું એનો હું વિચાર કરી રહ્યો છું.'

આખો દિવસ એક પછી એક મુલાકાત ચાલ્યા જ કરી. દિલ્હીના મૌલાનાઓ તેમને મળવા આવ્યા. તેમણે ગાંધીજીને વર્ધા જવાની સંમતિ આપી. ગાંધીજીએ તેમને કહ્યું કે 'થોડા વખત માટે જ હું અહીંથી જાઉં છું. ઈશ્વરે કંઈક જુદું જ ધાર્યું હોય અને અણચિંતવ્યું કંઈક બની જાય તે સિવાય ૧૧મી તારીખે સદ્ગત જમનાલાલજીની પુણ્યતિથિના સમારંભમાં ભાગ લઈને ૧૪મી તારીખે હું પાછો દિલ્હી આવી પહોંચીશ.'

સાડા ચાર વાગ્યે આભા ગાંધીજીનું સાંજનું ભાણું લાવી. એમાં લગભગ સવારના ભોજનની જ વસ્તુઓ હતી. આ પૃથ્વી પરનું આ તેમનું છેલ્લું ભોજન હતું. સરદાર સાથેની

મુલાકાત એ તેમની એવી જ છેલ્લી મુલાકાત હતી. પ્રધાનમંડળની એકતા છિન્નભિન્ન કરવા માટે સરદારની સામે ચાલી રહેલો દુષ્ટતાભર્યો પ્રચાર એ તેમની વચ્ચેની ચર્ચાની એક બાબત હતી. તેમનો એવો સ્પષ્ટ અભિપ્રાય હતો કે પ્રધાનમંડળમાં કોઈ પણ પ્રકારનું ભંગાણ પડે એ દેશના ઇતિહાસની આ કટોકટીની પળે આપત્તિરૂપ છે. સરદારને તેમણે કહ્યું કે 'પ્રાર્થના પછીના આજ સાંજના મારા પ્રવચનમાં હું એ વિષે બોલીશ. પ્રાર્થના પછી પંડિતજી મને મળવાના છે તેમની સાથે પણ હું એ વિષે ચર્ચા કરીશ.' એને તે પછી પણ મારી અહીં જરૂર જણાશે તો બીજી તારીખે વર્ધા જવાનું હું માંડી વાળીશ અને બે વચ્ચે અણબનાવ કરાવવાના દુષ્ટતાભર્યા પ્રયાસને નિર્મૂળ કર્યા વિના હું દિલ્હી નહીં છોડું.'

આમ વાત ચાલી રહી હતી. બિચારી આભા હજી પણ એમાં વિક્ષેપ પાડવાની હિંમત કરી ન શકી. સમય સાચવવાની અને ખાસ કરીને પ્રાર્થનાનો સમય જાળવવાની બાબતને ગાંધીજી ભારે મહત્ત્વ આપતા હતા એ તે જાણતી હતી. એટલે છેવટે પર આવી જઈને પ્રાર્થનાનું મોડું થાય છે એ દર્શાવવા તેણે તેમનું ઘડિયાળ તેમની આગળ ધર્યું. પ્રાર્થનામાં જતા પહેલાં નાહવાની ઓરડીમાં જવાને ઊઠતાં ઊઠતાં તેમણે કહ્યું: "હવે તો મારે ભાગવું જ જોઈએ."

જ્યાં સાંજની પ્રાર્થના કરવામાં આવતી હતી તે વ્યાસપીઠના પગથિયા આગળ આવતાં સુધી માર્ગમાં તેમણે તે દિવસે સાંજની તેમની 'હાથલાકડીઓ'—આભા અને મનુ જોડે ઠઠ્ઠામશ્કરી ઉડાવી.

બપોર પછી આભાએ ગાંધીજીને કાચા ગાજરનો રસ આપ્યો ત્યારે તેમણે કહ્યું:-"તું મને ઢોરનો ખોરાક આપે છે એમ ને." આભાએ જવાબ આપ્યો, "બા એને ઘોડાનો ખોરાક કહેતાં હતાં." "બીજું કોઈ જેની પરવા કરતું નથી તેનો હું આસ્વાદ લઉં છું એ મારે માટે ભારે 'નહીં' કહેવાય?" એમ કહીને તે હસ્યા.

"બાપુ, તમારું ઘડિયાળ બિચારું ઝુરતું હશે, તમે એના તરફ નજર રાખતા જ નથી." આભાએ કહ્યું. "તમે લોકો જ મારી ઘડિયાળો છો, પછી હું શાને એમ કરું?" તેમણે જવાબ આપ્યો. "પણ તમે એ ઘડિયાળો તરફ પણ નજર રાખતા નથી," એકે કહ્યું. બાપુ ફરી પાછા હસી પડ્યા. પગથીયા નજીક આવતાં તેમના છેલ્લા શબ્દો આ છે: "હું દશ મિનિટ મોડો છું. મોડા થવું મને બિલકુલ પસંદ નથી. બરાબર પાંચને ટકોરે પ્રાર્થનાની જગ્યાએ આવી જવાનું મને ગમે." આટલેથી વાત અટકી, કેમ કે, પ્રાર્થનાસ્થાનની નજીક આવતાવેંત બધી મજાક અને વાતચીત બંધ થઈ જવી જોઈએ, અને મનમાં પ્રાર્થના સિવાય બીજા કશા વિચાર ન હોવા જોઈએ એવો તેમની 'હાથલાકડીઓ' સાથેનો તેમનો સંકેત હતો.

પ્રાર્થનાર્થીઓની કોર્ડન કરેલી હારમાં થઈને તે જતા હતા ત્યારે પ્રાર્થનાર્થીઓના નમસ્કારના વળતા નમસ્કાર કરવાને તેમણે બે બાળાઓના ખભા પરથી પોતાના હાથ ઉપાડી લીધા. એકાએક જમણી બાજુએથી જોરથી માર્ગ કરતો એક માણસ ટોળામાંથી આવ્યો. ગાંધીજીના પગને સ્પર્શ કરવાને માટે તે આવ્યો છે એમ સમજીને મનુએ 'પ્રાર્થનાનું મોડું થવા છતાંયે તમે આવી રીતે વખત લો છો, એવી મતલબનું ઠપકારૂપે તેને કહ્યું અને તેનો હાથ પકડીને આ ધસી આવનારને અટકાવવા પ્રયત્ન કર્યો. તેણે તેને જોરથી હડસેલી મૂકી. એથી કરીને તેના હાથમાંની ભજનાવલી, બાપુની થૂંકદાની તથા માળા નીચે પડી ગયાં. એ વસ્તુઓ લેવાને તે નીચે વળી, એટલામાં પેલો બાપુની છેક સામે આવીને ઊભો. બાપુની એટલો સમીપ તે આવ્યો હતો કે ગોળાનું એક ખાલી કોથળું બાપુના કપડાની

ઝડીમાંથી મળી આવ્યું હતું. સાત બારની ઓટોમેટિક પિસ્તોલમાંથી ધડાધડ ત્રણ બાર થયા. પહેલી ગોળી મધ્ય રેખાથી સાડાત્રણ ઇંચ જમણી બાજુએ નાભિથી અઢી ઇંચ ઉપર પેટમાં વાગી હતી. બીજી મધ્ય રેખાથી ઇંચ દૂર અને ત્રીજી જમણી બાજુએ છાતીમાં મધ્ય રેખાથી ચાર ઇંચ દૂર વાગી હતી. પહેલી અને બીજી ગોળી શરીરની આરપાર નીકળી ગઈ હતી. ત્રીજી ફેફસામાં ભરાઈ રહી હતી. પહેલી ગોળી વાગી ત્યારે જે પગ ગતિમાં હતો તે વળી ગયો. બીજી ગોળી વખતે પણ તે ઊભા હતા અને પછી તે ઢગલો થઈને પડ્યા. 'રામ, રામ' એ તેમના છેલ્લા બોલ હતા. તેમનો ચહેરો ફિક્કો પડી ગયો. તેમનાં સફેદ વસ્ત્રો પર લાલ ડાઘ પ્રસરી ગયો. પ્રાર્થનાર્થીઓને નમસ્કારને અર્થે ઊંચા કરેલા હાથ ધીમે ધીમે નીચે ઢળ્યા. એક હાથ તેના સ્વાભાવિક સ્થાન આભાની ગરદન પર પડ્યો. શિથિલ બની ગયેલો દેહ ધીમેથી ઢળી પડ્યો. સડક બની ગયેલી મનુ અને આભાને શું બની ગયું તેની ત્યારે જ ખબર પડી.

બીજે દિવસે નોઆખલી જવાની તૈયારી પૂરી કરવા માટે હું શહેરમાં ગયો હતો. ત્યાંથી હું આવ્યો અને પ્રાર્થનાસ્થાન તરફ જતી પથ્થરની કમાનો સુધી પહોંચ્યો ત્યાં તો સામેથી શ્રી. ચંદવાણી દોડતા આવ્યા. તે બોલી ઊઠ્યા, "ડાક્તરને ફોન કરો, બાપુ પર ગોળીબાર થયો છે." હું તો એ સાંભળીને સડક જ થઈ ગયો. યંત્રની પેઠે મેં ડાક્તરને બોલાવવા કોઈકને ફોન કરવા કહ્યું.

સૌ આભાં બની ગયાં હતાં. તેમની પાછળ આવનાર ડૉ. રાજ સભરવાલે તેમનું માથું ધીમેથી આભાના ખોળામાં મૂક્યું. તેમનો દેહ કંપતો હતો અને આંખો અરધી બીડાયેલી હતી. ખૂનીને બીરલા ભવનના એક રઘુ માળીએ પકડ્યો હતો. એમાં બીજાઓ પણ ભળ્યા અને થોડીક ખેંચતાણ પછી પેલા ખૂનીને તેમણે જેર કર્યો. મિત્રો શિથિલ અને નિશ્ચેષ્ટ બની ગયેલા શરીરને ઉપાડીને અંદર લઈ ગયા અને ગાંધીજી બેસતા અને કામ કરતા તે સાદડી પર તેમને સુવાડ્યા. પરંતુ બીજું કશુંયે થઈ શકે તે પહેલાં જ શરીરનું યંત્ર બંધ પડી ગયું. અંદર લાવ્યા પછી તેમને આપવામાં આવેલું ચમચા જેટલું મધ અને ગરમ પાણી ગળે ન ઊતર્યું. લગભગ તત્કાળ મરણ નીપજ્યું હતું.

અપાર શાન્તિ, ક્ષમા અને કરુણાથી ભરેલા તેમના નિશ્ચેષ્ટ બની ગયેલા મોં તરફ હું નજર કરી રહ્યો હતો ત્યારે અનેક સ્વપ્નાઓ અને આશાઓથી ભરેલા એક કૉલેજના વિદ્યાર્થી તરીકે એમના ચરણે આવીને બેઠો ત્યારથી અઠ્ઠાવીસ અઠ્ઠાવીસ વરસના તેમની સાથેના અતિનિકટના અખંડ સહવાસનું આખુંય ચિત્ર એક ઝબકારાની પેઠે મારાં મનઃચક્ષુ આગળથી પસાર થઈ ગયું. કેટકેટલા વ્યવસાયથી ભરેલાં એ વરસો હતાં!

જે કંઈ બનવા પામ્યું તેના મર્મ વિષે હું વિચાર કરવા લાગ્યો. પ્રથમ તો હું આભો જ બની ગયો, પણ ધીમે ધીમે એ કોયડો ઉકેલવા લાગ્યો. હમણાં જ એક દિવસ એક માણસે પણ પોતાના કર્તવ્યનું પૂરેપૂરું અને યોગ્ય પાલન કરવા વિષે તે બોલ્યા હતા ત્યારે એનો અર્થ ખરેખરો શો થાય એ વિષે હું વિમાસણમાં પડી ગયો હતો. એમના મરણે એ જવાબ પૂરો પાડ્યો છે. પહેલાં તે ઉપવાસ કરતા ત્યારે બીજાઓને નિરાંત રાખવાને અને પ્રાર્થના કરવાને કહેતા. "બાળકો વચ્ચે પિતા હોય ત્યારે તેમણે રમવું કૂદવું જોઈએ. મારા ગયા પછી તેઓ હું કરી રહ્યો છું તે બધું કરશે." એમ તે કહેતા. આજે જે જ્વાળાઓ દેશને ઘેરી વળવાનો ભય ઊભો થયો છે તેને બુઝાવવી હોય અને આપણે માટે જે સ્વતંત્રતા તેમણે મેળવી તેનાં ફળ તેઓ જેમને માટે ઝંખતા હતા તેઓ ભોગવવાના હોય તો તેમના મરણે ચીંધેલો માર્ગ અખત્યાર કરવો જોઈએ.

# બાપુ

શ્રી. ઘનશ્યામલાલ બીરલા

*

ગાંધીજીએ દિલ્હીમાં શ્રી. લક્ષ્મીનારાયણના મંદિરનું ઉદ્‌ઘાટન કર્યું ત્યારે લાખો માણસોની મેદની હતી. તલપૂર જગ્યા નહતી. ભારે મુશ્કેલીથી ગાંધીજીને ઉદ્‌ઘાટન કરવા મંદિરમાં પહોંચાડી શકાયા. ઝાડનાં ડાળાં પણ માણસોથી લદાઈ ગયાં હતાં. ટોળું દર્શન માટે આતુર હતું. ગાંધીજી કમરામાં આવ્યા ને કોલાહલ બંધ થઈ, હજારો કંઠમાંથી કેવળ એક જ સ્વર ગગનભેદીને ચાલ્યો ગયો: 'મહાત્મા ગાંધીકી જય.'

ઝાડનાં ડાળાં ઉપર હજારો માણસો ચડયા હતા. તેમની સુરક્ષિતતાનું પણ એમને ભાન નહતું. તેઓ તો 'ગાંધીજી કી જય'ના પોકારમાં મગ્ન હતા. ડાળ પર પચાસ-સો માણસો ખડકાયાં હતાં તેથી ડાળ કડડ કરતી નીચે પડવા માંડી, પણ લોકો તો જયનાદમાં મસ્ત હતા. ડાળી નીચે પડી. કોઈને વાગ્યું નહિ. ત્યારે મને થયું કે, આફ્રીકામાં ગોરાઓનું 'ગાંધીને મારી નાખો'ના પોકાર કરતું પાગલ ટોળું અને 'ગાંધી કી જય' પોકારતું આજનું ટોળું, એ બેમાં કેટલો ફેર છે!

થોડા વર્ષ ઉપર ભક્ત ગણાતા એક સજ્જને ગાંધીજીને લખ્યું: 'મેં રાત્રે સ્વપ્નમાં કૃષ્ણને જોયા. તેમણે મને કહ્યું કે ગાંધીને કહો કે હવે એનો અંત નજીક આવી ગયો છે એટલે બધાં કામ છોડીને ઇશ્વરભજનમાં લાગી જાય.'

ગાંધીજીએ એ મિત્રને જવાબમાં કહ્યું: 'ભાઈ, હું તો એક પળ પણ ઇશ્વર-ભજનને વીસરતો નથી. મારે માટે લોકસેવા જ ઇશ્વર-ભજન છે. વળી, અંત નજીક આવી જાય ત્યારે જ ઇશ્વરભજન કરવાનું હોય? જન્મથી જ આપણી ગરદન યમરાજના હાથમાં છે. તો ઇશ્વરભજન માટે ઘડપણ સુધી શું કામ થોભવું?'

ગાંધીજી જેલમાં હતા. હરિજનના પ્રશ્ન ઉપર તેઓ વિચારી રહ્યા હતા. એપ્રીલ મહિનાની ૨૯મી તારીખે આખી જેલમાં સૂમસામ હતું. કેદીઓ ઊંઘતા હતા, માત્ર પહેરાવાળા જાગતા હતા. અગીઆર વાગ્યા પછી થોડી જ વારમાં ગાંધીજીની આંખ ઉઘડી ગઈ. ઊંઘ ઉડી ગઈ. અંતરમાં મહાસાગર જેવું તોફાન ઉપડયું. બેચેની વધવા લાગી. હૃદયમાં સંગ્રામ શરૂ થયો. એટલામાં એક અવાજ સંભળાયો. લાગતું હતું કે જાણે અવાજ ઘણે દૂરથી આવતો હતો, છતાં નજીકમાં જ કોઇ બોલતું હોય એમ પ્રતીત થતું હતું. પણ એ અવાજ એવો હતો કે એની અવગણના કરવી એ અશક્ય હતું. અવાજે કહ્યું: 'ઉપવાસ કર'. ગાંધીજીએ સાંભળ્યું. એમને સંદેહ ન રહ્યો. એમને ખાતરી થઇ ગઈ કે એ ઇશ્વરી વાણી છે. તોફાન શાંત થયું. બેચેની દૂર થઈ. સ્વસ્થ થઈ કેટલા ઉપવાસ ને ક્યારે શરૂ કરવા એ સંબંધી નિવેદન લખી નાખ્યું ને સૂઈ જઈ ગાઢ નિદ્રામાં પડયા.

*

ગાંધીજી સાથેના બીજા નેતાઓના મતભેદની ચર્ચા કરતાં મેં કહ્યું: 'બાપુ, આને મતભેદ ન કહેવો જોઈએ. એક સાકરમાં વધારે ગળપણ હોય ને બીજામાં થોડું હોય, તો શું આપણે એમ કહીશું કે બન્ને સાકરોમાં મતભેદ છે? આપ શુદ્ધ ધર્મની વાત કરો છો ત્યારે બીજા નેતા આપદ્‌ધર્મની વાત કરે છે. આપના જેટલી જીવંત શ્રદ્ધા બધામાં જન્મે એવી આશા કેમ રાખી શકાય? યુધિષ્ઠિર જ્યારે સ્વર્ગમાં ગયા ત્યારે એમના સાથીઓ જેમ એક એક કરીને પડતાં ગયાં એવી જ

આપની સ્થિતિ છે. આપ આગળ વધો છો, ઉંચે ચડો છો તેમ તેમ આપના સાથીઓ પાછળ પડે છે. થાકના માર્યા પડતા જાય છે.'

પાસે બેઠેલા ડૉ. સુશીલા નાયરે કહ્યું: 'પણ યુધિષ્ઠિર સાથે કુતરો તો રહ્યો હતો. બાપુ, આ દષ્ટાંત પ્રમાણે સ્વર્ગમાં પહોંચાડનાર કુતરો કયો છે?'

ગાંધીજીએ કહ્યું: 'પણ પહેલું એ તો કહો કે અહિં યુધિષ્ઠિર કોણ છે?'

બધા ખડખડાટ હસી પડયા.

*

ગોળમેજી પરિષદ વખતે ગાંધીજી રાતના બબ્બે વાગ્યા સુધી કામ કરે ને સવારે ચાર વાગે ઉઠીને પ્રાર્થના કરે. ચાર કલાકથી ભાગ્યે જ વધારે ઉંઘ મળતી; એટલે પરિષદમાં વ્યાખ્યાનો ચાલતા હોય ત્યારે ખુરશી પર બેઠાબેઠા ગાંધીજીએ ઊંઘ લેવાનું શરૂ કર્યું. મેં ટોક્યાઃ 'બાપુ, મોટા મોટા લોક બેઠા હોય વ્યાખ્યાનો ચાલતાં હોય અને આપ ઉંઘતા માંડો એ સારૂં નથી લાગતું.'

'ત્યારે શું ઉજાગરો કરીને અહીં જ માંદા પડવું? મહત્વનું એક પણ વ્યાખ્યાન મેં ન સાંભળ્યું હોય એવું તમે કદી જોયું છે?' ગાંધીજી બોલ્યા.

અહીં વિવેકનો એમનો ગજ જુદો હતો. કોઇ મહત્વની વ્યક્તિ બોલવા ઉઠે કે ગાંધીજી ચટ આંખો ખોલી દેતા ને ભાષણ પુરૂં થાય કે પાછા ઉંઘી લેતા.

*

ગાંધી ઇરવિન કરાર સમયની વાત છે. લગભગ બધી બાબતો નક્કી થઈ ગઈ. વાઈસરોય અને ગાંધીજીએ સાથે મળીને એક એક શબ્દ વાંચી લીધો. વાંચતા વાંચતા બપોર થઈ ગયા. વાઇસરોય કહે કે 'હું જમી લઉં. આપ થાકી ગયા છો માટે મારા ખંડમાં સૂઈ જાવ. પછી ઉઠીને આગળ કામ કરશું.'



ગાંધીજી સૂઈ ગયા ને અઢી વાગ્યે ઉઠયા. તે પ્રસંગનો ઉલ્લેખ કરીને તેમણે કહ્યું છે કે, 'મને કંઈક બેચેની જેવું લાગ્યું. એ શારીરિક બેચેની નહતી. માનસીક બેચેની હતી. મને થયું કે હું કાંઈક ભૂલ કરૂં છું. મેં કરારનામાનો ખરડો લીધો ને જમીન સંબંધી કલમ વાંચતા વાંચતા કંઈક ખટક્યું. બસ મેં જાણી લીધું કે અહીં જ ભૂલ થતી હતી. વાઇસરોયને મેં કહ્યું કે આ ખરડો બરાબર નથી. હું એમાં સંમત થઇ શકીશ નહિ. મેં એ સ્વીકાર્યો છે એ ખરી વાત છે પણ મેં જોયું કે હું એમાં ભૂલ કરૂં છું એટલે મારી સંમતી પાછી ખેંચી લઉં છું.'

વાઇસરોય બીચારા સ્તબ્ધ થઈ ગયા.

*

ગાંધીજી લંડન જતા હતા. ત્યારે સ્ટીમર ઉપર એક ગોરો તેમને રોજ કંઇને કંઇ ગાળો સંભળાવી જતો. એક દિવસ તેણે વ્યંગપૂર્ણ કવિતા લખી અને ગાંધીજી પાસે આવી તે

# બાપુ

શ્રી. ઘનશ્યામલાલ બીરલા

*

ગાંધીજીએ દિલ્હીમાં શ્રી. લક્ષ્મીનારાયણના મંદિરનું ઉદ્દઘાટન કર્યું ત્યારે લાખો માણસોની મેદની હતી. તલપૂર જગ્યા નહતી. ભારે મુશ્કેલીથી ગાંધીજીને ઉદ્દઘાટન કરવા મંદિરમાં પહોંચાડી શકાયા. ઝાડનાં ડાળાં પણ માણસોથી લદાઈ ગયાં હતાં. રોણું દર્શન માટે આતુર હતું. ગાંધીજી છજામાં આવ્યા ને કોલાહલ બંધ થઈ, હજારો કંઠમાંથી કેવળ એક જ સ્વર ગગનભેદીને ચાલ્યો ગયો: 'મહાત્મા ગાંધીકી જય.'

ઝાડનાં ડાળાં ઉપર હજારો માણસો ચડ્યા હતા. તેમની સુરક્ષિતતાનું પણ એમને ભાન નહતું. તેઓ તો 'ગાંધીજી કી જય'ના પોકારમાં મગ્ન હતા. ડાળ પર પચાસેક માણસો ખડકાયાં હતાં તેથી ડાળ કડડ કરતી નીચે પડવા માંડી, પણ લોકો તો જયનાદમાં મસ્ત હતા. ડાળી નીચે પડી. કોઇને વાગ્યું નહિ. ત્યારે મને થયું કે, આફ્રીકામાં ગોરાઓનું 'ગાંધીને મારી નાખો'ના પોકાર કરતું પાગલ ટોળું અને 'ગાંધી કી જય' પોકારતું આજનું ટોળું, એ બેમાં કેટલો ફેર છે!

થોડા વર્ષ ઉપર ભક્ત ગણાતા એક સજ્જને ગાંધીજીને લખ્યું: 'મેં રાત્રે સ્વપ્નામાં કૃષ્ણને જોયા. તેમણે મને કહ્યું કે ગાંધીને કહો કે હવે એનો અંત નજીક આવી ગયો છે એટલે બધાં કામ છોડીને પ્રભુભજનમાં લાગી જાય.'

ગાંધીજીએ એ મિત્રને જવાબમાં કહ્યું: 'ભાઈ, હું તો એક પળ પણ ઇશ્વર-ભજનને વીસરતો નથી. મારે માટે લોકસેવા જ ઇશ્વર-ભજન છે. વળી, અંત નજીક આવી જાય ત્યારે જ ઇશ્વરભજન કરવાનું હોય? જન્મથી જ આપણી ગરદન યમરાજના હાથમાં છે. તો ઇશ્વરભજન માટે ઘડપણ સુધી શું કામ થોભવું?'

ગાંધીજી જેલમાં હતા. હરિજનના પ્રશ્ન ઉપર તેઓ વિચારી રહ્યા હતા. એપ્રીલ મહિનાની ૨૯મી તારીખે આખી જેલમાં સુમસામ હતું. કેદીઓ ઉંઘતા હતા, માત્ર પહેરાવાળા જાગતા હતા. અગીઆર વાગ્યા પછી થોડી જ વારમાં ગાંધીજીની આંખ ઉઘડી ગઈ. ઉંઘ ઉડી ગઈ. અંતરમાં મહાસાગર જેવું તોફાન ઉપડ્યું. બેચેની વધવા લાગી. હૃદયમાં સંગ્રામ શરૂ થયો. એટલામાં એક અવાજ સંભળાયો. લાગતું હતું કે જાણે અવાજ ઘણે દૂરથી આવતો હતો, છતાં નજીકમાં જ કોઈ બોલતું હોય એમ પ્રતીત થતું હતું. પણ એ અવાજ એવો હતો કે એની અવગણના કરવી એ અશક્ય હતું. અવાજે કહ્યું: 'ઉપવાસ કર'. ગાંધીજીએ સાંભળ્યું. એમને સંદેહ ન રહ્યો. એમને ખાતરી થઈ ગઈ કે એ ઇશ્વરી વાણી છે. તોફાન શાંત થયું. બેચેની દૂર થઈ. સ્વસ્થ થઈ કેટલા ઉપવાસ ને ક્યારે શરૂ કરવા એ સંબંધી નિવેદન લખી નાખ્યું ને સૂઈ જઈ ગાઢ નિદ્રામાં પડ્યા.

*

ગાંધીજી સાથેના બીજા નેતાઓના મતભેદની ચર્ચા કરતાં મેં કહ્યું: 'બાપુ, આને મતભેદ ન કહેવો જોઈએ. એક સાકરમાં વધારે ગળપણ હોય ને બીજામાં થોડું હોય, તો શું આપણે એમ કહીશું કે બન્ને સાકરોમાં મતભેદ છે! આપ શુદ્ધ ધર્મની વાત કરો છો ત્યારે બીજા નેતા આપદ્ધર્મની વાત કરે છે. આપના જેટલી જીવંત શ્રદ્ધા બધામાં જન્મે એવી આશા કેમ રાખી શકાય? યુધિષ્ઠિર જ્યારે સ્વર્ગમાં ગયા ત્યારે એમના સાથીઓ જેમ એક એક કરીને પડતાં ગયા એવી જ

# ગાંધીજી બોલી શકે તો

સૌ. અરૂણા અસફઅલી

*

મારી વાત પૂરી કરતાં મને અડધી રાત વીતી ગઈ વચ્ચે એકાદ બે વાર તેમણે મને રોકી. અને આ કે પેલા મુદ્દા ઉપર વધુ સ્પષ્ટ થવાનું તેમણે જણાવ્યું. ખુલ્લા બળવાની મેં જે વાત કરી તે ઉપર તેમણે આશ્ચર્ય વ્યક્ત કર્યું, શંકા પણ વ્યક્ત કરી. તેમની દૃષ્ટિએ જે કાંઈ થયું હતું તે લોકોની હિંમત બતાવવા માટે પૂરતું હતું, કેટલુંક જરા વધારે પડતું હતું, જ્યારે થોડું તેમના અહિંસાના સિદ્ધાંતની વિરૂદ્ધ જાય તેમ હતું. બ્રિટીશ લોકોએ ખૂબ સખતાઈથી લોકોને દબાવવા પ્રયાસ કર્યો હતો તેના પ્રત્યાઘાત રૂપે લોકોએ આ બધું કર્યું હતું એ હકીકત સાથે ગાંધીજી સંમત નહોતા. કોઈકે તેમને કહેલું કે 'બ્રીટીશરો લોકોની ચળવળથી ખુબ ત્રાસી ગયા છે.' એટલે તેમના મત અનુસાર ગેરીલા યુદ્ધની પદ્ધતિ અહિંસાનો સિદ્ધાંત બાજુએ મુકીએ તો પણ ભય જગાડવાની હતી. તેથી ઉંધુ ખુલ્લા બળવાની વાત તેમના મત પ્રમાણે ધિક્કારના સિદ્ધાંત ઉપર રચાયેલી હતી. અહિંસાનો માર્ગ શરણે થઈ જવાની નીતિ લોકોમાં વધુ ઉત્સાહ પ્રેરે છે.' અમારી ગંભીર વાતચીતમાં ગાંધીજીની આ દલીલ વારંવાર આવ્યા કરતી. સાધનના મુખ્ય મુદ્દા સાથે સંબંધ નહિ ધરાવતી એકે વાતમાં ગાંધીજી કોઈ કાર્ય નહોતા જોતા. હિંસાની સામે હિંસાથી ઝઝુમવાની પદ્ધતિ ગાંધીજીને કદી પસંદ નહોતી અને હિંસાની સામે પણ અહિંસાથી લડવાની નીતિ તેમણે મૃત્યુ સુધી જાળવી રાખી છે એ આપણે જોયું. અમારા શોક અને ક્રોધની આ ક્ષણે ગાંધીજીથી તદ્દન જુદી જ વિચારસરણી ધરાવતા એવાં અમે હિંસાથી માણસ કેવો આંધળો બની જાય છે તે જોઈ નવાઈ પામીએ છીએ. હિંદનો અંતરઆત્મા પાશવીવૃત્તિ ધારણ કરી રહ્યો છે, એવી પ્રતીતિ ઉહ્લા કેટલાક સમયથી થતી હતી. એ પાશવીવૃત્તિનો જ્વાળામુખી ફાટતો જોઈ ગાંધીજી શાંત બેસી રહે એ તો અશક્ય હતું. અને ભાઈભાઈની કતલ અટકાવવા એ અસમર્થ નીવડયા એ માટે તેમને શોક હતો.

"પણ તેમના અંતિમ વિચારો શા હતા ?

રાષ્ટ્રપિતાના ખુનનો ગુન્હો જોઈ તેઓને પણ આઘાત થયો હશે ! જેમની તેમણે જીવનભર સેવા કરી, મૃત્યુ સુધી પોતાનાં ગણ્યા તેજ કોમના એક માણસને હાથે તેમનું ખુન થાય એ વિચિત્ર નથી ! કવિ કલ્પીત ન્યાય તે આનું નામ !

ગાંધીજી આજે જીવંત નથી. જે રાષ્ટ્ર ગાઢ નિદ્રામાં સુપ્ત હતું તે રાષ્ટ્રને તેમણે જાગૃત કર્યું અને જાગૃત કરનારનું જ ખૂન કરવામાં આવ્યું છે. સૈકાઓ સુધી ગુલામ રહેલી પ્રજા આ કૃત્યો માટે જવાબદાર છે. આ ગુનો જ્યાં સુધી માનવજાત અસ્તિત્વમાં રહેશે અને માનવીની વાત એક પેઢીમાંથી બીજી પેઢીમાં ઉતરી આવશે ત્યાંસુધી આ ગુન્હો આપણી પાછળ ભમ્યા કરશે.

અને ધારો કે ગાંધીજી આજે બોલી શકતા હોત તો તેઓએ ફરીથી આપણે એ જ વાત સંભળાવી હોત કે, "મારૂં હૃદય તો આનંદથી નાચે છે. હું મૃત્યુ પામ્યો છું, પણ મારા સ્વપ્નનું હિંદ નવું જીવન પામશે. તમે આગળ ધપો. આ દેશમાં કોઈ માણસ ભયમાં રહેતો જોઈએ નહિ. નિર્બળતા નાશ પામશે અને લોકોના હૃદયમાં હિંમતનું સામ્રાજ્ય જામશે."

પરંતુ રાષ્ટ્રપિતાના આ ખૂનની શરમ તો

અસલી જ છે. આપણે કરેલું પાપ એટલું મહાન છે કે આપણા મનને કોઈપણ સાંત્વન શાંત પાડી શકવાનું નથી. ગાંધીજીને પાછા આપણે જીવીત કરી શકીએ એમ નથી. ભાવિ પ્રજા આપણને માફી બક્ષે એટલું જ આપણે ઇચ્છીએ. ગાંધીજી કદી બદલા માટે માગણી નહિ કરે. તેઓ તો આપણને કાર્યથી વિશુદ્ધ થવાનું, સત્ય માટે સતત શોધમાં રહેવાનું અને આસુરી તત્ત્વો સામે ઝુઝવાનું જણાવશે.

આપણા દેશનો લખો ઈતિહાસ વિખ્યાત રાજાઓ, રાજદ્વારી પુરૂષો અને સંતોથી ઉજ્જ્વળ છે. પરંતુ સામાન્ય માનવીને ગાંધીજીએ જેટલો ઉંચો ચઢાવ્યો છે અને વિશુદ્ધ બનાવ્યો છે તેમ છતાં ગરીબાઈને તેમણે કદી એક સદ્ગુણ નથી લેખી, તેમણે તો ફક્ત એટલું જ કહ્યું છે કે "દુન્યવી સુખસગવડતા વધતાં માણસના નૈતિક જીવનમાં પણ વધારો થાય છે એમ કદાપી કહી શકાય એમ નથી." શોકની આ પળે આપણે નિર્ણય કરીએ કે જેઓ નબળા છે અને સ્વાર્થીઓના હાથે સહન કરે છે તેમને આપણા મિત્રો બનાવીશું, તેમને માટે જીવીશું અને કાર્ય કરીશું તો કદાચ આપણને શાંતિ મળશે.

પણ ગાંધીજી શું ખરેખર મરણ પામ્યા છે? આપણું આખું વ્યક્તિત્વ તેમણે જ ઉભું કર્યું છે. આ જ દિવસ સુધી મારા જેવા અનેકને માટે અમરતા એક અર્થહીન અને અનુભવાતીત વસ્તુ હતી. ગાંધીજી ભૌતિક દૃષ્ટિએ આપણાથી છુટા પડતાં તેમની હાજરી આપણે પળે પળે અનુભવીએ છીએ. આપણે તેમનાથી ટેવાઈ ગયેલા હતા અને તેમની વાતો અવગણતા. તેમને માટે આપણામાં કંટાળાની વૃત્તિ પણ આવી હતી. તેઓ આપણને પ્રેમથી અને ગુસ્સામાં ઠપકો આપતા, પણ આપણે તેમની વાત એક કાને સાંભળી બીજા કાને કાઢી નાખતા. પુર્વગ્રહોથી બંધાયેલા આપણા હૃદય ઉપર તેમની ધીરજપુર્વક રજુ થયેલી દલીલો જરાય અસર કરી શકતી નહોતી. તેઓ આપણને આધ્યાત્મિકતાની ઊંચાઇએ લઈ જતા, પણ હવે તેઓ આપણી વચ્ચેથી દૂર થતાં તેમના વગર જીવવું કેટલું અશક્ય છે તે આપણને આજે સમજાય છે. માનવજાતને એક આદર્શ માનવીની જરૂર છે, એક જીવતા જાગતા શાસ્ત્રના પુસ્તની જરૂર છે, લોકોને શાંત પાડવા એક અસરની જરૂર છે—આ બધું આજે આપણને સમજાય છે.

અને ગાંધીજી આપણને પાછા મળે છે. આપણી આંસુ સારતી આંખે આપણે તેમને જોઈ શકીએ છીએ. તેમના શાંત સાંત્વન આપતા શબ્દો આપણે સાંભળીએ છીએ. તેઓ આપણને કહેતા સંભળાય છેઃ "હું તો મારા દુશ્મનોને પણ ચાહતો, તો પછી તમને હું ના સમજી શકું એ તો કેમ બને?" તેમના શબ્દો આ રીતે સાંભળવા કે તેમને વાતો કરતા કલ્પવા એ ઘણાને ઊર્મિનું માંદલાપણું લાગશે, ધૃષ્ટતા પણ લાગશે. માનવીની પાશવવૃત્તિએ તેમનું મૃત્યુ આણ્યું- આ પાશવવૃત્તિને વ્યાપક બનતાં અટકાવવી જોઈએ.

બે હજાર વર્ષ પૂર્વે લોકોએ જે ગુન્હો કર્યો હતો તે ગુન્હાનું આપણે ફરીથી પુનરાવર્તન કર્યું. તે માટે દુનિયાની દૃષ્ટિએ આપણે તિરસ્કાર પાત્ર બન્યા છીએ. એક એક રાષ્ટ્રનો ન્યાય તોળાઈ ચુક્યો છે અને તેને સજા પણ મળી ચૂકી છે. હવે તો તે સ્વાતંત્ર્ય, મતાંતર-ક્ષમા અને સામાજીક ન્યાયનાં મૂલ્યાંકનોનું ખૂન થતું અટકાવશે તો જ તેને મૃત્યુની સજામાંથી મુક્તિ મળશે. હિંદે આ બેમાંથી એક માર્ગની પસંદગી કરવાની છે.

રાષ્ટ્રીય આત્મઘાતનું પહેલું પગથિયું આપણે લીધું છે. આપણે આટલેથી અટકી પાછા જઈ શકીએ એમ છીએ; પણ આપણે એ જોવાનું છે કે તેમાં અતિ મોડું ન થઈ જાય.

## ભારતની નુતન સંસ્કૃતિના પ્રણેતા



# બાપુ

શ્રી કનૈયાલાલ મુનશી

*

હું ગાંધીજી વિશે બોલતો હોઉં એવું મને લાગતું નથી. મેં જ્યારે તેમને અંતિમ ઘડીએ જોયા ત્યારે મને થયેલા આઘાત પછી મારૂં મન એ આઘાતથી બચવાને એક પ્રકારનું બખ્તર સજવાની પેરવી કરી રહ્યું છે. તેમનું જવું હજીયે અસત્ય ભાસે છે. હું જાણું છું કે તેઓ મૃત્યુ પામ્યા છે, પણ હું અનુભવી શકતો નથી કે તેઓ અસ્તિત્વ ધરાવતા નથી. મારા અંતરાત્મામાં ચાલુ એવી ભાવના રહી ગઈ છે કે જો હું બિરલાભુવનમાંના મારા ઓરડામાંથી અગાસી પસાર કરીને બાપુના ઓરડામાં પ્રવેશ કરૂં તો, ગુરૂવારે સાંજે હું જ્યારે તેમના ઓરડામાં ગયો હતો ત્યારે તેમનું જે સ્નેહભર્યું સ્મિત મને મળ્યું હતું તે જ સ્મિત મને મળ્યા કરશે; ક્યારેક તેમણે મને મારા અહિંસા અને સત્યના વિચારો રજુ કરવાનો અધિકાર આપેલ હતો, કારણ કે, હું તેમના જીવનને યોગસૂત્ર અને ભગવદ્‌ગીતાની જીવંત નોંધ રૂપે સમજતો હતો. ૧૯૪૫ માં તેમની સાથે ચાલેલી મારી ચર્ચાને આ સમયે આગળ ચલાવવાનો મેં લાભ ઉઠાવ્યો હતો: “બાપુ, હું આપને મારાં નમ્ર અભિનંદનો આપીને શરૂઆત કરીશ.” મેં કહેલું. “આ અભિનંદનો શા માટે ?” તેમણે પુછેલું.

ત્યારબાદ યોગસૂત્ર અને ટોલસ્ટોયને અનુલક્ષીને થયેલી અમારી અહિંસા ઉપરની ચર્ચા તરફ તેમનું મેં ધ્યાન ખેંચેલું. મેં તેમને ૧૯૪૫ માં જે કહેલું તે યાદ દેવડાવતાં મેં કહેલું કે ‘૧૯૪૨ ની લડત અહિંસાના ધર્મસૂત્રોની કસોટીમાં આવી શકી ન હતી, કારણ કે તેણે દુશ્મનના દીલમાં પ્રેમને બદલે ગુસ્સો ઉપજાવેલો હતો. પાતંજલીએ કહ્યું છે કે જ્યારે એકને અહિંસાનાં દર્શન થાય છે ત્યારે બીજાઓ તેની પાસે પ્રેમપૂર્વક આવે છે.

‘આ વખતે એ કસોટી પાર ઉતરી હતી. ‘જ્યારે તમે ઉપવાસ પર ઉતર્યા, ત્યારે જે મુસલમાનોએ તમને આ બધા વર્ષો સુધી ધિક્કાર્યા હતા તેઓ તમારી પાસે પ્રેમપૂર્વક આવ્યા. જે હિંદુઓ તમને ચાહતા હતા તેઓ આત્મસંયમ શીખ્યા.’

બીજે દિવસે તેમને મળવાની આશાએ હું સાંજે સાત વાગે ત્યાંથી નીકળ્યો. પરંતુ બીજે દીવસે સાંજે ૫–૨૫ વાગે હું રાજસ્થાન પ્રધાનમંડળની કચેરીમાં હતો ત્યારે બિરલાની મોટરો હાંકનારાઓમાંના એકે સમાચાર આપ્યા કે ગાંધીજી ઉપર કોઇએ ગોળીબાર કર્યો. હું તે માની શકયો નહિ. શાંતિના ફીરસ્તાને કોણ મારે ?

હું ટેલીફોન તરફ દોડયો. સમાચારને પૂર્તિ મળી; વજ્રઘાતના તંમર આવેલા હોય એમ હું મારી ગાડીમાં ખડકાયો અને બિરલા

ભુવન તરફ ઝડપથી રવાના થયો. મારું મગજ બહેર મારી ગયેલું હતું.

હું અંદર તેમના ઓરડાની અંદર દોડી ગયો. તેઓ તેમના હંમેશના બીછાના ઉપર પોઢેલા હતા. તેમના નિશ્ચિત વદન પર મૃત્યુની સ્થિરતા હતી. મનુ અને આભા અને અન્ય બાળાઓ તેમના મસ્તક આગળ હતી. સરદાર બેઠેલા હતા. ભારે હૈયે પરંતુ પોલાદી મક્કમતાથી ડુસકાં રવતા પંડિતજી ઉપર ધૈર્ય આપતો હાથ ફેરવતા કર્નલ ભાર્ગવ તરફ મેં જોયું. તેમણે મૂક જવાબ આપતાં માથું હલાવ્યું. નીર્દય પક્કડ લેતું મૃત્યુ ત્યાં ગાંધીજી સાથે હતું. સખ્ત અને મારું ક્રૂર હદય હાથ ન રહ્યું. ગાંધીજી ચાલી નીકળ્યા હતા: હું અનાથ બન્યો હતો. મારા દુઃખિત હૈયામાંથી ડુસકાં નીકળવા લાગ્યાં.

જેવા અમે ગીતાજીના શ્લોકો બોલવા લાગ્યા કે તરત જ એક દૃશ્ય મારી સામે ખડું થયું. શ્રીકૃષ્ણ એક છૂટેલા તીરથી વીંધાયા હતા. સોક્રેટીસ ઝેરથી મર્યા. ઇસુ ખ્રિસ્ત ખીલે જડાયા. ગાંધીજી બંદૂકની ગોળાથી મરાયા.

આ ચારેય મહાવિભૂતિઓ અકુદરતી મૃત્યુને ભેટયા. પરંતુ કદાચ તેમના વિશ્વ વિખ્યાત જીવનના શિખરે પહોંચવાની એ પળ હશે. આમાંના સોક્રેટીસ અને ઇસુ ખ્રિસ્તને તો આવેશમાં આવેલ સમાજે ગુન્હેગાર ગણીને માર્યા હતા. શ્રીકૃષ્ણ એક અજ્ઞાત પારાધીને હાથે મરાયા. ગાંધીજી શાંતિના દુશ્મનને હાથે અને તેથી જગતપરના માનવીના ભાવિના દુશ્મનને હાથે મરાયા.

તેમણે હિંદને એક રાષ્ટ્ર બનાવ્યું. રાષ્ટ્રીય લીપી આપી, તેના માટે એક શાસન સંસ્થા બાંધી. તેમણે રાષ્ટ્રની આઝાદીની લડતનું નેતૃત્વ લીધું. તેમણે તેની સ્વતંત્રતાના જન્મ સમયનું અધ્યક્ષપદ ભોગવ્યું. તેઓ મૃત્યુ પામ્યા ત્યારે તેમણે તેની બીનઅવરોધી અંજલિ મેળવી. તેઓ મર્યા ત્યારે તેઓ એક શહેનશાહને છાજે એવો માનમરતબો પામ્યા. તેમના શબ્દનું હિંદની મહાન સરકાર ઉપર વર્ચસ્વ હતું. અને તેઓએ એક ખરા લોકશાહી માનસ ધરાવનારાની જેમ આ બધું પ્રાપ્ત કર્યું. દુશ્મનના માથાનો વાળ વાંકો કર્યો વિના વાણી અને લેખનથી આ પ્રસિદ્ધિ તેમણે મેળવી.

પરંતુ તેમણે રાજદ્વારી તારણહારોની હરોળમાં મોખરે મુકે એવી આ રાજદ્વારી સિદ્ધિ—જ્યારે આપણે તેમના નૈતિક વીજયો સાથે સરખાવીએ છીએ ત્યારે—કોઇ વિસાતમાં રહેતી નથી. તેમણે ગુલામીમાંથી મનુષ્યો સર્જ્યાં. તેમણે હિંદના નરનારીઓને સ્વાતંત્ર્ય અપાવ્યું. તેમણે સમાજમાંથી અસ્પૃશ્યતા ટાળી આપણા સમાજને જુની ઘરેડમાંથી બહાર કાઢયો. હિંદના માનસ ઉપર સત્તા જમાવી બેઠેલી અન્ય દુનિયાની ભ્રમણા ખંખેરી નાખી.

પરદેશી સત્તાના પ્રભાવે છેલ્લા નંવસો વર્ષો થયાં આપણાં અંતરમાં ઉંડે ઉતરેલી 'લઘુતા'ની ભાવનાનો ઓપ તેમણે આપણા ઉપરથી ઉતાર્યો. હિંદી પ્રજાજનોને તેમની સંસ્કૃતિના ગૌરવ અને તાકાતમાં વિશ્વાસ અપાવ્યો. આ બધું હિંદી પ્રજાએ ગુમાવ્યું હતું અને વધુમાં તેઓએ પોતાનો આત્મા ગુમાવ્યો હતો. તેમણે હિંદની સંસ્કૃતિ એકઠી કરી અને તેને જગત ઉપર વિજય મેળવવાને ફરીવાર પ્રવૃત્ત કરી. તેઓ એક નૂતન જીવનના પ્રણેતા હતા. એથીએ વધારે તેમણે આર્ય સંસ્કૃતિ જીવનમાં ઉતારવાનો અને વાસ્તવિક રીતે તે રજૂ કરવાનો પ્રયાસ કર્યો.

આસક્તિ, ભય અને ક્રોધથી પર થવા માટે તેમણે જીવનભર પ્રયાસ કર્યો હતો. નૈતિક કાનૂન એ સજીવ બળ છે, એના તેઓ પ્રતિક સમા હતા. અહિંસામાં તે માનવાવાળા હતા

# બાપુનાં



# છેલ્લાં દર્શન

લેખિકા
**શ્રીમતી કૃષ્ણા હઠીસીંગ**

એ. ૨૯ મી જાન્યુઆરીનો દિવસ હતો. ઉત્તર હિંદમાં શીયાળામાં પડતી ઠંડી તે જ વખતે પડતી હતી. અને તે જ વખતે અમે બાપુને મળવા બીરલાભવનં ગયા. કોક જ વખત–ભાગ્યે જ મળતો એવો પ્રસંગ અમને સાંપડ્યો. બાપુ એકલા હતા, બગીચામાં માથે આસામી હેટ પહેરી બેઠા બેઠા પોતાનું બપોરનું ખાણું લઈ રહ્યા હતા. જ્યારે અમે ચાર સ્ત્રીઓ એમની પાસે ગઈ ત્યારે એમણે સસ્મિત આવકારતાં કહ્યું: 'મને રાણીઓ મળવા આવી લાગે છે! આવો મન ફાવે ત્યાં બેસો!'

અમે એમની આસપાસ બેસી ગયાં અને એમણે અમને દરેકને કુટુંબની સ્થિતિ વિષે પ્રશ્નો પૂછ્યા. આખું યે વાતાવરણ શાંત અને નીરવ હતું, ફક્ત એ શાંતિને ભેદતો હતો બાપુનો ધીમો અવાજ. બાપુ ખુશમીજાજમાં હતા અને એમની આ સ્થિતિમાં મળવાથી અમને પણ આનંદ થયો. અમે બધાયે એમની સાથે ખુશીથી વાતો કરી. એક જણે માથે ઘાસની હેટ નીરખી પુછ્યું: 'એ બર્મીઝ હેટ છે?'

'ના, આ તો હું મારા નોઆખલી પ્રવાસ દરમ્યાન વાપરતો'તો તે હેટ છે. સુંદર બર્મીઝ હેટ તો હજી આવવાની છે. એમાં હું બહુ સરસ લાગીશ, નહિ? મને ખાત્રી જ છે.'

અમે હસ્યાં અને કહ્યું: 'હા, સરસ જ લાગશે.'

---

(સામે પાનેથી ચાલુ)

અને દુશ્મનો તેમની સામે સ્નેહથી આવતા હતા. તેઓ જાતીય બંધનોથી વિમુક્ત હતા અને અમરત્વને પામ્યા. તેમણે દ્રવ્યની ઉપાસના કરી નથી, છતાં કોઈ પણ મહાન કાર્ય દ્રવ્ય આપોઆપ તેમની સમક્ષ આવતું. મોહને એમણે તજ્યો હતો અને જીવનનો અર્થ સમજ્યા હતા. ઇશ્વરમાં એકરાગ થઈને તેઓ રહેતા અને ઈશ્વર તેમનામાં રહેતો.

પ્રભુના પયગંબર તરીકે તેઓ આવ્યા અને જીવ્યા; અને એ જ રીતે મૃત્યુ પામ્યા. એમનું જીવન–જીવનની પ્રત્યેક ક્ષણ પ્રભુની પ્રાર્થનામય હતી. એમનું મૃત્યુ ફરજનું પાલન થતાં ઈશ્વરના સંકેતાનુસાર શિઘ્ર વીદાયરૂપ હતું અને એમનું અવસાન એક ઝળહળતું અવસાન હતું; કેમ કે સારૂં યે રાષ્ટ્ર ગમગીન બન્યું હતું, અને ભાવિ એમને અંજલીઓના અર્ધ્ય આપવા ઉભું હતું.

સમ્રાટ, પયગંબર અને યોગી–અંગત રીતે મારે માટે પિતા અને માર્ગદર્શક–મને અને બીજા હજારો અનુભવી રહ્યા છે તેમને–જીવન તમારા વિણ શૂન્ય ભાસે છે.

ત્યાર પછી એમણે ઘડીયાળ કાઢી અને કહ્યું: 'હવે તમારે જવું જોઈએ. મેં તમને જોઈએ તે કરતાં વધુ સમય આપ્યો. બહાર માણસો મારી રાહ જોતાં હશે. મારે એમને મળવું છે.'

મેં પૂછ્યું: 'અમે તમને એકલા ક્યારે મળી શકીશું?' બધાં હોય છે ત્યારે અમને આવવાનું ગમતું નથી.'

એમણે કહ્યું: 'તમે મને હરવખત એકલા નહિ મળી શકો.' બીજી વખત તમે મને લોકો સાથે જોશો. જાઓ.'

અમે એમની વીદાય લીધી. ભાગ્યે જ ખબર હતી કે એ અંતિમ વિદાય હતી અને બીજી વખત અમારે એમને ટોળામાં જ જોવા પડશે. અમને ખાત્રી હતી કે એ અમને મળશે કારણ કે તે વખતે તેઓ આનંદિત હતા.

*

૩૦ મી જાન્યુઆરી આવી. ભાવિ વિષે સહેજ પણ આશંકા રાખ્યા વગર તે દિવસે અમે દૈનિક કાર્યક્રમમાં રોકાયાં. શ્રી. જવાહર અમૃતસરથી બપોરે બે વાગે આવ્યા અને અમે ત્રણ વાગે ભોજન કર્યું. ત્યાર પછી તેઓ સીધા જ ઓફીસમાં ગયા. ૪-૩૦ વાગે હું અને પદ્મજા નાયડુ કેટલાક મિત્રોને મળવા દિલ્હી ગયાં અને ૭ વાગ્યા સુધી રોકાયાં. ૬-૧૫ વાગે બારણું ખુલ્યું અને એક અંગ્રેજ સ્ત્રી ધ્રુજતી કંપતી આવી.

'શું છે?' અમે પૂછ્યું.

તેણે કંપતા અવાજે કહ્યું: 'રેડીયોએ જાહેર કર્યું છે કે ગાંધીજીનું ખૂન થયું.'

'ના. ના. એ હોઈ શકે જ નહીં' મેં ધ્રુજતા અવાજે કહ્યું.

'ના. બને એ સાચું જ છે, મને ભય છે' એણે કહ્યું.

અમે એકાએક બહાર દોડી નીકળ્યા અને મિત્રોની અંતિમ વિદાય લીધા વિના અમે

હણો ના પાપીને, દ્વિગુણ બનશે પાપ જગનાં,
લડો પાપો સામે અડગ દિલના ગૂઢ બળથી.
પ્રભુ સાક્ષી ધરી હૃદય ભરને, શાંત મનડે,
પ્રતિ દ્વેષી કેરૂં હિત મહીં મળે પાપ મરશે,
પ્રભો, તેં બી વાવ્યાં જગ-પ્રણયનાં ભૂમિ ઉદરે,
ફળ્યાં-આજે વૃક્ષો મરણ પથ શું પાપ મળતું!

—સુંદરમ્

એકદમ મોટરમાં બેસી ગયાં. અમે ગાડાની માફક ૧૭ યોર્ક રોડ પર ગયાં, પણ તે સુનું થયું હતું. જવાહરના મંત્રી શ્રી. મથાઈ અમારી રાહ જોતા હતા. એ એકદમ મોટરમાં કુદી પડયાં અને ડ્રાઈવરને બીરલાહાઉસ મોટર લઈ જવાનું સુચવ્યું.

'બાપુને કેમ છે?' મેં પુછ્યું.

'તેઓ પ્રાણ પામ્યા છે.'

એ જ વખતે મારૂં હૈયું તુટી ગયું પણ આ ભયંકર સમાચાર માનવા હું તૈયાર ન હતી.

બીરલાભવન અમે ગયાં, ત્યાં લોકોનાં ટોળાં એકઠાં થઈ ગયાં હતાં. અમે એ ટોળાંને પસાર કરી મહામહેનતે અંદર ગયાં. ત્યાંની ગંભીરતાએ અમને અસર કરી. રસ્તો સ્ત્રીઓ અને પુરૂષોથી ઉભરાઈ ગયો હતો. અમને બાપુના ઓરડામાં લઈ જવામાં આવ્યાં. અમે ધીમે પગલે ત્યાં ગયા. બાપુ પોતાની ચટાઈ પર પોતાના શિષ્યોથી વિંટળાઈને સૂતા હતા—જાણે તેઓ સૂતા જ હોય તેમ લાગતું હતું. એમનું શરીર હજી ગરમ હતું. તેમના મુખ પર જીવનનું તેજ ચમકતું હતું. જો કે જીવન તો ચાલ્યું ગયું હતું, શાંતિ અને ક્ષમાનો આદેશ એ આપતા હોય, સાથે સાથે દેશને શ્રદ્ધા અને દૃઢનિશ્ચયનો આદેશ દેતા હોય, મહાન પ્રયત્ન, ભવ્ય જીવન તરફ એ દોરી જતા હોય એમ લાગતું હતું.

*

પૂ. બાપુજીએ સ્ત્રીવર્ગની ભારેમાં ભારે સેવા કરી છે. તે દબાયેલા વર્ગને ઉપર લાવવામાં તેમણે ભારે જહેમત ઉઠાવી છે. તેમનું મન અને હૃદય એટલાં વિશાળ હતાં કે તેમાં ગરીબ, અભણ; નિરક્ષર, પતિત, બુદ્ધિમાન, વિદ્વાન, ધનિક બધી બહેનોનો સમાવેશ થતો હતો. બધાં બહેનો તેમને પોતાના આત્મિય ગણે છે. પૂ. બાપુજીએ ચાર દીવાલોમાં રહેતી સંખ્યાબંધ બહેનોને નવચેતન આપી બહાર અનેકવિધ પ્રવૃત્તિઓમાં કામ કરતી કરેલ છે. તેમણે ત્યાગમૂર્તિ કહીને સ્ત્રીનું સાચું સ્વરૂપ જગતને બતાવી આપ્યું છે. સ્ત્રી અને પુરુષ સમાન છે તેનો પ્રયોગ કરીને દુનિયાને બતાવેલ છે.

તેઓ દરેકના હૃદયને પૂર્ણ વાત્સલ્યથી નિહાળતા હતા. તે વાત્સલ્યતાથી અનેકને તેમણે પ્રેમપાશથી બાંધ્યા હતા. પુરુષ જેટલું જ કામ સ્ત્રી, કરી શકે છે તેની તાલીમ પણ તેમણે દાંડીકુચ વખતે આશ્રમની બહેનોને આપી હતી.

બહેનોને તે હરહંમેશ કહેતા કે 'બહેનો આરંભે બહુ જ શુરી હોય છે. કામ લીધા પછી છેવટ સુધી વળગી રહેવાની તેમનામાં મુદ્દલે ટેવ હોતી નથી, આ કારણને લીધે જવાબદારીનું કામ પુરુષો તેમને સોંપતા નથી.' બીજું સ્ત્રીઓ પુરુષ જેટલું કામ કરી શકે છે તે પુરુષોથી સહન પણ થતું નથી. ગાંધીયુગમાં સ્ત્રીની કિંમત થઈ. સ્ત્રી બહાર આવી. નહીં તો પુરુષોએ સ્ત્રીઓને પાછળ ધકેલવામાં બાકી રાખી નહોતી. અત્યારે પણ જે સ્ત્રીઓ બહારના કામ કરી શકે એમ છે, જેને વખત છે, તેઓને શિક્ષણ રૂપે, નવા ઘડતરમાં ઉપયોગી થાય તે રીતે પણ, સત્તાશાળી પુરુષ સ્ત્રીને કામ સોંપતો નથી: પાછળ ધકેલી કાઢે છે. બાપુજી જેટલી સ્ત્રી સન્માનની દૃષ્ટિ આજે પણ વિરલ જ જણાય છે. આજે તો વખત એ આવી રહ્યો છે, કે સ્ત્રી પોતાના બળે જ કોઈ પણ કામ કરી શકશે.

## ત્યાગમૂર્તિને દોરનાર



# બાપુ

લેખિકા:

**શ્રી. ગંગાબહેન ઝવેરી**

*

પૂ. બાપુજી બહેનોને પ્રેમપાશથી બાંધતા હતા તેટલી જ તેમણે જેના ઉપર આશા રાખી હોય તેમને સખત ચીમકીઓ પણ ભણતા. આશ્રમમાં જૈન બહેનો બટાટા ખાતાં નહોતાં, એમાં અમે ત્રણ બહેનો હતાં. સંયુક્ત રસોડું થયું ત્યારે પૂ. બાપુજીએ બધાંને ત્યાં આવવાનું આમંત્રણ આપ્યું. દરેકની દરેક હાજત ત્યાં સચવાશે એમ તેમણે બધાંને કહ્યું અને 'દરેકને અર્ધો કલાક રસોડાના કામમાં આપવો પડશે એટલી શરત કરી. બધી બહેનો સમજાવટને અંતે કબુલ થઈ-અને અમે પણ કબુલ થયાં.

આશ્રમના સંયુક્ત રસોડે બાફેલું મીઠાવાળું ખાવાનું બધાંને મળતું. શાકમાં કાચાં શાકો મોટા પ્રમાણમાં વપરાતાં, જ્યારે શાકમાં કંદ રંધાયું હોય ત્યારે જૈન બહેનો કાકડી, પપૈયું જેવાં કાચાં શાક વાપરતાં. અમને આપવા જેવું કાચું કાંઈ સીલીકમાં ના હોય ત્યારે અમને જુદું શાક કરીને આપતા.

રસોડાના મુખ્ય બહેન, ઘણો ભાર પડવાથી પૂ. બાપુજી પાસે ગયાં, અને તેમણે તેમની મુશ્કેલીઓ કહી: 'લગભગ ૧૫૦થી ૨૦૦ માણસ રસોડે જમે છે. તેમાં મસાલાવાળા, કંદ વિનાના ગૌશાળાવાળા, તોતારામજી જેવા મગની દાળ અને રોટલી વાળા બધાંને સાચવવા ખૂબ જ ભારે પડે છે. રસોઇ પૂરે ત્યારે છેલ્લા ગૌશાળાવાળા અને ખેતીવાળા આવે ત્યારે તેમના માટે બીજી રસોઇ બનાવવી પડે છે.' પૂ. બાપુજી આ બધું સાંભળીને સમસમી ગયા. તેમણે તો તરત જ હુકમ છોડયા. એક પછી એકને બોલાવીને ખુલાસા કરવા માંડયા. મને પણ બોલાવી અને સખત શબ્દોમાં કહેવા માંડયું કે તમારો સાગ ધૂળ જેવો છે. મેં કહ્યું કે, ઘણી વખત ખપતાં કાચાં શાક આપે છે. જ્યારે ના હોય ત્યારે કોઇ વખત બનાવીને આપે છે. પૂ. બાપુજીએ કહ્યું કે મારે રસોડે એ બધું નહીં ચાલે. તમારે મીઠું અને રોટલી ખાતાં શીખવું પડશે. મેં કહ્યું કે દંભ કેમ થાય? શક્તિ હોય નહીં, સ્વાદ છૂટયો ના હોય તો મીઠું ને રોટલી કેમ ખવાય! ખૂબ ગરમાગરમ ચર્ચા થઇ. બાપુએ મને ખૂબ રડાવી. છેલ્લે મને કહે કે, આશ્રમમાં ભજીઆ થાય છે, ચાહ પીવાય છે, સોપારી ખવાય છે તેમને હું કશું કહેતાને જતો નથી, પણ જેના ઉપર મારી મોટી આશાઓ છે તેમનું હું જરાપણ સહન કરી શકીશ નહિ. પૂ. બાપુજી સાથે મારે ઉપરની વાતચીત થઇ ત્યારે મને સખત આઘાત લાગેલો. રડીને મારી આંખો પણ સૂજી ગયેલી. મારી સાથે વાતો કર્યા પછી આશ્રમના રસોડાના અધ્યક્ષ બહેનને બોલાવ્યાં. તે બહેનને બાપુએ કહ્યું કે, તમારે જે બહેનો બટાટા ખાતી નથી તેમને જ્યારે સામુદાયિક શાકમાં બટાકા નંખાય અને તેમને આપવાનું કાચું શાક કાંઈ ના હોય ત્યારે તેમને તમારે જુદું શાક કરી આપવું જ પડશે.

બીજે દિવસે અમે રસોડે જમવાને ગયાં, ને જમવા બેઠાં. અમારે માટે બનાવેલું શાક અમને પીરસાયું. અમે કહ્યું કે અમારે ખાવું નથી. પીરસનાર બહેન શાક લઇને બાપુ પાસે ગયાં. બાપુએ ઇશારાથી કહ્યું કે, લઇ લો. પણ અમારો ગુસ્સો એટલો બધો હતો કે શાક ખાવું જ નથી. બાપુને મૌન હોવાથી જમતાં જમતાં ચિઠ્ઠી લખી કે મારો હુકમ છે, શાક ખાવુંજ પડશે. અમે રડતે મોંઢે મન વિના શાક ખાધું, પણ પદાર્થપાઠ મીઠું અને રોટલી ખાવાનો મળ્યો. પૂ. બાપુજીના આ પ્રયોગથી જેલમાં અમારે સી ક્લાસમાં ૬ માસ, ત્રણ માસ, થોડા અઠવાડિઆ રહેવા છતાં ખાવાનું નથી ભાવ્યું એવો ખ્યાલ આવ્યો નથી. વિચાર પૂર્વકનો ત્યાગ, ત્યાગ લાગતો નહોતો. એ પ્રતાપ 'મીઠું ને રોટલી ખાતાં શીખવું જ જોઇશે.' તેનો હતો. આ ઉપકાર, આ સંસ્મરણ જીંદગીઓ સુધી ભૂલાશે નહિ.

મારી એક વખત પગની પાની પાકી. પૂ. બાપુએ કહ્યું કે 'ઉપવાસ કરીને નારંગીના રસ પર રહો.' મેં તેમ કરવા માંડયું. બે ત્રણ દિવસ પછી પગનો ફોલ્લો મોટો થયો અને વેદન ખૂબ જ થવા માંડી. બાપુ તો ચપ્પુ લઇને મારા પગનો ફોલ્લો ફોડવા મંડયા. ચામડી જાડી એટલે તેમનાથી કાંઈ બની શક્યું નહિ. છેવટે એમણે નાછૂટકે ડોકટરને બોલાવીને પગની પાનીના ફોલ્લાને નસ્તર મૂકાવ્યું. બીજે દિવસે સવારમાં બાપુ આવ્યા. પથારી પાસે વહાલસોયા પિતા બેસે એમ બેસીને પાટો છોડયો, સાફસુફી કરીને ફરીથી પાટો બાંધીને ગયા. પૂ. બાપુ રોજ સવારમાં આવે, પાટો છોડી ફોલ્લો દબાવીને પરૂ વગેરે કાઢીને ગરમ પાણીમાં કપડું નિચોવી પાંદડાની અંદર મૂકી નવો પાટો બાંધીને જાય. પગની પાનીમાં રૂઝ આવતાં વાર લાગે છે. થોડા દિવસ પછી મેં કહ્યું કે 'બાપુ' આપ આવો

છો એ તો મને ખૂબ જ ગમે છે, પણ આપને કામ કેટલું બધું હોય છે માટે આવા કામને માટે વખત ના બગાડો. આ પાટો વગેરે બાંધવાનું કામ મારા ઘરના માણસો કરી લેશે. મને આપ આવો છો તેથી ખૂબજ સંકોચ થાય છે. હું આપના આ રૂણનો બદલો કેવી રીતે વાળીશ ?' મારું મન ખૂબજ ભરાઇ ગયું. પૂ. બાપુજી મને કહે કે 'તમે સમજતા કેમ નથી ? હું તમને પાટો બાંધવાને આવું છું તેનો બદલો તમે મારી સેવા કરો એ નથી, તેનો અર્થ તો એ છે કે તમને જે પ્રમાણે હું પાટો બાંધું છું તેમ તમે હજારોને પાટા બાંધો અને સેવા કરો એ શિક્ષણ છે !'

સામાન્ય માણુસો જેટલી સેવા લે તેને સેવા આપે એટલું જ હોય છે, આ તો મહાન પિતા, અરે રાષ્ટ્રપિતા. રાષ્ટ્રના બાળકોને કેવું શિક્ષણ આપે છે ! જેની એક પળ નકામી જતી નથી, એક મિનિટનો વખત નથી હોતો તેવા દુનિયાના મહાન માણસ રાષ્ટ્રને માનવતા કેવી રીતે શીખવે છે ! લખીને નહિ: જાતે પ્રયોગ કરીને. આનું નામ જીવતું શિક્ષણ. આ મીઠાં સ્મરણો આજે ૨૧-૨૨ વર્ષ થયા તોયે આજેજ બન્યા હોય એવા મને લાગે છે. કોઈનું પણ કામ કરતા હજારોને પાટા બાંધો એ હું મારા ચિત્તપટ પરથી ભૂલી નથી. જન્મોજન્મ કદાપિ ભૂલીશ નહિ.

મને એક વખત કહે કે 'આપણી સ્ત્રીઓ બેંકોમાં પૈસા મૂકવા ને ઉપાડવા જતી નથી તે બરાબર નથી. સ્ત્રીઓએ બધામાં કુશળ થવું જોઇએ. બજારમાં બધી જાતની ખરીદીએ જવુંજ જોઇએ.'

પૂ. બાપુએ મને શહેરમાં ખરીદીએ જવાનું અને બેંકમાં પૈસા મૂકવા અને ઉપાડવાનું કામ સોંપ્યું. એક દિવસ મને યાદ છે ત્યાં સુધી ૧૫ કે ૧૭ હજારની નોટો લઇને બેંકમાં ભરવાને મોકલી. રસ્તામાં તેમજ બેંકમાં રૂપિઆ ગણીને આપતી વખતે કેટલો ભય છે એ બધી સમજ બાપુએ અને એક અમદાવાદના મીલમાલીક શેઠે મને આપી. મેં આ કામ કોઈ દિવસ કરેલું નહોતું, એટલે મને માનસીક ધ્રુજારી ખૂબ જ આવતી હતી. રસ્તામાં રેંકડીમાં ખૂબ જ સાવધ રહેતી. બેંકમાં પૈસા મૂકતી વખત કોઈ ગુંડો હજારની નોટ સેરવી લેશે તેનાથી ખૂબજ જાગ્રત રહેતી અને સાવધતાથી જ્યાં સુધી જલાલપોર છાવણીમાં ગઇ નહિ ત્યાં સુધી આ કામ કરવામાં તેમના શિક્ષણથી હું પાર પામી. પૂ. બાપુજીએ તેમના શુદ્ધ પ્રેમથી હજારો બહેનોને આવા કામો કરતી કરી છે. તેમનામાં એક અજબ કળા તો એ હતી કે કોઈ માણસને કામ સોંપે તો કોઈ એમ ના માને કે મારા ઉપર દબાણ કરીને બાપુ કામ લે છે. બધાં તેમની વાત્સલ્યતાની માધુર્ય મોરલી પર નાચતાં હતાં; હસતે મોંઢે કામ કરવાને તૈયાર થતાં હતાં. જેનામાં જે શક્તિઓ હોય તેને સુષુપ્ત રાખ્યા વિના ખીલવતાં હતાં. આવી રીતે કામ લેતા અને આપી માનવજાતનો વિકાસ કરનાર આજે કોઈ દેખાતું નથી !

આશ્રમના શિક્ષકભાઇઓ દાંડીકુચમાં જોડાયા. આશ્રમના બાળકોને અભ્યાસ કોણ કરાવે ? જે બહેનો આશ્રમના બાળકોને અભ્યાસ કરાવી શકે એવાં હતાં તેમને આ કામ સોંપાયું. મને કનુને ગુજરાતી કાવ્યમાધુર્ય શિખવવાનું કહેવાને આવ્યું. હું તેને શિખવતાં પહેલાં તૈયાર રહેતી હતી, પણ મને ડર લાગતો હતો કે આ હોંશિયાર છોકરો મને ટેકડીમાં ઉડાડશે. પણ કનુને તેવું શિક્ષણ મળેલું નહોતું. જો કે ગણત્રીના દિવસો તે મારી પાસે શીખ્યો પણ ઘણાં જ વિનય અને આદરપૂર્વક શીખતો. આ સ્મરણ વર્ષો બાદ નજર આગળ તરે છે. આમ બહેનોને તૈયાર કરવામાં પૂ. બાપુજીએ મોટામાં મોટો ફાળો આપેલ છે.

# મૃત્યુ મરી ગયું

લેખક:
શ્રી. રવિશંકર મહારાજ

*

પૂ. બાપુજીના અવસાનના ખબર જાણ્યા ત્યારે મને વીજળીનો આંચકો લાગ્યો અને થોડા કલાક સમગીની પણ થઈ. પણ સવારે ઊઠતાં જ મને થયું કે પૂ. બાપુજીનું અવસાન જ ક્યાં થયું છે? બાપુજી મર્યા જ નથી. ખરી રીતે એમનું મૃત્યુ મરી ગયું છે.

તે ૭૮ વર્ષ ઉપરાંત જીવ્યા. એ સમય દરમ્યાન બાળપણ યાદ કરતાં તેમની એકેએક ક્ષણ તેમણે જીવી જાણી છે. છેલ્લા ૫૦ ઉપરાંત વર્ષોમાં તેમણે નથી રવિવાર જોયો, કે નથી તહેવાર જોયો. તે ખાવા બેસતા ત્યારે પણ દેશનું કામ કરતા. તે બાજરૂ જતા ત્યારે પણ દેશનું કામ કરતા. તેમણે શરીર ને મનને એવાં ઘડ્યાં કે ચોવીસે કલાક ખડે પગે કામ આવે. તે નીરાંતે કદી ઉંઘ્યા નહિ અને દેશની સતત સેવા કરી. એમ કહેવાય છે કે યોગીઓનું આયુષ્ય ૪૦૦ વર્ષનું હોય છે. એ પ્રમાણે બાપુએ ખરેખર ૪૦૦ વર્ષ જેટલું કામ કર્યું. પછી ભગવાનને થયું કે આ દેહની પાસે ખૂબ કામ લીધું. હવે એનું કામ પુરૂં થયું.

અને પૂ. બાપુનો દેહ તેણે લઇ લીધો. શા માટે? દુનિયાના ઉદ્ધાર માટે જ હવે બાપુનો આત્મા આ પા! ફૂટના દેહમાં સમાઈ ન શકે એટલો મોટો થયો. તે આત્માની ગતિ ખૂબ વેગવાન હતી. દેહ સાથે ચાલી શકે એમ ન હતો અને આત્માના ફુરૂપનમાં તે વિક્ષેપ કરતો હોય એમ થવા લાગ્યું [. તેથી ભગવાને એ આવરણ દૂર કર્યું. તેમણે ઘણા વર્ષ પૂર્વે કહેલું. કે, 'હું મરીશ ત્યારે હવામાં ઊડી નહિ જઉં; પણ કસ વિનાની જમીનમાં ખાતર થઈશ.'

એટલે બાપુ પોરબંદરમાં પુતળીબાઈને પેટે જન્મ્યા હતા; તે જન્મનું કાર્ય પુરૂં થયું અને હવે તે વિશ્વને પેટે સૈદ્ધાન્તિક દેહે જન્મ્યા છે, તેમનો આત્મા આજે વિશ્વમાં પ્રગટ થયો છે.

આ જન્મ કેવા શુભ ચોઘડીયે થયો. પૂજ્ય બાપુ ઇચ્છતા હતા કે, 'સેવા કાર્ય કરતાં કરતાં મારો દેહ પડે અને તે વખતે મારા મોંમાંથી રામનામ જ નીકળે.' આ બંને ઇચ્છાઓ ભગવાને પૂરી કરી છે. મહાપુરૂષને છાજે તેવું મૃત્યુ થયું. તેમણે જગતની સેવા છેલ્લી ક્ષણ સુધી કરી અને જગત પાસેથી તેમણે એક ક્ષણનીય સેવા ન લીધી. પ્રાર્થનાના વિચારમાં પ્રાર્થનારથાને ભગવાનનું નામ લેતાં લેતાં વિવાદ.રહિત અને હસતા મોંએ એક ક્ષણમાં તે દેહને લઇ લે છે અને વિશ્વના એકેએક માનવીમાં પહોંચી જાય છે અને વિશ્વમાં પ્રગટ થાય છે.

હું તા. ૧લીએ વર્ધા જવાનો હતો, અને તેમને મળવા ઇચ્છતો હતો. પણ હવે તો હું આંખ મીંચી દઉં એટલે તરત મળી શકું છું.

એમનો દેહ હતો ત્યારે એ જે કહેતા હતા તે કેટલીક વાર કેટલાયને સમજતું ન હતું. હવે તો એવું કંઇ જ રહ્યું નહિ. હવે તો તેનો આત્મા આપણને સતત જાગૃત રાખવાનું કામ કરશે. તે સદેહે જે ન કરી શક્યા, તે હવે તેમનો આત્મા કરશે.

હા, એ વાત ખરી છે કે આપણને તેની ખોટ લાગશે, અને આપણે બધા મોહથી-તદ્દન મુક્ત ન હોવાથી દુઃખ પણ થશે. પણ બાપુની દૃષ્ટિએ તો એમ જ કહી શકાય કે, ભગવાન તેમની સેવામાં હતા. તેમણે જેવું ઇચ્છયું, તેવું જ મૃત્યુ આપ્યું અને ભગવાન ભક્તને આધીન છે એમ જગતને બતાવ્યું.

એમણે તો જીવી જાણ્યું અને મરી પણ જાણ્યું. તેમનું દેહથી કરવાનું કાર્ય પુરૂં થયું એટલે તે જ ક્ષણે ભગવાને તેમને ઉપાડી લીધા.

## પૂજ્ય ગુરૂદેવને છેલ્લી

# નિવાપાંજલિ

લેખક
શ્રી. શંકરલાલ દ્વારકાદાસ પરીખ

*

'બેરીસ્ટર શ્રી. મોહનદાસ ગાંધી' અને 'સત્યાગ્રહ' એ બે શબ્દોનું પ્રથમ સ્થાન ૧૯૦૭માં થયું. ત્યારથી હિંદીઓના હક્ક માટે આફ્રિકામાં ચાલતી ચળવળ વિષે વર્તમાનપત્રોમાં આવતા અહેવાલો હું રસથી વાંચતો થયો. '૧૨ માં 'ગોખલે સાહેબ' દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓના દુઃખો પોતાની જાતે જોવા ગયા. તે પ્રસંગના ગોખલે સાહેબના ભાષણોથી દક્ષિણ આફ્રિકામાં ચાલતા સત્યાગ્રહ વિષે મારા મનનું આકર્ષણ વધ્યું. '૧૪ માં ભાઇ મોહનલાલ પંડયાએ 'કર્મવીર મોહનદાસ ગાંધી' નામે લખેલું પુસ્તક સુધારવાની મને તક મળી, તેથી વળી ગાંધીજી પ્રત્યેના પૂજ્ય ભાવમાં વધારો થયો. એટલામાં તો–એટલે '૧૫ માં ગાંધી સાહેબ હિન્દમાં પાછા ફર્યા અને ૧૯૧૬ માં કોચરબમાં નિવાસ કરી રહ્યા, ત્યારથી હું તેઓશ્રીના સમાગમમાં આવ્યો. '૧૭ માં એ જ કોચરબના આશ્રમમાં તેમના પોતાના નૈસર્ગિક ઉપચારો અને કાળજીભરી સારવારથી હું મરણ પથારીએથી બેઠો થયો. '૧૮ માં ખેડાની લડતના છ માસમાં અમારો સહવાસ અને સમાગમ ખૂબ વધ્યાં. પરિણામે એક બીજાને ઠીક ઠીક પારખી શક્યા, અને મેં તો ત્યારે જ તેમને ગુરુપદે સ્થાપ્યા.

ખેડા સત્યાગ્રહની સમાપ્તિ પછી ગાંધીજીએ સૈન્ય ભરતીનું કામ ઉપાડયું, અને એ કામ માટે થોડા દિવસો ખેડા જીલ્લામાં ફર્યા. ત્યાં તો તેમને મરડાનો વ્યાધિ લાગુ પડયો. એ બીમારીમાં જ્યાં સુધી તેઓશ્રી નડીઆદમાં રહ્યા ત્યાં સુધી સારવાર કરવાની મને તક મળી, અને 'કોમળ નર્સ' ની ઉપમા મેળવવા હું ભાગ્યશાળી થયો. દરદ કાબુમાં ન આવ્યું તેથી તેમને નડીઆદથી અમદાવાદ લઈ જવામાં આવ્યા. ત્યાં શ્રી. અનસૂયાબહેન સારાભાઇના મહેમાન બની શેઠ અંબાલાલભાઈના મીરજાપુરના બંગલામાં પંદરેક દિવસ રહ્યા. બાદ પોતે સાબરમતીના તટ ઉપર જ્યાં સત્યાગ્રહ આશ્રમની રચના થઇ રહી હતી ત્યાં જઇ રહ્યા એથી તેઓશ્રીની સારવારની ફરજમાંથી મને મુક્ત કરવામાં આવ્યો. એટલે મારૂં મન મારા ધંધા–રોજગારમાં પરોવાયું. તેમાં હું કાંઈક વ્યવસ્થિત થયો–ન થયો એટલામાં તો હું 'ઇન્ફ્લુએન્ઝા' ના સપાટામાં આવી ગયો. એ ઝેરી તાવે ત્યારે સાઠ લાખ હિન્દીઓના ભોગ લીધેલા. મારૂં આખું કુટુંબ તેમાં ઝડપાઇ ગયું અને બે કુટુમ્બી જનોને ગુમાવી બેઠો. બીજા હુમલામાંથી હું માંડમાંડ બચીને ગાંધીજીની સોડમાં જઈ ભરાયો. ત્યાં વળી એ કારમા જ્વરે મારા ઉપર ત્રીજો હુમલો કર્યો. પરન્તુ યમરાજના દૂતો એ તપોભૂમિમાંથી મને ઉપાડી જવામાં નિષ્ફળ નીવડયા.

મારા એ મંદવાડમાં સારવાર મંડળના મુખ્ય નાયક દીનબંધુ એન્ડ્રુસ સાહેબ હતા. તેઓ સાહેબે શાંતિનિકેતન જઇ મારા ઉપર એક પત્ર લખ્યો. તેના જવાબમાં મેં લખેલું કે: 'હવે પછીનું જીવન ગાંધીજીના આદેશને અનુસરી–દેશ સેવા કહો કે સમાજ સેવા કહો–ગમે તે પ્રકારે લોકસેવામાં વ્યતીત કરીશ.' આમ સત્યાગ્રહ આશ્રમની એ તપોભૂમિ ઉપર પુર્નજીવન પામી મેં મારા અંતરથી દીક્ષા લીધી. આ પ્રમાણે એ મહાન યુગપુરૂષને ચરણે જીવન અર્પણ કરવાને આજ લગભગ અઠ્ઠાવીસ વર્ષ થવા આવ્યાં.

મારા જેવા ઘણા ભાઇઓએ ગાંધીજીને ગુરૂપદ આપ્યું હશે. પણ ગાંધીજીના સિદ્ધાન્તો

ઉપર બલિ અર્પે એવા 'ગાંધી સેવા સંઘ'ના ગણ્યા ગાંઠ્યા નિજ સેવકો જ તેમના ખરા શિષ્યો કહી શકાય. ગુરુપદ વિષે ખેડાની લડતના વિજયપ્રાપ્તિ સમારંભોમાં પોતે જ બોલેલા કે:

'હું સ્વપ્ને પણ ગુરુ હોવાનો દાવો કરતો હોઉં તેમ કેટલાક ભાઈઓ પોતાની મેળે મારા શિષ્યો થઈ બેસે છે. પણ મારાથી કોઈનો ગુરુ બની બેસાય તેમ નથી. મેં આફ્રિકામાં પણ એ બાબત ચેતવણી આપેલી અને અહીં પણ આપું છું. આજના જેવા પુણ્ય પ્રસંગો આફ્રિકામાં આવેલા ત્યારે પણ મેં આ પદનો ઇન્કાર કરેલો. હું જ કોઈ ગુરુની શોધમાં છું. જે માણસ ગુરુની શોધમાં હોય તે બીજાનો ગુરુ શી રીતે થઈ શકે?

મારા રાજગુરુ ગોખલેજી હતા, તેમ હું કોઈનો રાજગુરુ થઉં એમ પણ નથી. કેમકે રાજપ્રકરણમાં હું તો હજી બાળક છું. અને ખાસ મુદ્દાની વાત તો એ છે કે હું કોઈને શિષ્યપદ આપી દઉં અને એ ભાઈ મારી ધારણા પ્રમાણે ન કરે અથવા નાસભાગ કરે ત્યારે મને દુઃખ થાય. એટલે હું ગુરુપદ નથી લેતો. મારે તો કોઈ ચાકરી આપવા માગતા હોય તો તેમની ચાકરી જોઈએ છીએ. ચાકરીનું કામ બહુ ભારે છે.'

આમ તેઓશ્રીનો જાહેર ઇન્કાર હોવા છતાં મેં તેઓશ્રીને ગુરુપદે સ્થાપી તેમની વિચાર શ્રેણી પ્રમાણે મારા જીવનને ઘટાવવાનો યત્કિંચિત પ્રયાસ કર્યો છે. અને તેથી મારા મનમાં જે આત્મસંતોષ અને આત્મશાન્તિ જોઈએ છે, તે દુનિયાની બીજી કોઈપણ વસ્તુની સરખામણીમા મૂકી શકાય તેમ નથી.

ગાંધીજીએ સને ૧૯૧૫ મા હિન્દની ભૂમિ ઉપર એક રાજકીય પુરુષ તરીકે પગ મૂક્યો ત્યારથી અત્યાર સુધીના સમયને હું તો 'ગાંધી યુગ' જ કહું છું. ભારતવર્ષની તેમણે કેટલીય પ્રદક્ષિણાઓ કરી. તથા સામાજીક, આર્થિક, રાજકીય અને ધાર્મિક વિષયમાં હિન્દ ભરને પોતાના વિચારના વહેણમાં દોર્યો, એટલું જ નહિ પણ 'રામરાજ્ય'નું ધ્યેય આંકી એકે એક હિન્દીના દિલમાં એ ભાવનાના અંકુરો મૂક્યા: અને કંઈક મનુષ્યો તેમના પ્રભાવે માણસમાંથી દેવ બન્યા. ઇશ્વરની કૃપા હોય અને કોઈ સંતપુરુષનો સમાગમ થાય ત્યારે રંકના રાય બની જવાય, એ દુનીઆદારીના લોકોની દૃષ્ટિ, જ્યારે બાપુજીએ તો દૈવી ચક્ષુ આપી કંઈક રાયને રંક સેવકો બનાવ્યા: એ આપણે નજરો નજર જોયું.

દુનિયાભરમા વિસ્તાર પામેલી બ્રિટિશ સલ્તનત—જેના ઉપર ચાંદો—સુરજ આથમતો નથી—એ સામ્રાજ્યને પડકાર કર્યો કે: 'અંગ્રેજો ચાલ્યા જાવ.' એ તો એ એક જ આ યુગના તપસ્વીએ કહ્યું. અને કહ્યું તે સાચું પણ પડ્યું. ખરેખર 'ઇચ્છા' અને 'વચન' ની સિદ્ધિને પામેલા બાપુજીએ પોતાના 'સત્ય અને અહિંસા'ના મંત્રે બ્રિટિશ સલ્તનત પાસેથી હિન્દનો રાજવહીવટ હિન્દીઓને સોંપાવી, વિદાય લીધી.

રાજકીય સ્વાતંત્ર્ય સાથે મનુષ્ય માત્રને જોઈએ—રહેવા ઘર, ખાવા અન્ન અને પહેરવા વસ્ત્ર. ઘરની ભીડી જાય તો સારે જ સુખચેન આપી શકે કે, જો આર્થિક સ્થિતિ સારી હોય. તે માટે પૂજ્ય બાપુજીના સેવકો જેમના હાથમાં રાજની લગામો મૂકાઈ છે, તેઓ બેસી, વહેપાર અને ઉદ્યોગોની ખીલવણી માટે અનેક યોજનાઓ વિચારી રહ્યા છે. તે જ સાથે બાપુજીની એક આજ્ઞાથી અન્ન અને વસ્ત્ર ઉપરના અંકુશો દૂર થતાં પ્રજાએ સ્વરાજ્યનો અનેરો આનંદ અનુભવ્યો. આમ સમગ્રરૂપે કહી શકાય કે 'રામરાજ્ય'ની પોતે કરેલી કલ્પનાના અરુણોદયની

ઊભી કરાવી એ 'સત્ય અને અહિંસા'નો પૂજારી—એ યુગ પુરુષ—પરમ પદને પામી ગયો.

મા-બાપને પેટ અવતાર ધરી કેળવણી અને કૌટુમ્બિક સંસ્કાર પામ્યા, પણ અંતરમાં પ્રકાશ તો એ સદ્‌ગુરુએ જ કર્યો. એ દિવ્ય જ્યોત પ્રકટાવનારનો પંચમહાભૂતનો દેહ પંચમહાભૂતમાં ભળી ગયો. એ અમર આત્મા આપણી વચ્ચેથી ઉડી ગયો. હવે એમનાં પ્રત્યક્ષ દર્શન આપણને કે આપણી ભાવિ પ્રજાને દુર્લભ થઇ ગયાં. બોસ્ટન-અમેરિકાથી ૧૯૨૨માં મી. આલ્બર્ટ ફેરવેલ બીમીસ નામના એક સદ્‌ગૃહસ્થ ગાંધીજીના દર્શનાર્થે આશ્રમમાં આવેલા. ગાંધીજી ત્યારે મદ્રાસ તરફ ગએલા. ત્યાંથી પાછા આવવાને ત્રણ ચાર દિવસની વાર હતી, તેથી એ ગૃહસ્થ 'ખેડા સત્યાગ્રહ'ની પૂર્વ ભૂમિકા જ્યાં રચાએલી એ સ્થળ—એટલે કઠલાલની મુલાકાત લેવા આવ્યા. એ ગૃહસ્થનું ત્યારનું વાક્ય હજી પણ મારી સ્મૃતિમાંથી વીસરાયું નથી. તેઓ સાહેબે કહ્યું કેઃ 'તમે હિન્દીઓ મહાભાગ્યશાળી છો કે તમે ગાંધી જેવી મહાન વિભૂતિના સહવાસમાં રહો છો. તેમના તેમના સમાગમનો લાભ ઉઠાવી શકો છો. પ્રભુએ ખરેખર તમારો ઉદ્ધાર કરવા તમે તમારી પાસે મોકલ્યા છે. સાચે જ તમારાં અહો ભાગ્ય છે. અમારા જેવા પરદેશીઓને ખરેખર તમારી અદેખાઇ આવે છે.' એ અમેરિકન ગૃહસ્થનાં આ વાક્યો શું સાચેસાચ ખરાં નથી? આપણા ગાંધીયુગનાં નરનારીઓનાં શું ઓછાં અહોભાગ્ય કહેવાય? આપણી જ ભાવિ પ્રજા આપણી અદેખાઇ નહિ કરે!

એ પુણ્યશ્લોક સદ્‌ગુરુને હજાર હજાર વંદન સાથે આટલી સૂક્ષ્મ નિવાપાંજલિ અર્પતાં પરમાત્માને પ્રાર્થના કરું છું કે એ પુણ્યાત્માએ પાડેલી કેડીએ ચાલવાની આપણ સૌને સન્મતિ આપો!

*

# ગાંધીજીનાં



# સંસ્મરણો

શ્રી. કુસુમબહેન દેસાઇ

*

શાસ્ત્રો ભાખે છે અને ઇતિહાસ પુરાણ સિદ્ધ કરે છે કે, જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે ધર્મની સંસ્થાપનાના હેતુથી નિરંજન નિરાકાર પરબ્રહ્મ પરમેશ્વર યુગે યુગે અવતાર ધારણ કરે છે. ધર્મની ગ્લાનિના ઓછાવત્તા અંશને અનુસરી અવતાર પણ નાના મોટા હોય છે. પરમ પૂજ્ય મહાત્મા ગાંધીજી એ કોટીના અવતારી યુગપુરુષ થઇ ગયા.

આરંભ કાળના માત્ર આશ્રમવાસીઓના 'બાપુજી' તો બહુ ટુંક સમયમાં દેશ પરદેશના બાપુજી થયા. બાપુજી ગીતાનું જીવન જીવ્યા છે એમ કહેવું યથાર્થ છે જ, પરંતુ બાપુજીનું જીવન જ એક ગીતા છે એ કહેવામાં જરા યે અતિશયોક્તિ નથી. બાપુજીના જીવન-માધુર્ય ઉપર અનેક મહાનુભાવો વિમુગ્ધ થયા છે. નિર્મમ અને નિરહંકારની સૌમ્ય મૂર્તિ બાપુ કહેતા કે 'બીજાઓને નજીવી અને નિરૂપયોગી જણાતી વસ્તુઓ વડે જ હું સુખી થયો છું.'

સાચો મહાપુરૂષ કોઈ પણ વસ્તુને ક્ષુદ્ર ગણતોજ નથી. વળી જ્યારે મહાત્મા નાની વસ્તુઓને જુએ છે ત્યારે તે વસ્તુઓ પણ મહાન બની જાય છે. વિશ્વપ્રેમના અવિચળ લક્ષ્ય ઉપર સત્ય અને અહિંસાની સર્વશક્તિ એકાગ્ર કરી દૃઢ નિશ્ચયથી તેને આ જીવન પાળી દેહમ્ પાતયામિ વા કાર્યમ્ સાધયામિનું સૂત્ર સિદ્ધ કર્યું. જન્મની સાથે મૃત્યુની સંકલના જગદ્‌ગુરુ શ્રીમચ્છંકરાચાર્યે કરેલી છે. તદનુસાર પૂ. બાપુજીએ જીવનના આરંભમાં જ મૃત્યુને જીતી લીધું હતું. હિંસા દ્વારા થયેલા તેઓના અવસાનના સંજોગો તેમના વિશ્વપ્રેમનો વિજય સિદ્ધ કરે છે. આધુનિક યુગની એ વિશ્વવિભુતિનું જીવન મહાસાગર જેટલું વિશાળ તેમ જ ગહન છે, અને આકાશ સમાન વિસ્તૃત છે. તે મહાસાગરમાંથી ચંચુપ્રવેશ કરી આપણા જીવનને ઉજાળે તેવા થોડાં બિન્દુ પ્રસંગો અહિં આલેખીએ.

બાપુના દર્શને માણસો આવતા. જ્યારે કોઇ નવરાની પેઠે દીર્ઘકાળ તેમની પાસે બેસી રહેતા ત્યારે તેઓ મીઠી ટકોર કરી જણાવતા કે 'તમારા સમયનો આવો દુર્વ્યય જોઈ મને અતિ દુઃખ થાય છે.' તેમના આ દુઃખમાં એ શીખામણ સમાયેલી જણાતી કે 'બીજા માણસને જ્યારે સેતાન લલચાવે છે ત્યારે નવરો માણસ સેતાનને લલચાવે છે.' વ્યવસાયી મનુષ્યનું ખરૂં ચારિત્ર્ય તો તેના અવકાશના સમયની પ્રવૃત્તિઓમાં ઘડાય છે. એક રાત્રીએ બારના સુમારે દૂર પ્રાન્તના કેટલાક માણસો સત્યાગ્રહ આશ્રમમાં પૂ. બાપુજીનાં દર્શને આવ્યા. બાપુજીને ત્રણ વાગે ઉઠવાનું છે એટલે અત્યારે ના જગાડી શકાય એવું જણાવવા છતાં તે માણસોએ દુરાગ્રહ કર્યો. પૂ. બાપુજી જાગી ઉઠયા. શાન્ત ચિત્તથી પ્રસન્ન વદને તે બધા સાથે વાતો કરી. વિદાય થતાં થોડા રૂપીઆની ભેટ તે ભાઈઓએ આપી. અપરિગ્રહના પાલનમાં આ રૂપીઆની ભેટ તે જ સમયે આશ્રમના મંત્રીને પહોંચાડવામાં આવી.

હવે બીજો પ્રસંગ લઇએ. એક પ્રસંગે મહાત્માજી આગ્રાનો તાજમહેલ જોવા ગયા હતા ત્યાં એક ભિક્ષુકે આવીને કહ્યું : 'આપ તો બાદશાહોના બાદશાહ છો. મને મદદ કરો.' મહાત્માજીએ કહ્યું: 'ભાઇ, હું તો દરિદ્રનારાયણનો સેવક છું. મારી પાસે એક પાઇ પણ નથી.' પેલા ભિક્ષુકના માન્યામાં આવે જ નહિ. અજ્ઞાનતાપૂર્વકની બાદશાહી કરતાં જ્ઞાનપૂર્વકની નિર્ધનતા શ્રેષ્ઠતર છે એ સૂત્ર બિચારા ભિક્ષુકને ક્યાંથી સમજાય!

બાપુજી જેને આત્મિયજન માને તેની પાસેથી જરા પણ ત્રુટી હોય-ખામી હોય તો તે નિભાવતા નહિ. પોતાનું આત્મિય એક ઉત્તમમાં ઉત્તમ વ્યક્તિ બને, તેનામાં ત્રુટી શોધીયે તોયે જડે નહિ એવા બનાવવા તેઓ સતત પ્રયત્ન કરતા. જે વ્યક્તિઓ પ્રત્યે તેઓ અખૂટ પ્રેમ વરસાવતા, જેને તેઓ દીકરા દીકરી જેવા માનતા, તેઓને સતત જાગૃત રહેવા બાપુજી કહેતા અને કેટલીક વખત તો એમ પણ કહેતા કે 'તમારા માટે દુનિયાનો છત્રીસ ઈંચનો વાર નહિ ચાલે. તમારી આંકણી દુનિયા જુદા માપથી કરશે એ ધ્યાનમાં રાખજો.' પૂ. બાપુજી સવાર સાંજ ફરતી વખતે કે જમતી વખતે જ ઘણી અગત્યની વાતો કરી લેતા. જે માણસ સમય માગીને ખાસ વાત કરવા માગે તેને તે પ્રમાણે ઘણું કરીને સમય આપતા. વાત કરનાર પ્રશ્નો પૂછે; બાપુજી તેના જવાબ આપે. કેટલીક વખત એવું બનતું કે બાપુએ એક જવાબ આપ્યો હોય છતાં યે સામો માણસ પ્રશ્નને સ્થાન ન હોય ત્યાં પ્રશ્ન કરતો. એવે પ્રસંગે બાપુ કહેતા કે 'માણસની વૃત્તિ જ એવી હોય છે કે તે સાંભળતો હોય છતાં યે તેને જે રૂચતું હોય, તે જ તેના કાન ગ્રાહ્ય કરી લે છે. બીજું તેના કાનમાં પ્રવેશી શકતું જ નથી.' આટલું કહીને પૂછેલા પ્રશ્નનો ફરી જવાબ આપતા. આવા પ્રસંગો મોટે



બાકી શ્રેય અને પ્રેયની ચર્ચામાંથી બનતા પામતા. પૂ. બાપુ શ્રેય હોય તેને જ પ્રેય બનાવવા સમજાવતા જ્યારે દુન્યવી માણસોને પ્રેયમાં શ્રેય સમાયેલું જણાતું.

સિદ્ધાન્તનો ભેદ ન હોય ત્યાં પૂ. બાપુ હંમેશાં બીજાની લાગણીને માન આપતા. આગાખાન પેલેસમાંથી બહાર આવ્યા પછી બાપુની તબીયત સારી નહોતી રહેતી. ઉપચારો તો થયા જ કરતા અને સુધારો ધીમી ધીમી ગતીએ થતો. તે સમય દરમ્યાન એક પ્રતિષ્ઠિત વ્યક્તિએ—કે જેમને મંત્ર તંત્રમાં શ્રદ્ધા હતી તેમણે—પૂ. બાપુજીને એ ઉપાય અજમાવવા એક મંત્રેલો દોરો અને ભસ્મ પત્રદ્વારા મોકલ્યાં. કાગળ પૂ. બાપુને આપતાં તેઓએ પૂછ્યું: 'ભસ્મ અને દોરો ક્યાં?' જવાબ મળ્યો કે 'આપ તેમાં નથી માનતા એટલે તે વસ્તુઓ રાખી નથી.' એટલે તરત જ બાપુ બોલ્યા: 'હું ભલે ન માનું, પણ તે મોકલનારે જે શ્રદ્ધા અને ભક્તિથી મોકલ્યો હશે તેને અનુલક્ષી હું તેનો ઉપયોગ કરી લેત, કારણ તેમાં મને કંઈ પણ સિદ્ધાન્તિક વાંધો નહતો. હવે એ ભાઈને તમે જણાવી દેજો કે તેમની મોકલેલી વસ્તુઓ મને પહોંચી નથી.'

ભરૂચમાં એક પ્રસંગે બાપુજી ગયા હતા ત્યારે ચાંદની રાત હતી. હોડીમાં બેસી નર્મદા નદીમાં શ્રીમતી સરોજની દેવી વિગેરે ફરવા ગયાં. દૃશ્ય ઘણું સુન્દર હતું અને સરોજની દેવી ને થયું કે બાપુ પણ આવે તેવું સારું'

તેમણે બાપુને તેડું મોકલ્યું. બાપુએ પોતાનું કામ કરતાં કરતાં કાગળીઆમાથી ઉંચું જોઇને કહ્યું: " સરોજીની દેવીને કહેજો કે સ્વરાજ્ય મળ્યા પછીથી આવીશ." જનક વિદેહી જેમ પૂ. બાપુ વિદેહી હતા તે આ પ્રસંગથી જણાશે.

એક વખતે બાપુને શરદી ઘણી થઈ હતી. છાતીમાંથી ખૂબ કફ નીકળતો હતો, તથા નાકમાંથી પુષ્કળ પાણી ટપકતું હતું ત્યારે એક બહેને પૂછ્યું: "બાપુ, અમને બધાને શરદી થાય છે ત્યારે માથું ઘણું દુઃખે છે. તમને નથી દુઃખતું?" બાપુ કહે, "મારૂં મન તે તરફ જાય ત્યારે મને ખબર પડેને કે મારૂં માથું દુઃખે છે કે નથી દુઃખતું? શરીર તો ગંદકીથી ભરેલું છે તેની આળ પંપાળ શી કરવી?"

સેવાગ્રામ આશ્રમમાં બાળકો રમતાં હતાં. છોકરા પૈકી એકને માથે શીખા હતી. બીજાં છોકરા તેને ચીડવવા લાગ્યાં. તે છોકરાએ આવીને પોતાની માને વાત કરી. માએ પોતે તેની શીખા કાતર વડે કાપી નાખી. સાંજના સમયે બાપુએ પેલા બાળકની માતાને કહ્યું: "શીખા એ તો હિંદુ ધર્મનું પ્રતીક છે. એમ છોકરાં ચીઢવે એટલા ખાતર તેને કાપી નખાય?" એક બાળકે પૂછ્યું: 'બાપુજી તમારી શીખા ક્યાં?' બાપુ કહે, 'એ તો ભગવાને લઈ લીધી. તારામાં શક્તિ હોય તો ઉગાડી દે.'

પૂ. કસ્તુરબાના અવસાન પછીનો સેવાગ્રામનો આ પ્રસંગ છે. બાપુજી ઘણું ખરૂ વરસાદના દિવસોમાં અને તેમાંયે વરસાદ પડતો હોય તેટલો વખત વરંડામાં સુઈ રહેતા. આવા એક પ્રસંગે પૂ. બાના અવસાન પછી વરંડામાં સુતા હતા. પુષ્કળ વરસાદ પડતો હતો. વાછંટથી આખો વરંડો ભીંજાઇ ગયો. અમને બધાને ઓરડામાં સુઇ જવાને કહ્યું. અમે જ્યારે બાપુને કહ્યું કે, 'આપનું બધું ઓઢવાનું ભીંજાઇ ગયું છે, આપ અંદર જઇ સુઈ જાવ.' છતાં બાપુએ તો કહ્યું,-'ઓઢવાનું ભીંજાયું છે પણ હું સુતો છું તે ભાગ કોરો છે.' આ દરમ્યાન વરસાદના મોટા મોટા ફોરાં પડયે જતાં હતાં અને પૂ. બાપુજીના માથા ઉપરથી સરી પડતાં હતાં. બાપુ ન ઉઠયા. આખરે બાપુને કહ્યું, "આ પ્રસંગથી બાના આત્માને દુઃખ થાય ખરૂં કે?" એના જવાબમાં બાપુએ પોતાની પથારી અંદર કરાવી.

જરા પણ અવકાશનો સમય મળે તો પૂ. બાપુજી સ્હેજ વાતમાં ઘણી ઊંડી શીખામણો હળવી રીતે આપતા. આત્મશ્લાઘા કરવી એ દોષ છે તેટલો જ દોષ આત્મનિંદામાં પણ છે. બાપુજીની વ્યાખ્યામાં પ્રમુખ એટલે મોટો સેવક. વળી તેઓ કહેતા કે, ગજા ઉપરવટ કામ કરવામાંયે અભિમાન સમાએલું છે.

કેટલીક વખત મહાપુરૂષોની વાણીને પ્રભુએ સિદ્ધ કરવી પડે છે. પૂ. બાપુજી કોઇ વખત ચર્ચાઓ ચાલતી ત્યારે કહેતા કે, 'મારી અહિંસામાં કાયરતા કે બીકણપણું સંભવી શકતું નથી. પ્રસંગ આવે મારી અહિંસામાં સામી ગોળીઓ પણ ઝીલવી પડે.' આખરે એ મહાન વિભૂતિ ગોળીઓ દ્વારા જ મૃત્યુને ભેટી. દુન્યવી નિયમ છે કે શત્રુ જ મારી શકે. બાપુજીનો શત્રુ કોણ હોઇ શકે? પરંતુ એ અહિંસાના વ્રતધારીને હિંસા જ શત્રુ હોય, અને હિંસારૂપી શત્રુથી બાપુજીનું પ્રાણપંખીડું મૃત્યુ ભૂમિમાંથી નશ્વર દેહનો ત્યાગ કરી સ્વર્ગના તેજમાં ભળી ગયું. એમનો અમર આત્મા દેવોના દિવ્ય તેજપુંજમાંથી અમસંતાનોનું રક્ષણ કરશે. અંતમાં તે પુણ્યશ્લોક બાપુજીના આત્માને આપણે આપણા કોટી વંદન કરી ઉચ્ચારીશું કે અમારા જ્ઞાન અને સુખશાન્તિના સાગરરૂપ પરબ્રહ્મમાં જેમનો આત્મા લીન થયો છે, એવા આત્મા જે કુળમાં જન્મ્યા હોય તે કુળ ધન્ય છે, જે જનનીએ જન્મ આપ્યો એ જનની ધન્ય છે, જે ભૂમિમાં તે જન્મ્યા તે ભૂમિ પુણ્ય પવિત્ર છે. જય હિંદ. (વડોદરા રેડીઓના સૌજન્યથી)

# બાપુનાં સંસ્મરણો

કબા ગાંધીને ચાર ઘર થયાં હતાં તેમાં પહેલાં બે પત્નીથી બે દીકરીઓ ને છેલ્લાં પુતળીબાથી એક દીકરી ગોકળીબહેન (ગોકીબહેન) ને ત્રણ દીકરા લક્ષ્મીદાસ, કરશનદાસ ને મોહનદાસ એમ ચાર સંતાન થયાં. મોહનભાઇ સૌથી નાના એટલે લાડકા હતા. બહેન-દીકરીઓથી ઘર ભર્યું ભર્યું રહેતું. એટલે એક મૂકે ને બીજો તેડે. કેડે કંદોરો, પગમાં ઝાંઝરી, હાથમાં સોનાની કડલીઓ પહેરી નાનો મોહન ઘૂંટણભર આખા ઘરમાં રમે ને સહુ સામે ટગર ટગર જોયા કરે.

મોહનની સંભાળ લેવા એક બાઈ રાખી હતી. તેનું નામ રંભા. રંભાની કેડેથી મોહન હેઠો જ ન ઉતરે. રંભા જાતની ખારવણ હતી, પણ એનું હૃદય ધર્મભાવનાથી ભરેલું હતું. સહુ પહેલું મોહનને એણે રામનામ શીખવ્યું હતું. રંભાની કાખમાં મોહન બેઠો હોય અને કોઇ કહેશે 'આ છોકરો તોફાની થવાનો!' તો રંભા તરત બોલી ઉઠતી: 'જાની હવે, મારો મોનીઓ તો ડહાપણનો દરીઓ થવાનો. એની આંખ તો જો, કેવી કામણગારી છે!' આમ કહી રંભા મોહનને છાતી સરસો ચાંપી બચીઓ ભરી લેતી.

*

ભાઇને વિલાયત જાવું'તું. ત્યારે ભાઇ ફક્ત અઢાર વરસના જ હતા. બાની રજા મળતી ન હતી. ત્યારે બાના ખોળામાં સૂઇ જઇને મનાવે, 'બા, તું જોજે તો ખરી, હું વિલાયત જઇને કેવો હોંશિયાર થઇ આવું છું! બારિસ્ટર થઇને આવીશ ને મારા બાપુની ગાદી સાચવીશ. તું મને રાજી થઇને રજા આપ' ને છેવટે માંસ, મદિરા અને પરસ્ત્રીસંગની પ્રતિજ્ઞા લેવરાવીને બાએ રજા આપેલી.

મુંબઇમાં હતા ત્યારે ભાઇને ખાવાનો બહુ શોખ. અથાણાનાં બાટલા, દળેલું મીઠું, બધું અહીંથી મંગાવે. પૂરણપોળી એમને બહુ ભાવે.



જે દિ પૂરણપોળી થાય તે દિવસે રસોડામાં આવીને કહેશે: 'ત્રણ ટંક થાય એટલી કરી છે ને?' હું તો વિચારમાં પડી જાઉં છું કે આવો સ્વાદિયો ભાઇ સાવ ત્યાગી થઇને બેઠા.

સાબરમતી આશ્રમમાં હું વહેલી ઉઠીને દળવા બેસું ત્યાં ભાભી આવીને મને કહે કે, 'તમે રહેવા દો—લાવો હું બેસું.' અમારી નણંદ-ભોજાઇની રકઝક ચાલતી હોય ત્યાં ભાઇ આવી ચડે. ભાભીને કહેશે કે, 'ભલે બહેન દળે. તું પછી બેસજે. ખાય એણે દળવું તો જોઇએ જ ને!'

—ગોકીબહેન.

*

દક્ષિણ આફ્રિકાનો એક પ્રસંગ મને યાદ આવે છે. ફિનિક્સ આશ્રમની શરૂઆતનો સમય હતો. મહાત્માજી એ વખતે બ્રહ્મચર્ય વિષે ચોક્કસ વિચારો પર આવી ગયા હતા અને એ વિષય ઉપર તેમણે નિશ્ચિત લખ્યું હતું. દુનિયામાં મનુષ્ય પેઢી ચાલુ રહેવા સંબંધમાં મારે એમની સાથે ઘણીવાર

ચર્ચાઓ થઈ હતી. એકવાર મેં એમને પૂછેલું કે 'ઈશ્વરે સ્ત્રી પુરૂષના હૃદયમાં વાસના અને આકર્ષણ મૂક્યાં છે એ ખોટું જ કર્યું હોવું જોઈએ, કેમકે એ સ્ત્રી પુરૂષો જો તમારો સિદ્ધાંત સ્વીકારે અને તેને અનુસરે તો ઈશ્વર સૃષ્ટિદ્વારા પોતાના જે આવિર્ભાવ કરે છે તે તો ખંધજ થઈ જાય. ઈશ્વરે સૃષ્ટિમાં મનુષ્યના સર્જન માટે જે રીત ઠરાવી છે તેનો ત્યાગ કરવો એ કંઈ વિકસીત માનવજાતિનું ધ્યેય નથી, છતાં એમાં સંયમ રાખવો એ તેનું ધ્યેય છે ખરૂં.'

થોડા વખત પછી ફિનિક્સ આશ્રમમાં એક-બહેનને સુવાવડ આવી. બે દિવસ પછી હું મારા પતિ સાથે ત્યાં ગઈ ત્યારે જાણી જોઈને મેં એ સંબંધી શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. મને લાગ્યું કે મહાત્માજી આથી નારાજ થયા હશે. પણ થોડી વાતચીત પછી તેમણે આશ્ચર્યથી પૂછ્યું: 'તમે પેલાં માતા અને બાળક વિષે તો કાંઈ પૂછ્યું જ નહિ. તમારે એમને જોવાં નથી?' અમારી સાથે તેઓ નવા જન્મેલા બાળકને જોવા આવ્યા અને માતાની સાથે શાન્તી અને આનંદથી વાતો કરી ત્યારે હું સમજી ગઇ કે જેમ સ્ત્રી કરે છે તે જ પ્રમાણે ગાંધીજી પણ તાત્વિક સિદ્ધાંતો અને મનુષ્યની જરૂરિયાતો અને લાગણીઓ એ બે વચ્ચે ભેદ પાડે છે. —મીસીસ પોલાક

*

૧૯૩૧ માં ગાંધીજી ગોળમેજી પરિષદ માટે વિલાયતમાં આવેલા ત્યારે તેઓ કેંબ્રીજ આવ્યા હતા ને મારે ઘેર ઉતર્યાં હતા. તેમના ઓરડામાં કુ. સ્લેડ (મીરાંબહેન) સાથે હું પ્રાર્થનામાં જોડાયો હતો. પછી ગાંધીજી બેઠકના ઓરડામાં આવ્યા ને રેંટીઓ ચલાવતા ચલાવતા અમારી સાથે વાતે વળગ્યા. શરૂઆતમાં તો અમારી વાતો સામાન્ય હતી પણ ગંભીર વાતો ઉપર ઉતર્યાં. મુખ્ય વિષય પ્લેટો વિષે હતો. અને એ વાતચીતના સાર રૂપ ગાંધીજીનું મંતવ્ય હું સમજ્યો કે ' જે લોકો રાજ્ય કરે છે અને દેશનો કારભાર ચલાવે છે તેમણે સાદાઈથી રહેવું જોઈએ. લોકસેવાની તક મળી એટલાથી જ એમણે સંતોષ માનવો જોઈએ અને મોટા ઈનામો અને માનપત્ર કે બદલાની આશા ન રાખવી જોઈએ.'' —અર્નેસ્ટ બાર્કર

*

આગાખાન મહેલમાં ગાંધીજીના જન્મદિન પ્રસંગે ત્યાં એકત્ર મળેલા કેદીઓએ નવી રમત શરૂ કરી. દરેક સમક્ષ જુદા જુદા ફિલસૂફો, રાજદ્વારીઓ વગેરેનાં વાક્યો રજૂ કરાયાં. રમત એવી હતી કે જેને પૂછવામાં આવે તેણે એ એ વાક્ય અગર એ સૂત્ર કોનું છે તે કહેવું.

ગાંધીજીને જ્યારે જ્યારે પૂછવામાં આવ્યું ત્યારે અમુક વાક્ય ઇમરસનનું છે, અમુક વાક્ય થોરોનું છે, અમુક સૂત્ર ટાગોર કે ટોલસ્ટોયનું છે એવાએવા જવાબો દીધા.

પણ આશ્ચર્યની ઘટના એ હતી કે એ તમામ જવાબો ખોટેખોટા હતા. કેમ કે એ બધાં જ વાક્યો ને સૂત્રો મોહનદાસ કરમચંદ ગાંધીનાં હતાં.

*

એકવાર આગાખાન મહેલમાં શ્રી.સરોજિની નાયડૂએ કહ્યું: 'ચાલો બેડમીન્ટન ખેલીએ.'

ગાંધીજીએ કહ્યું : 'હા, ચાલો, જો કે હું કદી રમ્યો નથી, છતાં તમને હરાવીશ એ ચોક્કસ.'

અને તે પછી ગાંધીજીએ રેકેટ લીધું, ને સામે પક્ષે જઈને ઉભા.

સરોજિની નાયડૂના જમણા હાથે દુઃખાવો થતો હતો તેથી તેમણે ડાબે હાથે રેકેટ ઝાલ્યું.

ગાંધીજીએ પણ રેકેટ ડાબા હાથે ઝાલ્યું. આથી સરોજિની હસી પડ્યાં ને કહે: 'તમે મને કેવી રીતે હરાવવાના? રેકેટ ઝાલતાં તો આવડતું નથી. રેકેટ તો જમણા હાથમાં ઝલાય.' ગાંધીજીઃ 'પણ તમેતો ડાબે હાથે રેકેટ ઝાલ્યું છે.'

સરોજીની: 'મારો તો હાથ દુઃખે છે તેથી મેં તો ડાબા હાથે ઝાલ્યું છે.'

પણ ગાંધીજીએ તો ડાબે હાથે જ ચાલુ રાખ્યું. સરોજીનીએ પૂછ્યું: 'કેમ આમ?':

ગાંધીજી કહે: 'સ્ત્રીઓને થતી કળતરનો લાભ ઉઠાવવા હું માગતો નથી.'

*

ગાંધીજી સ્કોટલૅંડમાં એક ડેરીની મુલાકાત લેતા હતા. ત્યારે તેમણે ડેરીવાળાને પૂછ્યું: તમે જે કપડાં પહેરો છો તેને શું કહેવાય?

સ્કોટીશે જવાબ દીધો: વત્તા ચાર. સ્કોટીશે પછી સામો સવાલ પૂછ્યો: તમારાં કપડાંને શું કહેવાં?'

ગાંધીજીએ પોતાનું ઓઢેલું હટાવી કહ્યું: 'ઓછા ચાર' —શહાણે

*

મ. ગાંધીજી પાસે વાંદર નિર્માતનું એક પ્રતિક હંમેશાં રહેતું હતું. આ પ્રતિકમાં એક વાંદરો બંધ આંખવાળો, બીજો બંધ કાનવાળો ને ત્રીજો બંધ મોંવાળો હતો. આ પ્રતિક એમ સુચવતું કે કંઈ અનિષ્ટ હોય તે આંખે જોવું નહિ, કાને સાંભળવું નહિ, ને મોઢેથી બોલવું નહિ. આ ત્રણ વાંદરાનું પ્રતિક એક ચીના તરફથી મ. ગાંધીજીને ભેટ મળ્યું હતું. તે અતિરૂપ ન જોવાનો, ન સાંભળવાનો ને ન બોલવાનો નિયમ મ. ગાંધીજીએ જીવનમાં ઉતાર્યો હતો ને જીવનપર્યંત તેનું પાલન કર્યું હતું. —ચાવડા.

*

દાંડીકુચનો દિવસ આવ્યો. ૮૦ જણા બ્રિટિશ સામ્રાજ્યને ઉથલાવવા પગપાળા મુસાફરી કરવાના હતા. અમદાવાદથી ખેડાની સરહદ સુધીના માર્ગની જવાબદારી મારે માથે હતી. આગલી રાતે મેં ગાંધીજી પાસે જઈ કહ્યું: 'કાલે એક લાખ માણસ સવારી જોવા આવવાનું.'

ગાંધીજી: 'એમ? અમારામાં એવું શું જોવાનું છે? અમને શીંગડાં ઉગ્યાં છે કે પુછડાં ઉગ્યાં છે?'

મેં કહ્યું: 'એમ નહિ, પણ પેલા ચકલાભાઈ અકડ કુકડકી વહેલડીને બે ઉંદરડા જોડીને—

અકડ કુકડકી વહેલડી, બે જોડ્યા છે ઉંદરડા;
મોચીએ મારી ચકલી, એનું વેર લેવા ચાલ્યા.

એ વાત લોકોએ વાંચી છે. આપ ૮૦ જણ બ્રીટીશ સામ્રાજ્યને ઉથલાવવા કેવા જાઓ છો, એ જોવા લોકો આવવાના છે.'

ગાંધીજી: 'તમે પણ એમ જ માનો છો?'

મેં કહ્યું: 'હા, જી.'

ગાંધીજી: 'તો પછી સરકારમાં આટલી બધી હાલાકાલી કેમ છે!'

એનો જવાબ હું આપી શક્યો નહિ.

બીજે દિવસે 'વૈષ્ણવજન તો તેને કહીએ' ગાઈને દાંડીકૂચની ટુકડી ઉપડી. રાજકીય ક્રાંતિને ધર્મ અને સત્યને આધારે ચલાવવાની તો ઇતિહાસમાં આ પહેલી જ કૂચ હતી.

—ડૉ. હરિપ્રસાદ દેસાઈ

*

દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની છેલ્લી લડત સમેટી લઈને સ્વર્ગસ્થ દેશભક્ત ગોખલેજીની સુચનાને અનુસરીને તેમણે દેશ તરફ આવવાનો વિચાર કર્યો. આજથી ૩૪ વરસ ઉપરની વાત છે. બાપુજીને અને તેમની સાથે અહીં ડઝનેક ચેલકાઓને ફીનીક્સમાંથી વિદાય લેવાની હતી. સ્ટેશન લઈ જવાની બધી સામગ્રી તૈયાર કરીને પ્રિય સ્થળ છોડતાં પહેલાં પ્રાર્થના કરવા બેઠા.

પછી જેઓ ત્યાં રહેવાના હતા તેમની વીદાય લેવાની વીધી શરૂ થઈ. એકેએક ઉઠીને બાપુજીને પગે લાગવા માંડ્યું. વળતાં બાપુજીએ કોઈને મીઠી લપડાક મારી, કોઈને મીઠું અમૃતયું ભર્યું, કોઈને બરડે મીઠો ધોકો લગાવ્યો અને કોઈને ખભા પકડીને સંભળાવ્યું

કે 'જો જો હો મને નીરાશ નહિ કરતા.' એમ કરતાં કરતાં ઇમામ સાહેબનો વારો આવ્યો. બાપુજી એકદમ ઉભા થઈ ગયા અને હાથ પહોળા કર્યા. ઇમામ સાહેબ બાપુજીના હૈયામાં લપાઇ ગયા. બાપુજીએ હૈયા સાથે દાબ્યા. ક્ષણેક પછી બન્ને હૈયાં એક છતાં બે રૂપે સામસામા ઉભાં. બાપુજીએ પ્રેમાર્દ્ર ભાવે ઇમામ સાહેબના ખભા ઉપર હાથ મુકયા. એક દૃષ્ટિએ નીરાશીશ આંખે તેમના તરફ ક્ષણભર નીગળતા હૈયે બોલ્યાઃ "ઇમામ સાહેબ, આપણે સહોદર છીએ. મારી માતાએ બે જન્મ્યા...એક હું અને બીજા તમે. એક હિંદુ અને બીજો મુસલમાન. આપણે સહોદર છીએ."

આમ બોલતાં બાપુજીનું હૃદય ગળગળુ થઈ ગયું. ઇમામ સાહેબની આંખમાંથી અશ્રુ-ધારા વહી. અમે બધાં તો ડુસકાં ભરવા લાગ્યાં.

આ દશામાં વહાલાએ અમ સ્વજનોની વિદાય લીધી, અમે નિષ્ઠુર હૃદયે વિદાય આપી.

—રાવજીભાઇ

*

મી. ગાંધી ફ્રુસ્ટ એન્ડમાં મ્યુરીયલ લીસ્ટર સાથે ઉતર્યા હતા, પરંતુ વેસ્ટ એન્ડમાં એક મકાન રાખવામાં આવ્યું હતું, ત્યાં વિખ્યાત હિંદી પ્રતિનિધિઓ એકત્ર થતા હતા. મી. ગાંધી પણ ત્યાં વારંવાર આવતા. સપ્રુ, જયકર, શાસ્ત્રી, કાવસજી જહાંગીર ત્યાં વારંવાર હાજરી આપતા. આ સભાઓમાં મી. ગાંધી પોતાના અનુયાયીઓ સાથે જમીન પર બેસતા અને વિવિધ પ્રશ્નોની ચર્ચા ચલાવતા ત્યારે ગાંધી રેંટીયો કાંતયા કરતા. એક દિવસ મારી ધીરજ ખુટી ગઇ. મેં કહ્યું: 'મી. ગાંધી, આપણે એક ઘણા અગત્યના પ્રશ્નની ચર્ચા કરી રહ્યા છીએ, તો ઘડીભર આ ચરખો બાજુએ મુકી સમગ્ર ધ્યાન ચર્ચામાં ન રોકો?"

તેમણે કહ્યું: 'તમને જો એમ ગમતું ન હોય તો મને વાંધો નથી.'

તેમણે ઘડીભર ચરખો બાજુએ મુકયો, પરંતુ પુનઃ હાથમાં લીધો.

બીજા એક પ્રસંગે તેમણે જે કહ્યું તેમાં ચર્ચાતા પ્રશ્ન વિશેના જ્ઞાનનો અભાવ હતો. મેં એમને પૂછ્યું: 'તમે ૧૯૩૫નો હિંદી સરકાર ધારો કદી વાંચ્યો છે ખરો?' તેમણે ના પાડી. એટલે મેં કહ્યું: 'તો પછી આ પ્રશ્ન વિષે તમારો અભિપ્રાય શું કરવા આપો છો?'

મારા તરફ ફરી તેમણે નમ્રતા પૂર્વક ગુજરાતીમાં મને કહ્યું: "એક મોટાભાઇ તરીકે ઠપકો આપવાનો તમારો અધિકાર છે અને એ ઠપકો સાંભળવાની મારી ફરજ છે.

—સર સેતલવાડ

*

મહાબળેશ્વરમાં ૧૯૪૫ ના મે મહિનામાં સ્વ. કસ્તુરબા ફંડની સભાઓ ચાલતી હતી. પૂ. ગાંધીજી એના પ્રમુખ હતા. એક દિવસ ચર્ચાઓ દરમ્યાન ગાંધીજીના સૌથી નાના પુત્ર શ્રી. દેવદાસભાઇએ બાપુજીને કહ્યું: "બાપુ મારે કંઇક કહેવું છે." બાપુજીએ કહ્યું "શું કહેવું છે. ખુશીથી કહે." ત્યારે શ્રી. દેવદાસ ભાઇએ જરા સંકોચપૂર્વક કહ્યું કે 'પણ બાપુ મારે આપની વિરૂદ્ધ કહેવું છે." બાપુજીએ હસતાં હસતાં તરત જવાબ આપ્યો: "ભલે કોઇ આજ્ઞાધારક પુત્ર હોય તો બાપની આગળ કહેતાં જરા અચકાય, પણ તેને એવું લાગવાની કાંઇ જરૂર નથી. તારે જે કાંઇ કહેવું હોય તે કહે." શ્રી. દેવદાસભાઇની મુંઝવણ આથી કાંઇ ઓછી ન થઈ. પણ સભામાં પુ. ઠક્કરબાપા હાજર હતા એ તકનો લાભ લઇ શ્રી. રાજાજીએ વિનોદ કરતાં કરતાં તે દેવદાસભાઇનો બચાવ કરવાનો પ્રયત્ન કરતાં કહ્યું: 'બાપુ, અહિં તો એકને બદલે બે બાપા છે: એટલે એને (દેવદાસભાઇને) સંકોચ થાય એ સ્વાભાવિક છે.' બધા હસી પડયા. ત્યાં વળી દાદાસાહેબે શ્રી.

રાજાજીનો વિનોદ આમળ ચલાવતાં કહ્યું : "બાપુ, અહિં તો બે પણ નહિ, ત્રણ બાપા છે. શ્રી રાજાજી દેવદાસભાઇના શ્વસુર (Father-in Low) થયા" બધાની સાથે પૂ. બાપુજીએ પણ આ વિનોદની મોજ માંણી.

*

૧૯૪૪ નો જુન મહિનો હતો. મહિના પહેલાં જ પુ. ગાંધીજી આગાખાન મહેલના કારાવાસમાંથી માંદગીને લીધે મુક્ત થયા હતા. મુંબઇમાં જુહુમાં તા. ૧૩ મી જુને અમે એમને મળ્યા. એમણે દાદાસાહેબને ફરી મળવા પુના આવવા કહ્યું: તે પ્રમાણે ૧૬ મી જુને દાદાસાહેબ પુનામાં દાક્તર દિનશા મહેતાના નિસર્ગોપચાર ગૃહમાં બાપુજીને મળ્યા, ચર્ચાઓ કરી, ગંભીર ચર્ચાઓ અને નાદુરસ્ત તબિયત હોવા છતાંએ બાપુજીએ પોતાનો વિનોદ છોડયો નહિ. એમણે ખૂબ વિનોદ કર્યો. વાતવાતમાં એમણે 'રામની શ્રેષ્ઠતા શામાં છે,' એ પૂછીને 'શ્રેષ્ઠતા એના સંયમમાં છે,' એમ કહ્યું અને રામાયણનો પ્રસ્તુત કથા ભાગ તમે વાંચ્યો છે કે કેમ, એમ દાદાસાહેબને પુછ્યું. 'ના' એવો જવાબ મળતાં બાપુજીએ કહ્યું કે 'તો તો તમારૂં વાચન વ્યર્થ છે.' દાદાસાહેબે કહ્યું: 'ગયે વખતે જેલમાં વાંચવું શરૂ કર્યું હતું, પણ એ પુરૂ કરતાં સુધી સરકારે ક્યાં જેલમાં રહેવા દીધો! બહાર તો હવે વખત મળતો જ નથી.' એટલે તરત મહાત્માજીએ કહ્યું: 'હવે હું એમ કરીશ કે જે પ્રમાણે રામદાસ (ત્રીજા પુત્ર) માટે મેં સમગ્ર ગીતાના સાર રૂપ બાર શ્લોકો ખાસ પ્રયત્ન કરીને ચૂંટી કાઢ્યા છે તે પ્રમાણે તમારા માટે રામાયણમાંના શ્લોકો ચૂંટી કાઢીને અત્યંત સંક્ષિપ્ત એવું રામાયણ તૈયાર કરીશ. રામદાસ માટે તૈયાર કરેલ ગીતાને હું 'રામ ગીતા' કહું છું. આ રામાયણને હું 'માવલંકર રામાયણ' કહીશ. ત્યારે સ્વામી આનંદે કહ્યું: "બાપુ, 'માવલંકર રામાયણ' એ બહુ લાંબો શબ્દ પ્રયોગ થાય છે. એના કરતાં 'દાદા-રામાયણ' એવું સંક્ષિપ્ત નામ જ સંક્ષિપ્ત રામાયણને વધારે ન શોભે?"

*

પુ. બાપુનો વિનોદ તો જગપ્રસિદ્ધ છે. જાણે વિનોદ એ એમના જીવનનું વિટામીન ન હોય! હિંદના ૪૦ કરોડ અરે આખી માનવજાતનો બોજો એમના માથે હોય તો પણ તેઓ તો હંમેશાં પ્રસન્નચિત્ત અને પ્રફુલ્લ-વદન જ હોય. ગંભીર રાજદ્વારી ચર્ચાઓમાં પણ તેઓ વિનોદ કરે ને સમગ્ર વાતાવરણ ઉલ્લાસમય બનાવે.

બરાબર ૧૫ વર્ષ પહેલાંની વાત છે. ૧૯૩૩ નો જાન્યુઆરી મહિનો હતો. કોઈ કામસર પૂજ્ય બાપુએ દાદાસાહેબને એક કાગળ લખ્યો. એમાં લખ્યું "ઠક્કરબાપા લખે છે કે અંત્યજ કાળા બાબત દાદાને લખજો. તમે દાદા ક્યારે થયા એ હું જાણતો નથી. મારા જન્મ પહેલાની વાત હોવી જોઇએ. ઘણું જીવજો ને હરિજનોની સેવા કરજો. બાપાનું કહેવું એમ છે કે તમારે તમારી વગનો ઉપયોગ...ઇત્યાદી સાથે કરવો-તેઓ ઠાકોરજીનાં દર્શન ભલે ન કરવા દે' પણ મંદિર પ્રવેશ સિવાયના કામને સારૂ તો છુટે હાથે દ્રવ્ય આપે. પણ દાંતને જીભની ભલામણ શી કરવાની હોય! અને જો 'બાપા'નું-જોર 'દાદા' પાસે ન ચાલે તો પંદર વર્ષના નવા સવા બાપુની શી વિસાત! મેં તો બાપાએ લાદેલો બોજો ઉતાર્યો.'

અસંખ્ય કામોના બોજો નીચે પણ પૂ. બાપુજી કેવો માર્મિક વિનોદ કરી શકતા!

—પુરૂષોતમ ગ. માવલંકર

*

ગાંધીજી જ્યારે આફ્રીકાથી આવ્યા ત્યારે આપણી મહાસભામાં એમની કંઇ ગણત્રી જ ન હતી. એ વખતના રાજકારણના ધુરંધરો એમને બહુ મહત્વ આપતા નહિ અને

આ એક વિચિત્ર મેજાજનો સામાન્ય માણસ છે એમ સહુ જાણતા. આફ્રીકાના પ્રશ્ન અંગે એમને થોડું મહત્વ આપવામાં આવતું હતું, પણ એ વખતે કૉન્ગ્રેસમાં આ પ્રશ્ન કંઈ અગત્યનો ભાગ ભજવતો ન હતો. ગાંધીજીને ઘણા મિત્રો રાજકારણમાં ભાગ લેવાનું કહેતા હતા, પણ તે ના પાડતા, કારણ કે તેઓ હિંદુસ્તાનની મુસાફરી કરવા માંગતા હતા. વારંવાર એ કહેતાઃ

"બે વર્ષ પછી હું રાજકારણમાં ઝુકાવીશ; કારણ કે મારે મારા દેશનું દર્શન કરવું છે."

ગાંધીજીના મગજની રચના જુદા જ પ્રકારની છે, એ વાતની પહેલી ખબર બનારસ હિંદુ–યુનિવર્સિટીના એક સમારંભ વખતે પડી. ગાંધીજીને ત્યાં જવાનું આમંત્રણ મળ્યું હતું. વાઇસરોય આવવાના હતા. અને ઘણાં મહારાજાઓ હીરામોતીના કીંમતી દાગીનાઓ પહેરીને સભામંડપમાં ગંભીર મુખે બેઠા હતા. વાઇસરોય જે રસ્તે આવવાના હતા ત્યાં ચારેબાજુ પોલિસ ભરી–બંદુકે પહેરો ભરી રહ્યા હતા.

દરબાર ભર્યો આખો સમારંભ હતો. ગાંધીજી તો એક ખૂણે બેઠા હતા; કોઈનું એમની તરફ ધ્યાન પણ ન હતું. શ્રી. એની બેસન્ટ વ્યાસપીઠ ઉપર ચમકતાં હતાં. કોઇએ ગાંધીજી તરફ જોઇને બેસન્ટને પુછ્યુંઃ

"પેલો માણસ કોણ છે?"

"મીસ્ટર ગાંધી."" ટૂંકો જવાબ મળ્યો.

"પેલા આફ્રિકાવાળા? હિંદના રાજકારણમાં કંઇ સમજે છે?"

"હા, એ જ; રાજકારણની બાબતમાં હજુ એ બાળક છે." સ્મિત સાથે એની બેસન્ટ બોલ્યાં.

શબ્દ, શણગાર અને અલંકારોથી વાતાવરણ ગાજતું હતું. હવામાં 'દમામ' એ એક જ શબ્દનું સામ્રાજ્ય છવાઈ ગયું હતું. ગાંધીજી મુંઝાતા હતા, મંથન અનુભવતા હતા. એને લાગ્યું કે આ 'જાહેરજીવન ઉપર દંભનો ચળકતો રંગ લાગ્યો છે. એ સમજી ગયા કે, પ્રજાના હૃદય સાથે કોઈ હૃદયથી વાત કરતું નથી. શ્રોતાજનોના કાન ઉપરથી શબ્દો પાછા ફરતા હતા એ તેમણે જોયું. મહારાજાઓ એકબીજા સામે સ્મિતભરી દૃષ્ટિ ફેંકીને, સ્ત્રીઓની જેમ એકબીજાના ઘરેણાનું અવલોકન કરતા હતા.

અને કોઇએ ગાંધીજીને કંઈ બોલવાનું કહ્યું. સુવર્ણથી ચમકતા વાતાવરણમાં સાદા પોશાકવાળો આ માનવી બોલવા ઉભો થયો. સહુ કોઈ એના વેશને જોઇ રહ્યા. એ બોલ્યાઃ

"વાઇસરોયને પોલીસ પહેરા નીચે આવવું પડે એ ખરેખર શરમની વાત છે. આના કરતાં તો હું ગોળી ખાઇને મરી જવા પસંદ કરું છું. આ સાબીત કરી બતાવે છે કે અંગ્રેજ આ દેશમાં પ્રજાપ્રિય વ્યક્તિ નથી."

જાણે ગોળીબાર થયો હોય એવી અસર વાઇસરોય ઉપર થઈ. આ શબ્દોએ શ્રોતાજનોના કાનના દરવાજા ખોલી નાંખ્યા. રાજામહારાજાઓની આંખમાંથી તિરસ્કારના તીર વરસવા લાગ્યાં. પણ આજનો આ યુગપુરૂષ અને એ સમયનો સામાન્ય માણસ કંઈ મુંઝાય એવો ન હતો. એક મહારાજાએ બીજાને કહ્યુંઃ 'તદ્દન ચક્રમ લાગે છે, અક્કલ નથી અક્કલ!'

"અરે મૂરખ છે મૂરખ!" બીજાએ કહ્યુંઃ

પણ એવામાં તો ગાંધીજીના અગ્નિભર્યા શબ્દો દેવના આ દીકરાઓ ઉપર આવ્યા અને તેઓ સળગી ઊઠયા. ગાંધીજી બોલ્યાઃ

"અને અહીં વ્યાસપીઠ ઉપર બેઠેલા આ મહારાજાઓ જાણે ઘરેણાની હરીફાઇમાં ભાગ લેવા આવ્યા હોય એમ લાગે છે. એમના રાજ્યની પ્રજા જ્યારે અતિ કંગાલ છે, ત્યારે

એમને આવા હીરામાણેક પહેરવા ગમે છે એજ મને સમજાતું નથી. રાજાઓ જો આવી જ જિંદગી ગાળવા માગતા હોય તો પછી દેશને આવા રાજાઓની શી જરૂર છે?

ખળભળાટ મચી રહ્યો. પ્રમુખસ્થાને દરભંગાના મહારાજા બેઠા હતા તે ઉઠીને ચાલતા થયા; અને સાથે સાથે બીજા મહારાજાઓ ચાલતા થયા. વ્યાસપીઠ ખાલી થઇ ગઈ; શ્રોતાજનોએ હર્ષના પોકાર કર્યા અને વક્તાને વધાવી લીધા.

કોઈ બોલ્યું: 'શાબાશ! ગાંધી, શાબાશ!'

એની બેસન્ટે ગાંધીજીને કહ્યું: "મી. ગાંધી, જરા સભ્ય ભાષા ઉચ્ચારો.'

"માફ કરજો; હું સભ્ય ભાષા જ વાપરી રહ્યો છું, પણ હું જે કહું છું તે સત્ય છે, એટલે જરા કડવું લાગે છે."

સભામંડપમાંથી પોકાર પડયો, 'એમને અટકાવો નહિ; બોલવા દો, અમે સાંભળવા માગીએ છીએ.'

ગાંધીજીની સ્પષ્ટ વાણી સાંભળીને પ્રજા મુગ્ધ બની ગઈ; પ્રમુખ વિના સભાનું કામકાજ ચાલ્યું અને ગાંધીજી ઘણું બોલ્યા. આ એમનું દેશમાં પ્રથમ ભાષણ અને આ ભાષણે આકાશમાં વીજળી ચમકાવી. પ્રજાને ખાત્રી થઇ ગઇ કે એના હૃદયની ભાષા બોલનારો કોઈ અજબ માણસ આ દેશમાં આવી ચડયો છે. ભાષણ પછી લોકો એમને જોવા માટે ટોળે મળ્યાં અને ગાંધીજીની આંખમાં દેશના કરોડો માણસો બેઠાં છે એવું એમને લાગ્યું.

—લોહાણા હિતેચ્છુ.

*

**આ**પ મારે ઘેર ઉતરવાનું રાખશો?

'હા મને હરકત નથી, પણ...!'

'કેમ પણ? શું કહેવા ઇચ્છો છો?'

ગાંધીજી અને કૃપાલાનીજી વચ્ચે આમ મુજફરપુર સ્ટેશને ઉપર વાત ચાલી રહી હતી. કૃપાલાનીજી ત્યાંની કોલેજમાં અધ્યાપક હતા.. ગાંધીજી ચંપારણ્ય જતા હતા. તેમને એક દિવસ મુજફરપુરમાં કૃપાલાનીજીના આગ્રહ વશ થઈ ઉતરવાનું થયું. ત્યારે ગાંધીજીએ કહ્યું:

'જુઓ કૃપાલાની, મને તમારે ઘેર ઉતારો આપો છો એમાં જોખમ છે, કારણ કે તમે સરકારી નોકર છો.'

'કયા બાત હૈ, મૈં નોકરી છોડ કે આપ કે સાથ ચલ પડુંગા.'

ને ખરેખર કૃપાલાનીજીને ઘેર ગાંધીજી ઉતર્યા એ બદલ કોલેજના અધિકારી તરફથી કૃપાલાનીજીનો ખુલાસો મંગાયો. તેના જવાબમાં તેમણે સરકારી નોકરી છોડી દીધી, ને સીધા ચંપારણ્યમાં ગાંધીજી પાસે પહોંચી ગયા.

ગાંધીજીએ હસીને કહ્યું: "હું કહેતો જ હતોને! આવો, હવે શું કામ કરશો?

'જે સોંપશો તે.' કૃપાલાનીજીએ કહ્યું.

'ઠીક, ત્યારે બહાર દરવાજે બેસો. જે કોઈ મને મળવા આવે તેને બેસાડજો.' ગાંધીજીએ કામ સોંપ્યું.

કૃપાલાનીજીને ગાંધીજીએ એક જરૂરી કાગળ ચંપારણ્યના કલેકટરને પહોંચાડી આવવા કહ્યું તેઓ કાગળ લઇને ગયા.

કલેકટરે પૂછયું: 'તમે કોણ છો?'

"ગાંધીજીનો પટાવાળો છું."

"શું ભણ્યા છો?"

"ભણ્યો છું તો થોડું', 'એમ. એ. સુધી.'

'બીજું શું કામ કરો છો?'

'ગાંધીજીના દરવાન તરીકેનું.'

કલેકટર ગાંધીજીનો 'પટાવાળો ને દરવાન' જોઈ હેબતાઈ ગયો! તેણે બધું પ્રશ્ન પુછવાનું માંડી જ વાળ્યું!

*

મહાત્મા ગાંધીજી ૧૯૩૩ની સાલમાં પુનાની 'પર્ણકુટીમાં યરોડાની' જેલમાં એક મહિના પહેલાના અપવાસ પછી તબીયત સુધારી રહ્યા

હતા ત્યારે એક સાંજે બાપુ સાથે હું એકલો હતો. તેઓ પર્ણકુટીના બાગમાં વિચારમગ્ન બની ફરી રહ્યા હતા. એમણે મૌન ભંગ કરી કહ્યું : "આનંદ, મારે હાલના સંજોગોમાં શું કરવું જોઇએ ? આ વખતે મેં મારા છુટકારાની આશા રાખેલી નહિ. મેં એમ ધીયારેલું કે મને મરવા દેવામાં આવશે. અપવાસથી નીપજનારા મારા મરણને લોકો કેવું લેખશે તેનો મને ખ્યાલ નથી.'

મેં કહ્યું : 'બાપુ, એ મોત ઘણુંજ ભવ્ય થતે.' બાપુએ કહ્યું: 'ના—ના. અપવાસથી નીપજતા મૃત્યુને તમે ભવ્ય લેખો છો ! હું તો લેખતો નથી, એમાં ભવ્યતા ક્યાં રહી ? તમે જાણો છો કે મારી કુંડળીમાં વીરતા ભર્યું મોત લખેલું છે ?'

"પણ બાપુ અપવાસથી નીપજતું મોત પણ ભવ્ય છે."

"ના, હું એમ નથી માનતો. મારું મોત કાં તો ફાંસીથી અથવા ગોળીથી નીપજવાનું છે. અને એ ખરેખર વીરતાભર્યું મૃત્યુ હશે. પથારીમાં પડી રહી અપવાસથી નીપજતું મોત નહી.'

—હિંગોરાણીવ

બાપુના અવસાન પછી હું રળિઆતબાને મળવા ગયો ત્યારે એમનાં દર્શન કરતાં જ સ્તબ્ધ થઇ ગયો. ન હલે, ન ચલે, સાવ સૂનમૂન મૂંગાં બેઠેલાં. આંખ જાણે જોતી હોય છતાં કાંઇએ ન જોતી હોય, જીવતાં છતાં જાણે વજ્રઘાતથી જેવાં ઠંડાગાર બની ગયાં હોય એમ લાગતું હતું. એમનાં ૬૦ વર્ષનાં દીકરી પાસે બેઠાં હતાં. તેમણે કહ્યું કે 'એમણે આ સમાચાર સાંભળ્યા ત્યારથી એ ભાંગી જ પડ્યાં છે. ઘણું સમજાવ્યાં પણ એમને કયાંય કોળતું નથી. 'મારે ભાઈથી છેટું પડી ગયું', ત્રણ ત્રણ ભાઇએ હું આજે ભાઈ વગરની થઇ' એ વિચારે એમનું હૈયું મુંઝું વલવલે છે.'

રળિયાતબાનાં પુત્રીએ કહ્યું કે 'બાપુનો પત્ર બે મહિના પરજ બા પર હતો ને એમની ચિંતા આકરીનીજ વાતો એમણે એ કાગળમાં લખેલી.'

બાપુ તો ભારે રમુજી. બા એમને મળવા ગયાં ત્યારે બાપુએ એક વાર બાને પૂછ્યું: 'હેં બહેન ! આપણામાં મોટું કોણ ? હું કે તું ?'

રળિઆતબા શો જવાબ આપે ? પોતે બાપુથી ત્રણ ચાર વર્ષ મોટાં, એટલુંય બાપુ ન જાણે ? એટલે બા કહે: 'હું તો વળી, ભાઇ ! તને એટલીએ ખબર નથી ?'

તો બાપુ કહેઃ 'ના, ના. આ તો હું તમારી આગળ ઘરડો લાગું છું, ને બહેન તું તો મારાથી ઘણી નાની ને તાકાતવાળી લાગે છે, માટે કહું છું.'

આવી રમુજ બાપુ ખૂબ કરતા. એક વખત કહે કે 'બહેન ! આ જોષીઓ સાચું કહેતા હશે ? અને મને કહે છે કે હું તો ૧૦૧ વર્ષ જીવવાનો છું.'

બહેન કહે: 'ભાઈ એના તે શા-વિશ્વાસ ! એ તો કહે, ભગવાન વિના સાચું કોણ જાણે જ છે !' ત્યારે બાપુ હસતા કહે કે 'હા. એજ સાચું. હુંય એમ જ કહું છું. જોને આ જોષીએ તો હું ૧૦૧ વર્ષ જીવવાનો છું એમ કહીને મારાં ૨૪ વર્ષ ઉપર તો લાગલો કાપ જ મૂકી દીધો. મારે તો સવાસો વર્ષ જીવવું છે.'

—ઉપેન્દ્ર પંડ્યા.

રે રે સંજ્યું ધ્રુવ—તપ થકી સ્વર્ગ જુદું, પ્રભુ તેં !
તારા રૂપે ગગન પટથી પંથ જે આજ ચિંધે,
પ્રાર્થું એવું, વિભુ રચ નવું સ્વર્ગ એ 'બાપુ' કાજે,
કે જે દ્વારે મનુજ ગણને સત્ય ને શાંતિ માગે.

—કનૈયાલાલ જોષી

# બાપુના સંભારણાં

[ હિંદુસ્તાનમાં ]



[ રાજકોટમાં ઉપવાસ પછી પારણું ]

શ્રી. રામનારાયણ ના. પાઠક

*

[ બાપુજી અનેક માણસોના સંસર્ગમાં આવ્યા હતા. તેમણે પોતાના સંસ્મરણો લખ્યાં છે. બાપુજીએ પોતાની આત્મકથામાં નાગપુર કોંગ્રેસ સુધીના પ્રસંગો આલેખ્યા છે. ને તે પછી 'નવજીવન' અને 'હરિજન'માં સ્વ. મહાદેવભાઈએ સુંદર પ્રસંગો આપેલા છે. એ બધામાંથી તારવીને શ્રી. રામનારાયણ ના. પાઠકે 'ગાંધી બાપુ' નામનું પુસ્તક તૈયાર કર્યું છે તેમાંથી આ પ્રસંગો લેખકના સૌજન્યથી ઉતાર્યા છે. ]

વર્ધાથી મોટરમાં એકવાર નીકળ્યા. સાઠેક માઈલ દૂર જવાનું હતું. એમાં રસ્તામાં મોટર ખોટકાણી. આસપાસથી કશી મદદ મળે તેવું ન હતું. છેવટે બાજુના ગામમાંથી ગાડું મગાવ્યું. ગાંધીજી તો થાક્યા-પાક્યા ગાડામાં લાંબા થઈને સૂતા. ગાડું ચાલ્યું તેવા ઘસઘસાટ ઊંઘવા માંડ્યા. બળદ ઘોડાવેગે જતા હતા. ગાંધીજીના મનમાં થયું કે આ બાજુના બળદ બહુ સારા લાગે છે. ડુંગરાળ મુલક રહ્યો ને! આમ વિચાર કરતા એ તો ઊંઘી ગયા. પણ સવારમાં ઊઠીને જ્યાં જુએ તો હાંકનારના હાથમાં તીણી આરવાળો પરોણો! વારે ઘડીયે એ બળદને આર ભોંક્યા કરતો હતો ને બળદ દોડ્યા જતા હતા, પણ થાક અને ત્રાસથી શેરી રહ્યા હતા. જોતાવેંત ગાંધીજીને કાળજે ઘા પડ્યો. એકદમ ગાડું ઊભું રખાવ્યું. ગાડાવાળાના હાથમાંથી પરોણી લઈ લીધી ને પોતે નીચે ઊતરી ગયા.

–બીચારો ગાડાવાળો તો ગભરાઈ ગયો. એણે પાઘડી ઉતારીઃ બાપુ, સા'બ, માફ કરો. હવે બળદને કોઈ દી આર નહિ મારું. તમે ભલા થઈને બેસો.'

પાછળ ગાઉ દૂર પડી ગયાં હતાં. ગાંધીજીને ખેડૂતની દયા આવી. આરને એ જ વખતે પથ્થરથી ટોચાવી નાખી અને ફરી ગાડામાં બેઠા.

*

એકવાર ગાંધીજીની મોટર સડસડાટ ચાલી જતી હતી. એમાં એકાએક ટાયર ફાટ્યું. મોટર અટકીને ઊભી રહી. સૌ નીચે ઊતર્યા. ગાંધીજી સડકની કોર પર ઊભા હતા, ત્યાં એક ડોસીમા આવતાં જણાયાં. લાકડીને ટેકે મહામહેનતે એ ચાલતાં હતાં. સાવ પાસે આવ્યાં ત્યારે એમણે હાથની છાજલી આંખ આડી ધરીને પૂછ્યું: 'આમાં મા'ત્મા કોણ, બાપુ?'

સાંભળીને ગાંધીજીએ માજીને પૂછ્યું: 'તમારે મા'ત્માનું શું કામ છે, માડી?'

ડોસીમા બોલ્યાં: 'બાપુ, મારી ઉંમર સો ઉપર ચારની છે. હું બધાય તીરથ કરી આવી છું. હવે આંખે પૂરું દેખાતું નથી. જેવા રામ ને કૃષ્ણ–અવતાર થઈ ગયા એવા મહાત્માજી પણ આ કળજગમાં અવતારી પુરૂષ પ્રગટ્યા છે, એમ મેં સાંભળ્યું છે. એમના દર્શન કર્યા વિના મારી ગતિ શી થાય?' આમ કહેતા

માજીની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. ગાંધીજીએ ડોસીમાને શાંતિથી વાત કરવા કહ્યું એટલે માજી સમજી ગયાં કે આ વાત કરે છે એ જ પંડે મહાત્મા લાગે છે. એટલે એમણે પૂછ્યું: 'બાપજી, મારે એક પ્રશ્ન પૂછવો છે. ઘણાય વખતથી મારા મનમાં ઘોળાય છે ને મૂંઝવણનો કોઈ પાર નથી.'

'પૂછો માડી!'

ડોસીમા ધીમે રહીને બોલ્યાં: 'બાપજી, તૃષ્ણા કેમ મટે?' પાસે ઊભેલા ચહેરા હસુ હસુ થઈ રહ્યા. એ સૌને એમ થયું: 'અરે, એકસો ચાર વરસની થઈ તોય ડોસીને આવો પ્રશ્ન પૂછવાનો રહ્યો! અરે રામ!'

પણ ગાંધીજીએ ગંભીરપણે જવાબ આપ્યો: 'માડી, મનના ઘોડા ધડતાં બંધ થઈએ તો તૃષ્ણા શમી જાય.'

*

છેક પૂર્વમાં, બ્રહ્મદેશના સીમાડા ઉપર આસામનું દિબ્રુગઢ નામનું ગામ આવેલું છે, નંગા પર્વતની હારમાળા ને ગીચ જંગલની ખીણમાં થઈને રેલ્વે ચાલી જાય છે; એ રેલગાડીના ડબા જોયા હોય તો નાના રમકડા જેવા. ગાંધીજી માટે ખાસ ગાડી જોડાવી હતી. આગળ એન્જીન ને પાછળ બે ડબા, આગલા ડબામાં ગાર્ડ ને ગાંધીજીના સાથીદારો, પાછલામાં ગાંધીજી એકલા.

દડબડ કરતી ગાડી જંગલમાંથી પસાર થતી હતી. બહાર ચાંદની ખીલી નીકળી હતી. ગાંધીજી બારીમાંથી એ સુંદર દેખાવ નીરખી રહ્યા હતા. રળિયામણા મુલક જોવામાં ગાંધીજી લીન બની ગયા હતા.

એવામાં આગળ ગયેલી રેલગાડીના છૂટા પડી ગયેલા બે ડબા સાથે ગાંધીજીની ગાડી અથડાઈ પડી. ગાંધીજીના મંત્રી કૃષ્ણદાસ સફાળા જાગી ઊઠીને બહાર જોવા લાગ્યા. એમને બીક લાગી કે ક્યાંક આ ધક્કાધક્કીમાં ગાંધીજીનો ડબો છૂટો ન પડી જાય. હજી વિચાર કરે છે ત્યાં તો ગાર્ડ હાંફળો-ફાંફળો એન્જિન ડ્રાયવર પાસે આવ્યો અને બૂમ મારી: 'એય, ઊભી રાખ ગાડી. પાછળ મહાત્માજીનો ડબો છૂટો પડી ગયો છે.'

બધા ગભરાઈ ગયા. નીચે ઊતરીને જુએ તો ચોમેર ઊંચા કાળા પહાડ ને બિહામણી ઘોર ઝાડી. જે જંગલની ચાંદની ગાંધીજીને આનંદ આપતી હતી તે જ એમના સાથીઓને ભયંકર લાગી. ગાર્ડે ગાડી પાછી ફેરવાવી. લગભગ દોઢેક માઇલ આવ્યા ત્યાં ગાંધીજીનો ડબો દેખાયો.

ગાંધીજીના ચહેરા ઉપર તો ભય કે ચિંતાનું નામનિશાન ન મળે. એમણે તો હસતા હસતા કહ્યું: 'તમે આમ જલદી પાછા આવશો એમ મેં ધાર્યું નહોતું. હું તો ધારતો હતો કે પાછળથી કોઈક ગાડી આવશે ને પાછળથી મારા ડબાને ધક્કો મારી નીચે પાડી દેશે. હું તો મોજથી જંગલની શોભા જોતો હતો.

ગાંધીજીને સારા-નરવા જોઈને સૌના જીવમાં જીવ આવ્યો. તેમનો ડબો ફરી જોડી દીધો અને પાછી એ રમકડા જેવી આસામની રાણી દડબડ દડબડ કરતી દિબ્રુગઢને માર્ગે ચાલી નીકળી.

*

અસહકારનું જોર દિવસે દિવસે વધતું જતું હતું. પરદેશી કાપડની હોળીઓ ઠેર ઠેર થતી હતી. મદ્રાસમાં ગાંધીજી ફરતા હતા. મિલ-મજૂરોની એક મોટી સભામાં ગાંધીજીએ કહ્યું: 'તમારી પાસે જેટલા પરદેશી કપડાં હોય એટલાં આજ ને આજ સળગાવી દ્યો.' એટલે એક જણ ઊભો થયો. એણે ગાંધીજીને સામો સવાલ પૂછ્યો: 'મહાત્માજી, આપ કહો છો એ વાત ખરી, પણ અમારી પાસે એક જોડ હોય એ બાળી દઈએ, પછી પહેરીએ શું?'

એ વાક્ય ગાંધીજીને હૈયા સોંસરું ઊતરી

ગયું. તેમને ખૂબ અકળામણ થવા લાગી. ખુલના જીલ્લામાં પણ કોઈએ કહેલું કે: 'આ બિચારા દુકાળિયા નાગા ફરે છે ને તમે કપડા બાળી મુકાવો છો.' ત્યારેય ગાંધીજીને ઘડીભર થઈ ગયેલું કે ધોતિયું–પહેરણ કાઢીને દુકાળ-ફાળામાં મોકલી આપું. પણ તે દિવસે શાંત થઈ ગયેલા. આજની ચોટ બરાબર લાગી ગઈ.

ઉતારે આવીને રાજાજીને કહી દીધું: 'આજથી હું લંગોટીભર રહીશ. મારાં પહેરણ ને ધોતિયાં બંગાળના દુકાળ–ફાળામાં મોકલી આપો.'

રાજાજી કહેઃ 'પણ બાપુ, શિયાળામાં ટાઢ સહન નહિ થાય, ઉનાળામાં ગરમીથી ચામડી બળશે.'

'આ લાખોનું જે થાય છે તે મારું થશે.'

'એમને તો ટેવ પડી.'

'તો મનેય ટેવ પડશે.' ગાંધીજીએ કહ્યું

રાજાજી તો મદ્રાસી વકીલ. સામો જવાબ આપવા જતા હતા ત્યાં ગાંધીજી બોલ્યાઃ 'મારો નિર્ણય ફરે તેમ નથી. બેન–દીકરીઓની મરજાદ રાખવા હું ઘૂંટણ ઉપર સાથળ ઢંકાય તે રીતે કચ્છ બીડીશ. આજ ને આજ બે કચ્છ તૈયાર કરાવો.'

સને ૧૯૨૧ના સપ્ટેંબરની ૨૨મી તારીખ હતી તે દિવસની સાંજની સભામાં ગાંધીજી કચ્છ પહેરીને હાજર થયા. અધલાખની મેદનીને બેધડકપણે બુલંદ અવાજે સંભળાવ્યું: 'જો તમને બીજી જોડી કપડાં ન મળતાં હોય તો લંગોટી પહેરીને ફરજો, પણ પરદેશી પહેરીને કાયા ન અભડાવશો.' સભા ઉપર આ વાકયોની અદ્ભુત અસર થઈ.

*

એકવાર એક અંગ્રેજ બાઈ રજા મગાવીને ગાંધીજીને મળવા આવી. કાળો રેશમી પોશાક પહેરેલો જોઈને ગાંધીજીએ પૂછયું: 'આ કાળું કેમ ?'

'મારી બહેન પારિસમાં છે. તેને મેં કહી રાખ્યું છે કે દરેક ઋતુમાં જુદો જુદો પોશાક મોકલવો. આ પોશાક પારિસમાં છેલ્લામાં છેલ્લી ફૅશનનો છે. મને શરમ થાય છે પણ શું કરું ? સરોજિની નાયડુએ મને કેટલાક ખાદીનાં કપડાં અપાવેલ છે, ને કોઈવાર પહેરું પણ છું.'

ગાંધીજી કહેઃ 'ત્યારે મારે ભાગ્યે જ આ કાળું આવ્યું એમ ને?' ગાંધીજી તો હસી શકતા નહોતા પણ સાંભળનાર હસી પડયા. પેલાં બહેન વધારે શરમાયાં અને બોલ્યાં: 'અરેરે, મને એમ કે મારે આપની પાસે સારામાં સારાં કપડાં પહેરીને આવવું જોઈએ તેથી આ પહેરીને આવી. હવે વળી કોઈવાર આવીશ ત્યારે ખાદીનાં પહેરી લાવીશ. જરા પીળચટા રંગનાં છે. ગમશે ને ?'

ગાંધીજીએ કહ્યું: 'જેવો રંગ હોય તેવો. ખાદી હશે તો જરૂર ગમશે.'

*

ગાંધીજી કચ્છ માંડવી બંદરે ઉતરીને શહેરમાં પહોંચ્યા. એક ગામથી બીજે ગામ જવાના રસ્તા રેતાળ, ડુંગરાળ ને ઊંચા નીચા હતા. ગાંધીજીની તબિયત નરમ હતી. લોકોનો વિચાર ગાંધીજીને પાલખીમાં બેસાડીને લઈ જવાનો હતો. તેઓ અંદર અંદર વાતો કરવા લાગ્યા. સાંભળીને ગાંધીજી બોલી ઊઠયા: 'પાલખી કરતાં જુઓ, હું કહું તેમ કરો. તમને એક સારો રસ્તો બતાવું.'

સૌ શાંત રહ્યા. ગાંધીજીએ કહ્યું: 'બે મોટા મજબૂત લાંબા વાંસ લાવો. એની વચ્ચે નીસરણીની માફક અર્ધો પોણો હાથને આંતરે ખપાટો ચોડો. પછી એની ઉપર જાડી ગોદડી બેવડી–ચોવડી કરીને પાથરો. ઈસ્પિતાલના સ્ટ્રેચર જેવી પાલખી થઈ જશે. ઉપર હું આરામથી સૂઈ જઈશ, ને ચાર જણા સહેલાઈથી ઉપાડી શકશે.'

ગાંધીજી આ વાત કરતા હતા તે સરદાર વલ્લભભાઈ સાંભળતા હતા. ગાંધીજીની વાત

પૂરી થઇ તેવા જ એ બોલી ઊઠ્યા: 'અને બાઈ, જો, ઊભો રહે. વાંસ ને ખપાટિયાં સાથે ચાર નાળિયેર પણ લેતા આવજે !'

સૌ ખડખડાટ હસી પડ્યા. ગાંધીજી પણ ખડખડાટ હસી પડ્યા. તેમની યોજના ઊડી ગઈ. નછૂટકે તેમને પાલખીમાં જવું પડ્યું.

જમવા બેઠા ત્યાં પણ કચ્છની જૂની રૂઢિ આડે આવી. ગાંધીજી તો નાતજાતના ભેદભાવ વગર એક પંગતે વરસોથી જમતા આવ્યા છે. કચ્છી ભાઈઓએ ગાંધીજીના સંઘને જુદા ઓરડામાં જમવા બેસાડ્યો. ગાંધીજી સાથે હરિજન તો હોય જ, એટલે થાળીવાડકા અભડાઈ જાય. એથી સૌને પતરાવળામાં ને માટીનાં શકોરામાં જમવું પડ્યું.

ગાંધીજીએ જમતાં જમતાં ગમ્મત ઉડાવી: 'આપણાં ભાગ્ય કેવાં મોટાં ? આપણને ગરીબનાં ભાણાં મળ્યાં !'

*

રંગુનમાં કારકુનનું કામ કરતો એક હિંદી જુવાન ખાદીનો ભક્ત હતો. એનું કુટુંબ એની બેનનાં લગ્ન કરવા મ્હૈસુર આવ્યું હતું. એ જુવાને પોતાની માને ખાસ ભલામણ કરેલી કે: 'બેન અને બનેવીને લઇને તું ગાંધીજીને મળવા નંદીદુર્ગ જજે.' પોતાના વહાલા દીકરાની ઇચ્છા મુજબ માતા પોતાની દીકરીને જમાઇને લઇને ગાંધીજી પાસે આવી. નવા પરણેલાં વર-ઘોડિયાંને ગાંધીજીએ આશીર્વાદ આપ્યા. બધાંએ જાડી ખાદી પહેરી હતી. પેલા જુવાનની માએ પંદર રૂપિયા ગાંધીજીના પગ આગળ મૂક્યા અને કહ્યું: 'આટલાથી સંતોષ માનજો ?'

ગાંધીજીએ જવાબ વાળ્યો: 'તમે એક રૂપિયો આપ્યો હોત તોયે બસ થઈ પડત. પણ તમે બીજું કંઇક આપી શકો તેમ છો ?'

રાજી થઇને માતા બોલી: 'શું ?'

'તમારી દીકરી અને જમાઇ !'

માતા ઘડીભર ચૂપ થઇ ગઇ. ગાંધીજીએ આગળ ચલાવ્યું: 'તમે ભડકશો નહિ. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ વખતે મદ્રાસી વીર નાયડુએ મને કહેલું: 'મારા ચાર દીકરા તમને ભેટ આપું છું. મારી પાસે બીજું કંઇ નથી.'

'જરૂર મહાત્માજી, મારાં દીકરી ને જમાઇ આપનાં જ છે.'

'એમ નહિ. એ બંને ખાદીનું કામ કરે એમ માગું છું.'

'એમાં શું ? આપ કહેશો તે પ્રમાણે ખાદીનું જ કામ કરશે.'

આસપાસ બેઠેલા આ અપૂર્વ ભેટની વાત સાંભળી તાજુબ બન્યા.

*

એક દિવસ બહુ સાદી, ભલીભોળી બહેન ગાંધીજીને મળવા આવી. ઓરડામાં આવીને ગાંધીજી આગળ એણે કેળાં ને દ્રાક્ષ ધર્યાં' રાજાજી મારફત તામિલ ભાષામાં કહેવરાવ્યું: 'ગાંધીજીને કહો, મારે સંતાન નથી તે સંતાન થાય તેવો આશીર્વાદ આપે.'

સાંભળનારાઓને આથી જરા અજુગતું લાગ્યું. ગાંધીજીની આસપાસ ભણેલગણેલ, સુધરેલાઓનો દરબાર ભરાયો હતો. એ બધાના ચહેરા પર આછું હાસ્ય ફરકી ગયું. પેલી બેન તો આનંદથી હસતે ચહેરે ગાંધીજીના આશીર્વાદની રાહ જોતી, ગાંધીજી સામે જોઈ રહી હતી. સાક્ષાત જનેતાની મૂર્તિ જેવી એ શાંતિથી ઊભી હતી. ગાંધીજીએ જવાબમાં કહ્યું: 'મ્હૈસુરમાં કેટલાંય રૂપાળાં બાળકો છે. તેમાંથી એકાદ દત્તક લઇ શકે ? પૂછો એને.'

રાજાજીએ તામિલ ભાષામાં એને સમજાવ્યું. એ બેન હસી. ગાંધીજીએ જરા ગંભીર થઇને કહ્યું: 'જુઓ, એ બેનને ફરી કહો. બહાર નીકળીને જોશે તો કેટલાંય છોકરાં નમાંપૂરાં, ભૂખ્યાં ટળવળતાં હશે. કેટલાંય ઘરબાર વિનાનાં રખડતાં હશે. તેમાંથી એકાદ ભૂખ્યું બાળક ઉપાડી લઇ તેને ખોળે બેસાડી ઘરમાં રાખે.

એમ માતા બનવાથી તમારા જેટલો આનંદ આખા મ્હૈસુરમાં બીજી કોઈ માતાને નહિ થાય.'

ગાંધીજી બોલતા હતા ત્યારે એ બહેન તેમની સામે જોઈ રહી હતી. પોતાનું દર્દ ગાંધીજી સમજ્યા હોય તેમ તેમની દયાભીની આંખ સામે એ જોઈ રહી હતી. રાજાજીએ ગાંધીજીના કહેવાનો અર્થ કરી બતાવ્યો.

ખૂબ રાજી થઈને બહેને કહ્યું: 'જી હા' અને ગાંધીજીને પગે પડીને ચાલી ગઈ.

*

એક વિદ્યાર્થિની ગાંધીજીની પાસે આવી. એણે ગાંધીજીના હાથના અક્ષર પોતાની નોંધપોથીમાં લેવા હતા. એ ખાદી પહેરતી હતી. ગાંધીજીએ એને કહ્યું: 'કાંતવાનું વચન આપ તો હસ્તાક્ષર મળે!'

બેન બીચારી વિચારમાં પડી. વચન આપતા અચકાતી હતી. આખરે ગાંધીજીની સામે જોઈને કહ્યું: 'અધો કલાક કાંતીશ.'

ગાંધીજીએ એની નોંધપોથી લીધી. લખતાં પૂછ્યું: 'માથું ફોડવું એટલે શું તે જાણે છે?' બેન બીચારી મુંઝઈને સાંભળી રહી. ગાંધીજીએ પોથી પાછી આપી. 'આ મારા હસ્તાક્ષર.'

નોંધપોથીમાં ગાંધીજીએ લખ્યું હતું: 'વચન આપ્યું છે એટલે હવે તે પાળશો એવી આશા રાખું છું. વચન તોડવું તે માથું ફોડવા કરતાં ભૂંડું છે,' આટલું બસ ન હોય તેમ એનો પાછો ભાવાર્થ લખ્યો: 'વચનભંગ આપઘાતથી બૂરો.'

પેલી બેન રાજી થઈને ચાલી ગઈ.

*

કોલંબોમાં ગાંધીજીને સ્ત્રીઓની સભામાં જવાનું હતું. સિંહાલી બહેનોનાં ઘરેણાં ઉતરાવી, તેનું લિલામ કરી ખાદીફાળામાં પૈસા ઉઘરાવવાનો વિચાર હતો. ગાંધીજી તો ચાલ્યા. પણ જઈને જુએ તો સભાને બદલે કોઈ મોટા આલેશાન મહેલમાં આવીને ઊભા રહ્યા.

[ ખાદીમાં હરિજન ફાળો ઉઘરાવતા બાપુ ]



ગાંધીજી તો સહજ સરળતાથી પૂછવા લાગ્યા: 'સભા ક્યાં? કે સભામાં જતાં પહેલાં ચેલી લેવા મને ઊભો રાખ્યો છે?'

પણ સભા એ મહેલમાં જ હતી. દીવાનખાનામાં મખમલ મચ્છરના ગાદીતકિયા બિછાવ્યા હતા. ત્યાં ભલીભોળી સિંહાલી સ્ત્રી પગ પણ શેની મૂકી શકે? એ મહેલમાં તો ગણીગાંઠી બાર ચૌદ અમીર મહિલાઓ હીરામાણેકથી ઝગમગતાં અને જરીકસબથી ભરેલાં વસ્ત્રાભૂષણોમાં સજ્જ થઈને ગાદીતકિયે બેઠી હતી.

ગાંધીજી ઘડીક વાર તો ખચકાઈને ઊભા રહ્યા. જાણે કશું બોલ્યા વિના પાછા વળશે? પણ એમ અપમાન થાય? એ બહેનો તો સરળ દિલથી ગાંધીજીને આવકાર આપવા આતુર બનીને બેઠી હતી.

ગાંધીજી બેઠા. બોલવું શરૂ કર્યું: "હું તો હજારો સાદીભોળી બેનો ભેગી થાય એવી સભામાં જાઉં છું, અને ત્યાં મારું હૃદય ઠાલવું છું. અહીં આપણા દિલની એકતા શી રીતે થશે? હું તમારી સાથે કઈ ભાષામાં વાત

કરું ? તમારી જાહોજલાલી જેના સ્વપ્નમાં પણ નથી એવાં ગરીબો માટે ભિક્ષાની ઝોળી ફેરવતો તમારે બારણે આવી ઊભો છું. પણ એક વાત તમને કહી દઉં. તમારો આ ભપકો ને વિલાસ તમને સત્યથી વેગળાં રાખનાર છે. સીતાની સાદાઇ, પવિત્રતા અને શીલનો પ્રભાવ પડતો કે રાવણ જેવો રાવણ એ સતીના તેજથી ચાર ડગલાં દૂર રહેતો. આટલી વાત યાદ રાખજો.'

એ અમીર બેનોએ તૈયાર રાખેલી થેલી ગાંધીજીના હાથમાં મૂકી અને તેમનો ઉપકાર માન્યો.

*

એક દિવસ સવારની સભામાં લોકો ગાંધીજીને ભોળે ભાવે પૂછવા લાગ્યા: 'આજે કસ્તુરબાને કેમ ન લાવ્યા ?

ગાંધીજીએ જવાબ આપ્યો: 'ગઇ કાલે એક જણે કસ્તુરબાને મારી મા ધારી હતી. એમાં કાંઈ એનો દોષ ન હતો. અને મારા મનને થાય છે કે ભલે એ ભૂલ એણે કરી. કેટલાંક વરસ થયાં એ મારી સ્ત્રી મટી ગઇ છે. ચાલીસ વર્ષ પહેલાં મારી માતા ગુજરી ગયેલી. છેલ્લાં ત્રીસ વરસથી કસ્તુરબાઇ મારી માતાની ગરજ સારી રહી છે. ત્રીસ વરસ થયાં એ મારી માતા, મારી સેવિકા, મારી રસોયણ, મારી વાસણ માંજનારી, લૂગડાં ધોનારી તરીકે સેવા કરી રહી છે. જો એને સવારના પહોરમાં સભામાં લાવું તો રસોઇ કોણ કરે ? એટલે અમે કરાર કર્યો કે લોકોની પાસે ગાનપાન મારે લેવાં અને એણે મારી મજુરી કરતાં રહેવું.'

સાંભળીને લોકો શાંત થઇ ગયા.

*

ઓરિસાના બોલગઢ સ્ટેશને ગાંધીજી દીનબંધુ એન્ડ્રુઝ સાથે ગાડીની રાહ જોતા બેઠા હતા. એ વખતે એક ડોસો આવ્યો. કેડમાંથી અરધો વળી ગયેલો, ગંદી લંગોટી પહેરેલો, ડરતો ડરતો સામે આવ્યો. ભોંય પરથી તરણું લઇને એણે મોંમાં મૂક્યું અને લાકડીની જેમ સામે પડીને પ્રણામ કર્યા. પછી ઊઠ્યો, હાથ જોડ્યા, વાંકો વળીને નમ્યો. મોંમાંથી તરણું કાઢીને વાળમાં ખોસ્યું. ગાંધીજી આ બધું જોઈ ભારે વેદનાથી સમસમી રહ્યા. તેમણે તરત જ દુભાષિયાને બોલાવ્યો. અને વાત શરૂ કરી:

'તમે કોણ છો ? ક્યાંથી આવો છો ?'

'હું હરિજન છું બાપજી, અહીંથી ત્રણ ગાઉ છેટેના ગામે રહું છું. અહીં ભારો વેચવા આવેલો ત્યાં ખબર મળ્યા, એટલે આપના દર્શને આવ્યો.'

'પણ તમે મોંમાં તરણું શા માટે લીધું ?'

'આપને એટલું માન તો આપવું જ જોઇએને બાપુજી !'

ગાંધીજીએ શરમથી નીચું જોયું. થોડી વારે ઊંચે જોઇને પૂછ્યું: 'મારે માટે કંઈ ભેટ લાવ્યા છો ?' 'હોવે બાપુજી !' કહેતાં ડોસો કેડેથી પૈસા કાઢવા લાગ્યો. ગાંધીજી વચ્ચે જ બોલી ઉઠ્યા: 'મારે પૈસા નથી જોઇતા. હું તો તમારી પાસેથી બીજી વધારે સારી ચીજની ભેટ માંગુ છું.'

એક મેલી લંગોટી અને એવો જ માથે બાંધેલો લીરો એ સિવાય બીજી કશી મિલકત જેની પાસે ન હતી એવા ડોસાની આંખ નવા તેજથી ચમકી ઊઠી. ગાંધીજી જેવા પુરુષને આપવા પોતાની પાસે બીજી કોઇ સારી ચીજ છે એ વિચારે એનામાં નવું ચેતન આવ્યું અને હર્ષથી બોલી ઊઠ્યો: 'જે માંગશો તે આપીશ.'

'ત્રણ ચીજ માગું છું.'

'માગો બાપજી ! ડોસાનું મોં હસુ હસું થઇ રહ્યું.

'પહેલું, કોઇની પાસે મોંમાં તરણું ન લેવું, બીજું, દારૂ ન પીવો અને ત્રીજું પરનારી ન ભાળવી.'

'જાઓ આજથી તમે ચીજ-હરામ છે.' કહીને ડોસાએ ગાંધીજીને પગે હાથ અડાડ્યો.

પાસે બેઠેલા દીનબંધુનું હૃદય બોલી ઊઠ્યું: 'બે હજાર વરસ પહેલાં ભગવાન ઈશુ આવી રીતેજ પાપીને પુણ્યશાળી બનાવતા હશે!'.

*

દાંડીકૂચ વખતે નડીયાદમાં રાતે નવ વાગ્યે પથારીમાં પડ્યા. થાક ખૂબ લાગ્યો હતો પણ હજી કામ તો બાકી હતું. સૂતાં સૂતાં કલાકેક વાતો કરીને કામ પતાવ્યું ને થાક ઉતાર્યો.

વહેલા પરોઢિયે સૌની પહેલાં જાગી ઊઠ્યા. અને ટપાલના જવાબ લખવા લાગ્યા. થોડી વાર થઈ ત્યાં દીવાનું દીવેલ ખૂટ્યું. પડખે જ એક સૈનિક સૂતો હતો. પણ થાકેલાં, ભર-ઊંઘમાં પડેલા સૈનિકને ગાંધીજી કાંઈ જગાડે? એમણે તો ચંદ્રમાના ઝાંખા અજવાળામાં લખવાનું ચાલુ રાખ્યું.

ચાર વાગ્યે મહાદેવભાઈ જાગ્યા. ઊઠીને ગાંધીજી પાસે આવ્યા અને જુએ તો ખાસા ચંદ્રમાને આછે અજવાળે ગાંધીજી લખી રહ્યા હતા. બહુ પ્રકાશ ન હતો, છતાં જરાક આંખ તાણીને લખતા હતા. મહાદેવભાઈએ પૂછ્યું: 'આટલા ઓછા અજવાળામાં શી રીતે લખો છો?'




[ દાંડીકૂચ ]

તરતજ સરળતાથી ગાંધીજી બોલી ઊઠ્યા: 'લખાય છે તો સારી રીતે, વંચાતું નથી. પણ જુઓને! મારી સહી તો વંચાય છે ને!',

*

મધરાત સુસવાટા કરી રહી હતી. મહીસાગરનાં ખિહામણાં ખાવા ધાય તેવાં કોતરો ચોમેર હોકારા કરી રહ્યાં હતાં. જુવાળ પાછો વળી ગયો હતો. દોઢેક માઇલમાં કાંડાબૂડ કાદવ પથરાયો હતો. એ વખતે ગાંધીજીનો સંઘ કંકાપુરથી કારેલી જતાં મહીસાગર ઓળંગવા આવી પહોંચ્યો.

માઇલેક સુધી ચાલીને હોડી અટકી. બાકીનો કાદવ ખૂંદતા, પડખે ચાલનારાને હિંમત આપતા ગાંધીજી આગળ ચાલ્યા. એ વખતે બે મજબૂત સાથીઓએ આવીને ગાંધીજીને પૂછ્યું: 'બાપુ, ઉપાડી લઈએ ?'

'ના રે, મારા પુણ્યમાં તમારે ભાગ પડાવવો લાગે છે! જુઓ, હમણાં નીકળી જાઉં છું.' કહેતાં ગાંધીજી જોતજોતામાં સામે પાર પહોંચ્યા.

*

સિંધના શિકારપુર ગામે ગાંધીજી ઉતારે પહોંચ્યા. દીવાનખાનામાં દાખલ થતાં જુએ તો સુંદર, ચકચકિત, સુંવાળા, ઊંચી જાતની જગન્નાથીના ગલેફ અને ઓછાડવાળા ગાદીતકિયા હારબંધ બિછાવ્યા હતા. ઘડીભર ગાંધીજી જોઈ રહ્યા. પણ પછી એમનાથી સહન ન થયું. તેઓ બોલી ઊઠયા: 'આ બધું મારી નજર સામેથી ઉપડાવી લ્યો!' ઘરધણી તો આભા બનીને જોઈ રહ્યા. એમણે તો પ્રેમભાવથી સારામાં સારું સ્વાગત કરવા ધારેલું. ગાંધીજીને થતું દુઃખ જોઈ એમણે હાથ જોડયા: 'મહાત્માજી, મુઝે માફ કીજિયે.'

ગાંધીજી બોલ્યા: 'આમાં માફી માગવાની જરૂર નથી. તમે તો મને રાજી રાખવા આ બધું બિછાવ્યું છે. પણ શરાબ ન પીનારની પાસે પાણીને બદલે શરાબ મૂકીએ તો કેવું અજુગતું લાગે? તેવું તમે કર્યું. એમાં તમારો વાંક નથી. આ તો જમાનાની તાસીર છે!'

મહાદેવભાઇએ પથારીઓ છોડી. ખાદીની ચાદરો પથરાવા લાગી. તેટલામાં તો ઘરધણીએ ખાદીના તાકા મગાવી પ્રેમપૂર્વક પથરાવ્યા.

*

મદ્રાસમાં નટેસનને ઘેર તેમનો ઉતારો હતો. એમણે ગાંધીજીની સાદાઈ વિશે ઘણું સાંભળ્યું હતું–વાંચ્યું હતું. પણ આ તો હદ બહાર સાદા નીકળ્યા. સાવ ગામડિયા જેવા. એમણે ચીવટ રાખીને ઉતારાના ખંડોમાં ઓછામાં ઓછું રાચરચીલું રખાવ્યું હતું. બે પલંગ, એક તકિયાવાળી ખુરશી, એક મેજ ને એક ઢાળિયું ટેબલ–આટલું જ હતું. નટેસન ગાંધીજીને તેમનો વાસ બતાવીને હોંશભેર બોલ્યા: 'સાવ સાદું રાખ્યું છે. ચાલશે ને?'

ગાંધીજી તો આભા બનીને જોઇ રહ્યા. પછી ખડખડાટ હસી પડયા: 'ત્યારે તમે અમને ઓળખતા જ નથી. કસ્તુરબાઇ બીચારી આ પલંગ ને ગાલીચામાં શી રીતે ઊઠી બેસી શકે? આ બધું ઉપડાવી લો.' ગાંધીજીએ જાતે ઊભા રહીને પલંગ, ગાલીચા બધું ખસેડાવ્યું ત્યાર પછી જ પગ વાળીને બેઠા.

*

ગોળમેજીમાં ગાંધીજી ઈંગ્લાંડ ગયા હતા ત્યારે એકવાર રાજારાણીએ ગાંધીજીને મળવાની ઈચ્છા બતાવી. પ્રધાનો મૂંઝવણમાં પડયા. ગાંધીજી તો ટૂંકો કચ્છ પહેરતા અને ઉપર શાલ ઓઢતા. આવા નાગા પોષાકમાં રાજારાણી પાસે કેમ જઈ શકાય? પણ ગાંધીજીએ તો ચોખ્ખું કહ્યું: 'બાદશાહને મળવાની મારી ના નથી, પણ હું ગરીબનો પ્રતિનિધિ બનીને આવ્યો છું તેથી આ પોષાક તો નહિ છોડું.'

આખરે ગાંધીજીની વાત મંજૂર રાખવામાં આવી. ગાંધીજી રાજારાણીને મળવા જવા તૈયાર થયા. કોઇએ કહ્યું: 'બાપુ!

આ શાલ જરા મેલી થઈ છે, તો બીજી ઓઢો.'

'લ્યો ને, આ બીજી!' આમ કહીને ગાંધીજીએ શાલને ઉલટાવીને ઓઢી લીધી. સૌ જોઈ રહ્યા. ગાંધીજી રાજમહેલમાં ગયા. રાજારાણી સાથે હાથ મેળવ્યો. રાજાએ ગાંધીજીને કહ્યું: 'તમે દક્ષિણ આફ્રિકામાં મને મળેલા ત્યારે તો તમે સારા માણસ હતા. પણ હિંદુસ્તાન ગયા પછી તમારું માથું ફરી ગયું!' ગાંધીજી ગૌરવભેર સાંભળી રહ્યા. જવાબ ગળી ગયા. ફરી રાજાએ કહ્યું: 'મારો દીકરો હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે તમે એનો બહીષ્કાર કેમ કર્યો?' એટલે ગાંધીજીએ જવાબ દીધો: 'તમારા દીકરા તરીકે અમે એને માન આપત, પણ એ તો વિલાયતની સરકાર વતી આવ્યા હતા અને સરકારે અમારા પર જુલમ કરેલા તેથી બહિષ્કાર કરવો પડયો.'

'પણ રૈયત બળવો કરે તો એ કેમ સાંખી લેવાય? એને તો દબાવી જ દેવી જોઈએ ને? નહિતર રાજ્ય કેમ ચાલે?' રાજાએ કહ્યું. વિલાયતમાં રિવાજ એવો હોય છે કે રાજા સાથે મહેમાનો હાથ મેળવે, કુશળ સમાચાર પૂછે ને પછી રજા લ્યે; એટલે ગાંધીજી વધારે ચર્ચામાં ઊતરવા માગતા નહોતા. પણ રાજાએ જ્યારે સામેથી રૈયતના બળવાની વાત કરી ત્યારે ગાંધીજીથી ન રહેવાયું. મોટો ચમરબંધી બાદશાહ હોય તેથી શું થયું? સાચી વાત તો સંભળાવવી જ જોઈએ. ગાંધીજીએ માત્ર એક જ વેણ કહ્યું: 'આ બાબતમાં આપની સાથે હું વાદવિવાદ કરું એવી આશા તો આપ નહિ જ રાખો.'

રાજા આ જવાબથી ચૂપ થઈ ગયા.

*

દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી સાથે વીસ વરસ સુધી લડનાર જનરલ સ્મટસ ગાંધીજીને મળવા આવ્યા. ગાંધીજીએ હેતથી તેમને આવકાર આપ્યો. સ્મટસે હસીને પૂછ્યું:

'ગાંધીજી! તમે મને જેટલો પજવ્યો છે તેટલો બીજા કોઈએ ભાગ્યે જ પજવ્યો હશે નહિ!'

'એ તો કોણ જાણે!'

થોડી વાર બીજી વાતો ચાલી. પછી સ્મટસ કહે: 'તમારી પેલી ભેટ મેં પ્રેમપૂર્વક સાચવી રાખી છે.'

'કઈ ભેટ?'

'ભૂલી ગયા? મેં તમને જેલમાં પૂરેલા ત્યારે તમે ચંપલ બનાવીને ભેટ મોકલેલી. બસ, તે દિવસથી મને ખાતરી થઈ કે આ માણસને નહિ પહોંચી શકાય.'

ગાંધીજી ખડખડાટ હસી પડયા.

ફરી પાછા જનરલ બોલ્યા: 'મેં તો આ લોકોને પણ કહી દીધું છે, કે વહેલામોડાં તમારે ગાંધીની સાથે સમાધાન કર્યે જ છૂટકો છે.'

નવીજૂની વાતો કરતાં વખત પૂરો થયો. જનરલ ઊઠયા, ગાંધીજી દરવાજા સુધી વળાવવા ગયા. હાથ મેળવતાં ફરી જનરલનો વૃદ્ધ ચહેરો ચમકી ઊઠયો. જતાં જતાં એમના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડયા: 'આખી દુનિયા જોઈ, પણ આવો માણસ ન જોયો!'

*

દર સોમવારે ગાંધીજી મૌન પાળતા. પ્રવાસમાં પણ એ નિયમ જાળવે. એક વાર સોમવારને દિવસે મોટરનો લાંબો પ્રવાસ ખેડવાનો હતો. વચ્ચે વચ્ચે રસ્તામાં સભાઓ ગોઠવેલી. ગાંધીજી ખૂબ જ થાકી ગયા હતા. ઉજાગરો પણ હતો. એટલે ચાલતી મોટરે ઊંઘી ગયા. થોડી વારે એકદમ જાગી જઈ બાને પૂછયું: 'આ કયું ગામ આવ્યું?'

બા આશ્ચર્યથી જોઈ રહ્યા ને પૂછ્યું: 'આજે તો તમારે મૌન છે ને?'

બાપુ કહે: 'ભૂલ્યો.'

પણ ઊંઘમાંએ ભૂલ કેમ થાય? બાપુએ

એનું પ્રાયશ્ચિત કર્યું. તે દિવસે સાંજે ગાંધીજી જમ્યા નહિ અને બીજે દિવસે બે કલાક વધારે મૌન રાખ્યું.

*

ગાંધીજીએ એકવીસ ઉપવાસ યરોડા જેલમાં કર્યાં એટલે સરકારે છોડી મૂક્યા, પણ ગાંધીજીએ પૂર્ણકુટીમાં ઉપવાસ પૂરા કર્યા ત્યારે આવેલ બેટોમાં એક નાનકડી દાબડી હતી. તે ખોલી તો એમાંથી બે નાજુક ચૂડીઓ ને હળદી, કંકુ નીકળ્યાં. સાથે કાગળ હતો: કાગળ કસ્તુરબા ઉપર લખેલો હતો.

'આપનો સૌભાગ્યચૂડો જનમો જનમ અખંડ રહેજો. આ સાથે બે ચૂડીઓ ને હળદી, કંકુ મોકલું છું. પારણાને દિવસે જ તે આપને મળશે. એક મુસલમાનબાઈની બંદગી સાથે આટલી બેટ સ્વીકારશો.'

કસ્તુરબાએ પ્રેમથી કંકુનો ચાંદલો કર્યો અને બે ચૂડીઓ પહેરી. ગાંધીજીને એ વાતની જાણ થતાં તેમનું હૈયું પ્રેમથી ભરાઈ આવ્યું.

*

બંદુકરી નામના ગામમાં ગાંધીજી સાંજે પહોંચ્યા. ત્યાં તેમને ખબર પડી કે ગૌરી નામની એક બેન સવારથી તેમની રાહ જુએ છે, અને ગાંધીજીના દર્શન કર્યા પછી, એમને પોતાને ઘેર લઈ ગયા પછી જ જમવું એવો એનો નિશ્ચય છે. એ બેન ગાંધીજી પાસે આવી. એની આંખમાંથી આંસુની ધારા ચાલી. એ એક શબ્દ સરખો બોલી ન શકી.

ગાંધીજીએ તેને પૂછ્યું : 'તું કેમ ભૂખી રહી છે?'

ગૌરીએ ગળગળા થતાં કહ્યું : 'તમને મારે ઘેર લઈ જવા છે. હું તમને ઘરેણાં આપીશ. આવશો ને?'

'પહેલાં તું જમી લે, પછી તારી વાત સાંભળીશ.'

'આપ આવવાનું વચન આપો.' ત્યાં સુધી નહિ જમું.'

'વચન ન માગ. સારું ન કર. આ નારંગી ખા: મારા પર વિશ્વાસ રાખ. તને તારા અમોઘ પ્રેમ પર વિશ્વાસ હોવો જોઈએ.'

પણ ગૌરી ખાય નહિ. એ સમજી ન શકી કે ગાંધીજી વચન તો આપી ચૂક્યા હતા. મીરાંબેન પાસે બેઠાં હતાં. તેમણે નારંગી છોલી ગૌરીને આપી. છતાં એ ગાંધીજી સામે જોઈને પૂછવા લાગી : 'આવશો ને બાપુ! મારે ઘેર?'

મીરાંબેન કહે: 'હા, હા. આવશે.'

ગૌરીએ નારંગી ખાધી. ગાંધીજી જતી વખતે તેને ઘેર ગયા. ગૌરી અને તેનો પતિ બારણામાં આવકાર આપવા ઊભાં હતાં. ગૌરીને નાનો દીકરો હતો. એને ગાંધીજીને ચરણે મૂક્યો. પછી પોતાનાં ઘરેણાં કાઢીને ધર્યાં.

ગાંધીજીએ ઘરેણાં લેતાં કહ્યું : 'જોજે, આવેશમાં આવીને ન આપી દેતી! હવે પછી સાદાઈથી ને કરકસરથી રહેવાનું નક્કી હોય તો જ આપજે.'

'હવેથી અમે સાદાઈથી જ રહીશું.' ગૌરીનો પતિ બોલ્યો.

ગાંધીજીએ તેને પૂછ્યું : 'ગૌરી પોતાનાં ઘરેણાં આપે છે તેમાં તમે રાજી છો?'

'એમાં રજા લેવાની જરૂર નથી. એ એની મરજીની વાત છે. ઘરેણાં એનાં પોતાનાં છે. એને ના પાડવાનો મને અધિકાર નથી.'

બીજી એક બેને ઘરેણાં આપ્યાં. એના પતિએ પણ એવો જ જવાબ આપ્યો એટલે ગાંધીજીએ કહ્યું: 'બધા પતિ તમારા જેવા સમજુ નથી હોતા. તમને કેટલાં વરસ થયાં?'

'ત્રીસ.'

ગાંધીજીએ કહ્યું: 'ત્યારે તમારી ઉંમરે મારામાં આટલું શાણપણ નહોતું મને પાછળથી સમજણ આવી!' સાંભળનાર સૌ ખડખડ હસી પડ્યા.

*

બડગરા ગામની સભામાં કૌમુદી નામની સોળ વર્ષની એક બાળા ધીમે ધીમે માંચડા ઉપર આવી. આવીને એણે પોતાના એક હાથમાંથી સોનાની બંગડી કાઢી ગાંધીજીના હાથમાં મૂકી ને પૂછ્યું: 'આપના હસ્તાક્ષર મને આપશો?'

ગાંધીજી એની પોથીમાં હસ્તાક્ષર આપવા જતા હતા તેટલામાં કૌમુદીએ બીજી બંગડી કાઢીને ધરી દીધી, ગાંધીજી કહે: 'હસ્તાક્ષર માટે એક બંગડી બસ છે.'

કૌમુદીએ ગળામાંથી સોનાનો હાર કાઢ્યો. માથાની ગૂંથેલી વેણીમાંથી હાર નીકળતો ન હતો, પણ મલબારની નીડર બાળાએ હજારો સ્ત્રીપુરુષોની વચ્ચે હાર કાઢી ગાંધીજીને ધર્યો.

ગાંધીજીએ પૂછ્યું: તેં 'માબાપની રજા લીધી છે કે? નવાં નહિ કરાવે ને?'

'જી ના. નવાં નહિ કરાવું.'

'તું પરણીશ ત્યારે તારો પતિ ઘરેણાં પહેરવાની ફરજ નહિ પાડે?'

'ઘરેણાં પહેરવાની ફરજ ન પાડે એવાને જ હું પસંદ કરીશ.'

'ઠીક ત્યારે, આ લે.' કહી ગાંધીજીએ હસ્તાક્ષર લખી આપ્યા. કૌમુદીએ વાંચ્યું. અંદર લખ્યું હતું: 'તેં ઘરેણાં આપ્યાં તેના કરતાં તારો ત્યાગ એ જ સાચું ઘરેણું છે.'

*

ગેંડુગોલો નામના એક ગામમાં રાતે નવ વાગ્યે સભા ભરાઈ હતી. એ વખતે એક ગૃહસ્થે કહ્યું: 'અમારા કુટુંબની સ્ત્રીઓ આપને થેલી આપવા ઈચ્છે છે.'

ગાંધીજી કહે: 'ભલે આપે.'

'પણ એમાં એક મુશ્કેલી છે. અમારી સ્ત્રીઓ પુરુષોની સભામાં નહિ આવે. આપ અમારે ઘેર પધારો.'

ગાંધીજી કહે: 'એ રીતે મારાથી થેલી લેવા ન જવાય. મને થેલી આપવી હોય તો એ બેનોએ ખોટી લાજ–મરજાદ છોડીને આવવું જોઈએ. હિંદની માતાઓ પડદા પાછળ ભરાઈ રહેશે ત્યાં સુધી સાચું સ્વરાજ આવવાનું નથી.'

ગાંધીજીના આ શબ્દો એ બેનોને કાને પહોંચ્યા. ખોટી શરમ છોડી એ સભામાં આવી. ગાંધીજીને થેલી અર્પણ કરી. ગાંધીજીએ સભાજનોને કહ્યું: 'આ બહેનો હિંમત કરીને બહાર આવી તેથી આપણું સ્વરાજ એટલું નજીક આવ્યું છે એમ જાણજો.'

*

બિહારની પગપાળી કૂચ વખતે એક ગામમાં ગામડે ગામડેથી લોકો આવી પહોંચ્યા હતા. મોટા ભાગના લંગોટીભેર હતા, છતાં દરેક જણ ગાંધીજીને ધરવા સારુ કંઈક ને કંઈક ભેટ લાવ્યા હતા.

ગાંધીજી માટે વચ્ચે સહેજ ઊંચો માંચડો ઊભો કર્યો હતો. તેની ઉપર જઈને બાપુ બેઠા. આભડછેટ ટાળવા, અંદર અંદરના કજિયા છોડવા, આળસ તજી હુન્નરઉદ્યોગ વધારવા ઉપદેશ આપ્યો. પછી ઉઘરાણું ચાલ્યું. એક પછી એક ઊઠી ઊઠીને ગાંધીજી પાસે આવે, પાઈ પૈસો જે કાંઈ હોય તે ગાંધીજીના હાથમાં આપી પગે લાગીને ચાલ્યા જાય.

માંચડા ઉપરથી હાથ લાંબો કરીને બાપુ એ મોંઘી ભેટ લેતા જાય. કોઈ કોડી આપે તો કોઈ કોળું આપે, કોઈ ત્રાંબિયો આપે તો કોઈ અધેલો આપે. પણ બાપુને મન આ પ્રેમની ભેટ સરખી જ હતી. શાહુકારની સોનામહોરથી એ ચડિયાતાં હતાં.

એક ઘરડાં માજી ધીમે ધીમે ચાલતાં છેક માંચડા પાસે પહોંચ્યાં. હાથ પહોળા કરી એમણે બાપુને આશીર્વાદ આપ્યા. બાપુએ માથું નમાવ્યું એટલે માજીએ માથે હાથ મૂક્યા. એની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં.

# અંજલિ

ચાલ્યા શે પરદેશ ?
બાપુ ! ચાલ્યા શે પરદેશ ?
દુઃખમાં છોડી દેશ :
બાપુ ! ચાલ્યા શે પરદેશ ?
રોમ રોમમાં કરુણ જાગી :
દુઃખની વાતો હૈયે લાગી :
છોડી ગયા શું સંત સોહાગી !
આવ્યો શો સંદેશ ?
બાપુ ! ચાલ્યા શે પરદેશ ?
યુગપુરૂષ શા એ અવતારી :
ભારત જનતા કેવી તારી :
ભાવે અહિંસા ઉર ઉતારી
દીધો દિવ્ય ઉજેશ :
બાપુ ! ચાલ્યા શે પરદેશ ?
કૃષ્ણચંદ્ર ને બુદ્ધ બરોબર :
ઇસુના જાણે દિવ્ય સહોદર :
શીખ્યા સેવામંત્ર ઋષિવર !
બુઝાવા ઘરકલેશ :
બાપુ ! ચાલ્યા શે પરદેશ

મૂળજીભાઈ પી. શાહ

*

વિરાટની વ્યોમ વિષે પ્રશસ્તિ,
કો આંકતી અંગુલી તારકાક્ષરે :
લખે, લખે ને વળી રોજ ભૂંસાતી,
ગીતા ગુણોની ન લખાય પૂરી.
—ઉમાશંકર જોષી

મરે જો બાપુ ! તો કોણ માનવી જગ જીવશે ?
જીવશે સત્યનો સાધુ, કોણ આ જગથી જશે !
સૂર્ય, ચંદ્ર, ગૃહો, તારા વધુ તેજસ્વી તો થશે !
—કૃષ્ણલાલ શ્રીધરાણી

પછી બધા બાપુને પગે લાગીને વીખરાયા અને બાપુ ઝૂંપડીમાં જઇને શાંતિથી સૂના. સૂતી વખતે મનમાં એક જ પ્રાર્થના ચાલતી હતી : 'હે રામ ! તું મને આ લોકોના પ્રેમને લાયક બનાવજે.'

*

ગાંધીજીની મંડળી સરહદના પ્રવાસે આવી પહોંચી. ખુદાઈ ખિદમતગારોએ લશ્કરી ઢબે એમનું સન્માન કર્યું.

ગાંધીજીએ બે વેણુ ખાસ ખુદાઈ ખિદમતગારોને કહ્યાઃ 'દક્ષિણ આફ્રિકામાં જનરલ સ્મટ્સે કાળો કાયદો કરી ૫૦ હજાર ચીનાને કાઢી મૂક્યા, પણ અમને ન કાઢી શક્યો. કારણ, અમારી પાસે સત્યાગ્રહનું અમોઘ હથિયાર હતું. તમે એક લાખ ખુદાઈ ખિદમતગાર ધારો તો શું ન કરી શકો ? તમારી શક્તિ અહિંસક છે તેથી દુનિયામાં કોઇ તમને જીતી નહિ શકે.'

રાતે ખુલ્લી અગાસીમાં ગાંધીજીની પથારી રાખી હતી. મોડી રાતે સૂતેલાં ગાંધીજી જાગીને જુએ તો અગાસીને છેડે ભરી બંદૂકે બે પહેરેગીર બેઠા છે

ગાંધીજી સમજી ગયા. ખાન સાહેબને બોલાવીને સવારમાં કહ્યું: 'બીજાઓની ચોકી પોલીસ કરે તે હજી હું સાંખી લઉં, પણ મારી ચોકી માટે હથિયારબંધ માણસ રખાય તે મારાથી નહિ સંખાય. મારી જિંદગીમાં મેં ખુદા સિવાય કોઇનું રક્ષણ લીધું નથી.'

*

ગાંધીજીએ રાજકોટથી વિદાય લેતાં વીરાવાળાને કહ્યું: 'હું હાર્યો ને તમે જીત્યા !'

સાંભળીને એ કઠણ કાળજાનો માનવી એ વખતે તો કશું વધારે ન બોલ્યો, પણ પાછળથી એના અંતરના ઉદ્‌ગાર સરી પડ્યા : 'મારી આટલી જિંદગીમાં સાચુકલો માણસ એક આ ગાંધી જોયો !'

# ગાંધીજી ઉપર હુમલા

સત્ય અને અહિંસાના અખંડ પૂજારી પૂ. બાપુજીએ જ્યાં જ્યાં સત્યને દબાવવા પ્રયત્ન થયા છે ત્યાં ત્યાં તેનો અહિંસક સામનો કર્યો છે અને એવા પ્રસંગે એમના ઉપર અંગત હુમલાઓ થયા છે ત્યારે પણ પોતે નીડરતા બતાવી અહિંસક રીતે એ સામનાઓનો પ્રતિકાર કર્યો છે. એવા થોડા પ્રસંગો અહીં ઉતાર્યા છે.



દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી ડરબનથી પ્રિટોરિયા જતા હતા. તે વખતે રાતે નવ વાગે ગાડી મેરિત્સબર્ગમાં આવી. ગાંધીજી પહેલા વર્ગના ડબ્બામાં આડા પડીને બધું જોતા હતા. તેવામાં એક ગોરાને થયું કે 'આ માળો કુલી પહેલા વર્ગમાં ક્યાંથી ઘૂસી ગયો ?' તેણે બીજા બેને બોલાવ્યા ને પછી તેમણે ગાંધીજીને કહ્યું કે 'તમારે છેલ્લા ડબ્બામાં જવાનું છે.'

ગાંધીજી: 'પણ મારી પાસે પહેલા વર્ગની ટીકીટ છે.'

'ભલે રહી. તમારે છેલ્લા ડબ્બામાં જવાનું છે.'

હવે ગાંધીજી ટટ્ટાર થયા. તેમણે મક્કમતાથી જવાબ આપ્યો: 'હું ડરબનથી અહીં બેઠો છું ને આ ડબ્બામાં જ આગળ જવાનો છું.'

અમલદારનો મીજાજ ગયો: 'એ નહિ ચાલે. તમારે ઉતરવું જ પડશે. નહિ ઉતરો તો સિપાઈ ઉતારશે.'

પણ ગાંધીજી ઉતર્યા નહિ. એટલે પોલીસે આવીને બાવડું ઝાલી નીચે ઉતાર્યા ને સામાન નીચે ફેંકી દીધો. ગાંધીજી એમના એમ ઉભા રહ્યા ને ગાડી ચાલી ગઈ.

ગાંધીજીએ સામાનને હાથ પણ લગાડ્યો નહિ. રેલ્વે અધિકારીને તાર કર્યો ને બીજે દિવસે પહેલા વર્ગમાં મુસાફરી કરી પ્રિટોરિયા પહોંચ્યા.

*

પણ રંગદ્વેષનો સામનો તો હજી હવે કરવાનો હતો. ચાર્લ્સટાઉન સવારે ગાડી પહોંચી. ત્યાંથી જોહાનિસબર્ગ જવા માટે સિગરામમાં જવું પડતું. રેલ્વેવાળા રેલ્વે અને સીગરામની ભેગી ટીકીટ આપતા. ગાંધીજીએ ટિકિટ લીધી હતી. તે ચાલે તેમ હતી, છતાં સીગરામવાળાએ કહ્યું કે 'એ ટીકીટ રદ થઈ છે.' કેમકે કાળા માણસને સીગરામમાં બેસાડવા, તે ખુશી ન હતો. પહેલા વર્ગની ટીકીટ હોવાથી બેસાડવાની તેનાથી ના પડાય તેમ ન હોવાથી તેણે આ બીજો રસ્તો શોધી કાઢ્યો. પણ ગાંધીજી તો બારીસ્ટર હતા, એટલે

એમણે દલીલ કરી. છેવટે તેને થયું કે બેસાડયા વગર છૂટકો નથી, એટલે તેણે સાગરામની બહાર બે બેઠકો હતી ત્યાં કંપનીનો એક મુખી બેસતો એને અંદર બેસાડયો ને ગાંધીજીને બહાર બેસવાની સમજ કરી આપી. ગાંધીજીને અંદર બેસવાનો હક હતો, છતાં અપમાનનો ઘૂંટડો ગળી જઈ બહાર બેઠા. બપોરે ત્રણ વાગ્યે પેલા કંપનીવાળા ગોરાને બહાર બેસવાનું મન થયું, કેમકે એને બીડી પીવી હતી ને ખુલ્લી હવા ખાવી હતી. તેણે એક ગુણીઉં હાંકનારના પગ પાસે પાથરી તેના ઉપર બેસવાનું ગાંધીજીને કહ્યું. પણ ગાંધીજી ત્યાં બેસવા કબુલ થયા નહિ. તેથી તેણે ગાંધીજી ઉપર તમાચાનો વરસાદ વરસાવ્યો. જંગલ જેવા પ્રદેશમાં તુમાખી ગોરાના હાથમાં ગાંધીજી આવી પડ્યા હતા, છતાં એમનો નિશ્ચય અડગ હતો. એમણે સીગરામનો પિત્તળનો સળિઓ ઝાડની જેમ બે હાથે પકડી રાખ્યો. પેલાએ બાવડું ઝાલી ગાંધીજીને ખેંચવા માંડ્યા. પણ ગાંધીજીએ નક્કી કર્યું હતું કે 'હાડકું ખડી જાય તો ભલે, પણ સળીઓ નથી છોડવો.' પેલો ગાળો દેતો જાય, ને મારતો જાય. શરીરબળમાં એ અલમસ્ત પાડા જેવો હતોઃ ગાંધીજી સાવ દુબળા પાતળા, એક બાજુ પશુબળ ને બીજી બાજુ આત્મબળ. છેવટે અંદર બેઠેલા એકે કહ્યું: 'એની વાત સાવ સાચી છે. તેને અમારી પાસે અંદર બેસાડ.' પણ એને એ ગમ્યું નહિ. અને છેવટે તે હાંકનારની જગ્યાએ બેઠો.

*

પ્રિટોરિઆમાં હબસીઓ અને હિંદીઓ—કાળા લોકો રાતે નવ વાગ્યા પછી પરવાના વિના બહાર નીકળી ન શકે, અને પગથી ઉપર તો દિવસે પણ ચાલવાની મનાઈ.

એક રાતે ગાંધીજી વડા પ્રધાન જનરલ સ્ટમ્સના ઘર પાસે પગથી ઊપર ચાલ્યા જતા હતા. પાછળથી એક સિપાઈએ આવી તેમને ધક્કો માર્યો ને લાત મારીને નીચે ઉતારી મૂક્યા. ગાંધીજી પેલા પોલીસને લાત મારવાનું કારણ પૂછે તે પહેલાં એક ગોરો નીકળ્યો. તેણે ગાંધીજીને કહ્યું કે 'તમે એની સામે કેસ કરો.'

ગાંધીજી: 'એમાં એનો બીચારાનો શો વાંક? ખરો વાંક તો કાયદો કરનારનો છે. પણ હું ફરીઆદ કરવાનો નથી.'

તેણે સીપાઈને ઠપકો આપ્યો. સિપાઈએ ગાંધીજીની માફી માગી, પણ ગાંધીજીએ તો એને ક્યારની માફી આપી દીધી હતી.

*

બીજી વખત ગાંધીજી આફ્રીકા ગયા ત્યારે નાતાલના ગોરાઓ ઉશ્કેરાઈ ગયા હતા. તેથી કસ્તુરબા અને બાળકોને અગાઉ રવાના કર્યાં ને મી. લોટન તથા ગાંધીજી પગપાળા ચાલતા નીકળ્યા. રસ્તામાં ગાંધીજીને ઓળખી લોકો ભેગા થઈ ગયા ને 'મારો મારો' કરતા તૂટી પડ્યા. એક ગોરાએ લોટનને બાથમાં લઈ દૂર ખેસવી દીધા. બીજા ગાંધીજી ઉપર તૂટી પડ્યા. એક જણે પાઘડી ઉડાડી દીધી. સડેલાં ઈંડાં, કાંકરાનો વરસાદ વરસતો, છતાં ગાંધીજી આગળ વધ્યે જતા હતા. પાઘડી ઉડયા પછી લાતો શરૂ થઈ. એક જોરાવર લાતથી ગાંધીજીને તમ્મર આવી ગયાં ને પડતા પડતા બચ્યા, ને રસ્તામાં એક ઘરની જાળીનો સળીઓ હાથ આવ્યો તે પકડી લીધો. ઉપર ઢીકા ને તમાચા પડતા હતા. ગોરાઓ મૂઠીઓ વાળી દાંત ભીંસીને પડખામાં ઠોંસા લગાવ્યે જતા હતા. એવામાં ડરબનના પોલીસ ઉપરીની સ્ત્રી નીકળી. તેણે ગાંધીજીને ઓળખ્યા. એ બહાદુર બાઈ દોડી આવી અને પોતાની છત્રી ઉઘાડી ગાંધીજીને માથે ધરી. એ સ્ત્રીની મદદથી ટોળું દૂર ચાલ્યું, છતાં ઈંડાં ને કાંકરા તો વરસતા જ હતા.

છેવટે પોલીસ થાણાએ ગયા. ત્યાં પાછલે બારણેથી રવાના કરી, કઈ પોલીસ અમલદારે તેમનો જીવ બચાવ્યો હતો.

સરકારે પરવાના-પદ્ધતી દાખલ કરી તેનો વિરોધ થયો ને છેવટે મરજીઆત પરવાનો કઢાવવાનું નક્કી થયું. એ સમાધાનની વાત ગાંધીજીએ સહુને કહી ત્યારે એક પઠાણ તેમનો વિરોધ કરવા લાગ્યો અને ગાંધીજી જો પરવાનો કઢાવવા જાય તો તેમને મારી નાખવાની ધમકી આપી. પણ ગાંધીજી કોઈ એવી ડરને ગણકારે ? તેઓ સહુથી પ્રથમ પરવાનો કઢાવવા ઉપડ્યા. રસ્તામાં એ મીરઆલમખાન પઠાણ ને તેના સાગરીતોએ હુમલો કર્યો. ગાંધીજીની ખોપરી ઉપર પછવાડેથી લાકડીનો ફટકો પડ્યો. પહેલે જ ઘાએ ગાંધીજી બેભાન થઈ નીચે ઊંધા પડી ગયા. તેના સાથીઓ પાંઠુ ને લાકડીઓ ખાધે જતા હતા. એવામાં લોકો ભેગા થયા. ગોરાઓ આવ્યા ને મારનારાં ભાગ્યા, પણ તેમને પકડી પોલીસને સોંપી દીધા. ગાંધીજીનો હોઠ ફાટી ગયો ને દાંત તૂટી ગયા હતા. પાંસળીઓ ઉપર લાકડીઓ પડી હતી, ને બેભાન થઈને પડ્યા હતા.

તેમને હોસ્પીટલમાં લઈ ગયા, પણ ભાનમાં આવ્યા પછી મીરઆલમ અને તેના સાથીઓ ક્યાં છે એમ પૂછ્યું. ને પોલીસ હવાલે હોવાની વાત સાંભળી તરત જ તેમને છોડી મૂકરાવ્યું. એ મીરઆલમ પાછળથી ગાંધીજીનો દોસ્ત અને અંગરક્ષક બની ગયો હતો. ત્યાર પછી એક સભામાં વિરોધીઓએ બત્તીઓ ઓલવી નાખીને બંદુકોના અવાજો કર્યા, છતાં ગાંધીજી નીડરતાથી બેસી રહ્યા ને મીરઆલમે ત્યારે તેમનું રક્ષણ કર્યું હતું.

*

આફ્રિકામાં જેમ ગાંધીજી ઉપર હુમલા થયા છતાં સત્ય અને અહિંસામાંથી ડગ્યા નહિ, તે રીતે હિંદમાં પણ હરિજન પ્રવૃત્તિ અંગે સનાતનીઓનો મોટો વિરોધ હતો અને ગાંધીજી જ્યારે પ્રવાસે નીકળ્યા ત્યારે તેમના ઉપર સનાતનીઓના મોટા ટોળાએ હુમલો કર્યો હતો.

પૂના શહેરમાં મ્યુનિસિપાલિટીનું માનપત્ર લેવા ગાંધીજી જતા હતા. લોકોની મેદની વચ્ચે થઈને મોટર ચાલી જતી હતી, એમાં એકાએક ધડાકો થયો. લોકોએ જાણ્યું કોઈએ ફટાકડો ફોડ્યો. ત્યાં તો આગલી મોટરના ચૂરા થયા.

એમાં ગાંધીજી હશે એમ ધારીને કોઈએ એના ઉપર બોંબ ફેંક્યો હતો. એ આગળની મોટરમાં પોલીસના અધિકારી અને બીજા માણસો બેઠા હતા. તેને ઈજા થઈ. ગાંધીજીની મોટર તેમની પાછળ જ હતી. ગાંધીજીની સાથે કસ્તુરબા તથા બે-ત્રણ બીજી બેનો પણ હતી.

ગાંધીજી મ્યુનિસિપાલિટીના મકાને ગયા. માનપત્ર લીધું. તેનો જવાબ આપ્યો. બોંબ વિષે એક શબ્દ પણ એ વખતે ન બોલ્યા.

ઉતારે આવીને એક નિવેદન બહાર પાડ્યું: 'મારી આખી જિંદગીમાં ઘણી વાર હું આ રીતે સહેજમાં ઊગરી ગયો છું. એટલે મને નવાઈ લાગતી નથી. આ બોંબથી કોઈનો જીવ નથી ગયો તે બદલ પ્રભુનો પાડ માનું છું. જેમણે આ કામ કર્યું છે તેમણે ડહાપણું નથી કર્યું. તેમને ભગવાન સારી બુદ્ધિ આપો. મને મોતનો ડર નથી, પણ મને મારવા બોંબ ફેંકવાની જરૂર નથી. એમાં બીજાના જાન જોખમમાં મુકાય છે.' બોંબ ફેંકનાર તરફ મને જરાય રાગદ્વેષ નથી. એમની મને દયા આવે છે. તેમને છોડી મૂકો એવી જ મારી માગણી છે.'

હરિજનોને અડવામાં પાપ છે એમ માનનાર સનાતની ભાઈઓએ ગાંધીજીનો વિરોધ કરવાનું નક્કી કર્યું હતું. તેમના આગેવાન પંડિત લાલનાથ એક ટુકડી સાથે ગાંધીજી જ્યાં જાય ત્યાં જવા આવી પહોંચ્યા હતા. નાગપુર છોડીને આગળ વધ્યા એટલે ગાંધીજીને અટકાવવાનો તેમણે નિશ્ચય કર્યો.

ગાંધીજી પોતાના ઉતારેથી સભામાં જવા

'ત્યારે તો મારે અત્યારની સભામાં પગપાળા જ જવું જોઇએ. ચિંતાતુર અવાજે એ ભાઈ બોલ્યા: 'નહિ બાપુ! એમાં જોખમ છે. ઉશ્કેરાયલા પંડાઓ રસ્તામાં લાઠીઓ લઈને ઉભા છે. આપ કૃપા કરીને મોટરમાં જ ચાલો.'

ગાંધીજીએ ધીમે પણ મક્કમ જવાબ વાળ્યો: 'ભગવાન પર ભરોસો રાખો, ને મને સનાતની મિત્રોના હાથમાં સોંપી દો.'

આમ કહી ગાંધીજી ઠક્કર બાપાની સાથે પગપાળાં ચાલી નીકળ્યા. બીજા કોઇને સાથે આવવાની મનાઇ કરી. બંને ડોસા હસતા, વાતો કરતા સભાસ્થાન તરફ ચાલ્યા. રસ્તામાં લાઠીધારી પંડાઓ ઉભા હતા. તેઓ જોઈ રહ્યા. ગાંધીજી તો સીધા સભામાં પહોંચ્યા. સભા થઈ. સનાતની ભાઈઓ સભાથી થોડે દૂર જઇને ઊભા રહ્યા. તેમણે ગાંધીજીનું ભાષણ સાંભળ્યું. સાંભળતાં તેમનો ભરમ ભાંગ્યો. જેમને તેઓ હિંદુ ધર્મનો કટ્ટો શત્રુ માનતા હતા એ તો ધર્મનો અવતાર લાગ્યો.

સભા પુરી થઈ. ગાંધીજી પાછા પગપાળા જ ઉતારે ગયા.

વિરોધીના ખોળામાં માથું મૂકીને તેનું દિલ જીતવાની અજબ કળા લોકો જોઈ રહ્યા.

*

રાજકોટમાં તોફાનીઓની દરવાજા પાસે ધક્કામુક્કી, ધમાચકડી ચાલતી હતી. ધૂળના ગોટા ઊડતા હતા, ઘુમરાણ મચ્યું હતું. ગાંધીજીને એ તરફ જતા જોઇ સ્વયંસેવકોએ આગળ આવીને તેમની ફરતી સાંકળ બનાવી. પણ ગાંધીજીએ તેમને રોકયા અને કહ્યું: 'મારે તમારા કોઇની જરૂર નથી. હું કાં તો અહીં જ બેસીશ અથવા ટોળામાં થઇને એકલો જઇશ.' આટલું બોલ્યા ત્યાં કમરમાં અસહ્ય વેદના થવા લાગી, આંખે અંધારાં વળ્યાં, સખત માનસિક આઘાતને પરિણામે અંગેઅંગમાં પીડા થઈ આવી. એમ ને એમ ટોળા વચ્ચે થોડી વાર ઊભા રહ્યા. આંખો મીંચી દીધી. પડી ન જવાય માટે લાકડીનો ટેકો લીધો. મૂંગી પ્રાર્થના વડે મનની શાંતિ પ્રાપ્ત કરી. થોડી વારે કળ વળી. ઠીકઠીક સ્વસ્થતા આવી એટલે એકલા આગળ જવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો.

સામે જ સાદા પોશાકમાં એક ગરાસિયા ભાયાત ઊભા હતા, તેમને કહ્યું: 'મારા સાથીઓનું રક્ષણ મારે નથી લેવું. તમારા એકલાને ટેકે હું મોટર સુધી જવા માગું છું.'

તરત એ પાસે આવ્યા ને ટેકો આપ્યો. બીજા કેટલાક ભાયાતો જોઈ રહ્યા હતા, તેઓ ટોળાને હટાવી રસ્તો કરવા લાગ્યા. લોકો તાજુબ બનીને જોઇ રહ્યા. પાંચ મિનિટમાં આખું વાતાવરણ પલટાઇ ગયું. બાપુ મોટર સુધી પહોંચ્યા. મોટરમાં બેસતાં કહ્યું: 'દુશ્મનના ખોળામાં નીડરપણે માથું મૂકી દેવું એ સત્યાગ્રહનો માર્ગ છે. એને એ માથું રાખવું હોય તો રાખે, ઉડાવવું હોય તો ઉડાવે. આ રામબાણ ઇલાજ છે. મારાં પચાસ વરસના અનુભવમાં એ ઇલાજ કદી નકામો નથી ગયો.'

*

દિલ્હીમાં પ્રાર્થના સભામાં ગાંધીજીનો જાન લેવા તા. ૨૦ મી જાન્યુઆરીએ મદનલાલ નામના માણસે બૉંબ ફેંકયો, પણ ગાંધીજી બચી ગયા. ગાંધીજીએ એને છોડી મૂકવા કહ્યું હતું.

*

તે પછી તા. ૩૦ મી જાન્યુઆરીએ સાંજે પૂ. બાપુજી પ્રાર્થના સભામાં જતા હતા ત્યારે ગોડસે નામના એક હિંદુએ તેમના ઉપર ત્રણ ચાર ગોળીબાર કરી બાપુજીનું ખૂન કર્યું. ઇશ્વરને ભરોસે પોતાની જાતને સોંપી દેશભરમાં નીડરતાથી ફરનાર જગદ્‌વંદ્ય ગાંધીજીનો દેહ આ છેલ્લા હુમલાથી નાશ પામી પડયો.

*

## મહાપુરુષોની દૃષ્ટિએ

# ગાંધીજી

*

ગાંધીજી એમની પ્રજાના નેતા છે. તેઓ રાજપુરુષ જરૂર છે, પણ એમની સફળતાનો આધાર રાજરમતની કુનેહ ઉપર નથી રહેલો. દીલ સોંસરું ઉતરી જાય એવું એમનું વ્યક્તિત્વ જ એમને સફળતા અપાવે છે. તેઓ એક વિજેતા લડવૈયા છે, છતાં બળના ઉપયોગને એમણે હંમેશાં તુચ્છકાર્યો છે. એમના અણુએ અણુમાં નમ્રતા અને ડહાપણ ભરેલાં છે. એમણે એમનું સમગ્ર બળ એમની પ્રજાનાં ઉદ્ધાર માટે અને કલ્યાણ માટે ખર્ચ્યું છે. એમણે યુરોપની પશુતાની સામે અદના માનવપ્રાણીની ભવ્યતા રજૂ કરી છે. ભવિષ્યની પેઢીઓ તો કદાચ માનશે પણ નહિ કે આવો એક આદમી આ પૃથ્વી ઉપર પાકયો હતો!

—આલબર્ટ આઈન્સ્ટાઈન

હિંદની જનતાએ ગાંધીજીને આપેલ નામ 'મહાત્મા'નો અક્ષરશઃ અર્થ 'મહાન આત્મા' એવો થાય છે. એ શબ્દનું મૂળ ઉપનિષદોમાં છે. જ્ઞાન અને પ્રેમ વડે જેઓ ઈશ્વર સાથે એકરૂપ થઈ શકે છે એમને માટે એ શબ્દ વપરાય છે.

આ માણસે ત્રીસ કરોડ લોકોને ક્રાન્તિ માટે જાગૃત કર્યા છે, જેણે બ્રિટીશ સામ્રાજ્યના પાયા ખળભળાવી નાખ્યા છે અને જેણે માનવ રાજકારણમાં છેલ્લા બે હજાર વર્ષની અત્યંત સબળ ધાર્મિક પ્રેરણા ઉમેરી છે.

—રોમાં રોલાં

મહાત્મા ગાંધીજીના વ્યક્તિત્વ અને તેમના કાર્ય પરત્વે હું પ્રશંસાની લાગણી અનુભવું છું; ઉજ્જત ભાવના અને માનવ માત્ર પ્રત્યેના પ્રેમના કારણે તે વિશ્વભરમાં પ્રિય થઇ પડયા છે.

—આપ્ટન સીંકલેર

ગાંધીજીનો જે પ્રભાવ છે તે તેમની અનાસક્તિ અંગે છે એવી મારી માન્યતા છે. ગાંધીજી શ્રદ્ધાવાન છે અને તેથી જે જનતા તેમની પ્રત્યે શ્રદ્ધા ધરાવે છે. તેમની પાસે પશુબળ કે શસ્ત્રબળનો ટેકો ન હોવા છતાં તેમનો પ્રભાવ વિશ્વની કોઈપણ વ્યક્તિ કરતાં વધુ પડે છે.

—સી. ઈ. એમ. જોડ

સોક્રેટીસની જેમ ગાંધીજીને પણ અંતરનો અવાજ છે અને એ અંતરનો અવાજ સંભળાય છે ત્યારે તેઓ દલીલ કે બળ કશાથી લેશ માત્ર ચલિત નથી થતા. સોક્રેટીસની જેમ મહાત્મા ગાંધીજીનો અંતરનો અવાજ બોલે છે. પછી ભલે સાક્ષાત મૃત્યુરૂપી નાગરાજ આવીને ગાંધીજીને દંશ દે અથવા તો દલીલોનો મેઘ તેટલો વરસાદ વરસાવવામાં આવે, પણ ગાંધીજી તો અચળ જ રહેવાના.

—એડવર્ડ થોમ્સન

મહાત્મા ગાંધીજી જીવનમાં શુદ્ધિનો આગ્રહ સેવનાર વ્યક્તિ છે. લીલા, સૂકા ફળને તેઓ બ્રહ્મચારીના આદર્શ આહાર તરીકે ગણાવે છે અને તેમની માન્યતા મુજબ ઉપવાસ એ સૌથી ઉત્કૃષ્ટ વસ્તુ છે.

—આર્થર મૂર

અસંખ્ય માણસોની સામે એક નિશસ્ત્ર માણસની આધ્યાત્મિક સત્તા પોતેજ વિસ્મયકારક છે, પણ જ્યારે એ માણસ હિંસાને ધીક્કારે છે, એટલું જ નહીં, પણ પોતાની જ માનવ નબળાઈઓ કબૂલ કરે છે ત્યારે તો એ બેશક વિશ્વભરની પ્રશસ્તિને પાત્ર બને છે.

—ગીલ્બર્ટ મરે

મહાત્મા ગાંધી આપણા યુગના એક મહાન પુરુષ બની ગયા એનું કારણ એ છે કે હિંદમાં જ તેમજ હિંદની બહારના લાખો લોકોને તેઓ બે પ્રકારની સરળ વિચારસરણીઓ જેને ઘણી વખત વિરોધાભાસી ગણવામાં આવે છે એના સુભગ સમન્વયના જીવન્ત

પ્રતિરૂપ તેઓ છે એ બે વિચારસરણીઓ, તે 'અખિલ હિંદ'માં મૂર્તિમંત થતી જાહેર સેવાની ભાવના અને દલિતોને-ગરીબોની એમની સેવાઓમાં વ્યક્ત થતી માનવ બંધુત્વની ભાવના છે.

—સર આલ્ફ્રેડ ઝીમરન

મહાત્મા ગાંધીજીને મહાપુરુષ તરીકે જગતમાં અગાઉ થઈ ગયેલા અનેક મહાપુરુષોની પંક્તિમાં મૂકી શકાય તેમ છે. તેઓ નમ્ર અને વિનયશીલ હોવા સાથે ખૂબ માયાળુ પણ છે. તેમની સફળતા આકર્ષક છે. તેમની શાંતિ અગાધ છે. તેમનું હૃદય પુષ્પ સમું મૃદુ છે, પણ તે વજ્ર સમું કઠોર પણ બની શકે છે, અને તેમનું સંકલ્પ બળ તો અદમ્ય જ છે.

—જોન હેન્રી હોમ્સ

ખ્રિસ્તનો ભુલાયેલ સંદેશ હિંદના એક નાના ગામડામાંથી જ મેળવવો જોઈએ કે જ્યાં એક વૃદ્ધ સંત પુરુષ રોજ પોતાનો રેંટીયો ફેરવે છે અને સત્યનું સુતર કાંતે છે. આ સત્ય બધા ધર્મોના શ્રદ્ધાળુ જનોના પ્રાર્થનામંદિરો સિવાય બીજે અવગણના પામી રહ્યું છે. આને ખ્રિસ્ત હિંદમાં આવી શકે એમ નથી, કારણ ખ્રિસ્ત હિન્દમાં જ છે.

—એમ. ડી. જાફ્રેથ

વ્યક્તિ પોતે યાતના સહીને અન્યનો ઉદ્ધાર કરી શકે છે, એ શ્રદ્ધાને ગાંધીજીએ જીંદગીભર આચરણમાં ઉતારી છે. ગાંધીજીએ તેમના દેશબાંધવોને અહિંસક રહીને કષ્ટ સહન કરવા અને સત્યાગ્રહની ચળવળ પ્રતિ દોર્યા છે, તેમાં તેમને એક જગતવ્યાપી અને જુના સિદ્ધાંતને જ પુનઃ પ્રભાવિત કર્યો છે, અને એ રીતે પોતાની પ્રતિભાનું દર્શન કરાવ્યું છે.

—જહોન હાયર્સ હોમ્સ

માનવ ઇતિહાસની સર્વોચ્ચ સિદ્ધિ તે એની ભૌતિક સિદ્ધિઓ નહિ, એણે ઉભા કરેલા અને ખતમ કરેલા સામ્રાજ્યોની નામાવલી નહિ, પણ સત્ય અને સદાચારની ખોજમાં એના આત્માએ યુગે યુગે સાધેલો વિકાસ, એ છે. આત્મોન્નતિની આ સાધનામાં જેઓ ભાગ લે છે, તેઓ માનવ સંસ્કૃતિના ઇતિહાસમાં ચિરંજીવ સ્થાન પ્રાપ્ત કરે છે. કાળચક્રમાં જેમ અન્ય ચીજો લુપ્ત થાય છે, તેમ વીરો પણ ભુલાઈ જાય છે. પણ સંતોની યાદ કાયમ રહે છે. ગાંધીજીની મહત્તા એમની પવિત્ર રહેણીમાં, એમની મર્દાની લડતોમાં અને વિનાશક બળોના ઉગ્રમટાળે એવા આત્માની જીવનદાન દેવાની શક્તિ અંગેની શ્રદ્ધામાં રહેલી છે.

—સર સર્વપલ્લી રાધાકૃષ્ણન

હું ગાંધીજી સાથે નિકટનો પરિચય ધરાવું છું. તેમના વિષે એમ કહી શકાય કે, તે મનુષ્યોમાં ઉત્તમ અને દેશભક્તોના પણ આગેવાન દેશભક્ત છે. હિંદુસ્તાનની માનવતા તેમનામાં ઉચ્ચ કોટીએ પહોંચી છે.

—ગોપાળકૃષ્ણ ગોખલે

મહાત્મા ગાંધીજીના જીવનમાં મને બધા કરતાં ત્રણ ગુણ વધુ આગળ પડતા લાગ્યા છે–સંપૂર્ણ સાદાઈ, પોતાના મૂળભૂત સિદ્ધાંતો વિષેની ઉંડી સમજ અને કશાય આડંબર વિનાની તેમની નિર્ભયતા.

—જયોર્જ એરૂંડેલ

ગાંધીજીના વ્યક્તિત્વમાં મેં હિંદના વાસ્તવિક સ્વરૂપનાં દર્શન કર્યા છે. તેઓ માનવી છે, છતાં તેમની શોધકવૃત્તિ સતેજ છે. તેઓ પરિવર્તનશીલ છે, છતાં અક્કડ છે, વ્યવહારુ છે અને છતાં સ્વપ્નસેવી છે. કુનેહબાજ છે અને છતાં નિઃસ્વાર્થી છે, પણ ગાંધીજીમાં જે વિરોધાભાસો અને વૈવિધ્ય દેખાય છે તે તો હિંદની એક તળપદી વસ્તુ છે. બીજી સાક્ષણિક વસ્તુઓમાં એની આઝાદીની તમન્ના અને અદમ્ય જુસ્સાનો સમાવેશ થાય છે. આ જુસ્સો અબાધિત છે. ગાંધીજી વિષે બને એટલું જાણવાનો અને ગાંધીજીને સમજવાનો પ્રયત્ન કરીને હું હિન્દને અને એના વિવિધ વિરોધાભાસોને થોડેઘણે અંશે પણ સમજી શકી છું. . .

—પર્લ એસ. બક






પહેરવેશ, અભ્યાસ,
આદત, શણગાર
અને રીતરિવાજોમાં
મતભેદ હોવા છતાં
દરેક પ્રાંતની સ્ત્રીઓ

## લોધ્રા

માટે એકમત છે.
સ્ત્રીઓના રોગો માટે
એક જ ઔષધ છે.




Mfgd by KESARI KUTEERAM Ltd.




પ્રકાશક : મનુભાઈ લક્ષ્મુભાઈ જોધાણી : સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ : પાંચકુવા, અમદાવાદ.
મુદ્રક : મણિલાલ કલ્યાણદાસ પટેલ, સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, પાંચકુવા દરવાજા બહાર, અમદાવાદ.
છૂટક નકલ બાર આના

સ્ત્રીઓ અને કન્યાઓમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું માસિક



વર્ષ નવમું : ફાગણ ૨૦૦૪ : માર્ચ ૧૯૪૮ : અંક ૫ મો

# શ્રેષ્ટ સ્મારક

ધૂમકેતુ

ગાંધીજીના જીવનનું શ્રેષ્ઠ સ્મારક ભારતની પરંપરાને અનુરૂપ તો એક લાખનું અહિંસક, શાન્ત, અભિનવ સેવકદળ ઊભું કરવાનું હોઈ શકે. જીવનમાંથી જેમણે તમામ પ્રકારના પરિગ્રહને સ્વેચ્છાથી તિલાંજલિ આપી દઈને, પોતાની જાતને આ કાર્ય માટે નિર્માણ કરી દીધેલ છે, એવા કાર્યકરો મેળવતાં ભૌ ભારે પડવાની છે; કારણ કે આ તો વેતન લઈને કામ કરનારા સ્વયંસેવકદળ સ્થાપનાની વાત નથીઃ અભિનવ સાધુ-સંસ્થાની વાત છે.

આવા શાંત, સંયમી, તેજસ્વી અને જ્ઞાની સાધુઓ વિના ગાંધીજીની વિચારસરણી કોઈ પણ બીજા કાર્યથી ચિરસ્થાયી થઈ શકશે નહિ. સંસ્થાઓ તો હજી પણ આપણને ચલાવતાં આવડતી નથી, અને કદાચ કોઈ દિવસ નહિ આવડે; પણ જ્યાં લાભમાં લાભ કેવળ લુખીસુકી રોટલીનો જ છે, એવા પ્રત્યક્ષ રીતે જ, નફા વિનાના કામમાં આપણે થોડાક પણ જાતસમર્પણી મહાન પુરુષો મેળવી શકીશું; કે જેઓ મન-વાણી-કર્મથી ગાંધીજીની અહિંસાને વરીને, શાંતિસંદેશ ઘેરઘેર ફેલાવવા ગામડેગામડે ફરતારામ થઈ જાય. શ્રેષ્ઠમાં શ્રેષ્ટ સ્મારક આ જ છે; બીજાં તમામ સ્મારકો આની પાસે પાણી ભરે તેમ છે.

પણ આવા માણુસો મળે કયાંથી ? કદાચ એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં જ પ્રજાની કસોટી રહી છે. કેવળ અંધશ્રદ્ધાથી પ્રેરાઈને, ગતાનુગતિક ઘેટાં વૃત્તિથી કે ફેશન હોવાથી, જો એ વિચારસરણીને આપણામાંના થોડાક પણ અનુસર્યો નહિ હોય, અને એક જીવન્ત બલ રૂપે એનો સ્પર્શ કર્યો હશે તો એવા કોઈ ને કોઈ જાતનિરીક્ષણી આત્માઓ નીકળી આવશે, એટલું જ નહિ, અત્યારે એ વિચારસરણીની આસપાસ જે સડો ભેગો થયાનું કહેવામાં આવે છે, તે સડો પણ આ રીતે જ સાફ થઈ જશે.

રાષ્ટ્રપતિએ જેમ એક અબજ રૂપિયાની સ્મારક યોજના બહાર પાડી છે તેમ એક લાખ અહિંસક અભિનવ સાધુ સૈનિકોના શાંતિદળની યોજના રાષ્ટ્ર સમક્ષ સાથે સાથે મુકી હોત તો ગાંધીજીની વિચારસરણીનો જીવન્ત પ્રવાહ ચાલુ રહી શકત.

આ શ્રેષ્ટ સ્મારક છે. બીજાં તમામ એનાથી ઉતરતાં સિદ્ધ થશે. આ દેશમાં જ્યાં વાણીની ઉપાસના માટે, વર્ષોનાં વર્ષોની તપશ્ચર્યા કરનારા માણુસો વેદ ઉપનિષદ્‌ના સમયથી ચાલ્યાં આવે છે; જ્યાં વર્ષોનાં વર્ષો અગ્નિને જાળવનારાં કુટુંબો હજી પણ વસે છે, જ્યાં દેવદેવીની સમક્ષ પ્રગટાવેલા દીપકો નિરંતર બળ્યા કરે છે, ત્યાં આવી અનુપમ વિચારસરણીના પ્રવાહને આગળ વહેવરાવનારા માણુસોની ખોટ પડશે એમ માનવાનું કારણ નથી. એ પંથ ઘણો મુશ્કેલ છે ! અને અવશ્ય, જે પ્રશસ્તિઓ આપવામાં સ્પર્ધા ચાલી રહી છે એ પ્રશસ્તિઓનો એક લક્ષાંશ પણ નરદમ સત્યથી પ્રેરિત હશે તો આવા સ્મારક માટે માણુસોની ખોટ નહિ જ પડે.

એક રીતે આવું સ્મારક અનુપમ હશે. વિશ્વભરમાં સઘળે સશસ્ત્ર સૈનિકોની યોજના છે. દુષ્ટતાનો સદંતર ઇન્કાર કરવાનું જે સત્યાગ્રહી વલણ ગાંધીજીએ દર્શાવ્યું હતું અને જે મોહકતા આપણને સ્પર્શી ગઈ હતી, એ વસ્તુની જાળવણીનો આ જીવન્ત પંથ છે. એટલું જ નહિ, ગાંધીજીનું હવે પછીના યુગમાં સ્થાન પણ, એવી કોઈ વિચારસરણી વડે જ વધુ પ્રેરણાત્મક બની રહેશે.

આપણા પૂર્વજોએ અનેક મંદિરો ને સ્મારકો ઉભાં કર્યાં હતાં. આપણા શ્રેષ્ટમાં શ્રેષ્ટ વિદ્યાધામો, એમની તમામ સંપત્તિ સાથે, એક એક હજાર વરસ થયાં સુંથાતાં આવ્યાં છે, અને એમના સામે એક આંગળી ઉંચી કરવાનું બળ આપણામાં આવ્યું નથી. આજે આ પુનરુત્થાનના સમયમાં આવું બળ આવ્યું છે ત્યારે રાષ્ટ્રપુરૂષની ઉત્તમોત્તમ ભેટને આગળ ચલાવવાનું સ્વમદર્શી બળ પણ આપણામાં આવો, અને એ પંથે વિચરનારા વિરલ પુરૂષો આંહીંથી જ પાછા પ્રગટ થાઓ. ભારતીય સંસ્કૃતિ પણ એ જ ઇચ્છે છે.

આપણા જગદ્વંદ્ય



# બાપુ

શ્રી. જવાહરલાલ નેહરુ.

*

આ ગણીસસો સોળ. બત્રીસ વરસ પરની વાત. બાપુને મેં પહેલવહેલા ત્યારે જોયેલા. ત્યાર પછી એક આખો જમાનો વહી ગયો. જે બન્યું તે પછી અનિવાર્યપણે માણસનું મન ભૂતકાળ તરફ વળે છે અને તેમાં સ્મૃતિઓ ઊભરાય છે. હિંદની તવારીખમાં આ કેવો વિચિત્ર ગાળો છે! તેમાં અનેક વારાફેરા આવ્યા, અનેક ફતેહો મળી, ને ઘણી વાર પાછા પડવાનું થયું. એથી એ ગાળાની કથા એક વીરરસના કાવ્ય જેવી બની, એક અદ્‌ભુત રસની કથા જેવી બની. આપણી નાનકડી નજીવી કારકિર્દીઓને પણ અદ્‌ભુતરસે સ્પર્શ કર્યો, કારણ કે આપણે એ જ ગાળામાં જીવ્યાં અને હિંદના આધુનિક ઇતિહાસના મહાભારત નાટકમાં આપણે ઓછાવત્તા પ્રમાણમાં પાત્રો બનીને પોતપોતાનો ભાગ ભજવ્યો.

એ ગાળા દરમિયાન દુનિયાભરમાં અનેક યુદ્ધો થયાં, અનેક ઊથલપાથલો થઈ અને દિલને હલાવનારા અનેક બનાવો બન્યા. છતાં એ કાળમાં હિંદમાં બનેલી ઘટનાઓ એ બધાંમાંથી જુદી તરી આવે છે, કેમ કે તેમની કક્ષા તદ્દન જુદી હતી. બાપુને વિષે ઝાઝું જાણ્યા વિના આ ગાળાના ઇતિહાસનો કોઈ અભ્યાસ કરવા જાય તો હિંદમાં આવું બધું શા સારુ ને કેવી રીતે બન્યું તે વિષે તેને નવાઈ થયા વિના ન રહે. એનો ખુલાસો મેળવવો મુશ્કેલ બને. વળી, કેવળ બુદ્ધિની લૂખી દૃષ્ટિથી જોતાં આપણામાંનાં સ્ત્રીઓ ને પુરુષો જે રીતે એ જમાનામાં વર્ત્યાં તેમ શા સારુ વર્ત્યાં, તેનો ખુલાસો મેળવવો તો વધારે કઠણ થઈ પડે. દુનિયામાં કેટલીક વાર એવું બને છે કે, કોઈ લાગણીની મારી કોઈ વ્યક્તિ અથવા કોઈક ભાવનાનું માર્યું કોઈક રાષ્ટ્ર અમુક એક ઢબનું કામ કરવા, કેટલીક વાર ઊમદા પ્રકારનું કાર્ય કરવા અને ઘણી વાર એથી ઊલટું કાર્ય કરવા મંડી પડે છે, પણ એ આવેગ ને લાગણી ઓસરી જતાં તે વ્યક્તિ પાછી પોતાની હમેશની લઢણથી પ્રવૃત્તિ કરે છે ને નિષ્ક્રિય રહેવા લાગે છે.

આ ગાળા દરમિયાન હિંદે એક આખી પ્રજા તરીકે ઊંચી ભૂમિકાએ ચઢી કાર્ય કર્યું, તેથી નવાઈ જેવું લાગે છે. પણ તેથીયે વધારે અચંબો થાય એવી બીના એ છે કે, એ જ ભૂમિકા પર ઘણા લાંબા ગાળા સુધી ટકી રહી વત્તાઓછા પ્રમાણમાં હિંદની પ્રજાએ પોતાનું કાર્ય ચાલુ રાખ્યું. હિંદી પ્રજાની આ એક નોંધવા લાયક સિદ્ધિ ગણાય. આ ગાળાનું ઘડતર કરનારી આશ્ચર્ય ઉપજાવે તેવી વ્યક્તિને ઓળખ્યા વિના અથવા જાણ્યા વિના એ સિદ્ધિનો ખુલાસો આપવો અથવા મેળવવો મુશ્કેલ છે. હિંદની તવારીખના અરધી સદી જેટલા ગાળાને છાઈને એ વિરાટ પુરુષ ઊભો છે. એ વિરાટપણું કેવળ શરીરનું કે દેહનું નથી: દિલનું અને આત્માનું છે.

આજે આપણે બધાં બાપુના નિધનનો શોક કરીએ છીએ ને તેની ઓથ વિના નમાયાં બાળકો જેવાં થઇ ગયાં છીએ એવું આપણને લાગે છે. પણ પાછલાં વર્ષોના ગાળા દરમિયાન તેમનું ભવ્ય જીવન, તેમની ઉજ્જ્વળ કારકિર્દી જોયા પછી શોક કરવા જેવું શું છે? ખરેજ, ખુદ પોતાના જીવનકાળ દરમિયાન એમના જેવી ને જેટલી સાર્થકતાનો અનુભવ કરવાનું ઇતિહાસમાં બહુ જૂજ માણસોના ભાગ્યમાં આવ્યું હશે. આપણી નિષ્ફળતાથી એમને ખેદ થતો અને હિંદને પોતે હજી વધારે ઊંચું ન લઈ શક્યા તેથી તેમને અજંપો રહેતો હતો. એ ખેદ અને એ અજંપાની એમની લાગણી સમજી શકાય તેવી છે. છતાં એમનું જીવન વ્યર્થ ગયું, એમની કારકિર્દી નિષ્ફળ નીવડી એમ કહેવાની કોની હિંમત ચાલશે? જેને જેને, જે કંઈ ચીજને એમણે સ્પર્શ કર્યો તેને એમણે કંઇક ઉપયોગી, કંઇક મહત્ત્વની ને કીમતી ચીજમાં પલટી નાખી. તેમણે જે કંઈ કર્યું તેમાંથી સંગીન ફળો નીપજ્યાં. બેશક, તેમણે પોતે આશા રાખેલી તેટલાં બધાં સંગીન નથી નીપજ્યાં એ વાત ખરી. માણસોના મનમાં એવી છાપ પડી ગઈ હતી કે જે વાત એ હાથ પર લે, જેમાં એઓ કંઇક કોશિશ શરૂ કરે તેમાં એ કદી ખરેખર નિષ્ફળ ન જાય, પાછા ન પડે. ગીતાના ઉપદેશ મુજબ રાગદ્વેષથી રહિત થઈ એમણે ફળની આસક્તિ રાખ્યા વિના પરિશ્રમ કર્યો,તપ આદર્યું, અને તેમને અત્યંત રૂડાં ફળ પણ મળ્યાં.

સખત કામ, અને એકધારી પ્રવૃત્તિવાળા તેમજ ચાલુ ચીલાની બહારનાં અનેક સાહસોથી ભરેલા એમના જીવનમાંથી ભાગ્યે જ ક્યારેય કાનને કઠે એવો બસૂરો સૂર ઊઠે છે. એમની અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી ઉત્તરોત્તર એક સુંદર સુમેળવાળું સરસવાળું સરસ સંગીત નિર્માણ થયું. જે કોઈ શબ્દ એઓ બોલતા અથવા જે કંઈ હિલચાલ તેઓ કરતા તે એ સંગીતમાં એકરૂપ થઈ જતાં અને એ રીતે તેઓ આખરે એક પરિપૂર્ણ સિદ્ધ કળાધર બન્યા. આ સિદ્ધિ તેમને વરી તેનું કારણ એ હતું કે, જીવનની કળા તેમણે હસ્તગત કરી હતી; જો કે દુનિયાદારીના લોકો જે જાતનું જીવન પસંદ કરે છે તેથી તદ્દન જુદા પ્રકારનો જીવનનો રસ્તો તેમણે અખત્યાર કર્યો હતો. તેમના જીવન પરથી એટલું સ્પષ્ટ થયું કે, સત્ય અને સૌજન્યને અનુસરવાથી બીજી અનેક બાબતોની સાથે જીવનમાં આવી સંપૂર્ણ કળા પ્રગટે છે.

એમનું વય જેમ જેમ વધતું ગયું તેમ તેમ તેમનો દેહ જાણે કે તેમાં વસતા અત્યંત સમર્થ આત્માનું કેવળ વાહન બની રહ્યો. એમના તરફ જોતાં કે એમની વાણી સાંભળતાં એમના દેહનું વિસ્મરણ થઈ જતું અને તેથી તેઓ જે સ્થળ પર બેસતા તે પૂજાનું મંદિર બની જતું અને તેઓ જે ભૂમિ પર ચાલતા તે પવિત્ર બની જતી.

એમના મૃત્યુમાં પણ એક અનેરી ભવ્યતા હતી અને સંપૂર્ણ કળા હતી. જે જાતના એ માણસ હતા, જે પ્રકારનું જીવન એમણે ગાળ્યું હતું તેના વિકાસના શિખર પર એ મૃત્યુ કળશરૂપ બન્યું. અરે, એ મૃત્યુથી એમના જીવનનો બોધ વધારે સ્પષ્ટ થયો; વધારે અસરકારક બન્યો. પોતાની સર્વ શક્તિ જે વખતે સોળે કળાએ ખીલીને કામ આપતી હતી તે વખતે અને જે પળે એમણે મરવાનું માગી લીધું હોત તે પ્રાર્થનાની પળે એમનું મૃત્યુ આવ્યું. જે કાર્યમાં તેમણે પૂર્ણ સમર્પણના ભાવથી હમેશ એકધારી ચીવટથી કાર્ય કર્યું હતું અને પાછલા એક વરસથીયે વધારે ગાળા દરમિયાન જેને માટે એમણે વિશેષ કાર્ય કર્યું તે એકતાના કાર્યમાં એઓ ખપી ગયા ને શહીદ થયા. માણસમાત્રે જે રીતે મરવાની કામના રાખવી જોઈએ તે રીતે એમનું એકાએક મૃત્યુ થયું. શરીરમાં ન કોઈ પ્રકારની ક્ષીણતા

આવી, ન કોઈ લાંબી બીમારી એમણે ભોગવી, અને ઉંમર વધતાં મનની અને બુદ્ધિની ધૃતિ ઘટતાં જે વિસ્મૃતિ પેદા થાય છે તે પણ તેમણે જાણી નહોતી. તો પછી તેમને માટે આપણે શોક શાને કરીએ? જેમનું પગલું છેવટની ઘડી સુધી ચેતનથી ભરપૂર ઝડપવાળું હતું, જેમનું સ્મિત જોઈ બીજા સૌ દુઃખ વીસરી જતાં અને છેવટની ક્ષણ સુધી જેમની આંખોમાંથી હાસ્યનો પ્રકાશ વેરાતો એવા આપણા ગુરુ તરીકે તેમની આપણને સ્મૃતિ રહેશે. શરીર કે મનની કોઈ શક્તિ ક્ષીણ અથવા ખંડિત થયાની કોઈ સ્મૃતિ તેમની સ્મૃતિની સાથે સંકળાયેલી નહિ રહે. જીવનમાં સામર્થ્ય અને સત્તાને સર્વોચ્ચ શિખરે એમનો દેહ પડ્યો, અને તેથી આપણા માનસમાં અને આપણા યુગના માનસમાં કદી ન ભૂંસાય એવું, કદી ઝાંખું ન પડે એવું તેમનું ચિત્ર અંકિત થઈ ગયું.

એ ચિત્ર કદી ઝાંખું પડનાર નથી. પણ એમની સિદ્ધિ એથીયે મોટી છે. આપણું માનસ અને આપણો આત્મા જે તત્ત્વનો બનેલો છે તેમાં તેમણે પ્રવેશ કર્યો છે ને તેમને નવો ઘાટ આપ્યો છે. ગાંધીયુગની પેઢી તો વિલીન થઈ જશે, પણ તેના માનસનું તત્ત્વ ટકી રહી, હિંદના આત્માનું એ માનસ એક અંગ બની ગયું હોવાથી, એક પછી એક આવનારી દરેક પેઢીના માનસ પર અસર કરતું રહેશે. આ દેશની પ્રજાનો આત્મા હણાતો હણાતો કંગાલ બનતો જતો હતો ત્યારે તેને સમૃદ્ધ ને સમર્થ કરવાને બાપુ આપણી વચ્ચે આવ્યા, અને તેમણે આપણને એક દિવસ પૂરતું, એક વરસ-પૂરતું જ બળ આપ્યું એવું નથી. તેમના આપેલા બળથી, તેમની આપેલી સમૃદ્ધિથી, આપણી રાષ્ટ્રીય સંપત્તિમાં મોટો ઉમેરો થયો છે. હિંદને અર્થે, દુનિયાને અર્થે, અને આપણા જેવા નજીવા માણસોને અર્થેયે બાપુએ મહાભારત કામ પાર પાડ્યું—અજબ થઈ જવાય એટલી સારી રીતે એમણે એ પાર પાડ્યું. એમની સ્મૃતિને દગો ન કરવાની અને એમના કાર્યમાં પાછા ન પડવાની હવે આપણી ફરજ છે. આપણી જેટલી હોય તેટલી બધી શક્તિથી એ કામને આગળ વધારવાનો આપણો ધર્મ છે. વારંવાર જે પ્રતિજ્ઞા લીધી છે તે આપણે હવે પૂરી કરવાની છે. (હરિજન બંધુ)

# કોણ મર્યું?

શ્રી. કિશોરલાલ મશરૂવાળા

*

પૂજ્ય બાપુજીને કોણ મારી શકે એમ હતું? એ તો ક્યારના અમર થઈ ચૂકેલા હતા. એના પર ગોળી છોડનારે એમને સોક્રેટીસ, કૃષ્ણ અને ઇશુની હરોળમાં બેસાડી એમની અમરતા પર મહોર મારી. જે ગોળીઓ છૂટી તે એમના જીવનને હણી શકી નથી. એ મહાન જીવન તો વધારે દીર્ઘ બન્યું છે. પણ એ ગોળીઓએ તેને છોડનારના પોતાના જ ધર્મને માર્યો છે, અને તેના પોતાના જ જનોનું નુકસાન કર્યું છે. સોક્રેટીસને મારી ગ્રીકોએ પોતાની જે હાનિ કરી, કૃષ્ણને મારી યાદવોએ કરી, ઇશુને મારી યહૂદીઓએ કરી, તેમ આ ભાઈએ ગાંધીને મારીને હિંદુ જનતાને અને ધર્મને હાની કરી છે. વિયોગથી થયેલા દુઃખનાં આંસુ જો કે પડ્યા વિના રહી ન શકે, છતાં આંસુ બાપુને માટે પાડવા જેવું કશું નથી. સહાનુભૂતિને પાત્ર બાપુ કે બાપુના અંગત જનો અને ભક્તો નથી, આત્મભાન ભૂલેલા કામી વૃત્તિના લોકો છે.

શોક લંબાવવો એ આપણને શોભે એમ નથી. બાપુનું સાનિધ્ય જેમ આપણને છેવટે મજબૂત બનાવીને જ છૂટા પાડતું તેમ એમનું મરણ પણ આપણને મજબૂત બનાવનારું થાઓ.

# બાપુને અંજલિ

રાજકુમારી શ્રી. અમૃતકુંવર

*

બાપુ ! આપના પગરખાંને અડવા પણ હું લાયક નથી; આ ઘડીના આપના મહાનમાં મહાન વિજય વખતે હું આપનાં ચરણકમળ આગળ શી અંજલિ આપું ?

આપને માટે પેલી પારનો પડદો ખુલી ગયો. 'મરણ તો મિત્ર છે' એમ જ આપ હમેશ કહેતા અને 'એની બીક ન રાખો' એમ અમને જણાવતા. આપ આપનાં નાદાન બાળકોને—અમને આપે અનેક વાતો શીખવી. જીવનની સાંકડી અને વસમી કેડી પર આપ પહેલાં ગુજરેલા અનેક સંતોના જીવનપથ પર ખુદ ચાલીને અમને આપે એ માર્ગ બતાવ્યો છે. દ્વેષ અને શત્રુતા સામે પ્રેમ કેમ કરવો તે આપે અમને દાખવ્યું. સત્ય એ ઈશ્વર છે એ આપે અમને શીખવ્યું. એની સેવામાં પૂર્ણ સ્વતંત્રતા છે તેનો આપે અમને પદાર્થપાઠ આપ્યો.

આપ હતા ત્યારે આપને પડખે રહીને જીવનસંગ્રામમાં આગળ વધવું કેવું સહેલું હતું ! આપની શ્રદ્ધા, આપનો પ્રેમ, આપની હિંમત અને આપનું બળ અમને નભાવતું. અમારા બધા બોજ આપની પર મૂકી અમે હળવા થતાં; અને આપ તે ખુશીથી ઉઠાવતા. આપ અમારા પર અપાર પ્રેમ રાખતા એટલે અમને આપ પાસેથી અખૂટ ક્ષમા મળતી.

ઈશ્વરની સમજ અપાર છે. તેણે હવે આપને પોતાના હૃદય સરસા લીધા. અમે નિર્બળ માનવી તો હતાં જ; પણ આજ અસહાય ને નમાયા થયાં એમ અમને લાગે છે. આપના વગર હૃદય કકળે છે, આંખમાં આંસુ નથી સુકાતાં, બીક મન પર સવાર થાય છે, અને આપની અમને વધારેમાં વધારે જરૂર લાગતી હતી એવે જ વખતે આપ અમને મૂકીને ગયા તેથી શ્રદ્ધા નબળી પડે છે. આપનો મહત્તમ વિજયકાળ અમારી મોટામાં મોટી હારનો સમય છે; કેમ કે અમારો જ એક ભાઈ—હિંદુ જ એક નાદાન છોકરું માર્ગથી ચળ્યું અને તેણે આપણી માતૃભૂમિને કલંક લગાડ્યું.

પરંતુ નબળાઈ અને બીક આપના કોશમાં કદી નહોતાં. આપ એને જાણતા જ નહિ. અનિષ્ટનાં પાપબળની સામે ઝુઝનારા અડગ યોદ્ધા આપ હતા. એ પાપબળો આજે દેશમાં છૂટાદોર ઘૂમે છે; કેમકે દ્વેષ અને હિંસા એ પાપની બે જોડકી દીકરીઓ જ નથી ? એના સામ્રાજ્યમાં અમે આત્માને ખોઈ તો ન બેસીએ એવો ભય છે. આપે જે રાજદ્વારી સ્વતંત્રતા અમને આણી આપી તે, આપના સ્વપ્નના રામરાજ્યનું પ્રથમ પગથિયું જ હતું.

એટલે, અમારી માનવ નબળાઈ છતાં પણ ચોમરદમ આજે વિષાદ વીંટળાયેલો હોવા છતાં, અમારે પણ ભયમાત્રને ખંખેરી કાઢવો જોઈએ. અને સત્ય-અહિંસાના અનુપમ શસ્ત્રો ધરીને યુદ્ધ આગળ લેવું જોઈએ. તો જ અમે આપના બાળકો કહેવાવાને લાયક ગણાઈએ. અમે આમ જ વર્તીએ એમ આપ ઇચ્છો, તો જ આપના અખૂટ ક્ષમાવંતા પ્રેમની શક્તિમાંથી અમે ધારણ મેળવી શકીશું,

મહા શૂન્યમાંથી શબ્દ બની આપની પ્રિય વાણીનું સંગીત અમને સાંભળવાનું મળો. અહીં હતા અને જેમ આપના શબ્દો અને કાર્યો અને વિચારો અમને તાજા કરતા અને પ્રેરતા, તેની મધુર સ્મૃતિ હજી એમ જ અમને પ્રેરો, આપની પ્રેમછાંય હમેશ અમારે માથે હો. આપના દિવ્ય આત્માનો પ્રકાશ હજી અમને રસ્તો બતાવતો રહે. અને આપ ન દેખાતાં છતાં સદાય અમારી સાથે રહો અને સામે પડેલી વસમી વાટો પર હાથ ઝાલીને અમને દોરતા રહો એ મારી પ્રાર્થના છે.

જગતની આશામૂર્તિ

# ગાંધીજી




લેખિકા :

**શ્રીમતી પર્લ બક.**


*

અમેરિકાના એક ગામડા નજીક અમારા શાંત ઘર માટે તે દિવસ અન્ય દિવસ જેવો જ ઊગ્યો. અમે તે દિવસે વહેલાં ઊઠયાં હતાં, કારણકે બાળકોને થોડે દૂર આવેલી શાળામાં મોકલવાનાં હતાં. અમે નાસ્તો કરવાના ટેબલ પાસે બેઠાં અને હંમેશાની માફક વાતો કરવા લાગ્યાં. બારીની બહાર બરફનાં પડ જામ્યાં હતાં અને આકાશ ભૂખરા રંગનું દૃષ્ટિગોચર થતું હતું. બાળકોને ભય લાગ્યો કે આજે કદાચ વધુ બરફ પડશે.

એવામાં એકાએક મારા પતિ અમે જ્યાં બેઠાં હતાં ત્યાં આવ્યા. તેમની મુખાકૃતિ ગંભીર હતી. તેમણે કહ્યું: "રેડિયોમાં હમણાં જ એક ભયંકર સમાચારની જાહેરાત થઇ."

અમે બધાં તેમની તરફ ફર્યાં અને શોકજનક સમાચાર સાંભળ્યા કે "ગાંધીજીનું અવસાન થયું છે."

હિંદથી હજારો માઇલ દૂર આવેલા એક અમેરીકન કુટુંબ ઉપર આ સમાચારે શી અસર ઉપજાવી હશે તેનો ખ્યાલ હું હિંદની પ્રજાને આપવા ઇચ્છું છું. ગાંધીજીનું અવસાન કેવી રીતે થયું તેની પૂરી વિગતો અમે સાંભળી. એ મૃત્યુ સાધારણ કે સામાન્ય મૃત્યુ નહોતું. શાંતિદૂત સમા અને જેણે પોતાનું સમગ્ર જીવન પોતાના દેશબાંધવોની સેવામાં જ વ્યતીત કર્યું હતું એવા ગાંધીજીનું અવસાન થયું. અમારા દશ વર્ષના પુત્રે આંખમાં અશ્રુ સાથે કહ્યું: 'દુનિયામાં કોઇને બંદુક બનાવતાં જ ન આવડી હોત તો કેવું સારું થાત!'

અમારામાંથી કોઈએ કદી ગાંધીજીના દર્શન કર્યાં નથી. અમે જ્યારે હિંદ ગયેલાં ત્યારે એ જેલમાં હતા. પરંતુ અમે બધાં તેમનાથી પરિચિત હતાં. અમારાં બાળકો પણ તેમની મુખાકૃતિથી જાણે તેઓ અમારા ઘરમાં જ રહેતા હોય તેવી રીતે સુપરિચિત હતાં. અમારે માટે ગાંધીજી દુનિયાની ગણીગાંઠી વિભૂતિઓમાંના એક હતા અને સત્યને માટે ઝઝૂમનારા એક મહાપુરુષ હતા.

તેમના જીવનનું શું મહત્ત્વ હતું અને તેમના અવસાનની શી અસર થશે તે વિષે અમે પુષ્કળ ચર્ચા કરી. ગાંધીજી હિંદના એક નેતા હતા એ માટે અમે મગરૂબ છીએ. અને એક હિંદીને હાથે તેમનું અવસાન થયું એ માટે અમે હિંદ તરફ સહાનુભૂતિ દર્શાવીએ છીએ. અમે શાંતિપૂર્વક અને ખિન્નહૃદયે અમારા દૈનિક કામે વળગ્યાં.

અમારા દેશમાં ગાંધીજીના જીવન વિષે લોકોમાં ઘણું જ કુતૂહલ છે એ જાણી તમને હિંદમાં ઘણું આશ્ચર્ય થશે. આ સમાચાર જાણ્યા પછી હું કલાકે બહાર નીકળી ત્યારે રસ્તામાં એક ખેડૂત મળ્યો. મને રોકીને તેણે પૂછ્યું: 'દુનિયામાં બધા માણસો ગાંધીજીને એક ભલા માણસ તરીકે ગણતા હતા. તો પછી એમને શા માટે આ રીતે મારી નાખવામાં આવ્યા?' મેં માથું હલાવ્યું. તેણે એક ઊંડો નિસાસો મૂકતા જણાવ્યું: 'જીસસને જે રીતે મારી નાખવામાં આવ્યા

તેજ રીતે ગાંધીજીની પણ હત્યા કરવામાં આવી છે.'

એ, ખેડૂતે સત્ય હકીકત જણાવી. ગાંધીજીના અવસાનને ઇશુ ખ્રિસ્તના અવસાનની સાથે જ સરખાવી શકાય એમ છે. ગાંધીજીનું મૃત્યુ તેમની જ કોમના એક માનવીના હાથે નીપજ્યું છે એ દુનિયાના ઇતિહાસમાં એક બીજું મહાન આત્મબલિદાન છે. તેમના અવસાનથી કેવળ ઘરમાં જ નહિ, પણ આખા દેશમાં, બલ્કે આખી દુનિયામાં શોકનું વાદળ છવાઈ ગયું છે. જેઓએ ગાંધીજીને નજરે નિહાળ્યા નહિ હોય તેઓ પણ તેમના અવસાન ઉપર અશ્રુ સારી રહ્યાં છે.

થોડા દિવસ અગાઉ જ ગાંધીજી અમેરિકનોમાં જે રસ જગાવી રહ્યા હતા તે વિષે અમે ચર્ચા કરી હતી. તેમણે ઘણા અમેરિકનોમાં પૂજ્યભાવ જાગ્રત કર્યો હતો.

અમારા લોકોમાં ગાંધીજી માટે પૂજ્ય ભાવના જાગી હતી અને ધીમે ધીમે અમને એવું લાગવા માંડ્યું હતું કે ગાંધીજીનો માર્ગ જ સાચો છે. અમારાં અખબારો આ નવા બળની પ્રશંસા કરતાં થયાં હતાં. હિંદે તેમના શસ્ત્રથી ઘણી સિદ્ધિઓ મેળવી છે. જુદાં જુદાં રાષ્ટ્રો વચ્ચે જાગેલા તીવ્ર મતભેદોને શાંતિભર્યા માર્ગે ઉકેલવાના ગાંધીજીના પ્રયાસોની અમે બધા પ્રશંસા કરતાં થયાં હતાં. આ તબક્કે દુનિયા હિંદ પાસેથી શેની અપેક્ષા રાખે છે તે પ્રત્યેક હીંદી સ્ત્રી અને પુરૂષ સમજી લે. હિંદે આજે એક નવું જ સ્થાન મેળવ્યું છે. બધા લોકો માટે હિંદ એક પ્રતીક સમાન છે. ચર્ચીલ અને તેમના જેવી વિચારસરણી ધરાવતા અન્ય માણસોએ અમને કહ્યું છે અને હજુ પણ કહેતા આવે છે કે 'દુનિયામાં બધાં જ રાષ્ટ્રો આઝાદ ન થવાં જોઇએ.' આ લોકોના અભિપ્રાય મુજબ મુઠ્ઠીભર બળવાન અને શક્તિશાળી પુરૂષોએ દુનિયા ઉપર રાજ કરવું જોઇએ. આ લોકો અમને કહે છે કે 'કાંઇએ તો રાજકર્તા થવું જ જોઇએ અને કોઇના ઉપર રાજ ચલાવવું જોઈએ.' પરંતુ અમે આ અભિપ્રાયમાં શ્રદ્ધા ધરાવતા નથી. કેમકે પોતાના દેશ ઉપર રાજ ચલાવવા મુક્ત બને એવી દુનિયાની અમે અપેક્ષા રાખીએ છીએ. અમારે માટે હિંદ અમારી આ અપેક્ષાની એક સાબિતી છે. હિંદ વિષે સમાચાર જાણવા અમે આતુરતાપૂર્વક દરરોજ અખબારોનાં પાનાં ઉથલાવીએ છીએ. ચર્ચીલ જે શોણિતસ્નાનની વાતો કરી રહ્યા છે તે શોણિતસ્નાનમાંથી શું દુનિયાને પસાર થવું પડશે? લોકો પોતાના મતભેદો શાંતિભર્યા માર્ગે શું નહિ ઉકેલી શકે? દુનિયામાં વિગ્રહો શું કાયમ માટે રહેવાના છે?

ગાંધીજી અમારે માટે એક આશાના પ્રતિક સમાન હતા. અમે તેમને ઇશ્વરના અવતાર તરીકે તો નહોતા જ ગણતા, પરંતુ અમે માનતા કે, તેમને માનવજીવનના મૂળભૂત તત્ત્વોનું સાચું જ્ઞાન છે. તેમનું મૃત્યુ એ તેમનો પરાજય કે વિજય, એ નક્કી કરવાનું કામ હિંદના લોકોનું છે. તેમના અવસાનથી તેમને સાચા ગણતા લોકોમાં નવું બળ અને દૃઢ શ્રદ્ધા જાગે તો તે હિંદને માટે અને માનવતામાં શ્રદ્ધા ધરાવનાર અમારે માટે એક શુભ ચિહ્ન લેખાશે. તેમના અવસાનથી નિરાશા વ્યાપે તો તે માનવતા માટે એક મહાન પરાજય થયો લેખાશે.

ગાંધીજીના અવસાનથી અમારા મનમાં સૌથી પ્રથમ આવા જ વિચારો આવ્યા. ગાંધીજીના અવસાનના સમાચારનો પ્રત્યાઘાત શાંતિપૂર્વક પડયો. લોકો કહેતાઃ 'નહેરૂ હજુ જીવતા છે. હિંદની વધુ પડતીને તેઓ અટકાવી શકશે.' આજે પણ લોકોનો આવો જ અભિપ્રાય છે.

હિંદના કોઈ પણ નેતા કરતાં નહેરુ પશ્ચિમમાં વધુ જાણીતા છે એટલા માટે નહિ,

# મહાત્માજી મર્યા નથી

શ્રીમતી સરોજિની નાયડુ

*

આપણે મહાત્માજીના બધા જીવન-પ્રતિજ્ઞા છીએ. આપણે તેમના સિપાહીઓ છીએ. સત્ય આપણો ધ્વજ છે, અહિંસા આપણી ઢાલ છે, રક્તપાત વિના વિજય હાંસલ કરવાની ભાવના એ આપણી તલવાર છે. શું આપણે આપણા પિતાની આજ્ઞાનું પાલન નહિ કરીએ? શું આપણે તેના સિપાહીઓ તેણે શરૂ કરેલા યુદ્ધને ચાલુ નિશાન પર નહિ લઇ જઇએ? તેમ કરી આપણે શું જગતને મહાત્માજીનો સંદેશ, નહિ પહોંચાડીએ? જો કે હવે તેમનો અવાજ કદી સંભળાવાનો નથી, પણ શું આપણે લાખો પોતાના અવાજોથી તેમનો સંદેશો માત્ર જગતને નહિ પહોંચાડીએ? હું પોતે, ૩૨ વર્ષ પહેલા મહાત્માજી સમક્ષ લીધી હતી તે સેવાની પ્રતિજ્ઞા જગત સમક્ષ આજે ફરીથી લઉં છું.

મહાત્માજીના પ્રથમ ઉપવાસ વખતે હું તેમની પાસેજ હતી. એ પ્રથમ ઉપવાસ હિંદુ-મુસ્લીમ એકતા માટે મહાત્માજીએ કર્યો હતા. એ ઉપવાસ વેળા આખોય દેશ મહાત્માજી સાથે હતો. મહાત્માજીના છેલ્લા ઉપવાસ પણ હિંદુ-મુસ્લીમ એકતા માટે હતા, પણ એ ઉપવાસમાં આખીય પ્રજા મહાત્માજીની સાથે નહોતી. મહાત્માજીના આ ઉપવાસે આ દેશની જુદી જુદી વિચાર-સરવાણીઓવાળાઓમાં કડવાશ પેદા કરી હતી, શંકા અને ધીક્કાર જમાવ્યા હતા અને જેઓ મહાત્માજીને સમજી શકતા હતા તેઓ જ મહાત્માજીના આ છેલ્લા ઉપવાસનું રહસ્ય સમજી શક્યા હતા. અને અફસોસ કે, હિંદુ જાતિમાં જન્મ પામેલ એક મહાન હિંદુ, જે હિંદુ ધર્મના સિદ્ધાંતોને, આદર્શોને અને તત્વને સૌથી શ્રેષ્ઠ રીતે પાળનાર હતા તેવા મહા પુરૂષનું ખૂન એક હિંદુને હાથે થયું.

દિલ્હીમાં જ્યાં તમામ પાદશાહો પોઢયા છે ત્યાં મહાત્માજીના અંતિમ સંસ્કાર કરવામાં આવ્યા છે. પણ મહાત્માજી તો બાદશાહના પણ બાદશાહ હતા અને એ જ રીતે એ શાંતિના પયગમ્બરને, એ મહાન સિપાહીને અંતીમ માન અપાયું છે. જે મહાન ક્રાંતિકારે પોતાના દેશને પરદેશી ધુંસરીમાંથી મુક્ત કર્યો અને તેની આઝાદી અને ધ્વજ દેશને આપ્યા તેની છેલ્લી ઘડી દિલ્હીમાં સમાપ્ત થઇ એ પણ દિલ્હીનું અહોભાગ્ય છે.

---

પણ અમને તેમની બુદ્ધિમાં, શક્તિમાં અને પ્રમાણિક્તામાં વિશ્વાસ હોવાથી અમે આવા અભિપ્રાય ઉપર આવ્યા છીએ. ગાંધીજીના અવસાનથી વ્યાપેલ નિરાશાના પરીણામે નહેરુને રાજીનામું આપવું પડે એવી પરિસ્થિતિ ઊભી થાય તો આજે પશ્ચિમમાં બધાને હિંદ તરફ જે માનબુદ્ધિ છે તે ઘણી ઓછી થઈ જશે.

આવી ભૂલ કરતાં પહેલાં હિંદીઓ બે વાર વિચાર કરશે. એક અમેરિકન તરીકે નહિ, પરંતુ પોતાના દેશમાં જ નહિ પણ દુનિયાના એક નેતા તરીકે હિંદ શું શું કરી શકવાની તાકાત ધરાવે છે તે વિષે થોડું ઘણું જાણતી હોવાથી હું આમ કહી રહી છું.

નાના નેતાઓ અને ચુસ્ત અભિપ્રાયો ધરાવતી વ્યક્તિઓના હાથમાં રમકડાં બની, અંદર અંદર ભાગલા જમાવવાને બદલે જો હિંદીઓ તેમના મહાન નેતાઓની દોરવણી સ્વીકારશે તો તેમની સમક્ષ એક અદ્વિતીય તક આવીને ઊભી રહી છે. આ શબ્દોમાં આશા અને ચેતવણી-બંનેના સૂર સમાઈ જાય છે.

# બંને એક થયા

લેખિકા :

કુ. મીરાબાઈ (મીસ સ્લેડ)

મારા બે જ બેલી હતા, ઈશ્વર અને બાપુ. અને હવે તે બંને એક થયા છે.

મેં એ ખબર સાંભળ્યા. ત્યારે મારા અંતરના ઊંડાણનાં આત્માને બંદીવાન રાખનારાં દ્વાર ઊઘડયાં અને બાપુના આત્માએ તેમાં પ્રવેશ કર્યો. તે ક્ષણથી શાશ્વતતાની નવી લાગણી મારી સાથે જડાઈ રહી છે.

પ્રિય બાપુ સદેહે આપણી સાથે નથી એ ખરું, પરંતુ એમનો પવિત્ર આત્મા તો આજે આપણી વધુ સમીપ છે. એક વખતે બાપુએ મને કહ્યું હતું કે, 'આ દેહ નહિ હોય ત્યારે આપણે વિખૂટાં પડવાનાં નથી. ત્યારે હું તારી. વધારે સમીપ હોઈશ. શરીર તો બાધારૂપ છે.' એ શબ્દો મેં શ્રદ્ધાપૂર્વક સાંભળ્યા હતા. આજે અનુભવથી એ શબ્દોનું દૈવી સત્ય પામી છું.

શું થવાનું હતું તેની બાપુને જાણ હતી ખરી ? દિલ્હીથી ઋષીકેશ જવા હું નીકળવાની હતી તે પહેલાં ડિસેમ્બર માસની એક સાંજે મેં તેમને કહ્યું હતું કે, "બાપુ, માર્ચ માસમાં ગોશાળા બંધાઈ રહેશે અને બધું કામ સુવ્યવસ્થિત થઈ જશે, ત્યારે ઉદ્ઘાટનક્રિયા કરવાને તથા હિંદની રંક અને દુઃખી ગાયને આશીર્વાદ આપવાને માટે સમય કાઢી શકો, એવો સંભવ છે ખરો ?" બાપુએ જવાબ આપ્યો: "મારા આવવાનો ખ્યાલ રાખીશ નહીં" —અને પછીથી જાણે કંઈક પોતાની જાતને ઉદ્દેશીને બોલતા હોય તેમ તેમણે ઉમેર્યું: "મુડદાની મણુતરી કરવાથી શો લાભ ?" એ શબ્દો એટલા ભયાનક હતા કે મેં તેની કોઈને વાત ન કરી અને ઈશ્વરની પ્રાર્થના સાથે તે મારા અંતરમાં સંઘરી રાખ્યા. ઉપવાસ થયો અને પાર પડયો, અને પેલા શબ્દોનું રહસ્ય તેની સાથે જ લુપ્ત થયું એવી મેં આશા સેવી હતી. પણ એ શબ્દો આગાહીરૂપ હતા અને એ આગાહી સાચી પડી.

એ વિધિનિર્મિત સંધ્યાકાળે હું ધ્યાનસ્થ બનીને ટટાર બેઠી હતી ત્યારે દુનિયાભરમાંથી પસાર થતો ગ્લાનીનો આંચકો મેં અનુભવ્યો. માનવજાતના ઉદ્ધાર માટે ફરીથી અવતારનું લોહી રેડાયું અને એ ભીષણ પાતકના ત્રાસ અને બોજાથી ધરતી કકળી ઊઠી.

એ કંઈ એક વ્યક્તિનું પાપ નથી, પણ યુગે યુગે સારી માનવજાતને આવરી લેતું પાપ છે અને એકમાત્ર ઈશ્વરના ભક્તોનું બલિદાન જ તેને ખાળી શકે છે.

બાપુ આપણે માટે જે મૂકતા ગયા છે તે પાર પાડવાને માટે આપણે હવે આકાશ-પાતાળ એક કરવાં જોઈએ. બાપુ પ્રત્યેક સ્ત્રી, પુરુષ, બાળક—એમ આપણ સૌને માટે જીવ્યા અને મર્યા. અવિરતપણે કાર્ય કરતા કરતા તે જીવ્યા અને આપણે દ્વેષ, લોભ, હિંસા અને અસત્યના બૂરા રસ્તા પરથી પાછાં વળીએ એટલા માટે તે શહીદ થયા. આપણે જો આપણા પાપનું પ્રાયશ્ચિત કરવું હોય તથા તેમના પવિત્ર ધ્યેયને આગળ ધપાવવામાં ફાળો આપવો હોય તો હરેક પ્રકારની કોમીવાદની ભાવના તેમ જ બીજી ઘણી વસ્તુઓ પણ જવી જોઈએ. બાપુ પ્રેમ અને કરુણાના સાગર હતા, પણ અનિષ્ટ સામેની તેમની ઝુંબેશમાં તે કઠોર હતા. બાપુએ અંતરના અનિષ્ટ પર વિજય મેળવ્યો હતો તેથી બહારના અનિષ્ટો સામે તે ઝઝૂમી શકતા હતા. આપણી સામે જે ઉચિત અને મહાભારત કાર્ય પડેલું છે તેને માટે લાયક બનવાને ઈશ્વર આપણને શુદ્ધ કરો. (હરિજનબંધુ)

એક અનાથ તરીકે મારા સહપંથીઓ સાથે તેમના શોક અને ચિંતનમાં ભાગીદાર બનવાનો આ પ્રત્યક્ષ અને વિશિષ્ટ માર્ગ મેં લીધો છે. આપણાં પર ઉતરેલ અંધકાર કોઈય બેદભાવ ઓળખતું નથી. એ અંધારું અનુભવવાનો મારો એકલાનો અધિકાર નથી તે હું જાણું છું.

એક પુત્ર તરીકે મારા પિતાને હું કેટલા અગાધ ઊંડાણથી ચાહતો હતો અને એક પિતા તરીકે એ મને કેટલા ચાહતા હતા તે તો માત્ર ઈશ્વર જ કહી શકે તેમ છે. વીસ વર્ષની વયે જ્યારે બાકી અભ્યાસ માટે હું બનારસ જતો હતો ત્યારે તેમણે મારા શીરે એક ચૂમી કરી હતી તેનું મને આજે પણ સ્મરણ છે; એ અગાઉ ચૂમી લીધાનો કોઈય પ્રસંગ મને યાદ નથી.

છેલ્લા ત્રણ મહિનાથી એ દિલ્હીમાં હતા ત્યારે મારા ત્રણ વર્ષના દીકરાને બાપુ લાડ લડાવતા હતા તે જોવાનો લહાવો મને મળ્યો હતો. મારો નંબર પાછળ ગયો હતો. એકવાર તો તાજેતરમાં અમે જ્યારે બિરલા હાઉસ ગયા હતા, ત્યારે તેમણે કહ્યું હતું કે 'તારા કરતાં ગોપુની ગેરહાજરી મને વધારે સાલે છે.' આજે આ નાનું બાળક એના દાદાજીના સ્વાગતની નકલ રૂપે મ્હોં હલાવે છે ત્યારે અમારી આંખો આંસુથી ભરાઈ આવે છે.

અને છતાં ગાંધીજીને ઘરની નાની નાની બાબતોમાં ઓછામાં ઓછો રસ હતો અને કોઈ અધિકારની દ્રષ્ટિએ ગાંધીજીને એક પિતા તરીકે જોવાનું મેં ક્યારનુંય મૂકી દીધું હતું. મારે મન એ સંત પુરુષ હતા અને તમને સહુને લાગે છે તેમ મને પણ તેમના વગર શૂન્યતા ભાસે છે.

એટલે આ હોનારત ઉત્તર પ્રવમાં રહેનાર એક વિરક્ત માણસ તરીકે, રક્તના કે જાતિનાં કશા સંબંધ વગરના માનવી તરીકે હું નીહાળું છું.

## સંત-પુરુષ



# બાપુ

લેખક:
શ્રી. દેવદાસ ગાંધી

*

તેમના અવસાન પછી ૩૦ મિનિટે હું જ્યારે પહોંચ્યો ત્યારે તેમનું અંગ હજી હુંફાળું હતું. હંમેશ મુજબ તેમની ચામડી મૃદુ, મુલાયમ અને સુંદર હતી. મેં ધીરે રહીને બંને હાથે તેમનો હાથ પકડ્યો ત્યારે જાણે કશું જ ન થયું હોય એમ મને લાગ્યું. પરંતુ નાડી ધબકતી નહોતી. તેમની નીચી પથારીમાં એ હમેંશ મુજબ નિદ્રા લેતા હતા. તેમનું માથું આભાના ખોળામાં હતું. સરદાર પટેલ અને પં. નહેરૂ મુંગા, મૂંગા તેમની સમીપ બેઠા હતા. મંત્રોચ્ચાર કરવાનો પ્રયત્ન કરતા બીજા ઘણાના ગળામાં ડુસકું રહ્યું હતું. હું મોડો પડ્યો હતો. બાપુજી સમીપ જઈ તેમની ક્ષમા માગી, પરંતુ સાવ નિષ્ફળ. કેટલીયવાર એમણે મારી નાની નાની ભૂલો

માફ કરી હતી. આ છેલ્લી વાર પણ મને આશા હતી કે આ વખતે પણ એ નરમ પડશે, મારા તરફ એક...એક નજર નાંખશે, પરન્તુ એમના હોઠ બીડાયેલા હતા. તેમની આંખો ભર આરામમાં હોય તેમ મિંચાયલી હતી. સદાયના અનિયમિત દિકરાને ઠપકા રૂપે નહિ, પરન્તુ નિર્ણયાત્મક રીતે કહેતા, એમના ભાવમાં શાંત દ્રઢતા હતી. એ જાણે કહેતા હતાઃ 'હવે મને પજવતો ના.'

એ શોકઘેરા ઓરડામાં એ રાત્રે બાપુની આસપાસ અમે પ્રાર્થના કરતા બેઠાં હતાં ત્યારે એક બાલસુલભ ઈચ્છા જાગી કે તેમનો દેહ આ કરપીણ જખ્મો પર વિજય મેળવશે, અને સૂર્યોદય પહેલાં તેમનું જીવન પાછું ફરશે. સમય અવિશ્રાંત વેગે પસાર થતો હતો અને તેમની ચિર નિદ્રામાં જરાય વિક્ષેપ પડતો નહોતો; ત્યારે મારૂં દિલ બોલી ઉઠ્યુંઃ 'સૂરજ જ ન ઊગે તો?' પરન્તુ પુષ્પની માળાઓ આવવા લાગી. અમે અંતિમયાત્રા માટે તેમનો દેહ શણગારવા લાગ્યા. મેં છાતી ખુલ્લી રાખવા સૂચવ્યું. દુનિયામાં કોઇ સિપાહીની છાતી બાપુ જેવી સુંદર નહિ હોય. અમે મંત્રો અને શાસ્ત્રપાઠ રટતા તેમની આસપાસ બેઠા હતા ત્યારે જ આખી રાત માનવમેદની છેલ્લા દર્શન માટે આવતી હતી. વહેલી સવારે તેમણે હરિજન ફાળા માટે છેલ્લું ઉઘરાણું કરી લીધું. ફુલની સાથે લોકોએ નોટો અને સિક્કાઓની વર્ષા વરસાવી. પરદેશખાતાના એલચીઓએ સ્ત્રીવૃંદ સમેત છેલ્લાં નમન કર્યાં. આ નમન માત્ર ઔપચારિક નહોતાં. એ બધાંય જેમને તે ઓળખતા હતા એવા મિત્રને છેલ્લીવાર 'આવજો' કહેવા આવ્યાં હતાં.

આગલી રાતે મારા જીવનનો મહામૂલો અનુભવ મેં મેળવ્યો. બાપુ સાથે હું ક્ષણભર એકલો હતો. રોજની માફક રાતના સાડાનવ વાગે હું ગયો હતો. તે પથારીમાં સુતા હતા અને વર્ધા જવા માટેની સૂચના આશ્રમના અંતેવાસીઓને આપતા હતા. મેં પગ મૂકયો અને તેમણે પૂછ્યુંઃ 'કેમ કાંઇ સમાચાર?' હું છાપામાં છું તેનું સ્મરણ કરવાનો તેમનો આ હંમેશ મુજબનો શિરસ્તો હતો. તેમાં મારે માટે ગર્ભિત ચેતવણી હતી. મારાથી તે ભાગ્યે જ કાંઇ છૂપું રાખતા. મેં જ્યારે જ્યારે કાંઈ જાણવાની ઇચ્છા રાખી છે ત્યારે તેમણે બધું જ કહ્યું છે— એમ માનીને કે છાપામાં તેનો હું કશો ઉપયોગ નહિ કરૂં. મારે કશા સમાચાર આપવાના નહોતા, એટલે મેં પૂછ્યુંઃ 'રાજ્યની નૌકા કેમ ચાલે છે?' તેમણે કહ્યુંઃ 'જે નાના મતભેદો છે તેનો નિકાલ આવી જશે તેવી મને ખાત્રી છે, પરંતુ વર્ધાથી હું આવું ત્યાં સુધી રાહ જોવી પડશે. પરંતુ એમાં વિલંબ નથી થવાનો. સરકારમાં બધા જ દેશભક્તો છે અને દેશના હિતમાં ન હોય તેવું કરવા કોઈ જ તત્પર નહિ બને. બધાએ સાથે રહેવું જ જોઇએ અને એ બધા સાથે રહેશે. કશો તાત્વિક મતભેદ નથી.'

આજ મુદ્દા પર વધારે ચર્ચા થઇ અને એ સમય પણ હું ત્યાં રહ્યો હોત તો માનવમેદની એકત્ર થઇ જાત. મેં કહ્યુંઃ 'બાપુ, તમે હવે સુઇ જાવ.'

'ના, એવી ખાસ ઉતાવળ નથી. તને જો ગમે તો થોડીકવાર તું રોકાઇ શકે છે.' આગળ કહ્યું તેમ એ સંભાષણ આગળ ચલાવવાની પરવાનગી મને બીજા દિવસે ન મળી શકી.

થોડાક દિવસ જ અગાઉ મેં કહ્યું કે 'હું પ્યારેલાલને મારી સાથે જમવા લઇ જવાનો છું.' ત્યારે તેમણે કહેલું કે 'અવશ્ય લઇ જા, પરન્તુ મને બોલાવવાનો વિચાર તને કોઇ દીવસ આવે છે ખરો?'' એ દીવસે બાપુ ખડખડાટ હસ્યા હતા. (રેડીઓના સૌજન્યથી)

# વિધિનિર્મિત શુક્રવાર

શ્રી: પ્યારેલાલ

ઓગણત્રીસમી તારીખે આખો દિવસ ગાંધીજી કામમાં એટલા બધા રોકાયેલા રહ્યા કે સાંજે તે થાકીને લોથ થઈ ગયા. કૉંગ્રેસ માટેના બંધારણના ખરડા તરફ આંગળી કરીને તેમણે આભાને કહ્યું : 'મને ચક્કર આવે છે, તેમ છતાં મારે એ કામ પૂરું કરવું રહ્યું. મને લાગે છે કે, મારે મોડે સુધી જાગવું પડશે.' કૉંગ્રેસના નવા બંધારણનો એ ખરડો તૈયાર કરવાનું ગાંધીજીએ માથે લીધું હતું.

આખરે રાત્રે સવાનવ વાગ્યે ગાંધીજી સૂવાને ઊઠ્યા. એ વખતે એમાંની એક બાળાએ યાદ આપ્યું : 'બાપુજી, તમે આજે હમેશ મુજબ કસરત નથી કરી.' 'ઠીક ત્યારે તું મને કહે જ છે તો હું કસરત કરી લઉં.' અને આમ કહીને બે બાળાઓના ખભા પર હાથ ટેકવીને ડબલ બારની કસરતની જેમ ત્રણ વખત પોતાનું શરીર ઊંચું કરવાની કસરત તેમણે કરી.

પથારીમાં સૂતા પછી પોતાના કરતાં વિશેષે કરીને પોતાની સેવાચાકરી કરનારાઓના સમાધાનને ખાતર સામાન્ય રીતે ગાંધીજી પોતાના પગ તથા શરીર ચાંપવા દેતા. માનસિક દૃષ્ટિએ તો ગાંધીજીએ ઘણા સમયથી એને વિષે ઉદાસીનતા કેળવી હતી. જો કે આવી નાની નાની કાળજીની તેમના શરીરને જરૂર હતી એ હું જાણું છું. દિવસભરના લોથપોથ કરી મૂકનારા કામના બોજા પછી એથી કરીને હળવી વાતો તથા વિનોદને માટે પણ તક મળી રહેતી. આવા વાતોવિનોદની સાથે સાથે ગાંધીજી સૂચનાઓ પણ આપતા.

ગુરુવારે રાત્રે, સહજ મળવાને આવેલાં એક આશ્રમવાસી બહેન જોડે તેમણે વાતચીત કરી. એમની તબિયત સારી રહેતી નહોતી એ માટે તેમણે તેમને ઠપકો આપ્યો અને કહ્યું : 'રામનામ તમારા હૃદયમાં પ્રતિષ્ઠિત થયું હોત તો તમે માંદાં નહીં પડત. પણ એને માટે તો શ્રદ્ધા જોઈએ.'

*

એ જ દિવસે સાંજે પ્રાર્થના પછી પ્રાર્થનામાં આવેલાઓમાંથી એક ભાઈ ગાંધીજીના હસ્તાક્ષર લેવાને તેમની પાસે દોડી આવ્યા, કેમ કે ગાંધીજી બીજી તારીખે વર્ધા જવાના હતા. ગાંધીજીએ પૂછ્યું: 'હું જવાનો છું એમ તમને કોણે કહ્યું?' હસ્તાક્ષરો યાચનારાએ કહ્યું : 'છાપાંઓમાં એવી ખબર છે.' ગાંધીજીએ જવાબ આપ્યો: 'હા, ગાંધીને વિષે એવી ખબર છાપાંઓમાં મેં પણ વાંચી છે, પણ એ કયા 'ગાંધી' વિષે છે તેની મને ખબર નથી.'

બીજા એક આશ્રમવાસીની સાથે વાત કરતાં પણ પ્રાર્થના પછીના પ્રવચનમાં તેમણે વ્યક્ત કરેલી પોતાની લાગણી ગાંધીજીએ ફરીથી વ્યક્ત કરી : "મારે અશાંતિમાંથી શાંતિ, અંધકારમાંથી પ્રકાશ અને નિરાશામાંથી આશા ખોળવાં રહ્યાં." પછીથી વાતમાં 'હાથલાકડી' નો ઉલ્લેખ આવતાં તેમણે કહ્યું કે, 'બાળાઓને હું મારી હાથલાકડી બનવા દઉં છું ખરો, પરંતુ સાચું પૂછો તો મારે એની કશી જરૂર નથી. કોઈ પણ વસ્તુ માટે કોઈના પર પણ આધાર ન રાખવાની મેં ઘણા સમયથી ટેવ પાડી છે. પોતાના પિતાની પાસે જતી હોય તેમ બાળાઓ મારી આસપાસ રોજ વળે છે. મને એ ગમે છે. પણ ખરેખર હું એ વિષે સર્વથા ઉદાસીન છું.' અને તેમની આંખો બિડાઈ ત્યાં સુધી આવી આવી વાતો ચાલી.

વિધિનિર્મિત ત્રીસમી તારીખે સવારની પ્રાર્થના માટે હમેશની જેમ ગાંધીજી સાડા ત્રણ વાગ્યે ઊઠ્યા. પ્રાર્થના પછી તે કામે વળગ્યા અને પછીથી થોડીક ઊંઘ લેવાને માટે ફરીથી પથારીમાં સૂઈ ગયા.

મુલાકાત એ તેમની એવી જ છેલ્લી મુલાકાત હતી. પ્રધાનમંડળની એકતા છિન્નભિન્ન કરવા માટે સરદારની સામે ચાલી રહેલો દુષ્ટતાભર્યો પ્રચાર એ તેમની વચ્ચેની ચર્ચાનો એક બાબત હતી. તેમનો એવો સ્પષ્ટ અભિપ્રાય હતો કે પ્રધાનમંડળમાં કોઈ પણ પ્રકારનું ભંગાણ પડે એ દેશના ઇતિહાસની આ કટોકટીની પળે આપત્તિરૂપ છે. સરદારને તેમણે કહ્યું કે 'પ્રાર્થના પછીના આજ સાંજના મારા પ્રવચનમાં હું એ વિષે બોલીશ. પ્રાર્થના પછી પંડિતજી મને મળવાના છે તેમની સાથે પણ હું એ વિષે ચર્ચા કરીશ.' અને તે પછી પણ મારી અહીં જરૂર જણાશે તો બીજી તારીખે વર્ધા જવાનું હું માંડી વાળીશ અને બે વચ્ચે અણબનાવ કરાવવાના દુષ્ટતાભર્યા પ્રયાસને નિર્મૂળ કર્યા વિના હું દિલ્હી નહીં છોડું.'

આમ વાત ચાલી રહી હતી. બિચારી આભા હજી પણ એમાં વિક્ષેપ પાડવાની હિંમત કરી ન શકી. સમય સાચવવાની અને ખાસ કરીને પ્રાર્થનાનો સમય જાળવવાની બાબતને ગાંધીજી ભારે મહત્ત્વ આપતા હતા એ તે જાણતી હતી. એટલે જીવ પર આવી જઈને પ્રાર્થનાનું મોડું થાય છે એ દર્શાવવા તેણે તેમનું ઘડિયાળ તેમની આગળ ધર્યું. પ્રાર્થનામાં જતા પહેલાં નાહવાની ઓરડીમાં જવાને ઊઠતાં ઊઠતાં તેમણે કહ્યું: "હવે તો મારે ભાગવું જ જોઈએ."

જ્યાં સાંજની પ્રાર્થના કરવામાં આવતી હતી તે વ્યાસપીઠના પગથિયા આગળ આવતાં સુધી માર્ગમાં તેમણે તે દિવસે સાંજની તેમની 'હાથલાકડીઓ'—આભા અને મનુ જોડે ઠઠ્ઠામશ્કરી ઉડાવી.

બપોર પછી આભાએ ગાંધીજીને કાચા ગાજરનો રસ આપ્યો ત્યારે તેમણે કહ્યું: "તું મને ઢોરનો ખોરાક આપે છે એમ ને." આભાએ જવાબ આપ્યો, "બા એને ઘોડાનો ખોરાક કહેતાં હતાં." "બીજું કોઈ જેની [illegible] નથી તેનો હું આસ્વાદ લઉં છું એ મારે માટે ભારે નહીં કહેવાય?" એમ કહીને તે હસ્યા.

"બાપુ, તમારું ઘડિયાળ બિચારું જીરવવું હશે, તમે એના તરફ નજર રાખતા જ નથી." આભાએ કહ્યું. "તમે લોકો જે મારી ઘડિયાળો છો, પછી હું શાને એમ કરું!" તેમણે જવાબ આપ્યો. "પણ તમે એ ઘડિયાળો તરફ પણ નજર રાખતા નથી," એકે કહ્યું. બાપુ ફરી પાછા હસી પડ્યા. પગથીયા નજીક આવતાં તેમના છેલ્લા શબ્દો આ છે: "હું દશ મિનિટ મોડો છું. મોડા થવું મને બિલકુલ પસંદ નથી. બરાબર પાંચને ટકોરે પ્રાર્થનાની જગ્યાએ આવી જવાનું મને ગમે." આટલેથી વાત અટકી, કેમ કે પ્રાર્થનાસ્થાનની નજીક આવતાંવેંત બધી મજાક અને વાતચીત બંધ થઈ જવી જોઈએ, અને મનમાં પ્રાર્થના સિવાય બીજા કશા વિચાર ન હોવા જોઈએ એવો તેમની 'હાથલાકડીઓ' સાથેનો તેમનો સંકેત હતો.

પ્રાર્થનાર્થીઓની કોર્ડન કરેલી હારમાં થઈને તે જતા હતા ત્યારે પ્રાર્થનાર્થીઓના નમસ્કારના વળતા નમસ્કાર કરવાને તેમણે બે બાળાઓના ખભા પરથી પોતાના હાથ ઉપાડી લીધા. એકાએક જમણી બાજુએથી જોરથી માર્ગ કરતો એક માણસ ટોળામાંથી આવ્યો. ગાંધીજીના પગને સ્પર્શ કરવાને માટે તે આવ્યો છે એમ સમજીને મનુએ 'પ્રાર્થનાનું મોડું થવા છતાંયે તમે આવી રીતે વખત લો છો, એવી મતલબનું ઠપકારૂપે તેને કહ્યું અને તેનો હાથ પકડીને આ ધસી આવનારને અટકાવવા પ્રયત્ન કર્યો. તેણે તેને જોરથી હડસેલી મૂકી. એથી કરીને તેના હાથમાંની ભજનાવલી, બાપુની થૂંકદાની તથા માળા નીચે પડી ગયાં. એ વસ્તુઓ લેવાને તે નીચે વળી, એટલામાં પેલો બાપુની છેક સામે આવીને ઊભો. બાપુની એટલો સમીપ તે આવ્યો હતો કે ગોળીનું એક ખાલી કોચલું બાપના કપડાની

ગઢીમાંથી મળી આવ્યું હતું. સાત બારની ઓટોમેટિક પિસ્તોલમાંથી ધડાધડ ત્રણ બાર થયા. પહેલી ગોળી મધ્ય રેખાથી સાધારણ ઇંચ જમણી બાજુએ નાભિથી અઢી ઇંચ ઉપર પેટમાં વાગી હતી. બીજી મધ્ય રેખાથી ઇંચ દૂર અને ત્રીજી જમણી બાજુએ છાતીમાં મધ્ય રેખાથી ચાર ઇંચ દૂર વાગી હતી. પહેલી અને બીજી ગોળી શરીરની આરપાર નીકળી ગઇ હતી. ત્રીજી ફેફસામાં ભરાઇ રહી હતી. પહેલી ગોળી વાગી ત્યારે જે પગ ગતિમાં હતો તે વળી ગયો. બીજી ગોળી વખતે પણ તે ઊભા હતા. અને પછી તે ઢગલો થઇને પડ્યા. 'રામ, રામ' એ તેમના છેલ્લા બોલ હતા. તેમનો ચહેરો ફિક્કો પડી ગયો. તેમનાં સફેદ વસ્ત્રો પર લાલ ડાઘ પ્રસરી ગયો. પ્રાર્થનાર્થીઓને નમસ્કારને અર્થે ઊંચા કરેલા હાથ ધીમે ધીમે નીચે ઢળ્યા. એક હાથ તેના સ્વાભાવિક સ્થાન આભાની ગરદન પર પડ્યો. શિથિલ બની ગયેલો દેહ ધીમેથી ઢળી પડ્યો. સડક બની ગયેલી મનુ અને આભાને શું બની ગયું તેની ત્યારે જ ખબર પડી.

બીજે દિવસે નોઆખલી જવાની તૈયારી પૂરી કરવા માટે હું શહેરમાં ગયો હતો. ત્યાંથી હું આવ્યો અને પ્રાર્થનાસ્થાન તરફ જતી પથ્થરની કમાનો સુધી પહોંચ્યો ત્યાં તો સામેથી શ્રી. ચંદવાણી દોડતા આવ્યા. તે બોલી ઊઠ્યા, "ડાક્તરને ફોન કરો, બાપુ પર ગોળીબાર થયો છે." હું તો એ સાંભળીને સડક જ થઇ ગયો. યંત્રની પેઠે મેં ડાક્તરને બોલાવવા કોઇકને ફોન કરવા કહ્યું.

સૌ આભાં બની ગયાં હતાં. તેમની પાછળ આવનાર ડૉ. રાજ સભરવાલે તેમનું માથું ધીમેથી આભાના ખોળામાં મૂક્યું. તેમનો દેહ કંપતો હતો અને આંખો અરધી બીડાયેલી હતી. ખૂનીને બીરલા ભવનના એક રઘુ માળીએ પકડ્યો હતો. એમાં બીજાઓ પણ ભળ્યા અને થોડીક ખેંચતાણ પછી પેલા ખૂનીને તેમણે જેર કર્યો. મિત્રો શિથિલ અને નિશ્ચેષ્ટ બની ગયેલા શરીરને ઉપાડીને અંદર લઈ ગયા અને ગાંધીજી બેસતા અને કામ કરતા તે ગાદી પર તેમને સુવાડ્યા. પરંતુ બીજું કશુંયે થઈ શકે તે પહેલાં જ શરીરનું યંત્ર બંધ પડી ગયું. અંદર લાવ્યા પછી તેમને આપવામાં આવેલું ચમચા જેટલું મધ અને ગરમ પાણી ગળે ન ઉતર્યું. લગભગ તત્કાળ મરણ નીપજ્યું હતું.

અપાર શાન્તિ, ક્ષમા અને કરુણાથી ભરેલા તેમના નિશ્ચેષ્ટ બની ગયેલા મોં તરફ હું નજર કરી રહ્યો હતો ત્યારે અનેક સ્વપ્નાઓ અને આશાઓથી ભરેલા એક કૉલેજના વિદ્યાર્થી તરીકે એમના ચરણે આવીને બેઠો ત્યારથી અઠ્ઠાવીસ અઠ્ઠાવીસ વરસના તેમની સાથેના અતિનિકટના અખંડ સહવાસનું આખું ય ચિત્ર એક ઝબકારાની પેઠે મારાં મનઃચક્ષુ આગળથી પસાર થઈ ગયું. કેટકેટલા વ્યવસાયથી ભરેલાં એ વરસો હતાં!

જે કંઇ બનવા પામ્યું તેના મર્મ વિષે હું વિચાર કરવા લાગ્યો. પ્રથમ તો હું આભો જ બની ગયો, પણ ધીમે ધીમે એ કોયડો ઉકેલવા લાગ્યો. હમણાં જ એક દિવસ એક માણસે પણ પોતાના કર્તવ્યનું પૂરેપૂરું અને યોગ્ય પાલન કરવા વિષે તે બોલ્યા હતા ત્યારે એનો અર્થ ખરેખરો શો થાય એ વિષે હું વિમાસણમાં પડી ગયો હતો. એમના મરણે એ જવાબ પૂરો પાડ્યો છે. પહેલાં તે ઉપવાસ કરતા ત્યારે બીજાઓને નિભાવ રાખવાને અને પ્રાર્થના કરવાને કહેતા. "બાળકો વચ્ચે પિતા હોય ત્યારે તેમણે રમવું કૂદવું જોઇએ. મારા ગયા પછી તેઓ હું કરી રહ્યો છું તે બધું કરશે." એમ તે કહેતા. આજે જે જવાળાઓ દેશને ઘેરી વળવાનો ભય ઉભો થયો છે તેને બુઝાવવી હોય અને આપણે માટે જે સ્વતંત્રતા તેમણે મેળવી તેનાં ફળ તેઓ જેમને માટે ઝંખતા હતા તેઓ ભોગવવાના હોય તો તેમના મરણે ચીંધેલો માર્ગ અખત્યાર કરવો જોઈએ.

# બાપુ

**શ્રી. ઘનશ્યામલાલ બીરલા**

*

ગાંધીજીએ દિલ્હીમાં શ્રી. લક્ષ્મીનારાયણના મંદિરનું ઉદ્દ્ઘાટન કર્યું ત્યારે લાખો માણસોની મેદની હતી. તલપૂર જગ્યા નહતી. ભારે મુશ્કેલીથી ગાંધીજીને ઉદ્દ્ઘાટન કરવા મંદિરમાં પહોંચાડી શકાયા. ઝાડનાં ડાળાં પણ માણસોથી લદાઈ ગયાં હતાં. ટોળું દર્શન માટે આતુર હતું. ગાંધીજી છજામાં આવ્યા ને કોલાહલ બંધ થઈ, હજારો કંઠમાંથી કેવળ એક જ સ્વર ગગનભેદીને ચાલ્યો ગયો: 'મહાત્મા ગાંધીકી જય.'

ઝાડનાં ડાળાં ઉપર હજારો માણસો ચડયા હતા. તેમની સુરક્ષિતતાનું પણ એમને ભાન નહતું. તેઓ તો 'ગાંધીજી કી જય'ના પોકારમાં મગ્ન હતા. ડાળ પર પચાસ–સો માણસો ખડકાયાં હતાં તેથી ડાળ કડડ કરતી નીચે પડવા માંડી, પણ લોકો તો જયનાદમાં મસ્ત હતા. ડાળી નીચે પડી. કોઈને વાગ્યું નહિ. ત્યારે મને થયું કે, આફ્રીકામાં ગોરાઓનું 'ગાંધીને મારી નાખો'ના પોકાર કરતું પાગલ ટોળું અને 'ગાંધી કી જય' પોકારતું આજનું ટોળું, એ બેમાં કેટલો ફેર છે!

થોડા વર્ષ ઉપર ભક્ત ગણાતા એક સજ્જને ગાંધીજીને લખ્યું: 'મેં રાત્રે સ્વપ્નામાં કૃષ્ણને જોયા. તેમણે મને કહ્યું કે ગાંધીને કહો કે હવે એનો અંત નજીક આવી ગયો છે એટલે બધાં કામ છોડીને ઇશ્વરભજનમાં લાગી જાય.'

ગાંધીજીએ એ મિત્રને જવાબમાં કહ્યું: 'ભાઈ, હું તો એક પળ પણ ઈશ્વર–ભજનને વીસરતો નથી. મારે માટે લોકસેવા જ ઈશ્વર-ભજન છે. વળી, અંત નજીક આવી જાય ત્યારે જ ઈશ્વરભજન કરવાનું હોય? જન્મથી જ આપણી ગરદન યમરાજના હાથમાં છે, તો ઈશ્વરભજન માટે ઘડપણ સુધી શું કામ થોભવું?'

ગાંધીજી જેલમાં હતા. હરિજનના પ્રશ્ન ઉપર તેઓ વિચારી રહ્યા હતા. એપ્રીલ મહિનાની ૨૯મી તારીખે આખી જેલમાં સૂમસામ હતું. કેદીઓ ઉંઘતા હતા, માત્ર પહેરાવાળા જાગતા હતા. અગીઆર વાગ્યા પછી થોડી જ વારમાં ગાંધીજીની આંખ ઉઘડી ગઈ. ઉંઘ ઉડી ગઈ. અંતરમાં મહાસાગર જેવું તોફાન ઉપડયું. બેચેની વધવા લાગી. હૃદયમાં સંગ્રામ શરૂ થયો. એટલામાં એક અવાજ સંભળાયો. લાગતું હતું કે જાણે અવાજ ઘણે દૂરથી આવતો હતો, છતાં નજીકમાં જ કોઇ બોલતું હોય એમ પ્રતીત થતું હતું. પણ એ અવાજ એવો હતો કે એની અવગણના કરવી એ અશક્ય હતું. અવાજે કહ્યું: 'ઉપવાસ કર'. ગાંધીજીએ સાંભળ્યું. એમને સંદેહ ન રહ્યો. એમને ખાતરી થઇ ગઈ કે એ ઇશ્વરી વાણી છે. તોફાન શાંત થયું. બેચેની દૂર થઈ. સ્વસ્થ થઈ કેટલા ઉપવાસ ને ક્યારે શરૂ કરવા એ સંબંધી નિવેદન લખી નાખ્યું ને સૂઈ જઈ ગાઢ નિદ્રામાં પડયા.

*

ગાંધીજી સાથેના બીજા નેતાઓના મતભેદની ચર્ચા કરતાં મેં કહ્યું: 'બાપુ, આને મતભેદ ન કહેવો જોઈએ. એક સાકરમાં વધારે ગળપણ હોય ને બીજામાં થોડું હોય, તો શું આપણે એમ કહીશું કે બન્ને સાકરોમાં મતભેદ છે? આપ શુદ્ધ ધર્મની વાત કરો છો ત્યારે બીજા નેતા આપદ્ધર્મની વાત કરે છે. આપના જેટલી જીવંત શ્રદ્ધા બધામાં જન્મે એવી આશા કેમ રાખી શકાય? યુધિષ્ઠિર જ્યારે સ્વર્ગમાં ગયા ત્યારે એમના સાથીઓ જેમ એક એક કરીને પડતાં ગયાં એવી જ

આપની સ્થિતિ છે. આપ આગળ વધો છો, ઉંચે ચડો છો તેમ તેમ આપના સાથીઓ પાછળ પડે છે. થાકના માર્યા પડતા જાય છે.'

પાસે બેઠેલા ડૉ. સુશીલા નાયરે કહ્યું: 'પણ યુધિષ્ઠિર સાથે કુતરો તો રહ્યો હતો. બાપુ, આ દૃષ્ટાંત પ્રમાણે સ્વર્ગમાં પહોંચાડનાર કુતરો કયો છે?'

ગાંધીજીએ કહ્યું: 'પણ પહેલું એ તો કહો કે અહિં યુધિષ્ઠિર કોણ છે?'

બધા ખડખડાટ હસી પડયા.

*

ગોળમેજી પરિષદ વખતે ગાંધીજી રાતના બબ્બે વાગ્યા સુધી કામ કરે ને સવારે ચાર વાગે ઉઠીને પ્રાર્થના કરે. ચાર કલાકથી ભાગ્યે જ વધારે ઉંઘ મળતી; એટલે પરિષદમાં વ્યાખ્યાનો ચાલતા હોય ત્યારે ખુરશી પર બેઠાબેઠા ગાંધીજીએ ઊંઘ લેવાનું શરૂ કર્યું. મેં ટોક્યા: 'બાપુ, મોટા મોટા લોક બેઠા હોય વ્યાખ્યાનો ચાલતાં હોય અને આપ ઉંઘવા માંડો એ સારૂં નથી લાગતું.'

'ત્યારે શું ઉજાગરો કરીને અહીં જ માંદા પડવું? મહત્વનું એક પણ વ્યાખ્યાન મેં ન સાંભળ્યું હોય એવું તમે કદી જોયું છે?' ગાંધીજી બોલ્યા.

અહીં વિવેકનો એમનો ગજ જુદો હતો. કોઈ મહત્વની વ્યક્તિ બોલવા ઉઠે કે ગાંધીજી ચટ આંખો ખોલી દેતા ને ભાષણ પુરું થાય કે પાછા ઉંઘી લેતા.

*

ગાંધી ઇરવિન કરાર સમયની વાત છે. લગભગ બધી બાબતો નક્કી થઈ ગઈ. વાઈસરોય અને ગાંધીજીએ સાથે મળીને એકેએક શબ્દ વાંચી લીધો. વાંચતા વાંચતા બપોર થઈ ગયા. વાઇસરોય કહે કે 'હું જમી લઉં. આપ થાકી ગયા છો માટે મારા ખંડમાં સૂઈ જાવ. પછી ઉઠીને આગળ કામ કરશું.'



ગાંધીજી સૂઈ ગયા ને અઢી વાગ્યે ઉઠયા. તે પ્રસંગનો ઉલ્લેખ કરીને તેમણે કહ્યું છે કે, 'મને કંઈક બેચેની જેવું લાગ્યું. એ શારીરિક બેચેની નહતી. માનસીક બેચેની હતી. મને થયું કે હું કાંઈક ભૂલ કરૂં છું. મેં કરારનામાનો ખરડો લીધો ને જમીન સંબંધી કલમ વાંચતા વાંચતા કંઇક ખટક્યું. બસ મેં જાણી લીધું કે અહીં જ ભૂલ થતી હતી. વાઇસરોયને મેં કહ્યું કે આ ખરડો બરાબર નથી. હું એમાં સંમત થઇ શકીશ નહિ. મેં એ સ્વીકાર્યો છે એ ખરી વાત છે પણ મેં જોયું કે હું એમાં ભૂલ કરૂં છું એટલે મારી સંમતી પાછી ખેંચી લઉં છું.'

વાઇસરોય બીચારા સ્તબ્ધ થઈ ગયા.

*

ગાંધીજી લંડન જતા હતા. ત્યારે સ્ટીમર ઉપર એક ગોરો તેમને રોજ કાંઇને કંઇ ગાળો સંભળાવી જતો. એક દિવસ તેણે વ્યંગપૂર્ણ કવિતા લખી અને ગાંધીજી પાસે આવી તે

પાનાં તેમને વાંચવા આપ્યાં. ગાંધીજીએ તે પાનાં હાથમાં લઇ ફાડી નાખ્યાં ને અંદર ટાંકણી હતી તે લઇને પોતાની ડબીમાં મૂકી દીધી. પેલા ગોરાએ કહ્યું: 'ગાંધી, વાંચો તો ખરા! તેમાં કંઇક તો સાર છે.'

'હા. જે સાર હતો તે તો મેં આ ડબીમાં મૂકી દીધો છે.'

બધા હસી પડયા ને પેલો અંગ્રેજ ખસીયાણો પડી ચાલ્યો ગયો.

*

ગાંધી–અરવિન કરાર વખતે કેટલાક અંગ્રેજોએ મારે ઘેર ગાંધીજીને મળવાનું નક્કી કર્યું હતું. નિયત સમય પહેલાં પંદર મિનિટે ગાંધીજી આવ્યા અને કહેવા લાગ્યાઃ 'મને ઉંઘની જરૂર છે. જરા ઉંઘી લઉં.'

મેં કહ્યું: 'ઉંઘવાનો સમય જ ક્યાં છે? પંદર મિનિટ જ બાકી છે.'

એમણે કહ્યું: 'પંદર મિનિટ તો ઘણી છે.' ને તરત જ ખાટ પર સૂઈ ગયા. અને એક મિનિટમાં ઘસઘસાટ ઉંઘવા મંડયા. પંદર મિનિટ પછી તે પોતાની મેળે ઉઠી ગયા.

મેં કહ્યું: 'આપનામાં ઉંઘવાની શક્તિ અદ્ભૂત છે.'

ગાંધીજી કહેઃ 'જે દિવસે ઉંઘ ઉપરથી મારો કાબૂ ગયો તે દિવસે એમ જાણો કે મારો દેહાન્ત થશે.'

*

વરસો જૂની વાત છે. દિલ્હીમાં એક બાઈ મરણ પથારીએ હતી. રોગ-સાથે લડતાં-લડતાં બિચારીનું શરીર તદ્દન ક્ષીણ થઇ ગયું હતું. કેવળ શ્વાસ બાકી હતાં. તેણે જીવનની આશા છોડી હતી અને છેવટની યાત્રા કરવાની છે એમ માની રામ રામ કરીને પોતાના અંતીમ દિવસો કાઢતી હતી. પણ ગાંધીજીના અંતિમ આશિર્વાદ લેવાના બાકી હતા.

તેણે કહ્યું: 'ગાંધીજીના દર્શન થઈ શકે? જતાં જતાં છેવટે તેમને મળી લઉં.' ગાંધીજી તો દિલ્હીની નજીક પણ નહોતા એટલે દર્શન અસંભવિત હતાં, પણ મરતા માણસની આશા પર પાણી ફેરવવું મને ઠીક ન લાગ્યું તેથી મેં કહ્યું: 'જોઇશું. તમારી ઇચ્છા ઇશ્વર કદાચ પૂરી કરશે.'

એ દિવસ પછી મને ખબર પડી કે ગાંધીજી કાનપુરથી દીલ્હી થઇને અમદાવાદ જાય છે. સવારે ચાર વાગ્યે પહોંચતી ગાડીમાં આવી સાત વાગે અમદાવાદની ગાડીમાં જવાના હતા. એક કલાકનો વખત વચ્ચે હતો અને દરદી બાઈ દિલ્હીથી દશ માઈલ દૂર હતી. એક કલાકમાં ત્યાં જઇને ગાડી પકડવી મુશ્કેલ હતી.

શીયાળાની ઋતુ હતી ને એવી ઠંડીમાં ગાંધીજીને ખુલી મોટરમાં વીશ માઈલની મુસાફરી કરાવવી એ પણ ભયાનક હતું.

ગાંધીજી ગાડીએથી ઉતર્યા. મેં દબાયેલા અવાજે-પૂછયું: 'આજે આપ રોકાઈ ન શકો?' ગાંધીજી કહે, 'રોકાવું મુશ્કેલ છે.' એથી હું હતાશ થઇ ગયો, એટલે ગાંધીજીએ પૂછ્યું: 'રોકાવાનું કેમ પૂછો છો?' મેં એમને કારણ બતાવ્યું. ગાંધીજી કહે કે 'હમણાં જ ચાલો',

'પણ હું આપને આ ઠંડીમાં, સુસવાતા પવનમાં, સવારના પહોરમાં મોટરમાં એટલે દૂર કેમ લઇ જઇ શકું?'

ગાંધીજી કહેઃ 'એની ફીકર ન કરો. મને મોટરમાં બેસાડી દો. વખત ખોવાથી શો લાભ?'

મેં તરત જ મોટરમાં બેસાડયા, ને ગાંધીજી દરદી બાઈના ખાટલા પાસે પહોંચ્યા. બાઇ રામ રામ કરતી પડી હતી! તેને કહ્યું: 'ગાંધીજી આવ્યા છે.' તેને વિશ્વાસ ન પડયો. તે ગભરાઈ જઇ ઉઠવાનો પ્રયત્ન કરવા લાગી. ઉઠાયું નહિ, ને આંખોમાંથી બે બુંદ ખરી પડયાં. મારું કર્તવ્ય પુરું થયું. ગાંધીજીએ મોટરમાં મુસાફરી કરી આગલા સ્ટેશને ગાડી પકડી પાડી. બાઇ બીજે દિવસે અવસાન પામી.

**મા**રી વાત પૂરી કરતાં મને અડધી રાત વીતી ગઈ. વચ્ચે એકાદ બે વાર તેમણે મને રોકી અને આ કે પેલા મુદ્દા ઉપર, વધુ સ્પષ્ટ થવાનું તેમણે જણાવ્યું. ખુલ્લા બળવાની મેં જે વાત કરી તે ઉપર તેમણે આશ્ચર્ય વ્યક્ત કર્યું, શંકા પણ વ્યક્ત કરી. તેમની દૃષ્ટિએ જે કાંઈ થયું હતું તે લોકોની હિંમત બતાવવા માટે પૂરતું હતું, કેટલુંક જરા વધારે પડતું હતું, જ્યારે થોડું તેમના અહિંસાના સિદ્ધાંતની વિરુદ્ધ જાય તેમ હતું. બ્રિટીશ લોકોએ ખૂબ સખ્તાઈથી લોકોને દબાવવા પ્રયાસ કર્યો હતો તેના પ્રત્યાઘાત રૂપે લોકોએ આ બધું કર્યું હતું એ હકીકત સાથે ગાંધીજી સંમત નહોતા. કોઈ કે તેમને કહેલું કે 'બ્રીટીશરો લોકોની ચળવળથી ખુબ ત્રાસી ગયા છે.' એટલે તેમના મત અનુસાર ગેરીલા યુદ્ધની પદ્ધતિ અહિંસાનો સિદ્ધાંત બાજુએ મુકીએ તો પણ ભય જગાડવાની હતી. તેથી ઉંધુ ખુલ્લા બળવાની વાત તેમના મત પ્રમાણે ધિક્કારના સિદ્ધાંત ઉપર રચાયેલી હતી. અહિંસાના માર્ગે શરણે થઈ જવાની નીતિ લોકોમાં વધુ ઉત્સાહ પ્રેરે છે.' અમારી ગંભીર, વાતચીતમાં ગાંધીજીની આ દલીલ વારંવાર આવ્યા કરતી. સાધનના મુખ્ય મુદ્દા સાથે સંબંધ નહિ ધરાવતી એકે વાતમાં ગાંધીજી કોઈ કાર્ય નહોતા જોતા. હિંસાની સામે હિંસાથી ઝઝુમવાની પદ્ધતિ ગાંધીજીને કદી પસંદ નહોતી અને હિંસાની સામે પણ અહિંસાથી લડવાની નીતિ તેમણે મૃત્યુ સુધી જાળવી રાખી છે એ આપણે જોયું. અમારા શોક અને ક્રોધની આ ક્ષણે ગાંધીજીથી તદ્દન જુદી જ વિચારસરણી ધરાવતા એવાં અમે હિંસાથી માણસ કેવો આંધળો બની જાય છે તે જોઈ નવાઈ પામીએ છીએ. હિંદનો અંતરઆત્મા પાશવીવૃત્તિ ધારણ કરી રહ્યો છે; એવી પ્રતીતિ છેલ્લા કેટલાક સમયથી થતી હતી. એ પાશવીવૃત્તિનો જ્વાળામુખી

# ગાંધીજી બોલી શકે તો

સૌ. અરૂણા આસફઅલી

*

ફાટતો જોઈ ગાંધીજી શાંત બેસી રહે એ તો અશક્ય હતું. અને ભાઈભાઈની કતલ અટકાવવા એ અસમર્થ નીવડ્યા એ માટે તેમને શોક હતો.

પણ તેમના અંતિમ વિચારો શા હતા?

રાષ્ટ્રપિતાના ખુનનો ગુન્હો જોઈ તેઓને પણ આઘાત થયો હશે? જેમની તેમણે જીવનભર સેવા કરી, મૃત્યુ સુધી પોતાનાં ગણ્યા તેજ કોમના એક માણસને હાથે તેમનું ખુન થાય એ વિચિત્ર નથી? કવિ કલ્પીત ન્યાય તે આનું નામ!

ગાંધીજી આજે જીવંત નથી. જે રાષ્ટ્ર ગાઢ નિદ્રામાં સુપ્ત હતું તે રાષ્ટ્રને તેમણે જાગૃત કર્યું અને જાગૃત કરનારનું જ ખૂન કરવામાં આવ્યું છે. સૈકાઓ સુધી ગુલામ રહેલી પ્રજા આ કૃત્યો માટે જવાબદાર છે. આ ગુનો જ્યાં સુધી માનવજાત અસ્તિત્વમાં રહેશે અને માનવીની વાત એક પેઢીમાંથી બીજી પેઢીમાં ઉતરી આવશે ત્યાંસુધી આ ગુન્હો આપણી પાછળ ભમ્યા કરશે.

અને ધારો કે ગાંધીજી આજે બોલી શકતા હોત તો તેઓએ ફરીથી આપણે એ જ વાત સંભળાવી હોત કે, "મારૂં હૃદય તો આનંદથી નાચે છે. હું મૃત્યુ પામ્યો છું, પણ મારા સ્વપ્નનું હિંદ નવું જીવન પામશે. તમે આગળ ધપો. આ દેશમાં કોઈ માણસ ભયમાં રહેવો જોઈએ નહિ. નિર્બળતા નાશ પામશે અને લોકોના હૃદયમાં હિંમતનું સામ્રાજ્ય જામશે."

પરંતુ રાષ્ટ્રપિતાના આ ખૂનની શરમ તો

અસહ્ય જ છે. આપણે કરેલું ઈપાપ એટલું મહાન છે કે આપણા મનને કોઈપણ સાંત્વન શાંત પાડી શકવાનું નથી., ગાંધીજીને પાછા આપણે જીવીત કરી શકીએ એમ નથી. ભાવિ પ્રજા આપણને માફી બક્ષે એટલું જ આપણે ઇચ્છીએ. ગાંધીજી કદી બદલા માટે માગણી નહિ કરે. તેઓ તો આપણને કાર્યથી વિશુદ્ધ થવાનું, સત્ય માટે સતત શોધમાં રહેવાનું અને આસુરી તત્ત્વો સામે ઝુઝવાનું જણાવશે.

આપણા દેશનો લાંબો ઈતિહાસ વિખ્યાત રાજાઓ, રાજદ્વારી પુરૂષો અને સંતોથી ઉજ્જવળ છે. પરંતુ સામાન્ય માનવીને ગાંધીજીએ જેટલો ઉંચો ચઢાવ્યો છે અને વિશુદ્ધ બનાવ્યો છે તેમ છતાં ગરીબાઈને તેમણે કદી એક સદ્‌ગુણ નથી લેખી, તેમણે તો ફક્ત એટલું જ કહ્યું. છે કે "દુન્યવી સુખસગવડતા વધતાં માણસના નૈતિક જીવનમાં પણ વધારો થાય છે એમ કદાપી કહી શકાય એમ નથી." શોકની આ પળે આપણે નિર્ણય કરીએ કે જેઓ નબળા છે અને સ્વાર્થીઓના હાથે સહન કરે છે તેમને આપણા મિત્રો બનાવીશું, તેમને માટે જીવીશું અને કાર્ય કરીશું તો કદાચ આપણને શાંતિ મળશે.

પણ ગાંધીજી શું ખરેખર મરણ પામ્યા છે ? આપણું આખું વ્યક્તિત્વ તેમણે જ ઉભું કર્યું છે. આ જ દિવસ સુધી મારા જેવા અનેકને માટે અમરતા એક અર્થહીન અને અનુભવાતીત વસ્તુ હતી. ગાંધીજી ભૌતિક દૃષ્ટિએ આપણાથી છુટા પડતાં તેમની હાજરી આપણે પળે પળે અનુભવીએ છીએ. આપણે તેમનાથી ટેવાઈ ગયેલા હતા અને તેમની વાતો અવગણતા. તેમને માટે આપણામાં કંટાળાની વૃત્તિ પણ આવી હતી. તેઓ આપણને પ્રેમથી અને ગુસ્સામાં ઠપકો આપતા, પણ આપણે તેમની વાત એક કાને સાંભળી બીજા કાને કાઢી નાખતા. પુર્વગ્રહોથી બંધાયેલા આપણા હૃદય ઉપર તેમની ધીરજપુર્વક રજુ થયેલી દલીલો જરાય અસર કરી શકતી નહોતી. તેઓ આપણને આધ્યાત્મિકતાની ઊંચાઇએ લઈ જતા, પણ હવે તેઓ આપણી વચ્ચેથી દૂર થતાં તેમના વગર જીવવું કેટલું અશકય છે તે આપણને આજે સમજાય છે. માનવજાતને એક આદર્શ માનવીની જરૂર છે, એક જીવતા જાગતા શાસ્ત્રના, પુસ્તની જરૂર છે, લોકોને શાંત પાડવા એક અસરની જરૂર છે–આ બધું આજે આપણને સમજાય છે.

અને ગાંધીજી આપણને પાછા મળે. છે. આપણી આંસુ સારતી આંખે આપણે તેમને જોઈ શકીએ છીએ. તેમના શાંત સાંત્વન આપતા શબ્દો આપણે સાંભળીએ છીએ. તેઓ આપણને કહેતા સંભળાય છેઃ "હું તો મારા દુશ્મનોને પણ ચાહતો, તો પછી તમને હું ના સમજી શકું એ તો કેમ બને !" તેમના શબ્દો આ રીતે સાંભળવા કે તેમને વાતો કરતા કલ્પવા એ ઘણાને ઊર્મિનું માંદલાપણું લાગશે, ધૃષ્ટતા પણ લાગશે. માનવીની પાશવવૃત્તિએ તેમનું મૃત્યુ આણ્યું. આ પાશવવૃત્તિને વ્યાપક બનતાં અટકાવવી જોઈએ.

બે હજાર વર્ષ પૂર્વે લોકોએ જે ગુન્હો કર્યો હતો તે ગુન્હાનું આપણે ફરીથી પુનરાવર્તન કર્યું. તે માટે દુનિયાની દૃષ્ટિએ આપણે તિરસ્કાર પાત્ર બન્યા છીએ. એક એક રાષ્ટ્રનો ન્યાય તોળાઈ ચુકયો છે અને તેને સજા પણ મળી ચૂકી છે. હવે તો તે સ્વાતંત્ર્ય, મતાંતરક્ષમા અને સામાજીક ન્યાયનાં મૂલ્યાંકનોનું ખૂન થતું અટકાવશે તો જ તેને મૃત્યુની સજામાંથી મુક્તિ મળશે. હિંદે આ બેમાંથી એક માર્ગની પસંદગી કરવાની છે.

રાષ્ટ્રીય આત્મઘાતનું પહેલું પગથિયું આપણે લીધું છે. આપણે આટલેથી અટકી પાછા જઈ શકીએ એમ છીએ; પણ આપણે એ જોવાનું છે કે તેમાં અતિ મોડું ન થઈ જાય.

ભારતની નુતન સંસ્કૃતિના પ્રણેતા



# બાપુ

**શ્રી કનૈયાલાલ મુનશી**

*

હું ગાંધીજી વિષે બોલતો હોઉં એવું મને લાગતું નથી. મેં જ્યારે તેમને અંતિમ ઘડીએ જોયા ત્યારે મને થયેલા આઘાત પછી મારું મન એ આઘાતથી બચવાને એક પ્રકારનું બખ્તર સજવાની પેરવી કરી રહ્યું છે. તેમનું જવું હજુયે અસત્ય ભાસે છે. હું જાણું છું કે તેઓ મૃત્યુ પામ્યા છે. પણ હું અનુભવી શકતો નથી કે તેઓ અસ્તિત્વ ધરાવતા નથી. મારા અંતરાત્મામાં ચાલુ એવી ભાવના રહી ગઈ છે કે જો હું બિરલાભુવનમાંના મારા ઓરડામાંથી અગાસી પસાર કરીને બાપુના ઓરડામાં પ્રવેશ કરું તો, ગુરુવારે સાંજે હું જ્યારે તેમના ઓરડામાં ગયો હતો ત્યારે તેમનું જે સ્નેહભર્યું સ્મિત મને મળ્યું હતું તે જ સ્મિત મને મળ્યા કરશે. કયારેક તેમણે મને મારા અહિંસા અને સત્યના વિચારો રજૂ કરવાનો અધિકાર આપેલ હતો, કારણ કે, હું તેમના જીવનને યોગસૂત્ર અને ભગવદ્-ગીતાની જીવંત નોંધ રૂપે સમજતો હતો. ૧૯૪૫ માં તેમની સાથે ચાલેલી મારી ચર્ચાને આ સમયે આગળ ચલાવવાનો મેં લાભ ઉઠાવ્યો હતો: "બાપુ, હું આપને મારાં નમ્ર અભિનંદનો આપીને શરૂઆત કરીશ." મેં કહેલું. "આ અભિનંદનો શા માટે ?" તેમણે પૂછેલું.

ત્યારબાદ યોગસૂત્ર અને ટોલસ્ટોયને અનુલક્ષીને થયેલી અમારી અહિંસા ઉપરની ચર્ચા તરફ તેમનું મેં ધ્યાન ખેંચેલું-મેં તેમને ૧૯૪૫ માં જે કહેલું તે યાદ દેવડાવતાં મેં કહેલું કે '૧૯૪૨ ની લડત અહિંસાના ધર્મસૂત્રોની કસોટીમાં આવી શકી ન હતી, કારણ કે તેણે દુશ્મનના દીલમાં પ્રેમને બદલે ગુસ્સો ઉપજાવેલો હતો. પાતંજલીએ કહ્યું છે કે જ્યારે એકને અહિંસાનાં દર્શન થાય છે ત્યારે બીજાઓ તેની પાસે પ્રેમપૂર્વક આવે છે.

'આ વખતે એ કસોટી પાર ઉતરી હતી. 'જ્યારે તમે ઉપવાસ પર ઉતર્યા, ત્યારે જે મુસલમાનોએ તમને આ બધાં વર્ષો સુધી ધિક્કાર્યા હતા તેઓ તમારી પાસે પ્રેમપૂર્વક આવ્યા. જે હિંદુઓ તમને ચાહતા હતા તેઓ આત્મસંયમ શીખ્યા.'

બીજે દિવસે તેમને મળવાની આશાએ હું સાંજે સાત વાગે ત્યાંથી નીકળ્યો. પરંતુ બીજે દીવસે સાંજે ૫-૨૫ વાગે હું રાજસ્થાન પ્રધાનમંડળની કચેરીમાં હતો ત્યારે બિરલાની મોટરો હાંકનારાઓમાંના એકે સમાચાર આપ્યા કે ગાંધીજી ઉપર કોઈએ ગોળીબાર કર્યો. હું તે માની શકયો નહિ. શાંતિના ફીરસ્તાને કોણ મારે !

હું ટેલીફોન તરફ દોડયો. સમાચારને પૂર્તિ મળી; વજ્રઘાતના તંમર આવેલા હોય એમ હું મારી ગાડીમાં પછડાયો અને બિરલા

ભુવન તરફ ઝડપથી રવાના થયો. મારું મગજ બહેર મારી ગયેલું હતું.

હું અંદર તેમના ઓરડાની અંદર દોડી ગયો. તેઓ તેમના હંમેશના બીછાના ઉપર પોઢેલા હતા. તેમના નિશ્ચિત વદન પર મૃત્યુની સ્થિરતા હતી. મનુ અને આભા અને અન્ય બાળાઓ તેમના મસ્તક આગળ હતી. સરદાર બેઠેલા હતા. ભારે હૈયે પરંતુ પોલાદી મક્કમતાથી ધ્રુસકે રડતા પંડિતજી ઉપર ધૈર્ય આપતો હાથ ફેરવતા કર્નલ ભાર્ગવ તરફ મેં જોયું. તેમણે મૂક જવાબ આપતાં માથું હલાવ્યું. નીર્દય પકડ લેતું મૃત્યુ ત્યાં ગાંધીજી સાથે હતું. સખ્ત અને મારું ક્રૂર હૃદય હાથ ન રહ્યું. ગાંધીજી ચાલી નીકળ્યા હતા: હું અનાથ બન્યો હતો. મારા દુઃખિત હૈયામાંથી ધ્રુસકાં નીકળવા લાગ્યાં.

જેવા અમે ગીતાજીના શ્લોકો બોલવા લાગ્યા કે તરત જ એક દૃશ્ય મારી સામે ખડું થયું. શ્રીકૃષ્ણ એક છૂટેલા તીરથી વીંધાયા હતા. સોક્રેટીસ ઝેરથી મર્યો. ઈસુ ખ્રિસ્ત ખીલે જડાયા. ગાંધીજી બંદૂકની ગોળીથી મરાયા.

આ ચારેય મહાવિભૂતિઓ અકુદરતી મૃત્યુને ભેટયા. પરંતુ કદાચ તેમના વિશ્વ વિખ્યાત જીવનના શિખરે પહોંચવાની એ પળ હશે. આમાંના સોક્રેટીસ અને પ્રભુ ખ્રિસ્તને તો આવેશમાં આવેલ સમાજે ગુન્હેગાર ગણીને માર્યા હતા. શ્રીકૃષ્ણ એક અજ્ઞાત પારાધીને હાથે મરાયા. ગાંધીજી શાંતિના દુશ્મનને હાથે અને તેથી જગતપરના માનવીના ભાવિના દુશ્મનને હાથે મરાયા.

તેમણે હિંદને એક રાષ્ટ્ર બનાવ્યું. રાષ્ટ્રીય લીપી આપી, તેના માટે એક શાસન સંસ્થા બાંધી. તેમણે રાષ્ટ્રની આઝાદીની લડતનું નેતૃત્વ લીધું. તેમણે તેની સ્વતંત્રતાના જન્મ સમયનું અધ્યક્ષપદ ભોગવ્યું. તેઓ મૃત્યુ પામ્યા ત્યારે તેમણે તેની બીનઅવરોધી અંજલિ મેળવી. તેઓ મર્યા ત્યારે તેઓ એક શહેનશાહને છાજે એવો માતૃમરતબો પામ્યા. તેમના શબ્દનું હિંદની મહાન સરકાર ઉપર વર્ચસ્વ હતું. અને તેઓએ એક ખરા લોકશાહી માનસ ધરાવનારાની જેમ આ બધું પ્રાપ્ત કર્યું. દુશ્મનના માથાનો વાળ વાંકો કર્યા વિના વાણી અને લેખનથી આ પ્રસિદ્ધિ તેમણે મેળવી.

પરંતુ તેમણે રાજદ્વારી તારણહારોની હરોળમાં મોખરે મુકે એવી આ રાજદ્વારી સિદ્ધિ—જ્યારે આપણે તેમના નતિક વીજયો સાથે સરખાવીએ છીએ ત્યારે—કોઈ વિસાતમાં રહેતી નથી. તેમણે ગુલામીમાંથી મનુષ્યો સર્જ્યાં. તેમણે હિંદના નરનારીઓને સ્વાતંત્ર્ય અપાવ્યું. તેમણે સમાજમાંથી અસ્પૃશ્યતા ટાળી આપણા સમાજને જુની ઘરેડમાંથી બહાર કાઢ્યો. હિંદના માનસ ઉપર સત્તા જમાવી બેઠેલી અન્ય દુનિયાની ભ્રમણા ખંખેરી નાખી.

પરદેશી સત્તાના પ્રભાવે છેલ્લા નવસો વર્ષે થયાં આપણાં અંતરમાં ઉંડે ઉતરેલી 'લઘુતા'ની ભાવનાનો ઓપ તેમણે આપણા ઉપરથી ઉતાર્યો. હિંદી પ્રજાજનોને તેમની સંસ્કૃતિના ગૌરવ અને તાકાતમાં વિશ્વાસ અપાવ્યો. આ બધું હિંદી પ્રજાએ ગુમાવ્યું હતું અને વધુમાં તેઓએ પોતાનો આત્મા ગુમાવ્યો હતો. તેમણે હિંદની સંસ્કૃતિ એકઠી કરી અને તેને જગત ઉપર વિજય મેળવવાને ફરીવાર પ્રવૃત્ત કરી. તેઓ એક નૂતન જીવનના પ્રણેતા હતા. એથીએ વધારે તેમણે આર્ય સંસ્કૃતિ જીવનમાં ઉતારવાનો અને વાસ્તવિક રીતે તે રજૂ કરવાનો પ્રયાસ કર્યો.

આસક્તિ, ભય અને ક્રોધથી પર થવા માટે તેમણે જીવનભર પ્રયાસ કર્યો હતો. નૈતિક કાનૂન એ સજીવ બળ છે, એના તેઓ પ્રતિક સમા હતા. અહિંસામાં તે માનવાવાળા હતા

## બાપુનાં



# છેલ્લાં દર્શન

લેખિકા

શ્રીમતી કૃષ્ણા હઠીસીંગ

*

એ ૨૯ મી જાન્યુઆરીનો દિવસ હતો. ઉત્તર હિંદમાં શીયાળામાં પડતી ઠંડી તે જ વખતે પડતી હતી. અને તે જ વખતે અમે બાપુને મળવા બીરલાભવન ગયા. કોક જ વખત–ભાગ્યે જ મળતો એવો પ્રસંગ અમને સાંપડયો. બાપુ એકલા હતા, બગીચામાં માથે ઘાસની હેટ પહેરી બેઠા બેઠા પોતાનું બપોરનું ખાણું લઈ રહ્યા હતા. જ્યારે અમે ચાર બીએ એમની પાસે ગઈ ત્યારે એમણે સસ્મિત આવકારતાં કહ્યું: 'મને રાણીઓ મળવા આવી લાગે છે! આવો મન ફાવે ત્યાં બેસો!'

અમે એમની આસપાસ બેસી ગયાં અને એમણે અમને દરેકને કુટુંબની સ્થિતિ વિષે પ્રશ્નો પૂછ્યા. આખું યે વાતાવરણ શાંત અને નીરવ હતું, ફક્ત એ શાંતિને ભેદતો હતો બાપુનો ધીમો અવાજ. બાપુ ખુશમીજાજમાં હતા અને એમની આ સ્થિતિમાં મળવાથી અમને પણ આનંદ થયો. અમે બધાયે એમની સાથે ખુશીથી વાતો કરી. એક જણે માથે ઘાસની હેટ નીરખી પુછ્યું: 'એ બર્મીઝ હેટ છે?'

"ના, આ તો હું મારા નોઆખલી પ્રવાસ દરમ્યાન વાપરતો'તો તે હેટ છે. સુંદર બર્મીઝ હેટ તો હજી આવવાની છે. એમાં હું બહુ સરસ લાગીશ, નહિ? મને ખાત્રી જ છે.'

અમે હસ્યાં અને કહ્યું: 'હા, સરસ જ લાગશે.'

(સામે પાનેથી ચાલુ)

અને દુશ્મનો તેમની સામે સ્નેહથી આવતા હતા. તેઓ જાતીય બંધનોથી વિમુક્ત હતા. અને અમરત્વને પામ્યા. તેમણે દ્રવ્યની ઉપાસના કરી નથી, છતાં કોઇ પણ મહાન કાર્યે દ્રવ્ય આપોઆપ તેમની સમક્ષ આવતું. મોહને એમણે તજ્યો હતો અને જીવનનો અર્થ સમજ્યા હતા. ઇશ્વરમાં એકરાગ થઇને તેઓ રહેતા અને ઇશ્વિર તેમનામાં રહેતો.

પ્રભુના પયગંબર તરીકે તેઓ આવ્યા અને જીવ્યા; અને એ જ રીતે મૃત્યુ પામ્યા. એમનું જીવન–જીવનની પ્રત્યેક ક્ષણ પ્રભુની પ્રાર્થનામય હતી. એમનું મૃત્યુ ફરજનું પાલન થતાં ઇશ્વરના સંકેતાનુસાર સિદ્ધ ચીલારૂપ હતું અને એમનું અવસાન એક ઝળહળતું અવસાન હતું; કેમ કે સારૂં યે રાષ્ટ્ર ગમગીન બન્યું હતું, અને બાવિ એમને અંજલીઓના અર્ધ્ય આપવા ઉભું હતું.

સમ્રાટ, પયગંબર અને યોગી–અંગત રીતે મારે માટે પિતા અને માર્ગદર્શક–મને અને બીજા હજારો અનુભવી રહ્યા છે તેમને–જીવન તમારા વિણ શૂન્ય ભાસે છે.

ભુવન તરફ ઝડપથી રવાના થયો. મારું મગજ બહેર મારી ગયેલું હતું.

હું અંદર તેમના ઓરડાની અંદર દોડી ગયો. તેઓ તેમના હંમેશના ખીછાના ઉપર પોઢેલા હતા. તેમના નિશ્ચિત વદન પર મૃત્યુની સ્થિરતા હતી. મનુ અને આભા અને અન્ય બાળાઓ તેમના મસ્તક આગળ હતી. સરદાર બેઠેલા હતા. ભારે હૈયે પરંતુ પોલાદી મક્કમતાથી ધ્રુસકે રડતા પંડિતજી ઉપર ધૈર્ય આપતો હાથ ફેરવતા કર્નલ ભાર્ગવ તરફ મેં જોયું. તેમણે મૂક જવાબ આપતાં માથું હલાવ્યું. નીર્દય પક્કડ લેતું મૃત્યુ ત્યાં ગાંધીજી સાથે હતું. સખ્ત અને મારું ક્રૂર હૃદય હાથ ન રહ્યું. ગાંધીજી ચાલી નીકળ્યા હતા: હું અનાથ બન્યો હતો. મારા દુઃખિત હૈયામાંથી ધ્રુસકાં નીકળવા લાગ્યાં.

જેવા અમે ગીતાજીના શ્લોકો બોલવા લાગ્યા કે તરત જ એક દૃષ્ય મારી સામે ખડું થયું. શ્રીકૃષ્ણ એક છૂટેલા તીરથી વીંધાયા હતા. સોક્રેટીસ ઝેરથી મર્યા. ઇસુ ખ્રિસ્ત ખીલે જડાયા, ગાંધીજી બંદૂકની ગોળીથી મરાયા.

આ ચારેય મહાવિભૂતિઓ અકુદરતી મૃત્યુને ભેટયા. પરંતુ કદાચ તેમના વિશ્વ વિખ્યાત જીવનના શિખરે પહોંચવાની એ પળ હશે. આમાંના સોક્રેટીસ અને ઇસુ ખ્રિસ્તને તો આવેશમાં આવેલ સમાજે ગુન્હેગાર ગણીને માર્યા હતા. શ્રીકૃષ્ણ એક અજ્ઞાત પારાધીને હાથે મરાયા. ગાંધીજી શાંતિના દુશ્મનને હાથે અને તેથી જગતપરના માનવીના ભાવિના દુશ્મનને હાથે મરાયા.

તેમણે હિંદને એક રાષ્ટ્ર બનાવ્યું. રાષ્ટ્રીય લીપી આપી, તેના માટે એક શાસન સંસ્થા બાંધી. તેમણે રાષ્ટ્રની આઝાદીની લડતનું નેતૃત્વ લીધું. તેમણે તેની સ્વતંત્રતાના જન્મ સમયનું અધ્યક્ષપદ ભોગવ્યું. તેઓ મૃત્યુ પામ્યા ત્યારે તેમણે તેની બીનઅવરોધી અંજલિ મેળવી. તેઓ મર્યા ત્યારે તેઓ એક શહેનશાહને છાજે એવો માનમરતબો પામ્યા. તેમના શબ્દનું હિંદની મહાન સરકાર ઉપર વર્ચસ્વ હતું. અને તેઓએ એક ખરા લોકશાહી માનસ ધરાવનારાની જેમ આ બધું પ્રાપ્ત કર્યું. દુશ્મનના માથાનો વાળ વાંકો કર્યા વિના વાણી અને લેખનથી આ અસિદ્ધિ તેમણે મેળવી.

પરંતુ તેમણે રાજદ્વારી તારણહારોની હરોળમાં મોખરે મુકે એવી આ રાજદ્વારી સિદ્ધિ—જ્યારે આપણે તેમના નતિક વીજયો સાથે સરખાવીએ છીએ ત્યારે—કોઇ વિસાતમાં રહેતી નથી. તેમણે ગુલામીમાંથી મનુષ્યો સર્જ્યાં. તેમણે હિંદના નરનારીઓને સ્વાતંત્ર્ય અપાવ્યું. તેમણે સમાજમાંથી અસ્પૃશ્યતા ટાળી આપણા સમાજને જુની ઘરેડમાંથી બહાર કાઢયો. હિંદના માનસ ઉપર સત્તા જમાવી બેઠેલી અન્ય દુનિયાની ભ્રમણા ખંખેરી નાખી.

પરદેશી સત્તાના પ્રભાવે ઉંડા નવસો વર્ષો થયાં આપણાં અંતરમાં ઉંડે ઉતરેલી 'લઘુતા'ની ભાવનાનો ઓપ તેમણે આપણાં ઉપરથી ઉતાર્યો. હિંદી પ્રજાજનોને તેમની સંસ્કૃતિના ગૌરવ અને તાકાતમાં વિશ્વાસ અપાવ્યો. આ બધું હિંદી પ્રજાએ ગુમાવ્યું હતું અને વધુમાં તેઓએ પોતાનો આત્મા ગુમાવ્યો હતો. તેમણે હિંદની સંસ્કૃતિ એકઠી કરી અને તેને જગત ઉપર વિજય મેળવવાને ફરીવાર પ્રવૃત્ત કરી. તેઓ એક નૂતન જીવનના પ્રણેતા હતા. એથીએ વધારે તેમણે આર્ય સંસ્કૃતિ જીવનમાં ઉતારવાનો અને વાસ્તવિક રીતે તે રજૂ કરવાનો પ્રયાસ કર્યો.

આસક્તિ, ભય અને ક્રોધથી પર થવા માટે તેમણે જીવનભર પ્રયાસ કર્યો હતો. નૈતિક કાનૂન એ સજીવ બળ છે, એના તેઓ પ્રતિક સમા હતા. અહિંસામાં તે માનવાવાળા હતા

પૂ. બાપુજીએ સ્ત્રીવર્ગની બારેમાં ભારે સેવા કરી છે. તે દબાયેલા વર્ગને ઉપર લાવવામાં તેમણે ભારે જહેમત ઉઠાવી છે. તેમનું મન અને હૃદય એટલાં વિશાળ હતાં કે તેમાં ગરીબ, અભણ, નિરક્ષર, પતિત, બુદ્ધિમાન, વિદ્વાન, ધનિક બધી બહેનોનો સમાવેશ થતો હતો. બધાં બહેનો તેમને પોતાના આત્મિય ગણે છે. પૂ. બાપુજીએ ચાર દીવાલોમાં રહેતી સંખ્યાબંધ બહેનોને નવચેતન આપી બહાર અનેકવિધ પ્રવૃત્તિઓમાં કામ કરતી કરેલ છે. તેમણે ત્યાગમૂર્તિ કહીને સ્ત્રીનું સાચું સ્વરૂપ જગતને બતાવી આપ્યું છે. સ્ત્રી અને પુરુષ સમાન છે તેનો પ્રયોગ કરીને દુનિયાને બતાવેલ છે.

તેઓ દરેકના હૃદયને પૂર્ણ વાત્સલ્યથી નિહાળતા હતા. તે વાત્સલ્યતાથી અનેકને તેમણે પ્રેમપાશથી બાંધ્યા હતા. પુરુષ જેટલું જ કામ સ્ત્રી, કરી શકે છે તેની તાલીમ પણ તેમણે દાંડીકૂચ વખતે આશ્રમની બહેનોને આપી હતી.

બહેનોને તે હરહમેશ કહેતા કે 'બહેનો આરંભે બહુજ શૂરી હોય છે. કામ લીધા પછી છેવટ સુધી વળગી રહેવાની તેમનામાં સુટેવ હોતી નથી, આ કારણને લીધે જવાબદારીનું કામ પુરુષો તેમને સોંપતા નથી.' બીજું સ્ત્રીઓ પુરુષ જેટલું કામ કરી શકે છે તે પુરુષોથી સહન પણ થતું નથી. ગાંધીયુગમાં સ્ત્રીની કિંમત થઇ. સ્ત્રી બહાર આવી. નહીં તો પુરુષોએ સ્ત્રીઓને પાછળ ધકેલવામાં બાકી રાખી નહોતી. અત્યારે પણ જે સ્ત્રીઓ બહારના કામ કરી શકે એમ છે, જેને વખત છે, તેઓને શિક્ષણ રૂપે, નવા ઘડતરમાં ઉપયોગી થાય તે રીતે પણ, સત્તાશાળી પુરુષ સ્ત્રીને કામ સોંપતો નથી: પાછળ ધકેલી કાઢે છે. બાપુજી જેટલી સ્ત્રી સન્માનની દૃષ્ટિ આજે પણ વિરલજ જણાય છે. આજે તો વખત એ આવી રહ્યો છે કે સ્ત્રી પોતાના બળે જ કોઇ પણ કામ કરી શકશે.

ત્યાગમૂર્તિને દોરનાર



# બાપુ

લેખિકા:
**શ્રી. ગંગાબહેન ઝવેરી**

પૂ. બાપુજી બહેનોને પ્રેમપાશથી બાંધતા હતા તેટલી જ પ્રેમથી જેના ઉપર આશા રાખી હોય તેમને સખત ચીમકીઓ પણ ખણતા. આશ્રમમાં જૈન બહેનો બટાટા ખાતાં નહોતાં, એમાં અમે ત્રણ બહેનો હતાં. સંયુક્ત રસોડું થયું ત્યારે પૂ. બાપુજીએ બધાંને ત્યાં આવવાનું આમંત્રણ આપ્યું. દરેકની દરેક હાજત ત્યાં સચવાશે એમ તેમણે બધાંને કહ્યું અને દરેકને અમુક કલાક રસોડાના કામમાં આપવો પડશે એટલી શરત કરી. બધી બહેનો સમજાવટને અંતે કબુલ થઇ અને અમે પણ કબુલ થયાં.

આશ્રમના સંયુક્ત રસોડે બાફેલું મીઠાવાળું ખાવાનું બધાંને મળતું. શાકમાં કાચાં શાકો મોટા પ્રમાણમાં વપરાતાં. જ્યારે શાકમાં કંદ રંધાયું હોય ત્યારે જૈન બહેનો કાકડી, પપૈયું જેવાં કાચાં શાક વાપરતાં. અમને આપવા જેવું કાચું કાંઇ સીલીકમાં ના હોય ત્યારે અમને જુદું શાક કરીને આપતા.

રસોડાના મુખ્ય બહેન, ઘણો ભાર પડવાથી પૂ. બાપુજી પાસે ગયાં, અને તેમણે તેમની મુશ્કેલીઓ કહી: 'લગભગ ૧૫૦થી ૨૦૦ માણસ રસોડે જમે છે. તેમાં મસાલાવાળા, કંદ વિનાના ગૌશાળાવાળા, તાતારામજી જેવા મગની દાળ અને રોટલી વાળા બધાંને સાચવવા ખૂબ જ ભારે પડે છે. રસોઇ ખૂટે ત્યારે છેલ્લા ગૌશાળાવાળા અને ખેતીવાળા આવે ત્યારે તેમના માટે બીજી રસોઇ બનાવવી પડે છે.' પૂ. બાપુજી આ બધું સાંભળીને સમસમી ગયા. તેમણે તો તરત જ હુકમ છોડયા. એક પછી એકને બોલાવીને ખુલાસા કરવા માંડયા. મને પણ બોલાવી અને સખત શબ્દોમાં કહેવા માંડયું કે તમારો ત્યાગ ધૂળ જેવો છે. મેં કહ્યું કે, ઘણી વખત ખપતાં કાચાં શાક આપે છે. જ્યારે ના હોય ત્યારે કોઇ વખત બનાવીને આપે છે. બાપુજીએ કહ્યું કે મારે રસોડે એ બધું નહીં ચાલે. તમારે મીઠું અને રોટલી ખાતાં શીખવું પડશે. મેં કહ્યું કે દંભ કેમ થાય? શક્તિ હોય નહીં, સ્વાદ છૂટયો 'ના હોય તો મીઠું ને રોટલી કેમ ખવાય! ખૂબ ગરમાગરમ ચર્ચા થઇ. બાપુએ મને ખૂબ રડાવી. છેલ્લે મને કહે કે, આશ્રમમાં ભજીઆ થાય છે, ચાહ પીવાય છે, સોપારી ખવાય છે તેમને હું કશું કહેવાને જતો નથી, પણ જેના ઉપર મારી મોટી આશાઓ છે તેમનું હું જરાપણ સહન કરી શકીશ નહિ. પૂ. બાપુજી સાથે મારે ઉપરની વાતચીત થઇ ત્યારે મને સખત આઘાત લાગેલો. રડીને મારી આંખો પણ સૂજી ગયેલી. મારી સાથે વાતો કર્યા પછી આશ્રમના રસોડાના અધ્યક્ષ બહેનને બોલાવ્યાં. તે બહેનને બાપુએ કહ્યું કે, તમારે જે બહેનો બટાટા ખાતી નથી તેમને જ્યારે સામુદાયીક શાકમાં બટાકા નંખાય અને તેમને આપવાનું કાચું શાક કાંઈ ના હોય ત્યારે તેમને તમારે જુદું શાક કરી આપવું જ પડશે.

બીજે દિવસે અમે રસોડે જમવાને ગયાં, ને જમવા બેઠાં. અમારે માટે બનાવેલું શાક અમને પીરસાયું. અમે કહ્યું કે અમારે ખાવું નથી. પીરસનાર બહેન શાક લઇને બાપુ પાસે ગયાં. બાપુએ ઇશારાથી કહ્યું કે, લઇ લો. પણ અમારો ગુસ્સો એટલો બધો હતો કે શાક ખાવું જ નથી. બાપુને મૌન હોવાથી જમતાં જમતાં ચિઠ્ઠી લખી કે મારો હુકમ છે, શાક ખાવું જ પડશે. અમે રડતે મોઢે મન વિના શાક ખાધું, પણ પદાર્થપાઠ મીઠું અને રોટલી ખાવાનો મળ્યો. પૂ. બાપુજીના આ પ્રયોગથી જેલમાં અમારે સી કલાસમાં ૬ માસ, ત્રણ માસ, થોડા અઠવાડિઆ રહેવા છતાં ખાવાનું નથી ભાવ્યું એવો ખ્યાલ આવ્યો નથી. વિચારપૂર્વકનો ત્યાગ, ત્યાગ લાગતો નહોતો. એ પ્રતાપ 'મીઠું ને રોટલી ખાતાં શીખવું જ જોઇશે.' તેનો હતો. આ ઉપકાર, આ સંસ્મરણ જીંદગીઓ સુધી ભૂલાશે નહિ.

મારી એક વખત પગની પાની પાકી. પૂ. બાપુએ કહ્યું કે 'ઉપવાસ કરીને નારંગીના રસ પર રહો.' મેં તેમ કરવા માંડયું. બે ત્રણ દિવસ પછી પગનો ફોલ્લો મોટો થયો અને વેદન ખૂબ જ થવા માંડી. બાપુ તો ચપ્પુ લઇને મારા પગનો ફોલ્લો ફોડવા મંડયા. ચામડી જાડી એટલે તેમનાથી કાંઈ બની શક્યું નહિ. છેવટ એમણે નાછૂટકે ડોકટરને બોલાવીને પગની પાનીના ફોલ્લાને નસ્તર મૂકાવ્યું. બીજે દિવસે સવારમાં બાપુ આવ્યા. પથારી પાસે વહાલસોયા પિતા બેસે એમ બેસીને પાટો છોડયો; સાફસુફી કરીને ફરીથી પાટો બાંધીને ગયા. પૂ. બાપુ રોજ સવારમાં આવે, પાટો છોડી ફોલ્લો દબાવીને પરુ વગેરે કાઢીને ગરમ પાણીમાં કપડું નિચોવી પાંદડાની અંદર મૂકી નવો પાટો બાંધીને જાય. પગની પાનીમાં રૂઝ આવતાં વાર લાગે છે. થોડા દિવસ પછી મેં કહ્યું કે 'બાપુ' આપ આવો

છો એ તો મને ખૂબ જ ગમે છે, પણ આપને કામ કેટલું બધું હોય છે માટે આવા કામને માટે વખત ના બગાડો. આ પાટા વગેરે બાંધવાનું કામ મારા ઘરના માણસો કરી લેશે. મને આપ આવો છો તેથી ખૂબજ સંતોષ થાય છે. હું આપના આ ઋણનો બદલો કેવી રીતે વાળીશ ?' મારું મન ખૂબજ ભરાઈ ગયું. પૂ. બાપુજી મને કહે કે 'તમે સમજતા કેમ નથી ? હું તમને પાટો બાંધવાને આવું છું તેનો બદલો તમે મારી સેવા કરો એ નથી, તેનો અર્થ તો એ છે કે તમને જે પ્રમાણે હું પાટો બાંધું છું તેમ તમે હજારોને પાટા બાંધો અને સેવા કરો એ શિક્ષણ છે !'

સામાન્ય માણસો જેની સેવા લે તેને સેવા આપે એટલું જ હોય છે, આ તો મહાન પિતા, અરે રાષ્ટ્રપિતા. રાષ્ટ્રના બાળકોને કેવું શિક્ષણ આપે છે ! જેની એક પળ નકામી જતી નથી, એક મિનિટનો વખત નથી હોતો તેવા દુનિયાના મહાન માણસ રાષ્ટ્રને માનવતા કેવી રીતે શીખવે છે ! લખીને નહિ: જાતે પ્રયોગ કરીને. આનું નામ જીવતું શિક્ષણ. આ મીઠાં સ્મરણો આજે ૨૧-૨૨ વર્ષ થયા તોયે આજેજ બન્યા હોય એવા મને લાગે છે. કોઈનું પણ કામ કરતા હજારોને પાટા બાંધો એ હું મારા ચિત્તપટ પરથી ભૂલી નથી. જન્મોજન્મ કદાપિ ભૂલીશ નહિ.

મને એક વખત કહે કે 'આપણી સ્ત્રીઓ બેંકમાં પૈસા મૂકવા ને ઉપાડવા જતી નથી તે બરાબર નથી. સ્ત્રીઓએ બધામાં કુશળ થવું જોઈએ. બજારમાં બધી જાતની ખરીદીએ જવુંજ જોઈએ.'

પૂ. બાપુએ મને શહેરમાં ખરીદીએ જવાનું અને બેંકમાં પૈસા મૂકવા અને ઉપાડવાનું કામ સોંપ્યું. એક દિવસ મને યાદ છે ત્યાં સુધી ૧૫ કે ૧૭ હજારની નોટો લઈને બેંકમાં ભરવાને મોકલી. રસ્તામાં તેમજ બેંકમાં રૂપિઆ ગણીને આપતી વખતે કેટલો ભય છે એ બધી સમજ બાપુએ અને એક અમદાવાદના મીલમાલીક શેઠે મને આપી. મેં આ કામ કોઈ દિવસ કરેલું નહોતું, એટલે મને માનસીક ધ્રુજારી ખૂબ જ આવતી હતી. રસ્તામાં રેંકડીમાં ખૂબ જ સાવધ રહેતી. બેંકમાં પૈસા મૂકતી વખત કોઈ ગુંડો હજારની નોટ સેરવી લેશે- તેનાથી ખૂબજ જાગ્રત રહેતી અને સાવધતાથી જ્યાં સુધી જલાલપોર છાવણીમાં ગઈ નહિ ત્યાં સુધી આ કામ કરવામાં તેમના શિક્ષણથી હું પાર પામી. પૂ. બાપુજીએ તેમના શુદ્ધ પ્રેમથી હજારો બહેનોને આવા કામો કરતી કરી છે. તેમનામાં એક અજબ કળા તો એ હતી કે કોઈ માણસને કામ સોંપે તો કોઈ એમ ના માને કે મારા ઉપર દબાણ કરીને બાપુ કામ લે છે. બધાં તેમની વાત્સલ્યતાની માધુર્ય મોરલી પર નાચતાં હતાં; હસતે મોઢે કામ કરવાને તૈયાર થતાં હતાં. જેનામાં જે શક્તિઓ હોય તેને સુષુપ્ત રાખ્યા વિના ખીલવતાં હતાં. આવી રીતે કામ લેતા અને આખી માનવજાતનો વિકાસ કરનાર આજે કોઈ દેખાતું નથી !

- આશ્રમના શિક્ષકભાઈઓ દાંડીકૂચમાં જોડાયા. આશ્રમના બાળકોને અભ્યાસ કોણ કરાવે ? જે બહેનો આશ્રમના બાળકોને અભ્યાસ કરાવી શકે એવાં હતાં તેમને આ કામ સોંપાયું. મને કનુને ગુજરાતી કાવ્યમાધુર્ય શિખવવાનું કહેવાને આવ્યું. હું તેને શિખવવાં બહુ તૈયાર રહેતી હતી, પણ મને ડર લાગતો હતો કે આ હોંશિયાર છોકરો મને ફેકડીમાં ઉડાડશે. પણ કનુને તેવું શિક્ષણ મળેલું નહોતું. જો કે મણુત્રીના દિવસો તે મારી પાસે શીખ્યો પણ ઘણો જ વિનય અને આદરપૂર્વક શીખતો. આ સ્મરણ વર્ષો બાદ નજર આગળ તરે છે. આમ બહેનોને તૈયાર કરવામાં પૂ. બાપુજીએ મોટામાં મોટો ફાળો આપેલ છે.

# મૃત્યુ મરી ગયું

લેખક:
શ્રી. રવિશંકર મહારાજ

*

પૂ. બાપુજીના અવસાનના ખબર જાણ્યા ત્યારે મને વીજળીનો આંચકો લાગ્યો અને થોડા કલાક ગમગીની પણ થઈ. પણ સવારે ઊઠતાં જ મને થયું કે પૂ. બાપુજીનું અવસાન જ ક્યાં થયું છે? બાપુજી મર્યા જ નથી. ખરી રીતે એમનું મૃત્યુ મરી ગયું છે.

તે ૭૮ વર્ષ ઉપરાંત જીવ્યા. એ સમય દરમ્યાન બાળપણ યાદ કરતાં તેમની એકેએક ક્ષણ તેમણે જીવી જાણી છે. છેલ્લા ૫૦ ઉપરાંત વર્ષોમાં તેમણે નથી રવિવાર જોયો, કે નથી તહેવાર જોયો. તે ખાવા બેસતા ત્યારે પણ દેશનું કામ કરતા. તે બાજરૂ જતા ત્યારે પણ દેશનું કામ કરતા. તેમણે શરીર ને મનને એવાં ઘડ્યાં કે ચોવીસે કલાક ખડે પગે કામ આવે. તે નીરાંતે કદી ઊંઘ્યા નહિ અને દેશની સતત સેવા કરી. એમ કહેવાય છે કે યોગીઓનું આયુષ્ય ૪૦૦ વર્ષનું હોય છે. એ પ્રમાણે બાપુએ ખરેખર ૪૦૦ વર્ષ જેટલું કામ કર્યું. પછી ભગવાનને થયું કે આ દેહની પાસે ખૂબ કામ લીધું. હવે એનું કામ પુરૂં થયું.

અને પૂ. બાપુનો દેહ તેણે લઇ લીધો. શા માટે? દુનિયાના ઉદ્ધાર માટે જ હવે બાપુનો આત્મા આ પાંચ ફૂટના દેહમાં સમાઈ ન શકે એટલો મોટો થયો. તે આત્માની ગતિ ખૂબ વેગવાન હતી. દેહ સાથે ચાલી શકે એમ ન હતો અને આત્માના ઉડ્ડયનમાં તે વિક્ષેપ કરતો હોય એમ થવા લાગ્યું! તેથી ભગવાને એ આવરણ દૂર કર્યું. તેમણે ઘણા વર્ષ પૂર્વે કહેલું કે, 'હું મરીશ ત્યારે હવામાં ઊડી નહિ જઉં, પણ કસ વિનાની જમીનમાં ખાતર થઇશ.'

એટલે બાપુ પોરબંદરમાં પુતળીબાઈને પેટે જન્મ્યા હતા; તે જન્મનું કાર્ય પુરૂં થયું અને હવે તે વિશ્વને પેટે સૈદ્ધાન્તિક દેહે જન્મ્યા છે, તેમનો આત્મા આજે વિશ્વમાં પ્રગટ થયો છે.

આ જન્મ કેવા શુભ ચોઘડીયે થયો. પૂજ્ય બાપુ ઇચ્છતા હતા કે, 'સેવા કાર્ય કરતાં કરતાં મારો દેહ પડે અને તે વખતે મારાં મોંમાંથી રામનામ જ નીકળે.' આ બંને ઇચ્છાઓ ભગવાને પૂરી કરી છે. મહાંપુરૂષને છાજે તેવું મૃત્યુ થયું. તેમણે જગતની સેવા છેલ્લી ક્ષણ સુધી કરી અને જગત પાસેથી તેમણે એક ક્ષણનીય સેવા ન લીધી. પ્રાર્થનાના વિચારમાં પ્રાર્થનાસ્થાને ભગવાનનું નામ લેતાં લેતાં વિષાદ રહિત અને હસતા મોંએ એક ક્ષણમાં તે દેહને સજી દે છે અને વિશ્વના એકેએક માનવીમાં પહોંચી જાય છે અને વિશ્વમાં પ્રગટ થાય છે.

હું તા. ૧લીએ વર્ધા જવાનો હતો, અને તેમને મળવા ઇચ્છતો હતો. પણ હવે તો હું આંખ મીંચી દઉં એટલે તરત મળી શકું છું.

એમનો દેહ હતો ત્યારે એ જે કહેતા હતા તે કેટલીક વાર કેટલાયને સમજાતું ન હતું. હવે તો એવું કંઇ જ રહ્યું નહિ. હવે તો તેનો આત્મા આપણને સતત જાગૃત રાખવાનું કામ કરશે. તે સદેહે જે ન કરી શક્યા, તે હવે તેમનો આત્મા કરશે.

હા, એ વાત ખરી છે કે આપણને તેની ખોટ લાગશે, અને આપણે બધા મોહથી તદ્દન મુક્ત ન હોવાથી દુઃખ પણ થશે. પણ બાપુની દૃષ્ટિએ તો એમ જ કહી શકાય કે, ભગવાન તેમની સેવામાં હતા. તેમણે જેવું ઇચ્છ્યું, તેવું જ મૃત્યુ આવ્યું અને ભગવાન ભક્તને આધીન છે એમ જગતને બતાવ્યું.

એમણે તો જીવી જાણ્યું અને મરી પણ જાણ્યું. તેમનું દેહથી કરવાનું કાર્ય પુરૂં થયું એટલે તે જ ક્ષણે ભગવાને તેમને ઉપાડી લીધા.

# પૂજ્ય ગુરુદેવને છેલ્લી
# નિવાપાંજલિ

લેખક

**શ્રી. શંકરલાલ દ્વારકાદાસ પરીખ**

*

'બૅરીસ્ટર મો. મોહનદાસ ગાંધી' અને 'સત્યાગ્રહ' એ બે શબ્દોનું પ્રથમ જ્ઞાન ૧૯૦૭માં થયું. ત્યારથી હિંદીઓના હક્ક માટે આફ્રિકામાં ચાલતી ચળવળ વિષે વર્તમાનપત્રોમાં આવતા અહેવાલો હું રસથી વાંચતો થયો. '૧૨ માં 'ગોખલે સાહેબ' દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓના દુઃખો પોતાની જાતે જોવા ગયા. તે પ્રસંગના ગોખલે સાહેબના ભાષણોથી દક્ષિણ આફ્રિકામાં ચાલતા સત્યાગ્રહ વિષે મારા મનનું આકર્ષણ વધ્યું. '૧૪'માં ભાઇ મોહનલાલ પંડયાએ 'કર્મવીર મોહનદાસ ગાંધી' નામે લખેલું પુસ્તક સુધારવાની મને તક મળી, તેથી વળી ગાંધીજી પ્રત્યેના પૂજ્ય ભાવમાં વધારો થયો. એટલામાં તો—એટલે '૧૫ માં ગાંધી સાહેબ હિન્દમાં પાછા ફર્યા અને ૧૯૧૬ માં કોચરબમાં નિવાસ કરી રહ્યા, ત્યારથી હું તેઓશ્રીના સમાગમમાં આવ્યો. '૧૭ માં એ જ કોચરબના આશ્રમમાં તેમના પોતાના નૈસર્ગિક ઉપચારો અને કાળજીભરી સારવારથી હું મરણ પથારીએથી બેઠો થયો. '૧૮ માં ખેડાની લડતના છ માસમાં અમારો સહવાસ અને સમાગમ ખૂબ વધ્યાં. પરિણામે એક બીજાને ઠીક ઠીક પારખી શક્યા, અને મેં તો ત્યારે જ તેમને ગુરુપદે સ્થાપ્યા.

ખેડા સત્યાગ્રહની સમાધાની પછી ગાંધીજીએ સૈન્ય ભરતીનું કામ ઉપાડયું, અને એ કામ માટે થોડા દિવસો ખેડા જીલ્લામાં ફર્યા. ત્યાં તો તેમને મરડાનો વ્યાધિ લાગુ પડયો. એ બીમારીમાં જ્યાં સુધી તેઓશ્રી નડીઆદમાં રહ્યા ત્યાં સુધી સારવાર કરવાની મને તક મળી, અને 'કોમળ નર્સ' ની ઉપમા મેળવવા હું ભાગ્યશાળી થયો. દરદ કાબુમાં ન આવ્યું તેથી તેમને નડીયાદથી અમદાવાદ લઈ જવામાં આવ્યા. ત્યાં શ્રી. અનસૂયાબહેન સારાભાઇના મહેમાન બની શેઠ અંબાલાલભાઇના મીરજાપુરના બંગલામાં પંદરેક દિવસ રહ્યા. બાદ પોતે સાબરમતીના તટ ઉપર જ્યાં સત્યાગ્રહ આશ્રમની રચના થઇ રહી હતી ત્યાં જઇ રહ્યા એથી તેઓશ્રીની સારવારની ફરજમાંથી મને મુક્ત કરવામાં આવ્યો. એટલે મારું મન મારા ધંધા–રોજગારમાં પરોવાયું. તેમાં હું કાંઇક વ્યવસ્થિત થયો—ન થયો એટલામાં તો હું 'ઇન્ફ્લ્યુએન્ઝા' ના સપાટામાં આવી ગયો. એ ઝેરી તાવે ત્યારે સાઠ લાખ હિન્દીઓના ભોગ લીધેલા. મારું આખું કુંટુંબ તેમાં ઝડપાઇ ગયું અને બે કુટુમ્બી જનોને ગુમાવી બેઠો. બીજા હુમલામાંથી હું માંડમાંડ બચીને ગાંધીજીની સોડમાં જઈ ભરાયો. ત્યાં વળી એ કારમા જ્વરે મારા ઉપર ત્રીજો હુમલો કર્યો. પરન્તુ યમરાજના દૂતો એ તપોભૂમિમાંથી મને ઉપાડી જવામાં નિષ્ફળ નીવડયા.

મારા એ મંદવાડમાં સારવાર મંડળના મુખ્ય નાયક દીનબંધુ એન્ડ્રુસ સાહેબ હતા. તેઓ સાહેબે શાંતિનિકેતન જઇ મારા ઉપર એક પત્ર લખ્યો. તેના જવાબમા મેં લખેલું કે: 'હવે પછીનું જીવન ગાંધીજીના આદેશને અનુસરી–દેશ સેવા કહો કે સમાજ સેવા કહો–હરકોઇ પ્રકારે લોકસેવામાં વ્યતીત કરીશ.' આમ સત્યાગ્રહ આશ્રમની એ તપોભૂમિ ઉપર પુર્નજીવન પામી મેં મારા અંતરથી દીક્ષા લીધી. આ પ્રમાણે એ મહાન યુગપુરુષને ચરણે જીવન અર્પણ કરવાને આજ લગભગ અઠ્ઠાવીસ વર્ષ થવા આવ્યાં.

મારા જેવા ઘણા ભાઇઓએ ગાંધીજીને ગુરુપદ આપ્યું હશે. પણ ગાંધીજીના સિદ્ધાન્તો

ઉપર બલિ અર્પે એવા 'ગાંધી સેવા સંઘ'ના ગણ્યા ગાંઠયા નિજ સેવકો જ તેમના ખરા શિષ્યો કહી શકાય. ગુરૂપદ વિષે એકાની લડતના વિજયપ્રાપ્તિ સમારંભોમાં પોતે જ બોલેલા કેઃ

'હું સ્વપ્ને પણ ગુરૂ હોવાનો દાવો કરતો હોઉં તેમ કેટલાક ભાઇઓ પોતાની મેળે મારા શિષ્યો થઈ બેસે છે. પણ મારાથી કોઇના ગુરૂ બની બેસાય તેમ નથી. મેં આફ્રિકામાં પણ એ બાબત ચેતવણી આપેલી અને અહીં પણ આપું છું. આજના જેવા પુણ્ય પ્રસંગો આફ્રિકામાં આવેલાં ત્યારે પણ મેં આ પદનો ઇન્કાર કરેલો. હું જ કોઇ ગુરૂની શોધમાં છું. જે માણસ ગુરૂની શોધમાં હોય તે બીજાનો ગુરૂ શી રીતે થઇ શકે?

મારા રાજગુરૂ ગોખલેજી હતા, તેમ હું કોઇનો રાજગુરૂ થઉં એમ પણ નથી. કેમકે રાજપ્રકરણમાં હું તો હજી બાળક છું. અને ખાસ મુદ્દાની વાત તો એ છે. કે હું કોઇને શિષ્યપદ આપી દઉં અને એ ભાઈ મારી ધારણા પ્રમાણે ન કરે અથવા નાસભાગ કરે ત્યારે મને દુઃખ થાય. એટલે હું ગુરૂપદ નથી લેતો. મારે તો કોઇ ચાકરી આપવા માગતા હોય તો તેમની ચાકરી જોઇએ છીએ. ચાકરીનું દામ બહુ ભારે છે.'

આમ તેઓશ્રીનો જાહેર ઈન્કાર હોવા છતા મેં તેઓશ્રીને ગુરૂપદે સ્થાપી તેમની વિચાર શ્રેણી પ્રમાણે મારા જીવનને ઘડાવવાનો યત્કિંચિત પ્રયાસ કર્યો છે. અને તેથી મારા મનમાં જે આત્મસંતોષ અને આત્મશાન્તિ જોઇએ છે, તે દુનિયાની બીજી કોઇપણ વસ્તુની સરખામણીમા મૂકી શકાય તેમ નથી.

ગાંધીજીએ સને ૧૯૧૫ મા હિન્દની ભૂમિ ઉપર એક રાજકીય પુરૂષ તરીકે પગ મૂક્યો ત્યારથી અત્યાર સુધીના સમયને હું તો 'ગાંધી યુગ' જ કહું છું. ભારતવર્ષની તેમણે કેટલીય પ્રદક્ષિણાઓ કરી. તથા સામાજીક, આર્થિક, રાજકીય અને ધાર્મિક વિષયમાં હિન્દ ભરને પોતાના વિચારના વહેણમાં દોર્યો, એટલું જ નહિ પણ 'રામરાજ્ય'નું ધ્યેય આંકી એકે એક હિન્દીના દિલમાં એ ભાવનાના અંકુરો મૂકયા: અને કંઇક મનુષ્યો તેમના પ્રભાવે માણસમાથી દેવ બન્યા. ઇશ્વરની કૃપા હોય અને કોઇ સંતપુરૂષનો સમાગમ થાય ત્યારે રંકના રાય બની જવાય, એ દુનીઆદારીના લોકોની દૃષ્ટિ, જ્યારે બાપુજીએ તો દૈવી ચક્ષુ આપી કંઇક રાયને રંક સેવકો-બનાવ્યા: એ આપણે નજરો નજર જોયું.

દુનિયાભરમા વિસ્તાર પામેલી બ્રિટિશ સલ્તનત—જેના ઉપર ચંદ્રિ—સુરજ આથમતો નથી—એ સામ્રાજ્યને પડકાર કર્યો કે: 'અંગ્રેજો ચાલ્યા જાવ.' એ તો એ એક જ આ યુગના તપસ્વીએ કહ્યું. અને કહ્યું તે સાચું પણ પડયું. ખરેખર 'ઇચ્છા' અને 'કથન' ની સિદ્ધિને પામેલા બાપુજીએ પોતાના 'સત્ય અને અહિંસા'ના મંત્રે બ્રિટિશ સલ્તનત પાસેથી હિન્દનો રાજવહીવટ હિન્દીઓને સોંપાવી, વિદાય લીધી.

રાજકીય સ્વાતંત્ર્ય સાથે મનુષ્ય માત્રને જોઇએ—રહેવા ઘર, ખાવા અન્ન અને પહેરવા વસ્ત્ર. ઘરની મીઠી છાય તો ત્યારે જ સુખચેન આપી શકે કે, જો આર્થિક સ્થિતિ સારી હોય. તે માટે પૂજ્ય બાપુજીના સેવકો જેમના હાથમાં રાજની લગામો મૂકાઇ છે, તેઓ બેસી, વહેપાર અને ઉદ્યોગોની ખીલવણી માટે અનેક યોજનાઓ વિચારી રહ્યા છે. તે જ સાથે બાપુજીની એક આજ્ઞાથી અન્ન અને વસ્ત્ર ઉપરના અંકુશો દૂર થતાં પ્રજાએ સ્વરાજ્યનો અનેરો આનંદ અનુભવ્યો. આમ સમગ્રરૂપે કહી શકાય કે 'રામરાજ્ય'ની પોતે કરેલી કલ્પનાના અરૂણોદયની

ઝીલી કરાવી એ 'સત્ય અને અહિંસા'નો પૂજારી–એ યુગ પુરુષ–પરમ પદને પામી ગયો.

: મા–બાપને પેટ અવતાર ધરી કેળવણી અને કૌટુમ્બિક સંસ્કાર પામ્યા, પણ અંતરમાં પ્રકાશ તો એ સદ્‌ગુરુએ જ કર્યો. એ દિવ્ય જ્યોત પ્રકટાવનારનો પંચમહાભૂતનો દેહ પંચ-મહાભૂતમાં ભળી ગયો. એ અમર આત્મા આપણી વચ્ચેથી ઉડી ગયો. હવે એમનાં પ્રત્યક્ષ દર્શન આપણને કે આપણી ભાવિ પ્રજાને દુર્લભ થઇ ગયાં. બોસ્ટન–અમેરિકાથી ૧૯૨૨માં મી. આલ્બર્ટ ફેરવેલ બીમીસ નામના એક સદ્‌ગૃહસ્થ ગાંધીજીના દર્શનાર્થે આશ્રમમાં આવેલા. ગાંધીજી ત્યારે મદ્રાસ તરફ ગયેલા. ત્યાંથી પાછા આવવાને ત્રણ ચાર દિવસની વાર હતી, તેથી એ ગૃહસ્થ 'ખેડા સત્યાગ્રહ'ની પૂર્વ ભૂમિકા જ્યાં રચાએલી એ સ્થળ–એટલે કોચરબની મુલાકાત લેવા આવ્યા. એ ગૃહસ્થનું ત્યારનું વાક્ય હજી પણ મારી સ્મૃતિમાંથી વીસરાયું નથી. તેઓ સાહેબે કહ્યું કે: 'તમે હિન્દીઓ મહાભાગ્યશાળી છો, કે તમે ગાંધી જેવી મહાન વિભૂતિના સહવાસમાં રહો છો. તેમના તેમના સમાગમનો લાભ ઉઠાવી શકો છો. પ્રભુએ ખરેખર તમારો ઉદ્ધાર કરવા તમે તમારી પાસે મોકલ્યા છે. સાચે જ તમારાં અહો ભાગ્ય છે. અમારા જેવા પરદેશીઓને ખરેખર તમારી અદેખાઇ આવે છે.' એ અમેરિકન ગૃહસ્થનાં આ વાક્યો શું સાચેસાચ ખરાં નથી ! આપણા ગાંધીયુગનાં નરનારીઓનાં શું ઓછાં અહોભાગ્ય કહેવાય ! આપણી જ ભાવિ પ્રજા આપણી અદેખાઇ નહિ કરે ?

એ પુણ્યશ્લોક સદ્‌ગુરુને હજાર હજાર વંદન સાથે આટલી સૂક્ષ્મ નિવાપાંજલિ અર્પતાં પરમાત્માને પ્રાર્થના કરૂં છું કે એ છએવાભાએ પાડેલી કેડીએ ચાલવાની આપણ સૌને સન્મતિ આપો ! .

# ગાંધીજીનાં



# સંસ્મરણો

શ્રી. કુસુમબહેન દેસાઇ

*

શાસ્ત્રો ભાખે છે અને ઇતિહાસ પુરાણ સિદ્ધ કરે છે કે, જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે ધર્મની સંસ્થાપનાના હેતુથી નિરંજન નિરાકાર પરબ્રહ્મ પરમેશ્વર યુગે યુગે અવતાર ધારણ કરે છે. ધર્મની ગ્લાનિના ઓછાવત્તા અંશને અનુસરી અવતાર પણ નાના મોટા હોય છે. પરમ પૂજ્ય મહાત્મા ગાંધીજી એ કોટીના અવતારી યુગપુરુષ થઇ ગયા.

આરંભ કાળના માત્ર આશ્રમવાસીઓના 'બાપુજી' તો બહુ ટુંક સમયમાં દેશ પરદેશના બાપુજી થયા. બાપુજી ગીતાનું જીવન જીવ્યા છે એમ કહેવું યથાર્થ છે જ, પરંતુ બાપુજીનું જીવન જ એક ગીતા છે એ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. બાપુજીના જીવન–માધુર્ય ઉપર અનેક મહાનુભાવો વિમુગ્ધ થયા છે. નિર્દંભ અને નિરહંકારની સૌમ્ય મૂર્તિ બાપુ કહેતા કે 'બીજાઓને નજીવી અને નિરૂપયોગી જણાતી વસ્તુઓ વડે જ હું સુખી થયો છું.'

સાચો મહાપુરુષ કોઈ પણ વસ્તુને ક્ષુદ્ર ગણતોજ નથી. વળી જ્યારે મહાત્મા નાની વસ્તુઓને જુએ છે ત્યારે તે વસ્તુઓ પણ મહાન બની જાય છે. વિશ્વપ્રેમના અવિચળ લક્ષ્ય ઉપર સત્ય અને અહિંસાની સર્વશક્તિ એકાગ્ર કરી દૃઢ નિશ્ચયથી તેને આ જીવન પાળી દેહમ્ પાતયામિ વા કાર્યમ્ સાધયામિનું સૂત્ર સિદ્ધ કર્યું. જન્મની સાથે મૃત્યુની સંકલના જગદ્‌ગુરુ શ્રીમચ્છંકરાચાર્યે કરેલી છે. તદનુસાર પૂ. બાપુજીએ જીવનના આરંભમાં જ મૃત્યુને જીતી લીધું હતું. હિંસા દ્વારા થયેલા તેઓના અવસાનના સંજોગો તેમના વિશ્વપ્રેમનો વિજય સિદ્ધ કરે છે. આધુનિક યુગની એ વિશ્વ-વિભુતિનું જીવન મહાસાગર જેટલું વિશાળ તેમ જ ગહન છે, અને આકાશ સમાન વિસ્તૃત છે. તે મહાસાગરમાંથી ચંચુપ્રવેશ કરી આપણા જીવનને ઉજાળે તેવા થોડાં બિન્દુ પ્રસંગો અહિં આલેખીએ.

બાપુના દર્શને માણસો આવતા. જ્યારે કોઇ નવરાની પેઠે દીર્ઘકાળ તેમની પાસે બેસી રહેતા ત્યારે તેઓ મીઠી ટકોર કરી જણાવતા કે 'તમારા સમયનો આવો દુર્વ્યય જોઈ મને અતિ દુઃખ થાય છે.' તેમના આ દુઃખમાં એ શીખામણ સમાયેલી જણાતી કે 'બીજા માણસને જ્યારે સેતાન લલચાવે છે ત્યારે નવરો માણસ સેતાનને લલચાવે છે.' વ્યવસાયી મનુષ્યનું ખરૂં ચારિત્ર્ય તો તેના અવકાશના સમયની પ્રવૃત્તિઓમાં ઘડાય છે. એક રાત્રીએ બારના સુમારે દૂર પ્રાન્તના કેટલાક માણસો સત્યાગ્રહ આશ્રમમાં પૂ. બાપુજીનાં દર્શને આવ્યા. બાપુજીને ત્રણ વાગે ઉઠવાનું છે એટલે અત્યારે ના જગાડી શકાય એવું જણાવવા છતાં તે માણસોએ દુરાગ્રહ કર્યો. પૂ. બાપુજી જાગી ઉઠયા. શાન્ત ચિત્તથી પ્રસન્ન વદને તે બધા સાથે વાતો કરી. વિદાય થતાં થોડા રૂપીઆની ભેટ તે ભાઈઓએ આપી. અપરિગ્રહના પાલનમાં આ રૂપીઆની ભેટ તે જ સમયે આશ્રમના મંત્રીને પહોંચાડવામાં આવી.

હવે બીજો પ્રસંગ લઇએ. એક પ્રસંગે મહાત્માજી આગ્રાનો તાજમહેલ જોવા ગયા હતા ત્યાં એક ભિક્ષુકે આવીને કહ્યું: 'આપ તો બાદશાહોના બાદશાહ છો. મને મદદ કરો.' મહાત્માજીએ કહ્યું: 'બાબા, હું તો દરિદ્રનારાયણનો સેવક છું. મારી પાસે એક પાઇ પણ નથી.' પેલા ભિક્ષુકના માન્યામાં આવે જ નહિ. અજ્ઞાનતાપૂર્વકની બાદશાહી કરતાં જ્ઞાનપૂર્વકની નિર્ધનતા શ્રેષ્ઠતર છે એ સૂત્ર બિચારા ભિક્ષુકને કયાંથી સમજાય!

બાપુજી જેને આત્મિયજન માને તેની પાસેથી જરા પણ ત્રુટી હોય–ખામી હોય તો તે નિભાવતા નહિ. પોતાનું આત્મિય એક ઉત્તમમાં ઉત્તમ વ્યક્તિ બને, તેનામાં ત્રુટી શોધીયે તોયે જડે નહિ એવા બનાવવા તેઓ સતત પ્રયત્ન કરતા. જે વ્યક્તિઓ પ્રત્યે તેઓ અખૂટ પ્રેમ વરસાવતા, જેને તેઓ દીકરા દીકરી જેવા માનતા, તેઓને સતત જાગૃત રહેવા બાપુજી કહેતા અને કેટલીક વખત તો એમ પણ કહેતા કે 'તમારા માટે દુનિયાનો છત્રીસ ઇંચનો વાર નહિ ચાલે. તમારી આખી દુનિયા જુદા માપથી કરશો એ ધ્યાનમાં રાખજો.' પૂ. બાપુજી સવાર સાંજ ફરતી વખતે કે જમતી વખતે જ ઘણી અગત્યની વાતો કરી લેતા. જે માણસ સમય માગીને ખાસ વાત કરવા માગે તેને તે પ્રમાણે ઘણું કરીને સમય આપતા. વાત કરનાર પ્રશ્નો પૂછે; બાપુજી તેના જવાબ આપે. કેટલીક વખત એવું બનતું કે બાપુએ એક જવાબ આપ્યો હોય છતાં યે સામો માણસ પ્રશ્નને સ્થાન ન હોય ત્યાં પ્રશ્ન કરતો. તેવે પ્રસંગે બાપુ કહેતા કે 'માણસની વૃત્તિ જ એવી હોય છે કે તે સાંભળતો હોય છતાં યે તેને જે રૂચતું હોય, તે જ તેના કાન ગ્રાહ્ય કરી લે છે. બીજું તેના કાનમાં પ્રવેશી શકતું જ નથી.' આટલું કહીને પૂછેલા પ્રશ્નનો ફરી જવાબ આપતા. આવા પ્રસંગો મોટે



ભાગે શ્રેય અને પ્રેયની ચર્ચામાંથી બનતા પામતા. પૂ. બાપુ શ્રેય હોય તેને જ પ્રેય મનાવવા સમજાવતા ત્યારે દુન્યવી માણસોને પ્રેયમાં શ્રેય સમાએલું જણાતું.

સિદ્ધાન્તનો ભેદ ન હોય ત્યાં પૂ. બાપુ હમેશાં બીજાની લાગણીને માન આપતા. આગાખાન પેલેસમાંથી બહાર આવ્યા પછી બાપુની તબીયત સારી નહોતી રહેતી. ઉપચારો તો ઘણા જ કરતા અને સુધારો ધણી ધીમી ગતીએ થતો. તે સમય દરમ્યાન એક પ્રતિષ્ઠિત વ્યક્તિએ–કે જેમને મંત્ર યંત્રમાં શ્રદ્ધા હતી તેમણે–પૂ. બાપુજીને એ ઉપાય અજમાવવા એક મંત્રેલો દોરો અને ભસ્મ પત્રદ્વારા મોકલ્યાં. કાગળ પૂ. બાપુને આપતાં તેઓએ પૂછ્યું: 'ભસ્મ અને દોરો ક્યાં?' જવાબ મળ્યો કે 'આપ તેમાં નથી માનતા એટલે તે વસ્તુઓ રાખી નથી.' એટલે તરત જ બાપુ બોલ્યા: 'હું ભલે ન માનું, પણ તે મોકલનારે જે શ્રદ્ધા અને ભક્તિથી મોકલ્યો હશે તેને અનુલક્ષી હું તેનો ઉપયોગ કરી લેત, કારણ તેમાં મને કંઇ પણ સિદ્ધાન્તિક વાંધો નહતો. હવે એ ભાઇને તમે જણાવી દેજો કે તેમની મોકલેલી વસ્તુઓ મને પહોંચી નથી.'

ભરૂચમાં એક પ્રસંગે બાપુજી ગયા હતા ત્યારે ચાંદની રાત હતી. હોડીમાં બેસી નર્મદા નદીમાં શ્રીમતી સરોજીની દેવી વિગેરે ફરવા ગયાં. દશ્ય ઘણું સુન્દર હતું અને સરોજીની દેવી ને થયું કે બાપુ પણ આવે તેનું સારૂં'

તેમણે બાપુને તેડું મોકલ્યું. બાપુએ પોતાનું કામ કરતાં કરતાં કાગળીઆમાથી ઉંચું જોઈને કહ્યું: "સરોજીની દેવીને કહેજો કે સ્વરાજ્ય મળ્યા પછીથી આવીશ." જનક વિદેહી જેમ પૂ. બાપુ વિદેહી હતા તે આ પ્રસંગથી જણાશે.

એક વખતે બાપુને શરદી ઘણી થઈ હતી. છાતીમાંથી ખૂબ કફ નીકળતો હતો, તથા નાકમાંથી પુષ્કળ પાણી ટપકતું હતું ત્યારે એક બહેને પૂછ્યું: "બાપુ, અમને બધાને શરદી થાય છે ત્યારે માથું ઘણું દુઃખે છે. તમને નથી દુઃખતું?" બાપુ કહે, "મારૂં મન તે તરફ જાય ત્યારે મને ખબર પડેને કે મારૂં માથું દુઃખે છે કે નથી દુઃખતું? શરીર તો ગંદકીથી ભરેલું છે તેની આળ પંપાળ શી કરવી?"

સેવાગ્રામ આશ્રમમાં બાળકો રમતાં હતાં. છોકરા પૈકી એકને માથે શીખા હતી. બીજાં છોકરા તેને ચીડવવા લાગ્યાં. તે છોકરાએ આવીને પોતાની માને વાત કરી. માએ પોતે તેની શીખા કાતર વડે કાપી નાખી. સાંજના સમયે બાપુએ પેલા બાળકની માતાને કહ્યું: "શીખા એ તો હિંદુ ધર્મનું પ્રતીક છે, એમ છોકરાં ચીડવે એટલા ખાતર તેને કાપી નખાય?" એક બાળકે પૂછ્યું: 'બાપુજી તમારી શીખા કયાં?' બાપુ કહે, 'એ તો ભગવાને લઈ લીધી. તારામાં શક્તિ હોય તો ઉગાડી દે.'

પૂ. કસ્તુરબાના અવસાન પછીનો સેવાગ્રામનો આ પ્રસંગ છે. બાપુજી ઘણું ખરૂ વરસાદના દિવસોમાં અને તેમાંયે વરસાદ પડતો હોય તેટલો વખત વરંડામાં સુઈ રહેતા. આવા એક પ્રસંગે પૂ. બાના અવસાન પછી વરંડામાં સુતા હતા. પુષ્કળ વરસાદ પડતો હતો. વાછંટથી આખો વરંડો ભીંજાઇ ગયો. અમને બધાને ઓરડામાં સુઇ જવાને કહ્યું. અમે જ્યારે બાપુને કહ્યું કે, 'આપનું બધું ઓઢવાનું ભીંજાઇ ગયું છે, આપ અંદર જઇ સુઈ જાવ.' છતાં બાપુએ તો કહ્યું,'ઓઢવાનું ભીંજાયું છે પણ હું સુતો છું તે ભાગ કોરો છે.' આ દરમ્યાન વરસાદના મોટા મોટા ફોરાં પડયે જતાં હતાં અને પૂ. બાપુજીના માથા ઉપરથી સરી પડતાં હતાં. બાપુ ન ઉઠયા. આખરે બાપુને કહ્યું, "આ પ્રસંગથી બાના આત્માને દુઃખ થાય ખરૂં કે?" એના જવાબમાં બાપુએ પોતાની પથારી અંદર કરાવી.

જરા પણ અવકાશનો સમય મળે તો પૂ. બાપુજી રહેજ વાતમાં ઘણી ઉંડી શીખામણો હળવી રીતે આપતા. આત્મશ્લાઘા કરવી એ દોષ છે તેટલો જ દોષ આત્મનિંદામાં પણ છે. બાપુજીની વ્યાખ્યામાં પ્રમુખ એટલે મોટો સેવક. વળી તેઓ કહેતા કે, મજા ઉપરવટ કામ કરવામાંયે અભિમાન સમાએલું છે.

કેટલીક વખત મહાપુરુષોની વાણીને પ્રભુએ સિદ્ધ કરવી પડે છે. પૂ. બાપુજી કોઇ વખત ચર્ચાઓ ચાલતી ત્યારે કહેતા કે, 'મારી અહિંસામાં કાયરતા કે બીકણપણું સંભવી શકતું નથી. પ્રસંગ આવે મારી અહિંસામાં સામી ગોળીઓ પણ ઝીલવી પડે.' આખરે એ મહાન વિભૂતિ ગોળીઓ દ્વારા જ મૃત્યુને ભેટી. દુન્યવી નિયમ છે કે શત્રુ જ મારી શકે. બાપુજીનો શત્રુ કોણ હોઇ શકે? પરંતુ એ અહિંસાના વ્રતધારીને હિંસા જ શત્રુ હોય, અને હિંસારૂપી શત્રુથી બાપુજીનું પ્રાણપંખીડું મૃત્યુ ભૂમિમાંથી નશ્વર દેહનો ત્યાગ કરી સ્વર્ગના તેજમાં ભળી ગયું. એમનો અમર આત્મા દેવોના દિવ્ય તેજપુંજમાંથી અમ-સંતાનોનું રક્ષણ કરશે. અંતમાં તે પુણ્યશ્લોક બાપુજીના આત્માને આપણે આપણા કોટી વંદન કરી ઉચ્ચારીશું કે અમારા જ્ઞાન અને સુખશાન્તિના સાગરરૂપ પરબ્રહ્મમાં જેમનો આત્મા લીન થયો છે, એવા આત્મા જે કૂળમાં જન્મ્યા હોય તે કૂળ ધન્ય છે, જે જનનીએ જન્મ આપ્યો એ જનની ધન્ય છે, જે ભૂમિમાં તે જન્મ્યા તે ભૂમિ પુણ્ય પવિત્ર છે. જય હિંદ. (વડોદરા રેડીઓના સૌજન્યથી)

# બાપુનાં સંસ્મરણો

કબા ગાંધીને ચાર ઘર થયાં હતાં તેમાં પહેલાં બે પત્નીથી બે દીકરીઓ ને છેલ્લાં પુતળીબાથી એક દીકરી ગોકળીબહેન (ગોકીબહેન)ને ત્રણ દીકરા લક્ષ્મીદાસ, કરશનદાસ ને મોહનદાસ એમ ચાર સંતાન થયાં. મોહનભાઇ સૌથી નાના એટલે લાડકા હતા. બહેન-દીકરીઓથી ઘર ભર્યું ભર્યું રહેતું. એટલે એક મૂકે ને બીજો તેડે. કેડે કંદોરો, પગમાં ઝાંઝરી, હાથમાં સોનાની કડલીઓ પહેરી નાનો મોહન ઘૂંટણભર આખા ઘરમાં રમે ને સહુ સામે ટગર ટગર જોયા કરે.

મોહનની સંભાળ લેવા એક બાઇ રાખી હતી. તેનું નામ રંભા. રંભાની કેડેથી મોહન હેઠો જ ન ઉતરે. રંભા જાતની ખારવણ હતી, પણ એનું હૃદય ધર્મ ભાવનાથી ભરેલું હતું. સહુ પહેલું મોહનને એણે રામનામ શીખવ્યું હતું. રંભાની કાખમાં મોહન બેઠો હોય અને કોઇ કહેશે 'આ છોકરો તોફાની થવાનો!' તો રંભા તરત બોલી ઉઠતી: 'જાની હવે, મારો મોનીઓ તો ડહાપણનો દરીઓ થવાનો. એની આંખ તો જો, કેવી કામણગારી છે!' આમ કહી રંભા મોહનને છાતી સરસો ચાંપી બચીઓ ભરી લેતી.

*

ભાઇને વિલાયત જવું'તું. ત્યારે ભાઇ ફક્ત અઢાર વરસના જ હતા. બાની રજા મળતી ન હતી. ત્યારે બાના ખોળામાં સુઇ જઇને મનાવે, 'બા, તું જોજે તો ખરી, હું વિલાયત જઇને કેવો હોંશિયાર થઇ આવું છું! બારિસ્ટર થઇને આવીશ ને મારા બાપુની ગાદી સાચવીશ. તું મને રાજી થઇને રજા આપ' ને છેવટે માંસ, મદિરા અને પરસ્ત્રીસંગની પ્રતિજ્ઞા લેવરાવીને બાએ રજા આપેલી.

મુંબઇમાં હતા ત્યારે ભાઇને ખાવાનો બહુ શોખ. અથાણાંનાં બાટલા, દળેલું મીઠું, બધું અહીંથી મંગાવે. પુરણપોળી એમને બહુ ભાવે.



જે દિ પુરણપોળી થાય તે દિવસે રસોડામાં આવીને કહેશે: 'ત્રણ ટંક થાય એટલી કરી છે ને?' હું તો વિચારમાં પડી જાઉં છું કે આવો સ્વાદિયો ભાઇ સાવ ત્યાગી થઇને બેઠો.

સાબરમતી આશ્રમમાં હું વહેલી ઉઠીને દળવા બેસું ત્યાં ભાભી આવીને મને કહે કે, 'તમે રહેવા દ્યો-લાવો હું બેસું.' અમારી નણંદ-ભોજાઇની રકઝક ચાલતી હોય ત્યાં ભાઈ આવી ચડે. ભાભીને કહેશે કે, 'બન્ને બહેન દળો. તું પછી બેસજે. બાપ એણે દળવું તો જોઇએ જ ને!'                —ગોકીબહેન.

*

દક્ષિણ આફ્રિકાનો એક પ્રસંગ મને યાદ આવે છે. ફિનિક્સ આશ્રમની શરૂઆતનો સમય હતો. મહાત્માજી એ વખતે બ્રહ્મચર્ય વિષે ચોક્કસ વિચારો પર આવી ગયા હતા અને એ વિષય ઉપર તેમણે નિશ્ચિત લખ્યું હતું. દુનિયામાં મનુષ્ય પેઢી ચાલુ રહેવા સંબંધમાં મારે એમની સાથે ઘણીવાર

ચર્ચાઓ થઈ હતી. એકવાર મેં એમને પૂછેલું કે 'ઈશ્વરે સ્ત્રી પુરૂષના હૃદયમાં વાસના અને આકર્ષણ મૂક્યાં છે એ ખોટું જ કર્યું હોવું જોઈએ, કેમકે એ સ્ત્રી પુરૂષો જો તમારો સિદ્ધાંત સ્વીકારે અને તેને અનુસરે તો ઈશ્વર સૃષ્ટિદ્વારા પોતાના જે આવિર્ભાવ કરે છે તે તો બંધજ થઇ જાય. ઈશ્વરે સૃષ્ટિમાં મનુષ્યના સર્જન માટે જે રીત ઠરાવી છે તેનો ત્યાગ કરવો એ કંઈ વિકસીત માનવજાતિનું ધ્યેય નથી, છતાં એમાં સંયમ રાખવો એ તેનું ધ્યેય છે ખરું.'

થોડા વખત પછી ફિનિક્સ આશ્રમમાં એક બહેનને સુવાવડ આવી. બે દિવસ પછી હું મારા પતિ સાથે ત્યાં ગઈ ત્યારે જાણી જોઇને મેં એ સંબંધી શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. મને લાગ્યું કે મહાત્માજી આથી નારાજ થયા હશે. પણ થોડી વાતચીત પછી તેમણે આશ્ચર્યથી પૂછ્યું: 'તમે પેલાં માતા અને બાળક વિષે તો કાંઈ પૂછ્યું જ નહિ. તમારે એમને જોવાં નથી?' અમારી સાથે તેઓ નવા જન્મેલા બાળકને જોવા આવ્યા અને માતાની સાથે શાન્તી અને આનંદથી વાતો કરી ત્યારે હું સમજી ગઇ કે જેમ સ્ત્રી કરે છે તે જ પ્રમાણે ગાંધીજી પણ તાત્વિક સિદ્ધાંતો અને મનુષ્યની જરૂરિયાતો અને લાગણીઓ એ બે વચ્ચે ભેદ પાડે છે. —મીસીસ પોલાક

*

૧૯૩૧ માં ગાંધીજી ગોળમેજી પરિષદ માટે વિલાયતમાં આવેલા ત્યારે તેઓ કેમ્બ્રીજ આવ્યા હતા ને મારે ઘેર ઉતર્યા હતા. તેમના ઓરડામાં કુ. સ્લેડ (મીરાંબહેન) સાથે હું પ્રાર્થનામાં જોડાયો હતો. પછી ગાંધીજી બેઠકના ઓરડામાં આવ્યા ને રેંટીઓ ચલાવતા ચલાવતા અમારી સાથે વાતે વળગ્યા. શરૂઆતમાં તો અમારી વાતો સામાન્ય હતી પણ ગંભીર વાતો ઉપર ઉતર્યા. મુખ્ય વિષય પ્લેટો વિષે હતો. અને એ વાતચીતના સાર રૂપ ગાંધીજીનું મંતવ્ય હું સમજ્યો કે ' જે લોકો રાજ્ય કરે છે અને દેશનો કારભાર ચલાવે છે તેમણે સાદાઇથી રહેવું જોઇએ. લોકસેવાની તક મળી એટલાથી જ એમણે સંતોષ માનવો જોઇએ અને મોટા ઇનામો અને માનપત્ર કે બદલાની આશા ન રાખવી જોઇએ.' —અર્નેસ્ટ બાર્કર

*

આગાખાન મહેલમાં ગાંધીજીના જન્મદિન પ્રસંગે ત્યાં એકત્ર મળેલા કેદીઓએ નવી રમત શરૂ કરી. દરેક સમક્ષ જુદા જુદા ફિલસૂફો, રાજદ્વારીઓ વગેરેનાં વાક્યો રજૂ કરાયાં. રમત એવી હતી કે જેને પૂછવામાં આવે તેણે એ એ વાક્ય અગર એ સૂત્ર કોનું છે તે કહેવું.

ગાંધીજીને જ્યારે જ્યારે પૂછવામાં આવ્યું ત્યારે અમુક વાક્ય ઇમરસનનું છે, અમુક વાક્ય થોરોનું છે, અમુક સૂત્ર ટાગોર કે ટોલસ્ટોયનું છે એવાએવા જવાબો દીધા.

પણ આશ્ચર્યની ઘટના એ હતી કે એ તમામ જવાબો ખોટેખોટા હતા. કેમ કે એ બધાં જ વાક્યો ને સૂત્રો મોહનદાસ કરમચંદ ગાંધીનાં હતાં.

*

એકવાર આગાખાન મહેલમાં શ્રી.સરોજિની નાયડૂએ કહ્યું: 'ચાલો બેડમીન્ટન ખેલીએ.'

ગાંધીજીએ કહ્યું: 'હા, ચાલો, જો કે હું કદી રમ્યો નથી, છતાં તમને હરાવીશ એ ચોક્કસ.'

અને તે પછી ગાંધીજીએ રેકેટ લીધું, ને સામે પક્ષે જઈને ઉભા.

સરોજિની નાયડૂના જમણા હાથે દુઃખાવો થતો હતો તેથી તેમણે ડાબે હાથે રેકેટ ઝાલ્યું.

ગાંધીજીએ પણ રેકેટ ડાબા હાથે ઝાલ્યું. આથી સરોજિની હસી પડ્યાં ને કહે: 'તમે મને કેવી રીતે હરાવવાના? રેકેટ ઝાલતાં તો આવડતું નથી. રેકેટ તો જમણા હાથમાં ઝલાય.' ગાંધીજી: 'પણ તમેતો ડાબે હાથે રેકેટ ઝાલ્યું છે.'

સરોજીની : 'મારો તો હાથ દુઃખે છે તેથી મેં તો ડાબા હાથે ઝાલ્યું છે.'

પણ ગાંધીજીએ તો ડાબે હાથે જ ચાલુ રાખ્યું. સરોજીનીએ પૂછ્યું : 'કેમ આમ?'

ગાંધીજી કહે : 'સ્ત્રીઓને થતી કળતરનો લાભ ઉઠાવવા હું માગતો નથી.'

*

ગાંધીજી સ્કોટલેંડમાં એક ડેરીની મુલાકાત લેતા હતા ત્યારે તેમણે ડેરીવાળાને પૂછ્યું : તમે જે કપડાં પહેરો છો તેને શું કહેવાય?

સ્કોટીશે જવાબ દીધો : વસ્તા ચાર. સ્કોટીશે પછી સામો સવાલ પૂછ્યો : તમારાં કપડાંને શું કહેવાં?'

ગાંધીજીએ પોતાનું ઓઢેલું હડાટી કહ્યું: 'ઓછા ચાર' —શાહાણે

*

મ. ગાંધીજી પાસે વાંદર ત્રિમૂર્તિનું એક પ્રતિક હંમેશાં રહેતું હતું. આ પ્રતિકમાં એક વાંદરો બંધ આંખવાળો, બીજો બંધ કાનવાળો ને ત્રીજો બંધ મોંવાળો હતાં. આ પ્રતિક એમ સુચવતું કે કાંઈ અનિષ્ટ હોય તે આંખે જોવું નહિ, કાને સાંભળવું નહિ, ને મોઢેથી બોલવું નહિ. આ ત્રણ વાંદરાનું પ્રતિક એક ચીના તરફથી મ. ગાંધીજીને ભેટ મળ્યું હતું. તે ત્રતિરૂપ ન જોવાનો, ન સાંભળવાનો ને ન બોલવાનો નિયમ મ. ગાંધીજીએ જીવનમાં ઉતાર્યો હતો ને જીવનપર્યંત તેનું પાલન કર્યું હતું. —ચાવડા.

*

દાંડીકુચનો દિવસ આવ્યો. ૮૦ જણા બ્રિટિશ સામ્રાજ્યને ઉથલાવવા પગપાળા મુસાફરી કરવાના હતા. અમદાવાદથી ખેડાની સરહદ સુધીના માર્ગની જવાબદારી મારે માથે હતી. આગલી રાતે મેં ગાંધીજી પાસે જઈ કહ્યું : 'કાલે એક લાખ માણસ સવારી જોવા આવવાનું.'

ગાંધીજી : 'એમ? અમારામાં એવું શું જોવાનું છે? અમને શીંગડાં ઉગ્યાં છે કે પુછડાં ઉગ્યાં છે?'

મેં કહ્યું : 'એમ નહિ, પણ પેલા ચકલાભાઈ અક્કડ કુકડકી વડેલડીને બે ઉંદરડા જોઈને—

અક્કડ કુકડકી વડેલડી, બે જોડયા છે ઉંદરડા; મોચીએ મારી ચકલી, એનું વેર લેવા ચાલ્યા.

એ વાત લોકોએ વાંચી છે. આપ ૮૦ જણ બ્રીટીશ સામ્રાજ્યને ઉથલાવવા કેવા જાઓ છો, એ જોવા લોકો આવવાના છે.'

ગાંધીજી : 'તમે પણ એમ જ માનો છો?'

મેં કહ્યું : 'હા, જી.'

ગાંધીજી : 'તો પછી સરકારમાં આટલી બધી હાલાહાલી કેમ છે!'

એનો જવાબ હું આપી શક્યો નહિ.

બીજે દિવસે 'વૈષ્ણવજન તો તેને કહીએ' ગાઈને દાંડીકુચની ટુકડી ઉપડી. રાજકીય ક્રાંતિને ધર્મ અને સત્યને આધારે ચલાવવાની તો ઇતિહાસમાં આ પહેલી જ કુચ હતી.

—ડૉ. હરિપ્રસાદ દેસાઈ

*

દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની છેલ્લી લડત સમેટી લઈને સ્વર્ગસ્થ દેશભક્ત ગોખલેજીની સુચનાને અનુસરીને તેમણે દેશ તરફ આવવાનો વિચાર કર્યો. આજથી ૩૪ વરસ ઉપરની વાત છે. બાપુજીને અને તેમની સાથે બધી ડઝનક ચેલકાઓને ફીનીક્સમાંથી વિદાય લેવાની હતી. સ્ટેશન લઈ જવાની બધી સામગ્રી તૈયાર કરીને પ્રિય સ્થળ છોડતાં પહેલાં પ્રાર્થના કરવા બેઠા.

પછી જેઓ ત્યાં રહેવાના હતા તેમની વીદાય લેવાની વીધી શરૂ થઈ. એકેએક ઉઠીને બાપુજીને પગે લાગવા માંડ્યું. વળતાં બાપુજીએ કોઈને મીઠી લપડાક મારી, કોઈને મીઠું 'અમૃતમ્ ભવ', કોઈને બરડે મીઠો ધોકો લગાવ્યો અને કોઈને ખભા પકડીને સંભળાવ્યું

કે 'જો જો હો મને નીરાશ નહિ કરતા.' એમ કરતાં કરતાં ઇમામ સાહેબનો વારો આવ્યો. બાપુજી એકદમ ઉભા થઈ ગયા અને હાથ પહોળા કર્યા. ઇમામ સાહેબ બાપુજીના હૈયામાં લપાઇ ગયા. બાપુજીએ હૈયા સાથે દાબ્યા. ક્ષણેક પછી બન્ને હૈયાં એક છતાં બે રૂપે સામસામા ઉભાં. બાપુજીએ પ્રેમાર્દ્ર ભાવે ઇમામ સાહેબના ખભા ઉપર હાથ મુકયા. એક દૃષ્ટિએ નીરાશીશ આંખે તેમના તરફ ક્ષણભર નીમળતા હૈયે બોલ્યાઃ "ઇમામ સાહેબ, આપણે સહોદર છીએ. મારી માતાએ બે જન્મ્યા...એક હું અને બીજા તમે. એક હિંદુ અને બીજો મુસલમાન. આપણે સહોદર છીએ.''

આમ બોલતાં બાપુજીનું હૃદય ગળગળુ થઈ ગયું. ઇમામ સાહેબની આંખમાંથી અશ્રુ-ધારા વહી. અમે બધાં તો ડુસકાં ભરવા લાગ્યાં.

આ દશામાં વહાલાએ અમ સ્વજનોની વિદાય લીધી, અમે નિષ્ઠુર હૃદયે વિદાય આપી.

—રાવજીભાઇ

*

મી. ગાંધી ધરટ એન્ડમાં યુરોપસ લીસ્ટર સાથે ઉતર્યા હતા, પરંતુ વેસ્ટ એન્ડમાં એક મકાન રાખવામાં આવ્યું હતું, ત્યાં વિખ્યાત હિંદી પ્રતિનિધિઓ એકત્ર થતા હતા. મી. ગાંધી પણ ત્યાં વારંવાર આવતા. સપ્રુ, જયકર, શાસ્ત્રી, કાવસજી જહાંગીર ત્યાં વાર-વાર હાજરી આપતા. આ સભાઓમાં મી. ગાંધી પોતાના અનુયાયીઓ સાથે જમીન પર બેસતા અને વિવિધ પ્રશ્નોની ચર્ચા ચલાવતા ત્યારે ગાંધી રેંટીયો કાંત્યા કરતા. એક દિવસ મારી ધીરજ ખૂટી ગઇ. મેં કહ્યું : 'મી. ગાંધી, આપણે એક ઘણા અગત્યના પ્રશ્નની ચર્ચા કરી રહ્યા છીએ, તો ઘડીભર આ ચરખો બાજુએ મૂકી સમગ્ર ધ્યાન ચર્ચામાં ન રોકો ?"

તેમણે કહ્યું : 'તમને જો એમ ગમતું ન હોય તો મને વાંધો નથી.'

તેમણે ઘડીભર ચરખો બાજુએ મૂકયો, પરંતુ પુનઃ હાથમાં લીધો.

બીજા એક પ્રસંગે તેમણે જે કહ્યું તેમાં ચર્ચાતા પ્રશ્ન વિશેના જ્ઞાનનો અભાવ હતો. મેં એમને પૂછ્યું: 'તમે ૧૯૩૫નો હિંદી સરકાર ધારો કદી વાંચ્યો છે ખરો ?' તેમણે ના પાડી. એટલે મેં કહ્યું: 'તો પછી આ પ્રશ્ન વિષે તમારો અભિપ્રાય શું કરવા આપો છો ?'

મારા તરફ ફરી તેમણે નમ્રતા પૂર્વક ગુજરાતીમાં મને કહ્યું: "એક મોટાભાઇ તરીકે ઠપકો આપવાનો તમારો અધિકાર છે અને એ ઠપકો સાંભળવાની મારી ફરજ છે.

—સર સેતલવાડ

*

મહાબળેશ્વરમાં ૧૯૪૫ ના મે મહિનામાં સ્વ. કસ્તુરબા ફંડની સભાઓ ચાલતી હતી. પૂ. ગાંધીજી એના પ્રમુખ હતા. એક દિવસ ચર્ચાઓ દરમ્યાન ગાંધીજીના સૌથી નાના પુત્ર શ્રી. દેવદાસભાઇએ બાપુજીને કહ્યું : "બાપુ મારે કાંઇક કહેવું છે." બાપુજીએ કહ્યું "શું કહેવું છે. ખુશીથી કહે." ત્યારે શ્રી. દેવદાસ-ભાઇએ જરા સંકોચપૂર્વક કહ્યું કે "પણ બાપુ મારે આપની વિરુદ્ધ કહેવું છે." બાપુજીએ હસતાં હસતાં તરત જવાબ આપ્યો : "ભલે કોઇ આજ્ઞાધારક પુત્ર હોય તો બાપની આગળ કહેતાં જરા અચકાય, પણ તેને એવું લાગવાની કાંઇ જરૂર નથી. તારે જે કાંઇ કહેવું હોય તે કહે." શ્રી. દેવદાસભાઇની મુંઝવણ આથી કાંઇ ઓછી ન થઈ. પણ સભામાં પુ. ઠક્કરબાપા હાજર હતા એ તકનો લાભ લઇ શ્રી. રાજાજીએ વિનોદ કરતાં કરતાં ને દેવદાસભાઇનો બચાવ કરવાનો પ્રયત્ન કરતાં કહ્યું : 'બાપુ, અહિં તો એકને બદલે બે બાપા છે : એટલે એને (દેવ-દાસભાઇને) સંકોચ થાય એ સ્વાભાવિક છે.' બધા હસી પડ્યા. ત્યાં વળી દાદાસાહેબે શ્રી.

રાજાજીનો વિનોદ આગળ ચલાવતાં કહ્યું : "બાપુ, અહિં તો બે પણ નહિ, ત્રણ બાપાં છે. શ્રી રાજાજી દેવદાસભાઈના શ્વસુર (Father-in Low) થાય" બધાની સાથે પૂ. બાપુજીએ પણ આ વિનોદની મોજ માણી.

*

૧૯૪૪ નો જુન મહિનો હતો. મહિના પહેલાં જ પુ. ગાંધીજી આગાખાન મહેલના કારાવાસમાંથી માંદગીને લીધે મુક્ત થયા હતા. મુંબઈમાં જુહુમાં તા. ૧૩ મી જુને અમે એમને મળ્યા. એમણે દાદાસાહેબને ફરી મળવા પુના આવવા કહ્યું. તે પ્રમાણે ૧૬ મી જુને દાદાસાહેબ પુનામાં દાક્તર દિનશા મહેતાના નિસર્ગોપચાર ગૃહમાં બાપુજીને મળ્યા, ચર્ચાઓ કરી, ગંભીર ચર્ચાઓ અને નાદુરસ્ત તબિયત હોવા છતાંએ બાપુજીએ પોતાનો વિનોદ છોડયો નહિ. એમણે ખૂબ વિનોદ કર્યો. વાતવાતમાં એમણે 'રામની શ્રેષ્ઠતા શામાં છે,' એ પૂછીને 'શ્રેષ્ઠતા એના સંયમમાં છે,' એમ કહ્યું અને રામાયણનો પ્રસ્તુત કથાભાગ તમે વાંચ્યો છે કે કેમ, એમ દાદાસાહેબને પુછ્યું. 'ના' એવો જવાબ મળતાં બાપુજીએ કહ્યું કે 'તો તો તમારૂં વાચન વ્યર્થ છે.' દાદાસાહેબે કહ્યું: 'મયે વખતે જેલમાં વાંચવું શરૂ કર્યું હતું; પણ એ પુરૂં કરતાં સુધી સરકારે ક્યાં જેલમાં રહેવા દીધો ! બહાર તો હવે વખત મળતો જ નથી.' એટલે તરત મહાત્માજીએ કહ્યું: 'હવે હું એમ કરીશ કે જે પ્રમાણે રામદાસ (ત્રીજા પુત્ર) માટે મેં સમગ્ર ગીતાના સાર રૂપ બાર શ્લોકો ખાસ પ્રયત્ન કરીને ચૂંટી કાઢ્યા છે તે પ્રમાણે તમારા માટે રામાયણમાંના શ્લોકો ચૂંટી કાઢીને અત્યંત:સંક્ષિપ્ત એવું રામાયણ તૈયાર કરીશ. રામદાસ માટે તૈયાર કરેલ ગીતાને હું 'રામ ગીતા' કહું છું. આ રામાયણને હું 'માવલંકર રામાયણ' કહીશ. ત્યારે સ્વામી આનંદે કહ્યું: "બાપુ, 'માવલંકર રામાયણ' એ બહુ લાંબો શબ્દ પ્રયોગ થાય છે. એના કરતાં 'દાદા-રામાયણ' એવું સંક્ષિપ્ત નામ જ સંક્ષિપ્ત રામાયણને વધારે ન શોભે ?"

*

પુ. બાપુનો વિનોદ તો જગપ્રસિદ્ધ છે. જાણે વિનોદ એ એમના જીવનનું વિટામીન ન હોય ! હિંદના ૪૦ કરોડ ગરકે આખી માનવજાતનો બોજો એમના માથે હોય તો પણ તેઓ તો હંમેશાં પ્રસન્નચિત્ત અને પ્રફુલ્લ-વદન જ હોય. ગંભીર રાજદ્વારી ચર્ચાઓમાં પણ તેઓ વિનોદ કરે ને સમગ્ર વાતાવરણ ઉલ્લાસમય બનાવે.

બરાબર ૧૫ વર્ષ પહેલાંની વાત છે. ૧૯૩૩ નો જાન્યુઆરી મહિનો હતો. કોઈ કામસર પૂજ્ય બાપુએ દાદાસાહેબને એક કાગળ લખ્યો. એમાં લખ્યું "ઠક્કરબાપા લખે છે કે અંત્યજ શાળા બાબત દાદાને લખજો. તમે દાદા ક્યારે થયા એ હું જાણતો નથી. મારા જન્મ પહેલાની વાત હોવી જોઇએ. ઘણું જીવજો ને હરિજનોની સેવા કરજો. બાપાનું કહેવું એમ છે કે તમારે તમારી વગનો ઉપયોગ...ઇત્યાદી સાથે કરવો—તેઓ ઠાકોરજીનાં દર્શન ભલે ન કરવા દે' પણ મંદિર પ્રવેશ સિવાયના કામને સારૂં તો છુટે હાથે દ્રવ્ય આપે. પણ દાતને છીભની ભલામણ શી કરવાની હોય ! અને જો 'બાપા'નું જોર 'દાદા' પાસે ન ચાલે તો પંદર વર્ષના નવા સવા બાપુની શી વિસાત ! મેં તો બાપાએ લાદેલો બોજો ઉતાર્યો.'

અસંખ્ય કામોના બોજ નીચે પણ પૂ. બાપુજી કેવો માર્મિક વિનોદ કરી શકતા !

—પુરૂષોતમ ગ. માવલંકર

*

ગાંધીજી જ્યારે આફ્રીકાથી આવ્યા ત્યારે આપણી મહાસભામાં એમની કંઇ અગત્રી જ ન હતી. એ વખતના રાજકારણના ધુરંધરો એમને બહુ મહત્વ આપતા નહિ અને

આ એક વિચીત્ર ભેજાનો સામાન્ય માણસ છે એમ સહુ જાણતા. આફ્રીકાના પ્રશ્ન અંગે એમને થોડું મહત્વ આપવામાં આવતું હતું, પણ એ વખતે કોન્ગ્રેસમાં આ પ્રશ્ન કંઇ અગત્યનો ભાગ ભજવતો ન હતો. ગાંધીજીને ઘણા મિત્રો રાજકારણમાં ભાગ લેવાનું કહેતા હતા, પણ તે ના પાડતા, કારણ કે તેઓ હિંદુસ્તાનની મુસાફરી કરવા માંગતા હતા. વારંવાર એ કહેતા:

"બે વર્ષ પછી હું રાજકારણમાં ઝુકાવીશ; કારણ કે મારે મારા દેશનું દર્શન કરવું છે."

ગાંધીજીના મગજની રચના જુદા જ પ્રકારની છે, એ વાતની પહેલી ખબર બનારસ હિંદુ–યુનિવર્સિટીના એક સમારંભ વખતે પડી. ગાંધીજીને ત્યાં જવાનું આમંત્રણ મળ્યું હતું. વાઇસરોય આવવાના હતા. અને ઘણાં મહારાજાઓ હીરામોતીના કીંમતી દાગીનાઓ પહેરીને સભામંડપમાં ગંભીર મુખે બેઠા હતા. વાઇસરોય જે રસ્તે આવવાના હતા ત્યાં ચારેબાજુ પોલિસ ભરી–બંદુકે પહેરો ભરી રહ્યા હતા.

દરબાર ભર્યો ભાર્યો સમારંભ હતો. ગાંધીજી તો એક ખૂણે બેઠા હતા; કોઈનું એમની તરફ ધ્યાન પણ ન હતું. શ્રી. એની બેસન્ટ વ્યાસપીઠ ઉપર ચમકતાં હતાં. કોઇએ ગાંધીજી તરફ જોઇને બેસન્ટને પુછ્યું:

"પેલો માણસ કોણ છે?"

"મીસ્ટર ગાંધી." ટૂંકો જવાબ મળ્યો.

"પેલા આફ્રિકાવાળા? હિંદનાં રાજકારણમાં કંઇ સમજે છે?"

"હા, એ જ; રાજકારણની બાબતમાં એ બાળક છે." સ્મિત સાથે એની… બોલ્યાં.

શબ્દ, શણગાર અને અલંકારોથી વાતાવરણ ગાજતું હતું. હવામાં 'દમામ' એ એક જ શબ્દનું સામ્રાજ્ય છવાઈ ગયું હતું. ગાંધીજી મુંઝાતા હતા, મંથન અનુભવતા હતા. એને લાગ્યું કે આ 'જાહેરજીવન ઉપર દંભનો ભળકતો રંગ લાગ્યો છે. એ સમજી ગયા કે, પ્રજાના હૃદય સાથે કોઈ હૃદયથી વાત કરતું નથી. શ્રોતાજનોના કાન ઉપરથી શબ્દો પાછા ફરતા હતા એ તેમણે જોયું. મહારાજાઓ એકબીજા સામે સ્મિતભરી દ્રષ્ટિ ફેંકીને, સ્ત્રીઓની જેમ એકબીજાના ઘરેણાનું અવલોકન કરતા હતા.

અને કોઇએ ગાંધીજીને કંઈ બોલવાનું કહ્યું. સુવર્ણથી ચમકતા, વાતાવરણમાં સાદા પોશાકવાળો આ માનવી બોલવા ઉભો થયો. સહુ કોઈ એના વેશને જોઇ રહ્યા. એ બોલ્યા:

"વાઇસરોયને પોલીસ પહેરા નીચે આવવું પડે એ ખરેખર શરમની વાત છે. આના કરતાં તો હું ગોળી ખાઇને મરી જવા પસંદ કરૂં છું. આ સાબીત કરી બતાવે છે કે અંગ્રેજ આ દેશમાં પ્રજાપ્રિય વ્યક્તિ નથી."

જાણે ગોળીબાર થયો હોય એવી અસર વાઇસરોય ઉપર થઈ. આ શબ્દોએ શ્રોતાજનોના કાનના દરવાજા ખોલી નાંખ્યા. રાજામહારાજાઓની આંખમાંથી તિરસ્કારના તીર વરસવા લાગ્યાં. પણ આજનો આ યુગપુરૂષ અને એ સમયનો સામાન્ય માણસ કંઈમુંકાય એવો ન હતો. એક મહારાજાએ બીજાને કહ્યું: 'તદ્દન ચક્રમ લાગે છે, અક્કલ નથી અક્કલ!'

"અરે મૂરખ છે મૂરખ!" બીજાએ કહ્યું:

પણ એવામાં તો ગાંધીજીના અગ્નિભર્યો શબ્દો દેવના આ દીકરાઓ ઉપર આવ્યા અને તેઓ સળગી ઊઠ્યા. ગાંધીજી બોલ્યા:

"અને અહીં વ્યાસપીઠ ઉપર બેઠેલા આ મહારાજાઓ જાણે ઘરેણાની હરીફાઇમાં ભાગ લેવા આવ્યા હોય એમ લાગે છે. એમના રાજ્યની પ્રજા જ્યારે અતિ કંગાલ છે, ત્યારે

એમને આવા હીરામાણેક પહેરવા ગમે છે એજ મને સમજાતું નથી. રાજાઓ જો આવી જ જીંદગી ગાળવા માગતા હોય તો પછી દેશને આવા રાજાઓની શી જરૂર છે?

ખળભળાટ મચી રહ્યો. પ્રમુખસ્થાને દરભંગાના મહારાજા બેઠા હતા તે ઉઠીને ચાલતા થયા; અને સાથે સાથે બીજા મહારાજાઓ ચાલતા થયા. વ્યાસપીઠ ખાલી થઈ ગઈ; શ્રોતાજનોએ હર્ષના પોકાર કર્યા અને વક્તાને વધાવી લીધા.

કોઈ બોલ્યું: 'શાબાશ! ગાંધી, શાબાશ!'

એની બેસંન્ટે ગાંધીજીને કહ્યું: "મી. ગાંધી, જરા સભ્ય ભાષા ઉચ્ચારો."

"માફ કરજો; હું સભ્ય ભાષા જ વાપરી રહ્યો છું, પણ હું જે કહું છું તે સત્ય છે, એટલે જરા કડવું લાગે છે."

સભામંડપમાંથી પોકાર પડયો, 'એમને અટકાવો નહિ; બોલવા દો, અમે સાંભળવા માગીએ છીએ.'

ગાંધીજીની સ્પષ્ટ વાણી સાંભળીને પ્રજા મુગ્ધ બની ગઈ; પ્રમુખ વિના સભાનું કામકાજ ચાલ્યું અને ગાંધીજી ઘણું બોલ્યા. આ એમનું દેશમાં પ્રથમ ભાષણ અને આ ભાષણે આકાશમાં વીજળી ચમકાવી. પ્રજાને ખાત્રી થઇ ગઇ કે એના હૃદયની ભાષા બોલનારો કોઈ અજબ માણસ આ દેશમાં આવી ચડયો છે. ભાષણ પછી લોકો એમને જોવા માટે રોજ મળ્યાં અને ગાંધીજીની આંખમાં દેશના કરોડો માણસો બેઠાં છે એવું એમને લાગ્યું.

—લોહાણા હિતેચ્છુ.

*

આપ મારે ઘેર ઉતરવાનું રાખશો?

'હા મને હરકત નથી, પણ...!'

'કેમ પણ? શું કહેવા ઇચ્છો છો?'

ગાંધીજી અને કૃપાલાનીજી વચ્ચે આમ ફરપુર સ્ટેશને ઉપર વાત ચાલી રહી હતી. કૃપાલાનીજી ત્યાંની કૉલેજમાં અધ્યાપક હતા. ગાંધીજી ચંપારણ્ય જતા હતા. તેમને એક દિવસ મુજફરપુરમાં કૃપાલાનીજીના આગ્રહ વશ થઈ ઉતરવાનું થયું..ત્યારે ગાંધીજીએ કહ્યું:

'જુઓ કૃપાલાની, મને તમારે ઘેર ઉતારો આપો છો એમાં જોખમ છે, કારણ કે તમે સરકારી નોકર છો.'

'ક્યા બાત હૈ, મૈં નોકરી છોડ કે આપ કે સાથ ચલ પડુંગા.'

ને ખરેખર કૃપાલાનીજીને ઘેર ગાંધીજી ઉતર્યા એ બદલ કૉલેજના અધિકારી તરફથી કૃપાલાનીજીનો ખુલાસો મંગાયો. તેના જવાબમાં તેમણે સરકારી નોકરી છોડી દીધી, ને સીધા ચંપારણ્યમાં ગાંધીજી પાસે પહોંચી ગયા.

ગાંધીજીએ હસીને કહ્યું: "હું કહેતો જ હતો ને! આવો, હવે શું કામ કરશો?

'જે સોંપશો તે.' કૃપાલાનીજીએ કહ્યું.

'ઠીક, ત્યારે બહાર દરવાજે બેસો. જે કોઈ મને મળવા આવે તેને બેસાડજો.' ગાંધીજીએ કામ સોંપ્યું.

કૃપાલાનીજીને ગાંધીજીએ એક જરૂરી કાગળ ચંપારણ્યના કલેક્ટરને પહોંચાડી આવવા કહ્યું તેઓ કાગળ લઇને ગયા.

કલેક્ટરે પૂછ્યું: 'તમે કોણ છો?'

"ગાંધીજીના પટાવાળા છું."

"શું ભણ્યા છો?"

"ભણ્યો છું તો થોડું, 'એમ. એ. સુધી.'

'બીજું શું કામ કરો છો?'

'ગાંધીજીના દરવાન તરીકેનું.'

કલેક્ટર ગાંધીજીનો 'પટાવાળો ને દરવાન' જોઈ હેબતાઈ ગયો! તેણે બધું પ્રશ્ન પુછવાનું માંડી જ વાળ્યું!

*

મહાત્મા ગાંધીજી ૧૯૨૩ની સાલમાં પુનાની પર્ણકુટીમાં યરોડાની જેલમાં એક મહિના પહેલાના ઉપવાસ પછી તબીયત સુધારી રહ્યા

હતા ત્યારે એક સાંજે બાપુ સાથે હું એકલો હતો. તેઓ પર્ણકુટીના બાગમાં વિચારમગ્ન બની ફરી રહ્યા હતા. એમણે મૌન ભંગ કરી કહ્યું : "આનંદ, મારે હાલના સંજોગોમાં શું કરવું જોઈએ ? આ વખતે મેં મારા છુટકારાની આશા રાખેલી નહિ. મેં એમ ધીયારેલું કે મને મરવા દેવામાં આવશે. અપવાસથી નીપજનારા મારા મરણને લોકો કેવું લેખશે તેનો મને ખ્યાલ નથી.'

મેં કહ્યું : 'બાપુ, એ મોત ઘણુંજ ભવ્ય થતે.' બાપુએ કહ્યું: 'ના—ના. અપવાસથી નીપજતા મૃત્યુને તમે ભવ્ય લેખો છો ! હું તો લેખતો નથી, એમાં ભવ્યતા ક્યાં રહી ? તમે જાણો છો કે મારી કુંડળીમાં વીરતા ભર્યું મોત લખેલું છે !'

"પણ બાપુ અપવાસથી નીપજતું મોત પણ ભવ્ય છે."

"ના, હું એમ નથી માનતો. મારું મોત કાં તો ફાંસીથી અથવા ગોળીથી નીપજવાનું છે. અને એ ખરેખર વીરતાભર્યું મૃત્યુ હશે. પથારીમાં પડી રહી અપવાસથી નીપજતું મોત નહીં.'

—હિંગોરાણીય

બાપુના અવસાન પછી હું રળિઆતબાને મળવા ગયો ત્યારે એમનાં દર્શન કરતાં જ સ્તબ્ધ થઈ ગયો. ન હલે, ન ચલે, સાવ સૂનમૂન મૂંગાં બેઠેલાં. આંખ જાણે જોતી હોય છતાં કંઈએ ન જોતી હોય, જીવતાં છતાં જાણે વજ્રઘાતથી જેવા ઠંડાગાર બની ગયાં હોય એમ લાગતું હતું. એમનાં ૬૦ વર્ષનાં દીકરી પાસે બેઠાં હતાં. તેમણે કહ્યું કે 'એમણે આ સમાચાર સાંભળ્યા ત્યારથી એ ભાંગી જ પડ્યાં છે. ઘણું સમજાવ્યાં પણ એમને ક્યાંય કોળતું નથી. 'મારે ભાઈથી છેટું પડી ગયું', ત્રણ ત્રણ ભાઈએ હું આજે ભાઈ વગરની થઈ'. એ વિચારે એમનું હૈયું મુંગું વલવલે છે.'

રળિયાતબાનાં પુત્રીએ કહ્યું કે 'બાપુનો પત્ર બે મહિના પરજ બા પર હતો ને એમની ચિંતા ચાકરીનીજ વાતો એમણે એ કાગળમાં લખેલી.'

બાપુ તો બારે રમુજી. બા એમને મળવા ગયાં ત્યારે બાપુએ એક વાર બાને પૂછ્યું: 'હેં બહેન ! આપણામાં મોટું કોણ ? હું કે તું ?'

રળિઆતબા શો જવાબ આપે ? પોતે બાપુથી ત્રણ ચાર વર્ષ મોટાં એટલુંય બાપુ ન જાણે ! એટલે બા કહે: 'હું તો વળી, ભાઈ ! તને એટલીએ ખબર નથી !'

તો બાપુ કહે: 'ના, ના. આ તો હું તમારી આગળ ઘરડો લાગું છું, ને બહેન તું તો મારાથી ઘણી નાની ને તાકાતવાળી લાગે છે, માટે કહું છું.'

આવી રમુજ બાપુ ખૂબ કરતા. એક વખત કહે કે 'બહેન ! આ જોષીઓ સાચું કહેતા હશે ? અને મને કહે છે કે હું તો ૧૦૧ વર્ષ જીવવાનો છું.'

બહેન કહે: 'ભાઈ એના તે શા વિશ્વાસ ! એ તો કહે, ભગવાન વિના સાચું કોણ જાણે જ છે ?' ત્યારે બાપુ હસતા કહે કે 'હા.' એજ સાચું. હુંય એમ જ કહું છું. જોને આ જોષીએ તો હું ૧૦૧ વર્ષ જીવવાનો છું એમ કહીને મારાં ૨૪ વર્ષ ઉપર તો લાગલો કાપ જ મૂકી દીધો. મારે તો સવાસો વર્ષ જીવવું છે.'

—ઉપેન્દ્ર પંડ્યા.

રે રે સર્જ્યું ધ્રુવ—તપ થકી સ્વર્ગ જુદું, પ્રભુ તેં !
તારા રૂપે ગગન પટથી પંથ જે આજ ચિંધે,
આશું એવું, વિભુ રચ નવું સ્વર્ગ એ 'બાપુ' કાજે,
કે જે દ્વારે મનુજ ગણને સત્ય ને શાંતિ માગે.

—કનૈયાલાલ જોષી

# બાપુના સંભારણાં

[ હિંદુસ્તાનમાં ]



[ રાજકોટમાં ઉપવાસ પછી પારણું ]

શ્રી. રામનારાયણ ના. પાઠક

[ બાપુજી અનેક માણસોના સંસર્ગમાં આવ્યા હતા. તેમણે પોતાના સંસ્મરણો લખ્યાં છે. બાપુજીએ પોતાની આત્મકથામાં નાગપુર કોંગ્રેસ સુધીના પ્રસંગો આલેખ્યા છે. ને તે પછી 'નવજીવન' અને 'હરિજન'માં સ્વ. મહાદેવભાઈએ સુંદર પ્રસંગો આપેલા છે. એ બધામાંથી તારવીને શ્રી. રામનારાયણ ના. પાઠકે 'ગાંધી બાપુ' નામનું પુસ્તક તૈયાર કર્યું છે તેમાંથી આ પ્રસંગો લેખકના સૌજન્યથી ઉતાર્યો છે. ]

વર્ધાથી મોટરમાં એકવાર નીકળ્યા. સાઠેક માઈલ દૂર જવાનું હતું. એમાં રસ્તામાં મોટર બોટકાણી. આસપાસથી કશી મદદ મળે તેવું ન હતું. છેવટે બાજુના ગામમાંથી ગાડું મંગાવ્યું. ગાંધીજી તો થાક્યા-પાક્યા ગાડામાં લાંબા થઈને સૂતા. ગાડું ચાલ્યું તેવા ધસધસાટ ઊંઘવા માંડયા. બળદ ધોડવેગે જતા હતા. ગાંધીજીના મનમાં થયું કે આ બાજુના બળદ બહુ સારા લાગે છે. ડુંગરાળ મુલક રહ્યો ને! આમ વિચાર કરતા એ તો ઊંઘી ગયા. પણ સવારમાં ઊઠીને જ્યાં જુએ તો હાંકનારના હાથમાં તીણી આરવાળો પરોણો! ઘારે ઘડીયે એ બળદને આર ભોંક્યા કરતો હતો, ને બળદ દોડયા જતા હતા, પણ થાક અને ત્રાસથી શેરી રહ્યા હતા. જોતાવેંત ગાંધીજીને કાળજે ઘા પડયો. એકદમ ગાડું ઊભું રખાવ્યું. ગાડાવાળાના હાથમાંથી પરોણી લઈ લીધી ને પોતે નીચે ઊતરી ગયા.

બીચારો ગાડાવાળો તો ગભરાઈ ગયો. એણે પાઘડી ઉતારી: 'બાપુ, સા'બ, માફ કરો. હવે બળદને કોઈ દી આર નહિ મારું. તમે ભલા થઈને બેસો.'

પાછળ ગાડાં દૂર પડી ગયાં હતાં. ગાંધીજીને બેહુતની દયા આવી. આરને એ જ વખતે પથ્થરથી ટોચાવી નાખી અને ફરી ગાડામાં બેઠા.

એકવાર ગાંધીજીની મોટર સડસડાટ ચાલી જતી હતી. એમાં એકાએક ટાયર ફાટયું. મોટર અટકીને ઊભી રહી. સૌ નીચે ઊતર્યાં. ગાંધીજી સડકની કોર પર ઊભા હતા, ત્યાં એક ડોસીમા આવતાં જણાયાં. લાકડીને ટેકે મહામહેનતે એ ચાલતાં હતાં. સાવ પાસે આવ્યાં ત્યારે એમણે હાથનો છાજલી આંખ આડી ધરીને પૂછ્યું: 'આમાં મા'ત્મા કોણ, બાપુ?'

સાંભળીને ગાંધીજીએ માજીને પૂછ્યું: 'તમારે મા'ત્માનું શું કામ છે, માડી?'

ડોસીમા બોલ્યાં: 'બાપુ, મારી ઉમર સો ઉપર ચારની છે. હું બધાય તીરથ કરી આવી છું. હવે આંખે પૂરું દેખાતું નથી. જેવા રામ ને કૃષ્ણ-અવતાર થઈ ગયા એવા મહાત્માજી પણ આ કળજગમાં અવતારી પુરુષ પ્રગટયા છે, એમ મેં સાંભળ્યું છે. એમના દર્શન કર્યા વિના મારી ગતિ શે થાય?'. આમ કહેતા

માજીની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. ગાંધીજીએ ડોસીમાને શાંતિથી વાત કરવા કહ્યું એટલે માજી સમજી ગયાં કે આ વાત કરે છે એ જ પંડે મહાત્મા લાગે છે. એટલે એમણે પૂછ્યું: 'બાપજી, મારે એક પ્રશ્ન પૂછવો છે. ઘણાય વખતથી મારા મનમાં ઘોળાય છે ને મૂંઝવણનો કોઈ પાર નથી.'

'પૂછો માડી!'

ડોસીમા ધીમે રહીને બોલ્યાં: 'બાપજી, તૃષ્ણા કેમ મરે?' પાસે ઊભેલા ચહેરા હસુ હસુ થઇ રહ્યા. એ સૌને એમ થયું: 'અરે, એકસો ચાર વરસની થઇ તોય ડોસીને આવો પ્રશ્ન પૂછવાનો રહ્યો! અરે રામ!'

પણ ગાંધીજીએ ગંભીરપણે જવાબ આપ્યો: 'માડી, મનના ઘોડા ધડતાં બંધ થઇએ તો તૃષ્ણા શમી જાય.'

*

છેક પૂર્વમાં, બ્રહ્મદેશના સીમાડા ઉપર આસામનું દિબ્રુગઢ નામનું ગામ આવેલું છે, નંગા પર્વતની હારમાળા ને ગીચ જંગલની ખીણમાં થઇને રેલ્વે ચાલી જાય છે; એ રેલગાડીના ડબા જોયા હોય તો નાના રમકડા જેવા. ગાધીજી માટે ખાસ ગાડી જોડાવી હતી. આગળ એન્જીન ને પાછળ બે ડબા, આગલા ડબામાં ગાર્ડ ને ગાધીજીના સાથીદારો, પાછલામાં ગાધીજી એકલા.

દડબડ કરતી ગાડી જંગલમાંથી પસાર થતી હતી. બહાર ચાંદની ખીલી નીકળી હતી. ગાંધીજી બારીમાંથી એ સુંદર દેખાવ નીરખી રહ્યા હતા. રળિયામણી મુલક જોવામા ગાંધીજી લીન બની ગયા હતા.

એવામાં આગળ ગયેલી રેલગાડીના છૂટા પડી ગયેલા બે ડબા સાથે ગાંધીજીની ગાડી અથડાઇ પડી. ગાંધીજીના મંત્રી કૃષ્ણદાસ સફાળા જાગી ઉઠીને બહાર જોવા લાગ્યા. એમને બીક લાગી કે ક્યાંક આ ધક્કાધક્કીમાં ગાંધીજીનો ડબો છૂટો ન પડી જાય. હજી વિચાર કરે છે ત્યાં તો ગાર્ડ હાંફળો-ફાંફળો એન્જિન ડ્રાયવર પાસે આવ્યો અને બૂમ મારી: 'એય, ઊભી રાખ ગાડી. પાછળ મહાત્માજીનો ડબો છૂટો પડી ગયો છે.'

બધા ગભરાઇ ગયા. નીચે ઊતરીને જુએ તો ચોમેર ઊંચા કાળા પહાડ ને બિહામણી ઘોર ઝાડી. જે જંગલની ચાંદની ગાંધીજીને આનંદ આપતી હતી તે જ એમના સાથીઓને ભયંકર લાગી. ગાર્ડે ગાડી પાછી લેવરાવી. લગભગ દોઢેક માઇલ આવ્યા ત્યાં ગાંધીજીનો ડબો દેખાયો.

ગાંધીજીના ચહેરા ઉપર તો ભય કે ચિંતાનું નામનિશાન ન મળે. એમણે તો હસતા હસતા કહ્યું: 'તમે આમ જલદી પાછા આવશો એમ મેં ધાર્યું નહોતું. હું તો ધારતો હતો કે પાછળથી કોઈક ગાડી આવશે ને પાછળથી મારા ડબાને ધક્કો મારી નીચે પાડી દેશે. હું તો મોજથી જંગલની શોભા જોતો હતો.

ગાંધીજીને સારા-નરવા જોઇને સૌના જીવમાં જીવ આવ્યો. તેમનો ડબો ફરી જોડી દીધો અને પાછી એ રમકડા જેવી આસામની રાણી દડબડ દડબડ કરતી દિબ્રુગઢને માર્ગે ચાલી નીકળી.

*

અસહકારનું જોશ દિવસે દિવસે વધતું જતું હતું. પરદેશી કાપડની હોળીઓ ઠેર ઠેર થતી હતી. મદ્રાસમાં ગાંધીજી ફરતાં હતા. મિલ-મજૂરોની એક મોટી સભામાં ગાંધીજીએ કહ્યું: 'તમારી પાસે જેટલા પરદેસી કપડાં હોય એટલાં આજ ને આજ સળગાવી દ્યો.' એટલે એક જણ ઊભો થયો. એણે ગાંધીજીને સામો સવાલ પૂછ્યો: 'મહાત્માજી, આપ કહો છો એ વાત ખરી, પણ અમારી પાસે એક જોડ હોય એ બાળી દઇએ, પછી પહેરીએ શું?'

એ વાક્ય ગાંધીજીને હૈયા સોસરું ઊતરી

ગયું. તેમને ખૂબ અકળામણ થવા લાગી. ખુલના જીલ્લામાં પણ કોઈએ કહેલું કે: 'આ બચારા દુકાળિયા નાગા ફરે છે ને તમે કપડાં બાળી મુકાવો છો.' ત્યારેય ગાંધીજીને ઘડીભર થઈ ગયેલું કે ધોતિયું–પહેરણ કાઢીને દુકાળ-ફાળામાં મોકલી આપું. પણ તે દિવસે શાંત થઈ ગયેલા. આજની ચોટ બરાબર લાગી ગઈ.

ઉતારે આવીને રાજાજીને કહી દીધું: 'આજથી હું લંગોટીભર રહીશ. મારાં પહેરણ ને ધોતિયાં બંગાળના દુકાળ–ફાળામાં મોકલી આપો.'

રાજાજી કહે: 'પણ બાપુ, શિયાળામાં ટાઢ સહન નહિ થાય, ઉનાળામાં ગરમીથી ચામડી બળશે.'

'આ લાખોનું જે થાય છે તે મારું થશે.'

'એમને તો ટેવ પડી.'

'તો મનેય ટેવ પડશે.' ગાંધીજીએ કહ્યું

રાજાજી તો મદ્રાસી વકીલ. સામો જવાબ આપવા જતા હતા ત્યાં ગાંધીજી બોલ્યા: 'મારો નિર્ણય ફરે તેમ નથી. બેન–દીકરીઓની મરજાદ રાખવા હું ઘૂંટણ ઉપર સાથળ ઢંકાય તે રીતે કચ્છ વીંટીશ. આજ ને આજ બે કચ્છ તૈયાર કરાવો.'

સને ૧૯૨૧ના સપ્ટેંબરની ૨૨મી તારીખ હતી તે દિવસની સાંજની સભામાં ગાંધીજી કચ્છ પહેરીને હાજર થયા. બધલાખની મેદનીને બેધડકપણે બુલંદ અવાજે સંભળાવ્યું: 'જો તમને બીજી જોડી કપડાં ન મળતાં હોય તો લંગોટી પહેરીને ફરજો, પણ પરદેશી પહેરીને કાયા ન અભડાવશો.' સભા ઉપર આ વાક્યોની અદ્‌ભુત અસર થઈ.

*

એકવાર એક અંગ્રેજ બાઈ રજા મગાવીને ગાંધીજીને મળવા આવી. કાળો રેશમી પોશાક પહેરેલો જોઈને ગાંધીજીએ પૂછ્યું: 'આ કાળું કેમ?'

'મારી બહેન પારિસમાં છે. તેને મેં કહી રાખ્યું છે કે દરેક ઋતુમાં જુદા જુદા પોશાક મોકલવો. આ પોશાક પારિસમાં છેલ્લામાં છેલ્લી ફૅશનનો છે. મને શરમ થાય છે પણ શું કરું? સરોજીની નાયડુએ મને કેટલાંક ખાદીનાં કપડાં અપાવેલ છે, ને કોઈવાર પહેરું પણ છું.'

ગાંધીજી કહે: 'ત્યારે મારે ભાગ્યે જ આ કાળું આવ્યું એમ ને?' ગાંધીજી તો હસી શકતા નહોતા પણ સાંભળનાર હસી પડ્યા. પેલાં બહેન વધારે શરમાયાં અને બોલ્યાં: 'અરેરે, મને એમ કે મારે આપની પાસે સારામાં સારાં કપડાં પહેરીને આવવું જોઈએ તેથી આ પહેરીને આવી. હવે વળી કોઈવાર આવીશ ત્યારે ખાદીનાં પહેરી લાવીશ, જરા પીળચટાં રંગનાં છે. ગમશે ને?'

ગાંધીજીએ કહ્યું: 'જેવો રંગ હોય તેવો. ખાદી હશે તો જરૂર ગમશે.'

*

ગાંધીજી કચ્છ માંડવી બંદરે ઉતરીને શહેરમાં પહોંચ્યા. એક ગામથી બીજે ગામ જવાના રસ્તા રેતાળ, ડુંગરાળ ને ઊંચા નીચા હતા. ગાંધીજીની તબિયત નરમ હતી. લોકોનો વિચાર ગાંધીજીને પાલખીમાં બેસાડીને લઈ જવાનો હતો. તેઓ અંદર અંદર વાતો કરવા લાગ્યા. સાંભળીને ગાંધીજી બોલી ઊઠ્યા: 'પાલખી કરતાં જુઓ, હું કહું તેમ કરો. તમને એક સારો રસ્તો બતાવું.'

સૌ શાંત રહ્યા. ગાંધીજીએ કહ્યું: 'બે મોટા મજબૂત લાંબા વાંસ લાવો. એની વચ્ચે નીસરણીની માફક અર્ધો પોણો હાથને આંતરે ખપાટો ચોડો. પછી એની ઉપર જાડી ગોદડી બેવડી–ચોવડી કરીને પાથરો. ઈસ્પિતાલના સ્ટ્રેચર જેવી પાલખી થઈ જશે. ઉપર હું આરામથી સૂઈ જઈશ, ને ચાર જણા સહેલાઈથી ઉપાડી શકશે.'

ગાંધીજી આ વાત કરતા હતા તે સરદાર વલ્લભભાઈ સાંભળતા હતા. ગાંધીજીની વાત

પૂરી થઇ તેવા જ એ બોલી ઊઠયાઃ 'અને ભાઈ, જો, ઊભો રહે. વાંસ ને ખપાટિયાં સાથે ચાર નાળિયેર પણ લેતો આવજે !'

સૌ ખડખડાટ હસી પડયા. ગાંધીજી પણ ખડખડાટ હસી પડયા. તેમની યોજના ઊંડી ગઈ. નછૂટકે તેમને પાલખીમાં જવું પડયું.

જમવા બેઠા ત્યાં પણ કચ્છની જૂની રૂઢિ આડે આવી. ગાંધીજી તો નાતજાતના ભેદભાવ વગર એક પંગતે વરસોથી જમતા આવ્યા છે. કચ્છી ભાઈઓએ ગાંધીજીના સંઘને જુદા ઓરડામાં જમવા બેસાડયો. ગાંધીજી સાથે હરિજન તો હોય જ, એટલે થાળીવાડકા અભડાઈ જાય. એથી સૌને પતરાવળામાં ને માટીનાં શકોરામાં જમવું પડયું.

ગાંધીજીએ જમતાં જમતાં ગમ્મત ઉડાવીઃ 'આપણાં ભાગ્ય કેવાં મોટાં? આપણને ગરીબનાં ભાણાં મળ્યાં !'

*

રંગુનમાં કારકુનનું કામ કરતો એક હિંદી જુવાન ખાદીનો ભક્ત હતો. એનું કુટુંબ એની બેનનાં લગ્ન કરવા મ્હૈસુર આવ્યું હતું. એ જુવાને પોતાની માને ખાસ ભલામણ કરેલી કેઃ 'બેન અને બનેવીને લઈને તું ગાંધીજીને મળવા નંદીદુર્ગ જજે.' પોતાના વહાલા દીકરાની ઇચ્છા મુજબ માતા પોતાની દીકરીને જમાઇને લઇને ગાંધીજી પાસે આવી. નવા પરણેલાં વરઘોડિયાંને ગાંધીજીએ આશીર્વાદ આપ્યા. બધાંએ જાડી ખાદી પહેરી હતી. પેલા જુવાનની માએ પંદર રૂપિયા ગાંધીજીના પગ આગળ મૂક્યા અને કહ્યુંઃ 'આટલાથી સંતોષ માનજો ?' ગાંધીજીએ જવાબ વાળ્યોઃ 'તમે એક રૂપિયો આપ્યો હોત તોયે બસ થઈ પડત. પણ તમે બીજું કંઇક આપી શકો તેમ છો ?'

રાજી થઇને માતા બોલીઃ 'શું ?'

'તમારી દીકરી અને જમાઇ !'

માતા ઘડીભર ચૂપ થઇ ગઇ. ગાંધીજીએ આગળ ચલાવ્યુંઃ 'તમે ભડકશો નહિ. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ વખતે મંદ્રાસી વીર નાયડુએ મને કહેલુંઃ 'મારા ચાર દીકરા તમને ભેટ આપું છું. મારી પાસે બીજું કશું નથી.'

'જરૂર મહાત્માજી, મારાં દીકરી ને જમાઇ આપનાં જ છે.'

'એમ નહિ. એ બંને ખાદીનું કામ કરે એમ માગું છું.'

'એમાં શું ? આપ કહેશો તે પ્રમાણે ખાદીનું જ કામ કરશે.'

આસપાસ બેઠેલા આ અપૂર્વ ભેટની વાત સાંભળી તાજુબ બન્યા.

*

એક દિવસ બહુ સાદી, ભલીભોળી બહેને ગાંધીજીને મળવા આવી. ઓરડામાં આવીને ગાંધીજી આગળ એણે કેળાં ને દ્રાક્ષ ધર્યાં રાજાજી મારફત તામિલ ભાષામાં કહેવરાવ્યુંઃ 'ગાંધીજીને કહો, મારે સંતાન નથી તે સંતાન થાય તેવો આશીર્વાદ આપે.'

સાંભળનારાઓને આથી જરા અજુગતું લાગ્યું. ગાંધીજીની આસપાસ ભણેલગણેલ, સુધરેલાઓનો દરબાર ભરાયો હતો. એ બધાના ચહેરા પર આછું હાસ્ય ફરકી ગયું. પેલી બેન તો આનંદથી હસતે ચહેરે ગાંધીજીના આશીર્વાદની રાહ જોતી, ગાંધીજી સામે જોઈ રહી હતી. સાક્ષાત જનેતાની મૂર્તિ જેવી એ શાંતિથી ઊભી હતી. ગાંધીજીએ જવાબમાં કહ્યુંઃ 'મ્હૈસુરમાં કેટલાંય રૂપાળાં બાળકો છે. તેમાંથી એકાદ દત્તક લઇ શકે ? પૂછો એને.'

રાજાજીએ તામિલ ભાષામાં એને સમજાવ્યું. એ બેન હસી. ગાંધીજીએ જરા ગંભીર થઇને કહ્યુંઃ 'જુઓ, એ બેનને ફરી કહો. બહાર નીકળીને જોશે તો કેટલાંય છોકરાં નાગાંપૂગાં, ભૂખ્યાં ટળવળતાં હશે. કેટલાંય ઘરબાર વિનાના રખડતાં હશે. તેમાંથી એકાદ ભૂખ્યું બાળક ઉપાડી લઇ તેને ખોળે બેસાડી ઘરમાં રાખો.

એમ માતા બનવાથી તમારા જેટલો આનંદ આખા મ્હૈસુરમાં બીજી કોઈ માતાને નહિ થાય.'

ગાંધીજી બોલતા હતા ત્યારે એ બહેન તેમની સામે જોઈ રહી હતી. પોતાનું દર્દ ગાંધીજી સમજ્યા હોય તેમ તેમની દયાભીની આંખ સામે એ જોઈ રહી હતી. રાજાજીએ ગાંધીજીના કહેવાનો અર્થ કરી બતાવ્યો.

ખૂબ રાજી થઈને બહેને કહ્યું: 'જી હા' અને ગાંધીજીને પગે પડીને ચાલી ગઈ.

*

એક વિદ્યાર્થિની ગાંધીજીની પાસે આવી. એણે ગાંધીજીના હાથના અક્ષર પોતાની નોંધપોથીમાં લેવા હતા. એ ખાદી પહેરતી હતી. ગાંધીજીએ એને કહ્યું: 'કાંતવાનું વચન આપ તો હસ્તાક્ષર મળે!'

બેન બીચારી વિચારમાં પડી. વચન આપતા અચકાતી હતી. આખરે ગાંધીજીની સામે જોઈને કહ્યું: 'અર્ધો કલાક કાંતીશ.'

ગાંધીજીએ એની નોંધપોથી લીધી. લખતાં પૂછ્યું: 'માથું ફોડવું એટલે શું તે જાણો છો?' બેન બીચારી મુંઝાઈને સાંભળી રહી. ગાંધીજીએ પોથી પાછી આપી. 'આ મારા હસ્તાક્ષર.'

નોંધપોથીમાં ગાંધીજીએ લખ્યું હતું: 'વચન આપ્યું છે એટલે હવે તે પાળશો એવી આશા રાખું છું. વચન તોડવું તે માથું ફોડવા કરતાં ભૂંડું છે,' આટલું બસ ન હોય તેમ એનો પાછો ભાવાર્થ લખ્યો: 'વચનભંગ આપઘાતથી બૂરો.'

પેલી બેન રાજી થઈને ચાલી ગઈ.

*

કોલંબોમાં ગાંધીજીને સ્ત્રીઓની સભામાં જવાનું હતું. સિંહાલી બહેનોનાં ઘરેણાં ઉતરાવી, તેનું લિલામ કરી ખાદીફાળામાં પૈસા ઉઘરાવવાનો વિચાર હતો. ગાંધીજી તો આવ્યા. પણ જઈને જુએ તો સભાને બદલે કોઈ મોટા આલેશાન મહેલમાં આવીને ઊભા રહ્યા.

[ ગાડીમાં હરિજન ફાળો ઉઘરાવતા બાપુ ]



ગાંધીજી તો સહજ સરળતાથી પૂછવા લાગ્યા: 'સભા ક્યાં? કે સભામાં જતાં પહેલાં થેલી લેવા મને ઊભો રાખ્યો છે?'

પણ સભા એ મહેલમાં જ હતી. દીવાનખાનામાં મખમલ મૅથરના ગાદીતકિયા બિછાવ્યાં હતાં. ત્યાં ભલીભોળી સિંહાલી સ્ત્રી પગ પણ કેની મૂકી શકે? એ મહેલમાં તો ગણીગાંઠી બાર ચૌદ અમીર મહિલાઓ હીરામાણેકથી ઝગમગતાં અને જરીકસબથી ભરેલાં વસ્ત્રાભૂષણોમાં સજ્જ થઈને ગાદીતકિયે બેઠી હતી.

ગાંધીજી ઘડીક વાર તો ખંચકાઈને ઊભા રહ્યા. જાણે કશું બોલ્યા વિના પાછા વળશે? પણ એમ અપમાન થાય? એ બહેનો તો સરળ દિલથી ગાંધીજીને આવકાર આપવા આતુર બનીને બેઠી હતી.

ગાંધીજી બેઠા. બોલવું શરૂ કર્યું: 'હું તો હજારો સાદીભોળી બેનો ભેગી થાય એવી સભામાં જાઉં છું, અને ત્યાં મારું હૃદય ઠાલવું છું. અહીં આપણા દિલની એકતા શી રીતે થશે? હું તમારી સાથે કઈ ભાષામાં વાત

કરું ? તમારી જાહોજલાલી જેના સ્વપ્નમાં પણ નથી એવાં ગરીબો માટે ભિક્ષાની ઝોળી ફેરવતો તમારે બારણે આવી ઊભો છું. પણ એક વાત તમને કહી દઉં. તમારો આ ભપકો ને વિલાસ તમને સત્યથી વેગળાં રાખનાર છે. સીતાની સાદાઇ, પવિત્રતા અને શીલનો પ્રભાવ પડતો કે રાવણ જેવો રાવણ એ સતીના તેજથી ચાર ડગલાં દૂર રહેતો. આટલી વાત યાદ રાખજો.'

એ અમીર બેનોએ તૈયાર રાખેલી થેલી ગાંધીજીના હાથમાં મૂકી અને તેમનો ઉપકાર માન્યો.

*

એક દિવસ સવારની સભામાં લોકો ગાંધીજીને ભોળે ભાવે પૂછવા લાગ્યા: 'આજે કસ્તુરબાને કેમ ન લાવ્યા ?

ગાંધીજીએ જવાબ આપ્યો: 'ગઇ કાલે એક જણે કસ્તુરબાને મારી મા ધારી હતી. એમાં કાંઈ એનો દોષ ન હતો. અને મારા મનને થાય છે કે ભલે એ ભૂલ એણે કરી. કેટલાંક વરસ થયાં એ મારી સ્ત્રી મટી ગઇ છે. ચાલીસ વર્ષ પહેલાં મારી માતા ગુજરી ગયેલી. છેલ્લાં ત્રીસ વરસથી કસ્તુરબાઇ મારી માતાની ગરજ સારી રહી છે. ત્રીસ વરસ થયાં એ મારી માતા, મારી સેવિકા, મારી રસોયણ, મારી વાસણ માંજનારી, લુગડાં ધોનારી તરીકે સેવા કરી રહી છે. જો એને સવારના પહોરમાં સભામાં લાવું તો રસોઇ કોણ કરે ? એટલે અમે કરાર કર્યો કે લોકોની પાસે માનપાન મારે લેવાં અને એણે મારી મજુરી કરતાં રહેવું.'

સાંભળીને લોકો શાંત થઇ ગયા.

*

ઓરિસાના બોલગઢ સ્ટેશને ગાંધીજી દીનબંધુ એન્ડ્રુઝ સાથે ગાડીની રાહ જોતા બેઠા હતા. એ વખતે એક ડોસો આવ્યો. કેડમાંથી અરધો વળી ગયેલો, ગંદી લંગોટી પહેરેલો, ડરતો ડરતો સામે આવ્યો. ભોંય પરથી તરણું લઇને એણે મોંમાં મૂક્યું અને લાકડીની જેમ સામે પડીને પ્રણામ કર્યા. પછી ઊઠ્યો, હાથ જોડ્યા, વાંકો વળીને નમ્યો. મોંમાંથી તરણું કાઢીને વાળમાં ખોસ્યું. ગાંધીજી આ બધું જોઈ ભારે વેદનાથી સમસમી રહ્યા. તેમણે તરત જ દુભાષિયાને બોલાવ્યો. અને વાત શરૂ કરી:

'તમે કોણ છો ? ક્યાંથી આવો છો ?'

'હું હરિજન છું-બાપજી, અહીંથી ત્રણ ગાઉ છેટેના ગામે રહું છું. અહીં ભારો વેચવા આવેલો ત્યાં ખબર જાણ્યા, એટલે આપના દર્શને આવ્યો.'

'પણ તમે મોંમાં તરણું શા માટે લીધું ?'

'આપને એટલું માન તો આપવું જ જોઇએને બાપુજી !'

ગાંધીજીએ શરમથી નીચું જોયું. થોડી વારે ઊંચે જોઇને પૂછ્યું: 'મારે માટે કંઈ ભેટ લાવ્યા છો ?' 'હોવે બાપુજી !' કહેતાં ડોસો કેડેથી પૈસા કાઢવા લાગ્યો. ગાંધીજી વચ્ચે જ બોલી ઉઠ્યા: 'મારે પૈસા નથી જોઇતા. હું તો તમારી પાસેથી બીજી વધારે સારી ચીજની ભેટ માંગુ છું.'

એક મેલી લંગોટી અને એવો જ માથે બાંધેલો લૂગડો એ સિવાય બીજી કશી મિલકત જેની પાસે ન હતી એવા ડોસાની આંખ નવા તેજથી ચમકી ઊઠી. ગાંધીજી જેવા પુરુષને આપવા પોતાની પાસે બીજી કોઇ સારી ચીજ છે એ વિચારે એનામાં નવું ચેતન આવ્યું અને હર્ષથી બોલી ઊઠ્યો: 'જે માંગશો તે આપીશ.'

'ત્રણ ચીજ માગું છું.'

'માગો બાપજી ! ડોસાનું મોં હસું હસું થઇ રહ્યું.

'પહેલું, કોઇની પાસે મોમાં તરણું ન લેવું, બીજું, દારૂ ન પીવો અને ત્રીજું ગોમાંસ ન ખાવું.'

'જુઓ, આજથી તને મીઠું હરામ છે.' કહીને ડોસાએ ગાંધીજીને પગે હાથ અડાડ્યો.

પાસે બેઠેલા દીનબંધુનું હૃદય બોલી ઊઠ્યું: 'બે હજાર વરસ પહેલાં ભગવાન ઈશુ આવી રીતે જ પાપીને પુણ્યશાળી બનાવતા હશે!'

*

દાંડીકૂચ વખતે નડીઆદમાં રાતે નવ વાગ્યે પથારીમાં પડ્યા. થાક ખૂબ લાગ્યો હતો પણ હજી કામ તો બાકી હતું. સૂતાં સૂતાં કલાકેક વાતો કરીને કામ પતાવ્યું ને થાક ઉતાર્યો.

વહેલા પરોઢિયે ચારની પહેલાં જાગી ઊઠ્યા અને ટપાલના જવાબ લખવા લાગ્યા. થોડી વાર થઈ ત્યાં દીવાનું દીવેલ ખૂટ્યું. પડખે જ એક સૈનિક સૂતો હતો. પણ થાકેલા, ભર-ઊંઘમાં પડેલા સૈનિકને ગાંધીજી કેમ જગાડે! એમણે તો ચંદ્રમાના ઝાંખા અજવાળામાં લખવાનું ચાલુ રાખ્યું.

ચાર વાગ્યે મહાદેવભાઈ જાગ્યા. ઊઠીને ગાંધીજી પાસે આવ્યા અને જુએ તો ખાસા ચંદ્રમાને આછે અજવાળે ગાંધીજી લખી રહ્યા હતા. બહુ પ્રકાશ ન હતો, એટલે જરાક આંખ તાણીને લખતા હતા. મહાદેવભાઈએ પૂછ્યું: 'આટલા ઓછા અજવાળામાં શી રીતે લખો છો!'




[ દાંડીકૂચ ]

તરત જ સહજભાવથી ગાંધીજી બોલી ઊઠ્યા: 'લખાય છે તો સારી રીતે, વંચાતું નથી. પણ જુઓને! મારી સહી તો વંચાય છે ને!'

*

મધરાત સુસવાટા કરી રહી હતી. મહીસાગરનાં બિહામણાં ખાવા ધાય તેવાં કોતરો ચોમેર હોકારા કરી રહ્યાં હતાં. જુવાળ પાછો વળી ગયો હતો. દોઢેક માઈલમાં કાંડાબૂડ કાદવ પથરાયો હતો. એ વખતે ગાંધીજીનો સંઘ કંકાપુરથી કારેલી જતાં મહીસાગર ઓળંગવા આવી પહોંચ્યો.

માઈલેક સુધી ચાલીને હોડી અટકી. બાકીનો કાદવ ખૂંદતા, પડખે ચાલનારાને હિંમત આપતા ગાંધીજી આગળ ચાલ્યા. એ વખતે બે મજબૂત સાથીઓએ આવીને ગાંધીજીને પૂછ્યું: 'બાપુ, ઉપાડી લઈએ?'

'ના રે, મારા પુણ્યમાં તમારે ભાગ પડાવવો લાગે છે! જુઓ, હમણાં નીકળી જાઉં છું.' કહેતાં ગાંધીજી જોતજોતામાં સામે પાર પહોંચ્યા.

*

સિંધના શિકારપુર ગામે ગાંધીજી ઉતારે પહોંચ્યા. દીવાનખાનામાં દાખલ થતાં જુએ તો સુંદર, ચકચકિત, સુંવાળા, ઊંચી જાતની જગન્નાથીના ગલેફ અને ઓછાડવાળા ગાદીતકિયા હારબંધ બિછાવ્યા હતા. ઘડીભર ગાંધીજી જોઈ રહ્યા. પણ પછી એમનાથી સહન ન થયું. તેઓ બોલી ઊઠયા: 'આ બધું મારી નજર સામેથી ઉપાડાવી લ્યો!' ઘરધણી તો આભા બનીને જોઈ રહ્યા. એમણે તો પ્રેમભાવથી સારામાં સારું સ્વાગત કરવા ધારેલું. ગાંધીજીને થતું દુઃખ જોઈ એમણે હાથ જોડ્યા: 'મહાત્માજી, મુઝે માફ કીજિયે.'

ગાંધીજી બોલ્યા: 'આમાં માફી માગવાની જરૂર નથી. તમે તો મને રાજી રાખવા આ બધું બિછાવ્યું છે. પણ શરાબ ન પીનારની પાસે પાણીને બદલે શરાબ મૂકીએ તો કેવું અજુગતું લાગે? તેવું તમે કર્યું. એમાં તમારો વાંક નથી. આ તો જમનાની તાસીર છે!'

મહાદેવભાઈએ પથારીઓ છોડી. ખાદીની ચાદરો પથરાવા લાગી. તેટલામાં તો ઘરધણીએ ખાદીના તાકા મગાવી પ્રેમપૂર્વક પથરાવ્યા.

*

મદ્રાસમાં નટેસનને ઘેર તેમનો ઉતારો હતો. એમણે ગાંધીજીની સાદાઈ વિષે ઘણું સાંભળ્યું હતું—વાંચ્યું હતું. પણ આ તો હદ બહાર સાદા નીકળ્યા. સાવ ગામડિયા જેવા. એમણે ચીવટ રાખીને ઉતારાના ખંડમાં ઓછામાં ઓછું રાચરચીલું રખાવ્યું હતું. બે પલંગ, એક તકિયાવાળી ખુરશી, એક મેજ ને એક ઢાળિયું ટેબલ—આટલું જ હતું. નટેસન ગાંધીજીને તેમનો વાસ બતાવીને હોંશભેર બોલ્યા: 'સાવ સાદું રાખ્યું છે. ચાલશે ને?'

ગાંધીજી તો આભા બનીને જોઈ રહ્યા. પછી ખડખડાટ હસી પડયા: 'ત્યારે તમે અમને ઓળખતા જ નથી. કસ્તુરબાઈ બીચારી આ પલંગ ને ગાલીચામાં શી રીતે ઊઠી બેસી શકે? આ બધું ઉપડાવી લો.' ગાંધીજીએ જાતે ઊભા રહીને પલંગ, ગાલીચા બધું ખસેડાવ્યું ત્યાર પછી જ પગ વાળીને બેઠા.

*

ગોળમેજીમાં ગાંધીજી ઈંગ્લાંડ ગયા હતા ત્યારે એકવાર રાજારાણીએ ગાંધીજીને મળવાની ઈચ્છા બતાવી. પ્રધાનો મૂંઝવણમાં પડ્યા. ગાંધીજી તો ટૂંકી કચ્છ પહેરતા અને ઉપર શાલ ઓઢતા. આવા નાગા પોષાકમાં રાજારાણી પાસે કેમ જઈ શકાય? પણ ગાંધીજીએ તો ચોખ્ખું કહ્યું: 'બાદશાહને મળવાની મારી ના નથી, પણ હું ગરીબનો પ્રતિનિધિ બનીને આવ્યો છું તેથી આ પોષાક તો નહિ છોડું.'

આખરે ગાંધીજીની વાત મંજૂર રાખવામાં આવી. ગાંધીજી રાજારાણીને મળવા જવા તૈયાર થયા. કોઈએ કહ્યું: 'બાપુ!

આ શાલ જરા મેલી થઈ છે, તો બીજી ઓઢો.'

'લ્યો ને, આ બીજી !' આમ કહીને ગાંધીજીએ શાલને ઉલટાવીને ઓઢી લીધી. સૌ જોઈ રહ્યા. ગાંધીજી રાજમહેલમાં ગયા. રાજારાણી સાથે હાથ મેળવ્યો. રાજાએ ગાંધીજીને કહ્યું: 'તમે દક્ષિણ આફ્રિકામાં મને મળેલા ત્યારે તો તમે સારા માણસ હતા. પણ હિંદુસ્તાન ગયા પછી તમારું માથું ફરી ગયું !' ગાંધીજી ગૌરવભેર સાંભળી રહ્યા. જવાબ મળી ગયા. ફરી રાજાએ કહ્યું: 'મારો દીકરો હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે તમે એનો બહીષ્કાર કેમ કર્યો ?' એટલે ગાંધીજીએ જવાબ દીધો: 'તમારા દીકરા તરીકે અમે એને માન આપત, પણ એ તો વિલાયતની સરકાર વતી આવ્યા હતા અને સરકારે અમારા પર જુલમ કરેલા તેથી બહિષ્કાર કરવો પડયો.'

'પણ રૈયત બળવો કરે તો એ કેમ સાંખી લેવાય ? એને તો દબાવી જ દેવી જોઈએ ને ! નહિતર રાજ્ય કેમ ચાલે ?' રાજાએ કહ્યું. વિલાયતમાં રિવાજ એવો હોય છે કે રાજા સાથે મહેમાનો હાથ મેળવે, કુશળ સમાચાર પૂછે ને પછી રજા લ્યે; એટલે ગાંધીજી વધારે ચર્ચામાં ઊતરવા માગતા નહોતા. પણ રાજાએ જ્યારે સામેથી રૈયતના બળવાની વાત કરી ત્યારે ગાંધીજીથી ન રહેવાયું. મોટો ચમરબંધી બાદશાહ હોય તેથી શું થયું ? સાચી વાત તો સંભળાવવી જ જોઈએ. ગાંધીજીએ માત્ર એક જ વેણ કહ્યું: 'આ બાબતમાં આપની સાથે હું વાદવિવાદ કરું એવી આશા તો આપ નહિ જ રાખો.'

રાજા આ જવાબથી ચૂપ થઈ ગયા.

*

દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી સાથે વીસ વરસ સુધી લડનાર જનરલ સ્મટસ ગાંધીજીને મળવા આવ્યા. ગાંધીજીએ હેતથી તેમને આવકાર આપ્યો. સ્મટસે હસીને પૂછ્યું:

'ગાંધીજી ! તમે મને જેટલો પજવ્યો છે તેટલો બીજા કોઈએ ભાગ્યે જ પજવ્યો હશે નહિ ?'

'એ તો કોણ જાણે !'

થોડી વાર બીજી વાતો ચાલી. પછી સ્મટસ કહે: 'તમારી પેલી ભેટ મેં પ્રેમપૂર્વક સાચવી રાખી છે.'

'કઈ ભેટ ?'

'ભૂલી ગયા ? મેં તમને જેલમાં પૂરેલા ત્યારે તમે ચંપલ બનાવીને ભેટ મોકલેલી. બસ, તે દિવસથી મને ખાતરી થઈ કે આ માણસને નહિ પહોંચી શકાય.'

ગાંધીજી ખડખડાટ હસી પડયા.

ફરી પાછા જનરલ બોલ્યા: 'મેં તો આ લોકોને પણ કહી દીધું છે, કે વહેલામોડા તમારે ગાંધીની સાથે સમાધાન કર્યે જ છૂટકો છે.'

નવીજૂની વાતો કરતાં વખત પૂરો થયો. જનરલ ઊઠયા. ગાંધીજી દરવાજા સુધી વળાવવા ગયા. હાથ મેળવતાં ફરી જનરલનો વૃદ્ધ ચહેરો ચમકી ઊઠયો. જતાં જતાં એમના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડયા : 'આખી દુનિયા જોઈ, પણ આવો માણસ ન જોયો !'

*

દર સોમવારે ગાંધીજી મૌન પાળતા. પ્રવાસમાં પણ એ નિયમ જાળવે. એક વાર સોમવારને દિવસે મોટરનો લાંબો પ્રવાસ ખેડવાનો હતો. વચ્ચે વચ્ચે રસ્તામાં સભાઓ ગોઠવેલી. ગાંધીજી ખૂબ જ થાકી ગયા હતા. ઉજાગરો પણ હતો. એટલે ચાલતી મોટરે ઊંઘી ગયા. થોડી વારે એકદમ જાગી જઈ બાને પૂછ્યું: 'આ કયું ગામ આવ્યું ?'

બા આશ્ચર્યથી જોઈ રહ્યા ને પૂછ્યું: 'આજે તો તમારે મૌન છે ને ?'

બાપુ કહે: 'ભૂલ્યો.'

પણ ઊંઘમાંએ ભૂલ કેમ થાય ? બાપુએ

એનું પ્રાયશ્ચિત કર્યું. તે દિવસે સાંજે ગાંધીજી જમ્યા નહિ અને બીજે દિવસે બે કલાક વધારે મૌન રાખ્યું.

*

ગાંધીજીએ એકવીસ ઉપવાસ યરોડા જેલમાં કર્યા એટલે સરકારે છોડી મૂકયા, પણ ગાંધીજીએ પૂર્ણકુટીમાં ઉપવાસ પૂરા કર્યા ત્યારે આવેલ ભેટોમાં એક નાનકડી દાબડી હતી. તે ખોલી તો એમાંથી બે નાજુક ચૂડીઓ ને હળદી, કંકુ નીકળ્યાં. સાથે કાગળ હતો. કાગળ કસ્તુરબા ઉપરં લખેલો હતો.

'આપનો સૌભાગ્યચૂડો જનમો જનમ અખંડ રહેજો. આ સાથે બે ચૂડીઓ ને હળદી, કંકુ મોકલું છું. પારણાને દિવસે જ તે આપને મળશે. એક મુસલમાનભાઈની બંદગી સાથે આટલી ભેટ સ્વીકારશો.'

કસ્તુરબાએ પ્રેમથી કંકુનો ચાંદલો કર્યો અને એ ચૂડીઓ પહેરી. ગાંધીજીને એ વાતની જાણ થતાં તેમનું હૈયું પ્રેમથી ભરાઈ આવ્યું.

*

ગંટુકરી નામના ગામમાં ગાંધીજી સાંજે પહોંચ્યા. ત્યાં તેમને ખબર પડી કે ગૌરી નામની એક બેન સવારથી તેમની રાહ જુએ છે, અને ગાંધીજીના દર્શન કર્યા પછી, એમને પોતાને ઘેર લઈ ગયા પછી જ જમવું એવો એનો નિશ્ચય છે. એ બેન ગાંધીજી પાસે આવી. એની આંખમાંથી આંસુની ધારા ચાલી. એ એક શબ્દ સરખો બોલી ન શકી.

ગાંધીજીએ તેને પૂછ્યું : 'તું કેમ ભૂખી રહી છે?'

ગૌરીએ અળગળા થતાં કહ્યું : 'તમને મારે ઘેર લઈ જવા છે. હું તમને ઘરેણાં આપીશ. આવશો ને ?'

'પહેલાં તું જમી લે, પછી તારી વાત સાંભળીશ.'

'આપ આવવાનું વચન આપો. ત્યાં સુધી નહિ જમું.'

'વચન ન માગ. સાટું ન કર. આ નારંગી ખા. મારા પર વિશ્વાસ રાખ. તને તારા અમોઘ પ્રેમ પર વિશ્વાસ હોવો જોઈએ.'

પણ ગૌરી ખાય નહિ. એ સમજી ન શકી કે ગાંધીજી વચન તો આપી ચૂકયા હતા. મીરાંબેન પાસે બેઠાં હતાં. તેમણે નારંગી છોલી ગૌરીને આપી. છતાં એ ગાંધીજી સામે જોઈને પૂછવા લાગી : 'આવશો ને બાપુ ! મારે ઘેર ?'

મીરાંબેન કહેઃ 'હા, હા. આવશે.'

ગૌરીએ નારંગી ખાધી. ગાંધીજી જતી વખતે તેને ઘેર ગયા. ગૌરી અને તેનો પતિ બારણામાં આવકાર આપવા ઊભાં હતાં. ગૌરીને નાનો દીકરો હતો. એને ગાંધીજીને ચરણે મૂકયો. પછી પોતાનાં ઘરેણાં કાઢીને ધર્યાં.

ગાંધીજીએ ઘરેણાં લેતાં કહ્યું : 'જોજે, આવેશમાં આવીને ન આપી દેતી ! હવે પછી સાદાઈથી ને કરકસરથી રહેવાનું નક્કી હોય તો જ આપજે.'

'હવેથી અમે સાદાઈથી જ રહીશું.' ગૌરીનો પતિ બોલ્યો.

ગાંધીજીએ તેને પૂછ્યું : 'ગૌરી પોતાનાં ઘરેણાં આપે છે તેમાં તમે રાજી છો ?'

'એમાં રજા લેવાની જરૂર નથી. એ એની મરજીની વાત છે. ઘરેણાં એનાં પોતાનાં છે. એને ના પાડવાનો મને અધિકાર નથી.'

બીજી એક બેને ઘરેણાં આપ્યાં. એના પતિએ પણ એવો જ જવાબ આપ્યો એટલે ગાંધીજીએ કહ્યું: 'બધા પતિ તમારા જેવા સમજુ નથી હોતા. તમને કેટલાં વરસ થયાં?'

'ત્રીસ.'

ગાંધીજીએ કહ્યુંઃ 'ત્યારે તમારી ઉંમરે મારામાં આટલું શાણપણ નહોતું મને પાછળથી સમજણ આવી !' સાંભળનાર સૌ ખડખડ હસી પડયા.

*

બડગરા ગામની સભામાં કૌમુદી નામની સોળ વર્ષની એક બાળા ધીમે ધીમે માંચડા ઉપર આવી. આવીને એણે પોતાના એક હાથમાંથી સોનાની બંગડી કાઢી ગાંધીજીના હાથમાં મૂકી ને પૂછ્યું : 'આપના હસ્તાક્ષર મને આપશો ?'

ગાંધીજી એની પોથીમાં હસ્તાક્ષર આપવા જતા હતા તેટલામાં કૌમુદીએ બીજી બંગડી કાઢીને ધરી દીધી. ગાંધીજી કહે : 'હસ્તાક્ષર માટે એક બંગડી બસ છે.'

કૌમુદીએ ગળામાંથી સોનાનો હાર કાઢ્યો. માથાની ગૂંથેલી વેણીમાંથી હાર નીકળતો ન હતો, પણ મલબારની નીડર બાળાએ હજારો સ્ત્રીપુરુષોની વચ્ચે હાર કાઢી ગાંધીજીને ધર્યો.

ગાંધીજીએ પૂછ્યું: તેં 'માબાપની રજા લીધી છે કે ? નવાં નહિ કરાવે ને ?'

'જી ના. નવાં નહિ કરાવું.'

'તું પરણીશ ત્યારે તારો પતિ ઘરેણાં પહેરવાની ફરજ નહિ પાડે ?'

'ઘરેણાં પહેરવાની ફરજ ન પાડે એવાને જ હું પસંદ કરીશ.'

'ઠીક ત્યારે, આ લે.' કહી ગાંધીજીએ હસ્તાક્ષર લખી આપ્યા. કૌમુદીએ વાંચ્યું. અંદર લખ્યું હતુંઃ 'તેં ઘરેણાં આપ્યા તેના કરતાં તારો ત્યાગ એ જ સાચું ઘરેણું છે.'

*

ગેંડુગોલો નામના એક ગામમાં રાતે નવ વાગ્યે સભા ભરાઇ હતી. એ વખતે એક ગૃહસ્થે કહ્યું : 'અમારા કુટુંબની સ્ત્રીઓ આપને થેલી આપવા ઇચ્છે છે.'

ગાંધીજી કહે : 'ભલે આપે.'

'પણ એમાં એક મુશ્કેલી છે. અમારી સ્ત્રીઓ પુરુષોની સભામાં નહિ આવે. આપ અમારે ઘેર પધારો.'

ગાંધીજી કહે : 'એ રીતે મારાથી થેલી લેવા ન અવાય. મને થેલી આપવી હોય તો એ બેનોએ ખોટી લાજ-મરજાદ છોડીને આવવું જોઇએ. હિંદની માતાઓ પડદા પાછળ ભરાઇ રહેશે ત્યાં સુધી સાચું સ્વરાજ આવવાનું નથી.'

ગાંધીજીના આ શબ્દો એ બેનોને કાને પહોંચ્યા. ખોટી શરમ છોડી એ સભામાં આવી. ગાંધીજીને થેલી અર્પણ કરી. ગાંધીજીએ સભાજનોને કહ્યું : 'આ બહેનો હિંમત કરીને બહાર આવી તેથી આપણું સ્વરાજ એટલું નજીક આવ્યું છે એમ જાણજો.'

*

બિહારની પગપાળા કૂચ વખતે એક ગામમાં ગામડે ગામડેથી લોકો આવી પહોંચ્યા હતા. મોટા ભાગના લંગોટીભેર હતા, છતાં દરેક જણ ગાંધીજીને ધરવા સારુ કંઇક ને કાંઇક ભેટ લાવ્યા હતા.

ગાંધીજી માટે વચ્ચે સહેજ ઊંચો માંચડો ઊભો કર્યો હતો. તેની ઉપર જઇને બાપુ બેઠા. આભડછેટ ટાળવા, અંદર અંદરના કજિયા છોડવા, આળસ તજી હુન્નરઉદ્યોગ વધારવા ઉપદેશ આપ્યો. પછી ઉઘરાણું ચાલ્યું. એક પછી એક ઊઠી ઊઠીને ગાંધીજી પાસે આવે, પાઈ પૈસો જે કાંઇ હોય તે ગાંધીજીના હાથમાં આપી પગે લાગીને ચાલ્યા જાય.

માંચડા ઉપરથી હાથ લાંબો કરીને બાપુ એ મોંઘી ભેટ લેતા જાય. કોઇ કોડી આપે તો કોઇ કોળું આપે, કોઇ ત્રાંબિયો આપે તો કોઇ અધેલો આપે. પણ બાપુને મન આ પ્રેમની ભેટ સરખી જ હતી. શાહુકારની સોનામહોરથી એ ચડિયાતાં હતાં.

એક ઘરડાં માજી ધીમે ધીમે ચાલતાં છેક માંચડા પાસે પહોંચ્યાં. હાથ પહોળા કરી એમણે બાપુને આશીર્વાદ આપ્યા. બાપુએ માથું નમાવ્યું એટલે માજીએ માથે હાથ મૂક્યા. એની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં.

# અંજલિ

ચાલ્યા શે' પરદેશ ?
'બાપુ ! ચાલ્યા શે' પરદેશ ?
દુઃખમાં છોડી દેશ :
બાપુ ! ચાલ્યા શે' પરદેશ ?
રોમ રોમમાં કરુણ જાગી :
દુઃખની વાતો હૈયે લાગી :
છોડી ગયા શું સંત સોહાગી !
આવ્યો શો સંદેશ ?
બાપુ ! ચાલ્યા શે' પરદેશ ?
યુગપુરૂષ શા ઓ અવતારી :
ભારત જનતા દેવી તારી :
ભાવે અહિંસા ઉર ઉતારી
કીધો દિવ્ય ઉજેશ :
બાપુ ! ચાલ્યા શે' પરદેશ ?
કૃષ્ણચંદ્ર ને બુદ્ધ બરોબર :
ઈસુના જાણે દિવ્ય સહોદર :
શીખ્યા સેવામંત્ર અવિવર !
બુઝાવા ઘરકલેશ :
બાપુ ! ચાલ્યા શે' પરદેશ

મૂળજીભાઇ પી. શાહ

*

વિરાટની વ્યોમ વિષે પ્રશસ્તિ,
કો આંકતી અંગુલી તારકાક્ષરે :
લખે, લખે ને વળી રોજ ભૂંસાતી,
ગીતા ગુણોની ન લખાય પૂરી.
—ઉમાશંકર જોષી

મરે જો બાપુ ? તો કોણ માનવી જગ જીવશે ?
જીવશે સત્યનો સાધુ, કોણ આ જગથી જશે !
સૂર્ય, ચંદ્ર, ગ્રહો, તારા વધુ તેજસ્વી તો થશે !
—કૃષ્ણલાલ શ્રીધરાણી

પછી બધા બાપુને પગે લાગીને વીખરાયા અને બાપુ ઝૂંપડીમાં જઇને શાંતિથી સૂતા. સૂતી વખતે મનમાં એક જ પ્રાર્થના ચાલતી હતી : 'હે રામ ! તું મને આ લોકોના પ્રેમને લાયક બનાવજે.'

*

ગાંધીજીની મંડળી સરહદના પ્રવાસે આવી પહોંચી. ખુદાઈ ખિદમતગારોએ લશ્કરી ઢબે એમનું સન્માન કર્યું.

ગાંધીજીએ બે વેણ ખાસ ખુદાઈ ખિદમતગારોને કહ્યાં: 'દક્ષિણ આફ્રિકામાં જનરલ સ્મટ્સે કાળો કાયદો કરી ૫૦ હજાર ચીનાને કાઢી મૂકયા, પણ અમને ન કાઢી શકયો.કારણ, અમારી પાસે સત્યાગ્રહનું અમોઘ હથિયાર હતું. તમે એક લાખ ખુદાઈ ખિદમતગાર ધારો તો શું ન કરી શકો ? તમારી શક્તિ અહિંસક છે તેથી દુનિયામાં કોઇ તમને જીતી નહિ શકે.'

રાતે ખુલ્લી અગાસીમાં ગાંધીજીની પથારી રાખી હતી. મોડી રાતે સૂતેલા ગાંધીજી જાગીને જુએ તો અગાસીને છેડે ભરી બંદૂકે બે પહેરેગીર બેઠા છે

ગાંધીજી સમજી ગયા. ખાન સાહેબને બોલાવીને સવારમાં કહ્યું: 'બીજાઓની ચોકી પોલીસ કરે તે હજી હું સાંખી લઉં, પણ મારી ચોકી માટે હથિયારબંધ માણસ રખાય તે મારાથી નહિ સંખાય. મારી જિંદગીમાં મેં ખુદા સિવાય કોઇનું રક્ષણ લીધું નથી.'

*

ગાંધીજીએ રાજકોટથી વિદાય લેતાં વીરાવાળાને કહ્યું: 'હું હાર્યો ને તમે જીત્યા !'

સાંભળીને એ કઠણ કાળજાનો માનવી એ વખતે તો કશું વધારે ન બોલ્યો, પણ પાછળથી એના અંતરના ઉદ્‌ગાર સરી પડ્યા 'મારી આટલી જિંદગીમાં સાચુકલો માણસ એક આ ગાંધી જોયો !'

# ગાંધીજી ઉપર હુમલા

સત્ય અને અહિંસાના અખંડ પૂજારી પૂ. બાપુજીએ જ્યાં જ્યાં સત્યને દબાવવા પ્રયત્ન થયા છે ત્યાં ત્યાં તેનો અહિંસક સામનો કર્યો છે અને એવા પ્રસંગે એમના ઉપર-અંગત હુમલાઓ થયા છે ત્યારે પણ પોતે નીડરતા બતાવી અહિંસક રીતે એ સામનાઓનો પ્રતિકાર કર્યો છે. એવા થોડા પ્રસંગો અહીં ઉતાર્યો છે.



દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી ડરબનથી પ્રિટોરિયા જતા હતા. તે વખતે રાતે નવ વાગે ગાડી મેરિત્સબર્ગમાં આવી. ગાંધીજી પહેલા વર્ગના ડબામાં આડા પડીને બધું જોતા હતા. તેવામાં એક ગોરાને થયું કે 'આ માળો કુલી પહેલા વર્ગમાં ક્યાંથી ઘૂસી ગયો ?' તેણે બીજા બેને બોલાવ્યા ને પછી તેમણે ગાંધીજીને કહ્યું કે 'તમારે છેલ્લા ડબામાં જવાનું છે.'

ગાંધીજી: "પણ મારી પાસે પહેલા વર્ગની ટીકીટ છે."

'ભલે રહી. તમારે છેલ્લા ડબામાં જવાનું છે.'

હવે ગાંધીજી ટટ્ટાર થયા. તેમણે મક્કમતાથી જવાબ આપ્યો: 'હું ડરબનથી આહીં બેઠો છું ને આ ડબામાં જ આગળ જવાનો છું.'

અમલદારનો મીજાજ ગયો: 'એ નહિ ચાલે. તમારે ઉતરવું જ પડશે. નહિ ઉતરો તો સિપાઈ ઉતારશે.'

પણ ગાંધીજી ઉતર્યા નહિ. એટલે પોલીસે આવીને બાવડું ઝાલી નીચે ઉતાર્યા ને સામાન નીચે ફેંકી દીધો. ગાંધીજી એમના એમ ઉભા રહ્યા ને ગાડી ચાલી ગઇ.

ગાંધીજીએ સામાનને હાથ પણ લગાડ્યો નહિ. રેલ્વે અધિકારીને તાર કર્યો ને બીજે દિવસે પહેલા વર્ગમાં મુસાફરી કરી પ્રિટોરિયા પહોંચ્યા.

*

પણ રંગદ્વેષનો સામનો તો હજી હવે કરવાનો હતો. ચાર્લ્સટાઉન સવારે ગાડી પહોંચી. ત્યાંથી જોહાનિસબર્ગ જવા માટે સિગરામમાં જવું પડતું. રેલ્વેવાળા રેલ્વે અને સીગરામની ભેગી ટીકીટ આપતા. ગાંધીજીએ ટિકિટ લીધી હતી તે ચાલે તેમ હતી, છતાં સીગરામવાળાએ કહ્યું કે 'એ ટીકીટ રદ થઈ છે.' કેમકે કાળા માણસને સીગરામમાં બેસાડવા તે ખુશી ન હતો. પહેલા વર્ગની ટીકીટ હોવાથી બેસાડવાની તેનાથી ના પડાય તેમ ન હોવાથી તેણે આ બીજો રસ્તો શોધી કાઢ્યો. પણ ગાંધીજી તો બારીસ્ટર હતા, એટલે

એમણે દલીલ કરી. છેવટે તેને થયું કે બેસાડયા વગર છૂટકો નથી, એટલે તેણે સાંગરામની બહાર બે બેઠકો હતી ત્યાં કંપનીનો એક મુખી બેસતો એને અંદર બેસાડયો ને ગાંધીજીને બહાર બેસવાની સમજૂત કરી આપી. ગાંધીજીને અંદર બેસવાનો હક હતો, છતાં અપમાનનો ઘૂટડો ગળી જઈ બહાર બેઠા. બપોરે ત્રણ વાગ્યે પેલા કંપનીવાળા ગોરાને બહાર બેસવાનું મન થયું, કેમકે એને બીડી પીવી હતી ને ખુલ્લી હવા ખાવી હતી. તેણે એક ગુણીઉ હાંકનારના પગ પાસે પાથરી તેના ઉપર બેસવાનું ગાંધીજીને કહ્યું. પણ ગાંધીજી ત્યાં બેસવા કબુલ થયા નહિ. તેથી તેણે ગાંધીજી ઉપર તમાચાનો વરસાદ વરસાવ્યો. જંગલ જેવા પ્રદેશમાં તુમાખી ગોરાના હાથમાં ગાંધીજી આવી પડયા હતા, છતાં એમનો નિશ્ચય અડગ હતો. એમણે સીગરામનો પિત્તળનો સળિઓ ઝૂડની જેમ બે હાથે પકડી રાખ્યો. પેલાએ બાવડું ઝાલી ગાંધીજીને ખેંચવા માંડયા. પણ ગાંધીજીએ નક્કી કર્યું હતું કે 'હાડું ખડી જાય તો ભલે, પણ સળીઓ નથી છોડવો.' પેલો મારતો જાય, ને મારતો જાય. શરીરબળમાં એ અલમસ્ત પાડા જેવો હતોઃ ગાંધીજી સાવ દુબળા પાતળા.' એક બાજુ પશુબળ ને બીજી બાજુ આત્મબળ. છેવટે અંદર બેઠેલા એકે કહ્યું: 'એની વાત સાવ સાચી છે. તેને અમારી પાસે અંદર બેસાડ.' પણ એને એ ગમ્યું નહિ. અને છેવટે તે હાંકનારની જગ્યાએ બેઠો.

*

પ્રિટોરિઆમાં હબસીઓ અને હિંદીઓ—કાળા લોકો રાતે નવ વાગ્યા પછી પરવાના વિના બહાર નીકળી ન શકે, અને પગથી ઉપર તો દિવસે પણ ચાલવાની મનાઈ.

એક રાતે ગાંધીજી વડા પ્રધાન જનરલ ક્રૂગરના ઘર પાસે પગથી ઉપર ચાલ્યા જતા હતા. પાછળથી એક સિપાઈએ આવી તેમને ધક્કો માર્યો ને લાત મારીને નીચે ઉતારી મૂક્યા. ગાંધીજી પેલા પોલીસને લાત મારવાનું કારણ પૂછે તે પહેલાં એક ગોરો નીકળ્યો. તેણે ગાંધીજીને કહ્યું કે 'તમે એની સામે કેસ કરો.'

ગાંધીજી: 'એમાં એનો બીચારાનો શો વાંક? ખરો વાંક તો કાયદો કરનારનો છે. પણ હું ફરીઆદ કરવાનો નથી.'

તેણે સીપાઈને ઠપકો આપ્યો. સિપાઈએ ગાંધીજીની માફી માગી, પણ ગાંધીજીએ તો એને ક્યારની માફી આપી દીધી હતી.

*

બીજી વખત ગાંધીજી આફ્રીકા ગયા ત્યારે નાતાલના ગોરાઓ ઉશ્કેરાઈ ગયા હતા. તેથી કસ્તુરબા અને બાળકોને અગાઉ રવાના કર્યાં ને મી. લૉટન તથા ગાંધીજી પગપાળા ચાલતા નીકળ્યા. રસ્તામાં ગાંધીજીને ઓળખી લોકો ભેગા થઈ ગયા ને 'મારો મારો' કરતાં તૂટી પડયા. એક ગોરાએ લૉટનને બાથમાં લઈ દૂર ધકેલી દીધા. બીજા ગાંધીજી ઉપર તૂટી પડયા. એક જણે પાઘડી ઉડાડી દીધી. રસ્તે ઈંડાં, કાંકરાનો વરસાદ વરસતો, છતાં ગાંધીજી આગળ વધ્યે જતા હતા. પાઘડી ઉડયા પછી લાતો શરૂ થઈ. એક જોરાવર લાતથી ગાંધીજીને તમ્મર આવી ગયાં ને પડતા પડતા બચ્યા, ને રસ્તામાં એક ઘરની જાળીનો સળીઓ હાથ આવ્યો તે પકડી લીધો. ઉપર ઢીકા ને તમાચા પડતા હતા. ગોરાઓ મૂઠીઓ વાળી દાંત બીંસીને પડખામાં ઠોંસા લગાવ્યે જતા હતા. એવામાં ડરબનના પોલીસ ઉપરીની સ્ત્રી નીકળી. તેણે ગાંધીજીને ઓળખ્યા. એ બહાદુર બાઈ દોડી આવી અને પોતાની છત્રી ઉઘાડી ગાંધીજીને માથે ધરી. એ સ્ત્રીની અદબથી ટોળું દૂર ચાલ્યું, છતાં ઈંડાં ને કાંકરા તો વરસતા જ હતા.

છેવટે પોલીસ થાણાએ ગયા. ત્યાં પાછલે બારણેથી રવાના કરી દઈ પોલીસ અમલદારે તેમનો જીવ બચાવ્યો હતો.

સરકારે પરવાના પદ્ધતી દાખલ કરી તેનો વિરોધ થયો ને છેવટે મરજીઆત પરવાના કઢાવવાનું નક્કી થયું. એ સમાધાનની વાત ગાંધીજીએ સહુને કહી ત્યારે એક પઠાણ તેમનો વિરોધ કરવા લાગ્યો અને ગાંધીજી જો પરવાનો કઢાવવા જાય તો તેમને મારી નાખવાની ધમકી આપી. પણ ગાંધીજી કાંઇ એવા ડરને ગણકારે? તેઓ સહુથી પ્રથમ પરવાનો કઢાવવા ઉપડયા. રસ્તામાં એ મીરઆલમખાન પઠાણ ને તેના સાગરીતોએ હુમલો કર્યો. ગાંધીજીની ખોપરી ઉપર પછવાડેથી લાકડીનો ફટકો પડયો. પહેલે જ ઘાએ ગાંધીજી બેભાન થઈ નીચે ઉંધા પડી ગયા. તેના સાથીઓ પાટુ ને લાકડીઓ માર્યે જતા હતા. એવામાં લોકો ભેગા થયા. ગોરાઓ આવ્યા ને મારનારા ભાગ્યા, પણ તેમને પકડી પોલીસને સોંપી દીધા. ગાંધીજીનો હોઠ ફાટી ગયો ને દાંત તૂટી ગયો હતો. પાંસળીઓ ઉપર લાકડીઓ પડી હતી, ને બેભાન થઇને પડયા હતા.

તેમને હોસ્પીટલમાં લઈ ગયા, પણ ભાનમાં આવ્યા પછી મીરઆલમ અને તેના સાથીઓ ક્યાં છે એમ પૂછ્યું. ને પોલીસ હવાલે હોવાની વાત સાંભળી તરત જ તેમને છોડી મૂકવા કહ્યું. એ મીરઆલમ પાછળથી ગાંધીજીનો દોસ્ત અને અંગરક્ષક બની ગયો હતો. ત્યાર પછી એક સભામાં વિરોધીઓએ બત્તીઓ ઓલવી નાખીને બંદુકોના અવાજો કર્યા, છતાં ગાંધીજી નીડરતાથી બેસી રહ્યા ને મીરઆલમે ત્યારે તેમનું રક્ષણ કર્યું હતું.

*

આફ્રિકામાં જેમ ગાંધીજી ઉપર હુમલા થયા છતાં સત્ય અને અહિંસામાંથી ડગ્યા નહિ, તે રીતે હિંદમાં પણ હરિજન પ્રવૃત્તિ અંગે સનાતનીઓનો મોટો વિરોધ હતો અને ગાંધીજી જ્યારે પ્રવાસે નીકળ્યા ત્યારે તેમના ઉપર સનાતનીઓના મોટા ટોળાએ હુમલો કર્યો હતો.

પૂના શહેરમાં મ્યુનિસિપાલિટીનું માનપત્ર લેવા ગાંધીજી જતા હતા. લોકોની મેદની વચ્ચે થઇને મોટર ચાલી જતી હતી, એમાં એકાએક ધડાકો થયો. લોકોએ જાણ્યું કોઇએ ફટાકડો ફોડયો. ત્યાં તો આગલી મોટરના ચૂરા થયા.

એમાં ગાંધીજી હશે એમ ધારીને કોઇએ એના ઉપર બોંબ ફેંક્યો હતો. એ આગળની મોટરમાં પોલીસના અધિકારી અને બીજા માણસો બેઠા હતા. તેને ઈજા થઈ. ગાંધીજીની મોટર તેમની પાછળ જ હતી. ગાંધીજીની સાથે કસ્તુરબા તથા બે-ત્રણ બીજી બેનો પણ હતી.

ગાંધીજી મ્યુનિસિપાલિટીના મકાને ગયા. માનપત્ર લીધું. તેનો જવાબ આપ્યો. બોંબ વિષે એક શબ્દ પણ એ વખતે ન બોલ્યા.

ઉતારે આવીને એક નિવેદન બહાર પાડ્યું: 'મારી આખી જિંદગીમાં ઘણી વાર હું આ રીતે સહેજમાં ઉગરી ગયો છું. એટલે મને નવાઈ લાગતી નથી. આ બોંબથી કોઇનો જીવ નથી ગયો તે બદલ પ્રભુનો પાડ માનું છું. જેમણે આ કામ કર્યું છે તેમણે ડહાપણ નથી કર્યું. તેમને ભગવાન સારી બુદ્ધિ આપો. મને મોતનો ડર નથી, પણ મને મારવા બોંબ ફેંકવાની જરૂર નથી. એમાં બીજાના જાન જોખમમાં મુકાય છે. બોંબ ફેંકનાર તરફ મને જરાય રાગદ્વેષ નથી. એમની મને દયા આવે છે. તેમને છોડી મૂકો એવી જ મારી માગણી છે.'

હરિજનોને અડવામાં પાપ છે એમ માનનાર સનાતની ભાઇઓએ ગાંધીજીનો વિરોધ કરવાનું નક્કી કર્યું હતું. તેમના આગેવાન પંડિત લાલનાથ એક ટુકડી સાથે ગાંધીજી જ્યાં જાય ત્યાં જવા આવી પહોંચ્યા હતા. નાગપુર છોડીને આગળ વધ્યા એટલે ગાંધીજીને અટકાવવાનો તેમણે નિશ્ચય કર્યો.

ગાંધીજી પોતાના ઉતારેથી સભામાં જવા

મકાનના દરવાજા બહાર નીકળ્યા તેવા જ એ ભાઈઓ રસ્તામાં આડા સૂઈ ગયા.

. ગાંધીજીએ તેમનાં આગેવાનોને કહ્યું: 'તમે મારી સાથે સભામાં ચાલો. ત્યાં હું પણ બોલીશ અને તમે પણ બોલજો. લોકો સાચું હશે તે સ્વીકારશે. તમને સભામાં આવતાં ડર લાગતો હોય તો સ્વયંસેવકો આપું.'

પણ તે લોકો એક ટળી બે ન થયા. એ તો ગાંધીજીની મોટર આગળ આડા સૂઈ ગયા.

ગાંધીજી મોટરમાંથી નીચે ઊતરી પડયા. તેમણે કહ્યું: 'હું પગે ચાલતો જઈશ.'

'તો અમે તમારા પગ પકડી લેશું. તમારે અમારા શરીર ઉપર થઈને જવું પડશે!'

ગાંધીજીએ કહ્યું: 'તો હું અહીં જ બેસીશ. તમે થાકશો. હું નહિ થાકું. તમે મને મારશો, ગાળ દેશો તોય પ્રેમથી બધું સહી લઈશ. પોલીસની મદદ નહિ લઉં. ક્રોધ નહિ કરું.'

આખરે કાળા વાવટાઓ ફરકાવતા એ ભાઈઓ આગળ ચાલ્યા અને ગાંધીજીનો માર્ગ મોકળો થયો.

*

જસીડી સ્ટેશને બે વાગ્યાને સુમારે ગાડી આવી પહોંચી. સ્ટેશનમાં દીવાનો આછો પ્રકાશ પથરાયો હતો. પ્લૅટફૉર્મમાં ફક્ત પાંચ માણસો ઊભા હતા. ગાંધીજી તથા તેમની મંડળીના ભાઈઓનો ઊતર્યા. ગાંધીજીએ હસતે ચહેરે સામે આવનારને નમસ્કાર કર્યા.

સ્ટેશન બહાર દેવગઢના વૈદ્યનાથધામના પંડાઓ કાળા વાવટા અને મજબૂત ડાંગો લઈ ઊભા હતા. પંડિત લાલનાથ ઠેરઠેર ગાંધીજીનો વિરોધ કરતા હતા, પણ અહીં વિરોધ ઉગ્ર હતો. પાડાનું માથું કાપી દેવીને નવરાવનાર પંડાઓ ગાંધીજીનો વિરોધ કરવા આવ્યા હતા. કોઈ પણ રીતે ગાંધીજીને પાછા કાઢવાનો તેમણે નિશ્ચય કર્યો હતો.

સ્ટેશન બહાર પોલીસ અને સ્વયંસેવકો ગાંધીજીનું રક્ષણ કરવા ઊભાં હતાં. લોકોનું ટોળું જયનાદ ગજવતું સ્ટેશન બહાર ઊભું હતું.

ગાંધીજી દરવાજામાંથી બહાર નીકળ્યા. દરવાજો આખો કાળા વાવટાવાળા પંડાઓથી ભરેલો હતો. એમના બે આગેવાનો આગળ ઊભા હતા. સ્વયંસેવકો કડી સાંકળ કરીને ઊભા હતા. તેમની વચ્ચે થઈને ગાંધીજી આગળ વધ્યા. મહા મહેનતે ગાંધીજી દરવાજામાંથી નીકળ્યા. તેમના માથા ઉપર કાળા વાવટા જોરથી ફરકતા હતા. એ વાવટા ગાંધીજીને ન વાગે માટે બલભદ્રસિંહ આડા હાથ દેતા હતા. તેમના માથા પર ને હાથ પર ઘા પડતા હતા. ગાંધીજી માંડમાંડ મોટર સુધી પહોંચ્યા. મોટરમાં બેઠા. આગળ સ્વયંસેવકોનો ખટારો હતો, પાછળ મોટર. ખટારો ધીમે ધીમે ચાલ્યો જતો હતો. પણ થોડી વારમાં જ પંડાઓએ ખટારાને રોક્યો. ગાંધીજીની મોટર બાજુએ થઈને આગળ નીકળી. ગાંધીજીની મોટરને આગળ વધતી જોતાં જ લાઠીધારી પંડાઓ તેની ઉપર તૂટી પડયા. મોટર પર લાઠીઓનો વરસાદ વરસ્યો. મોટરનું છત્તર તૂટું તૂટું થઈ રહ્યું. પાછળની ગાદી ઉપર ગાંધીજી શાંતિથી બેઠા હતા. પંડાઓએ કાચની તકતીમાંથી દેખાતા ગાંધીજીના માથાનું નિશાન લઈ મોટો જબ્બર પથ્થર ઉગામીને માર્યો. તકતી તૂટી. પણ કાચ જાડો હતો, તેથી પથ્થરનો વેગ રોકાઈ ગયો. ફરી હલ્લો થાય તે પહેલાં મોટર આગળ નીકળી ગઈ.

પંડાઓ પાછા પાછા ગામમાં ગયા. ગાંધીજીએ ઉતારે પહોંચી, જાણે કશું ન બન્યું હોય તેમ સવારની પ્રાર્થના કરી અને બેનોની સભામાં જવા તૈયાર થયા. તે વખતે કોઈએ કહ્યું: 'બાપુ! આજે મોટરનું છત્તર અને તકતી મજબૂત ન હોત તો આપની સલામતી નહોતી.' સાંભળીને ગાંધીજી બોલી ઊઠ્યા:

'ત્યારે તો મારે અત્યારની સભામાં પગપાળા જ જવું જોઈએ. ચિંતાતુર અવાજે એ ભાઈ બોલ્યા: 'નહિ બાપુ! એમાં જોખમ છે. ઉશ્કેરાયલા પંડાઓ રસ્તામાં લાઠીઓ લઈને ઉભા છે. આપ કૃપા કરીને મોટરમાં જ ચાલો.'

ગાંધીજીએ ધીમે પણ મક્કમ જવાબ વાળ્યો: 'ભગવાન પર ભરોસો રાખો, ને મને સનાતની મિત્રોના હાથમાં સોંપી દો.'

આમ કહી ગાંધીજી ઠક્કર બાપાની સાથે પગપાળા ચાલી નીકળ્યા. બીજા કોઈને સાથે આવવાની મનાઈ કરી. બંને ડોસા હસતા, વાતો કરતા સભાસ્થાન તરફ ચાલ્યા. રસ્તામાં લાઠીધારી પંડાઓ બેઠા હતા. તેઓ જોઈ રહ્યા. ગાંધીજી તો સીધા સભામાં પહોંચ્યા. સભા થઈ. સનાતની ભાઈઓ સભાથી થોડે દૂર જઈને ઊભા રહ્યા. તેમણે ગાંધીજીનું ભાષણ સાંભળ્યું. સાંભળતાં તેમનો ભરમ ભાંગ્યો. જેમને તેઓ હિંદુ ધર્મનો કટ્ટો શત્રુ માનતા હતા એ તો ધર્મનો અવતાર લાગ્યો.

સભા પૂરી થઈ. ગાંધીજી પાછા પગપાળા જ ઉતારે ગયા.

વિરોધીના ખોળામાં માથું મૂકીને તેનું દિલ જીતવાની અજબ કળા લોકો જોઈ રહ્યા.

*

રાજકોટમાં તોફાનીઓની દરવાજા પાસે ધક્કામુક્કી, ધમાચકડી ચાલતી હતી. ધૂળના ગોટા ઊડતા હતા, ઘુમરાણ મચ્યું હતું. ગાંધીજીને એ તરફ જતા જોઈ સ્વયંસેવકોએ આગળ આવીને તેમની ફરતી સાંકળ બનાવી. પણ ગાંધીજીએ તેમને રોક્યા અને કહ્યું: 'મારે તમારા કોઈની જરૂર નથી. હું કાં તો અહીં જ બેસીશ અથવા ટોળામાં થઈને એકલો જઈશ.' આટલું બોલ્યા ત્યાં કમરમાં અસહ્ય વેદના થવા લાગી, આંખે અંધારાં વળ્યાં, સખત માનસિક આઘાતને પરિણામે અંગેઅંગમાં પીડા થઈ આવી. એમ ને એમ ટોળા વચ્ચે થોડી વાર ઊભા રહ્યા. આંખો મીંચી દીધી. પડી ન જવાય માટે લાકડીનો ટેકો લીધો. મૂંગી પ્રાર્થના વડે મનની શાંતિ પ્રાપ્ત કરી. થોડી વારે કળ વળી. ઠીકઠીક સ્વસ્થતા આવી એટલે એકલા આગળ જવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો.

સામે જ સાદા પોશાકમાં એક ગરાસિયા ભાયાત ઊભા હતા, તેમને કહ્યું: 'મારા સાથીઓનું રક્ષણ મારે નથી લેવું, તમારા એકલાને ટેકે હું મોટર સુધી જવા માગું છું.'

તરત એ પાસે આવ્યા ને ટેકો આપ્યો. બીજા કેટલાક ભાયાતો જોઈ રહ્યા હતા, તેઓ ટોળાને હટાવી રસ્તો કરવા લાગ્યા. લોકો તાજુબ બનીને જોઈ રહ્યા. પાંચ મિનિટમાં આખું વાતાવરણ પલટાઈ ગયું. બાપુ મોટર સુધી પહોંચ્યા. મોટરમાં બેસતાં કહ્યું: 'દુશ્મનના ખોળામાં નીડરપણે માથું મૂકી દેવું એ સત્યાગ્રહનો માર્ગ છે. એને એ માથું રાખવું હોય તો રાખે, ઉડાવવું હોય તો ઉડાવે. આ રામબાણ ઇલાજ છે. મારો પચાસ વરસના અનુભવમાં એ ઇલાજ કદી નકામો નથી ગયો.'

*

દિલ્હીમાં પ્રાર્થના સભામાં ગાંધીજીનો જાન લેવા તા. ૨૦ મી જાન્યુઆરીએ મદનલાલ નામના માણસે બૉંબ ફેંક્યો, પણ ગાંધીજી બચી ગયા. ગાંધીજીએ એને છોડી મૂકવા કહ્યું હતું.

*

તે પછી તા. ૩૦ મી જાન્યુઆરીએ સાંજે પૂ. બાપુજી પ્રાર્થના સભામાં જતા હતા ત્યારે ગોડસે નામના એક હિંદુએ તેમના ઉપર ત્રણ ચાર ગોળીબાર કરી બાપુજીનું ખૂન કર્યું. ઈશ્વરને ભરોસે પોતાની જાતને સોંપી દેશભરમાં નીડરતાથી ફરનાર જગદ્‌વંદ્ય ગાંધીજીનો દેહ આ છેલ્લા હુમલાથી નાશ પામ્યો.

*

## મહાપુરૂષોની દૃષ્ટિએ

# ગાંધીજી

*

ગાંધીજી એમની પ્રજાના નેતા છે. તેઓ રાજપુરૂષ જરૂર છે, પણ એમની સફળતાનો આધાર રાજરમતની કુનેહ ઉપર નથી રહેલો. દીલ સોંસરું ઉતરી જાય એવું એમનું વ્યક્તિત્વ જ એમને સફળતા અપાવે છે. તેઓ એક વિજેતા લડવૈયા છે, છતાં બળના ઉપયોગને એમણે હંમેશાં તુચ્છકાર્યો છે. એમના અણુએ અણુમાં નમ્રતા અને ડહાપણ ભરેલાં છે. એમણે એમનું સમગ્ર બળ એમની પ્રજાના ઉદ્ધાર માટે અને કલ્યાણ માટે ખર્ચ્યું છે. એમણે યુરોપની પશુતાની સામે અદના માનવપ્રાણીની ભવ્યતા રજૂ કરી છે. ભવિષ્યની પેઢીઓ તો કદાચ માનશે પણ નહિ કે આવો એક આદમી આ પૃથ્વી ઉપર પાકયો હતો!

—આલબર્ટ આઈન્સ્ટાઈન

હિંદની જનતાએ ગાંધીજીને આપેલ નામ 'મહાત્મા' નો અક્ષરશઃ અર્થ 'મહાન આત્મા' એવો થાય છે. એ શબ્દનું મૂળ ઉપનિષદોમાં છે. જ્ઞાન અને પ્રેમ વડે જેઓ ઈશ્વર સાથે એકરૂપ થઈ શકે છે એમને માટે એ શબ્દ વપરાય છે.

આ માણસે ત્રીસ કરોડ લોકોને ક્રાન્તિ માટે જાગૃત કર્યા છે, જેણે બ્રિટીશ સામ્રાજ્યના પાયા ખળભળાવી નાખ્યા છે અને જેણે માનવ રાજકારણમાં ઉઘાડ બે હજાર વર્ષની અત્યંત સબળ ધાર્મિક પ્રેરણા ઉમેરી છે.

—રોમાં રોલાં

મહાત્મા ગાંધીજીના વ્યક્તિત્વ અને તેમના કાર્ય પરત્વે હું પ્રશંસાની લાગણી અનુભવું છું. ઉન્નત ભાવના અને માનવ માત્ર પ્રત્યેના પ્રેમના કારણે તે વિશ્વભરમાં પ્રિય થઇ પડયા છે.

—અપ્ટન સીંકલેર

ગાંધીજીનો જે પ્રભાવ છે તે તેમની અનાસક્તિ અંગે છે એવી મારી માન્યતા છે. ગાંધીજી શ્રદ્ધાવાન છે અને તેથી જ જનતા તેમની પ્રત્યે શ્રદ્ધા ધરાવે છે. તેમની પાસે પશુબળ કે શસ્ત્રબળનો ટેકો ન હોવા છતાં તેમનો પ્રભાવ વિશ્વની કોઇપણ વ્યક્તિ કરતાં વધુ પડે છે.

—સી. ઈ. એમ જોડ

સોક્રેટીસની જેમ ગાંધીજીને પણ અંતરનો અવાજ છે અને એ અંતરનો અવાજ સંભળાય છે ત્યારે તેઓ દલીલ કે બળ કશાથી લેશ માત્ર ચલિત નથી થતા. સોક્રેટીસની જેમ મહાત્મા ગાંધીજીનો અંતરનો અવાજ બોલે છે. પછી ભલે સાક્ષાત મૃત્યુરૂપી નાગરાજ આવીને ગાંધીજીને 'દંશ' દે અથવા તો દલીલોનો ગમે તેટલો વરસાદ વરસાવવામાં આવે, પણ ગાંધીજી તો અચળ જ રહેવાના.

—એડવર્ડ થોમ્સન

મહાત્મા ગાંધીજી જીવનમાં શુદ્ધિનો આગ્રહ સેવનાર વ્યક્તિ છે. લીલા, સૂકા ફળને તેઓ બ્રહ્મચારીના આદર્શ આહાર તરીકે ગણાવે છે, અને તેમની માન્યતા મુજબ ઉપવાસ એ સૌથી ઉત્કૃષ્ટ વસ્તુ છે.

—આર્થર મૂર

અસંખ્ય માણસોની સામે એક નિઃશસ્ત્ર માણસની આધ્યાત્મિક સત્તા પોતેજ વિસ્મયકારક છે, પણ જ્યારે એ માણસ હિંસાને ધિક્કારે છે, એટલું જ નહીં, પણ પોતાની જ માનવ નબળાઇઓ કબૂલ કરે છે ત્યારે તો એ બેશક વિશ્વભરની પ્રશસ્તિને પાત્ર બને છે.

—ગીલ્બર્ટ મરે

મહાત્મા ગાંધી આપણા યુગના એક મહાન પુરૂષ બની ગયા એનું કારણ એ છે કે હિંદમાં જ તેમજ હિંદની બહારના લાખો લોકોને તેઓ બે પ્રકારની સરળ વિચારસરણીઓ જેને ઘણી વખત વિરોધાભાસી ગણવામાં આવે છે એના સુભગ સમન્વયના જીવન્ત

પ્રતિરૂપ તેઓ છે એ બે વિચારસરણીઓ, તે 'અખિલ હિંદ'માં મૂર્તિમંત થતી જાહેર સેવાની ભાવનો અને દલિતોને માટેની એમની સેવાઓમાં વ્યક્ત થતી માનવ બંધુત્વની ભાવના છે.

—સર આલ્ફ્રેડ ઝીમરન

મહાત્મા ગાંધીજીને મહાપુરુષ તરીકે જગતમાં અગાઉ થઈ ગયેલા અનેક મહાપુરુષોની પંક્તિમાં મૂકી શકાય તેમ છે. તેઓ નમ્ર અને વિનયશીલ હોવા સાથે ખૂબ માયાળુ પણ છે. તેમની સફળતા આકર્ષક છે. તેમની શાંતિ અગાધ છે. તેમનું હૃદય પુષ્પ સમું મૃદુ છે, પણ તે વજ્ર સમું કઠોર પણ બની શકે છે, અને તેમનું સંકલ્પ બળ તો અદમ્ય જ છે.

—જોન હેન્રી હોમ્સ

ખ્રિસ્તનો ભુલાયેલ સંદેશ હિંદના એક નાના ગામડામાંથી જ મેળવવો જોઈએ કે જ્યાં એક વૃદ્ધ સંત પુરુષ રોજ પોતાનો રેંટીયો ફેરવે છે અને સત્યનું સૂતર કાંતે છે. આ સત્ય બધા ધર્મોના શ્રદ્ધાળુ જનોના પ્રાર્થનાગ્રંથો સિવાય બીજે અવગણના પામી રહ્યું છે. આજે ખ્રિસ્ત હિંદમાં આવી શકે એમ નથી, કારણ ખ્રિસ્ત હિન્દમાં જ છે.

—એમ. ડી. જાફેથ

વ્યક્તિ પોતે યાતના સહીને અન્યનો ઉદ્ધાર કરી શકે છે, એ શ્રદ્ધાને ગાંધીજીએ જીંદગીભર આચરણમાં ઉતારી છે. ગાંધીજીએ તેમના દેશબાંધવોને અહિંસક રહીને કષ્ટ સહન કરવા અને સત્યાગ્રહની ચળવળ પ્રતિ દોર્યા છે, તેમાં તેમને એક જગતવ્યાપી અને જુના સિદ્ધાંતને જ પુનઃ પ્રભાવિત કર્યો છે, અને એ રીતે પોતાની પ્રતિભાનું દર્શન કરાવ્યું છે.

—જહોન હાયલેંડ

માનવ પ્રતિહાસની સર્વોચ્ચ સિદ્ધિ તે એની ભૌતિક સિદ્ધિઓ નહિ, એણે ઉભા કરેલા અને ખતમ કરેલા સામ્રાજ્યોની નામાવલી નહિ, પણ સત્ય અને સદાચારની ખોજમાં એના આત્માએ યુગે યુગે લીધેલો વિકાસ, એ છે. આત્મોન્નતિની આ સાધનામાં જેઓ ભાગ લે છે, તેઓ માનવ સંસ્કૃતિના ઇતિહાસમાં ચિરંજીવ સ્થાન પ્રાપ્ત કરે છે. કાળચક્રમાં જેમ અન્ય ચીજો લુપ્ત થાય છે, તેમ વીરો પણ ભુલાઈ જાય છે. પણ સંતોની યાદ કાયમ રહે છે. ગાંધીજીની મહત્તા એમની પવિત્ર રહેણીમાં, એમની મર્દાની લડતોમાં અને વિનાશક બળોના ઉગ્મટાળે એવા આત્માની જીવનદાન દેવાની શક્તિ અંગેની શ્રદ્ધામાં રહેલી છે. —સર સર્વપલ્લી રાધાકૃષ્ણન

હું ગાંધીજી સાથે નિકટનો પરિચય ધરાવું છું. તેમના વિષે એમ કહી શકાય કે, તે મનુષ્યોમાં ઉત્તમ અને દેશભક્તોના પણ આગેવાન દેશભક્ત છે. હિંદુસ્તાનની માનવતા તેમનામાં ઉચ્ચ કોટીએ પહોંચી છે.

—ગોપાળકૃષ્ણ ગોખલે

મહાત્મા ગાંધીજીના જીવનમાં મને બધા કરતાં ત્રણ ગુણ વધુ આગળ પડતા લાગ્યા છે–સંપૂર્ણ સાદાઈ, પોતાના મૂળભૂત સિદ્ધાંતો વિષેની ઊંડી સમજ અને કશાય આડંબર વિનાની તેમની નિર્ભયતા. —જયોર્જ એરૂંડેલ

ગાંધીજીના વ્યક્તિત્વમાં મેં હિંદના વાસ્તવિક સ્વરૂપનાં દર્શન કર્યાં છે. તેઓ માનવી છે, છતાં તેમની શોધકવૃત્તિ સતેજ છે. તેઓ પરિવર્તનશીલ છે, છતાં અફર છે, વ્યવહારુ છે અને છતાં સ્વપ્નસેવી છે. કુનેહબાજ છે અને છતાં નિઃસ્વાર્થી છે, પણ ગાંધીજીમાં જે વિરોધાભાસો અને વૈવિધ્ય દેખાય છે તે તો હિંદની એક તળપદી વસ્તુ છે. બીજી લાક્ષણિક વસ્તુઓમાં એની આઝાદીની તમન્ના અને અદમ્ય જુસ્સાનો સમાવેશ થાય છે. આ જુસ્સો અમાપિત છે. ગાંધીજી વિષે બને એટલું જાણવાનો અને ગાંધીજીને સમજવાનો પ્રયત્ન કરીને હું હિન્દને અને એના વિવિધ વિરોધાભાસોને થોડેઘણે અંશે પણ સમજી શક્યો છું.

—પર્લ એસ. બક

# સ્ત્રી-જગત  સમાચાર

અમરાવતી વનિતા સમાજના સ્થાપક લેડી યશોદાબાઇ મોરોપંત જોશીનું અવસાન થયું. સાંગલીના રાણી તેમનાં પુત્રી થાય.

*

ભાવનગર રાજ્યમાં શીહોર અને કુંડલા ગામમાં પ્રસુતિગૃહો બંધાશે.

*

ગાંધીજીના અંતેવાસીઓ શાન્તિકાર્ય માટે દેશમાં પયરાઇ જશે. તેમાં કુમારી અમતુસ લાહોર જશે અને ડૉ. સુશીલા નાયર વધુ અભ્યાસ માટે અમેરિકા જશે.

*

શ્રી. જ્યોતિન્દ્ર દવેનાં માતુશ્રી અં. સ્વ. ધનલક્ષ્મીબહેનનું સુરતમાં અવસાન થયું.

*

સુરતમાં શ્રીમતી દીનાબહેન મીનોચહેર કોન્ટ્રાક્ટર બીજા વર્ગના માનદ મેજીસ્ટ્રેટ નીમાયાં.

*

અમદાવાદના શેઠ ઠાકોરલાલ ચી. મુનશીના પુત્રી કુ. સ્નેહલતાબહેનનું લગ્ન શેઠ સાકરલાલ નારણભાઇના પુત્ર અરવિંદ સાથે થયું.

*

અમદાવાદના શ્રી. સારાભાઈ માણેકલાલ ચુનીલાલ ચીનાઈ સાથે શ્રી સાકરલાલ નારણભાઈની પુત્રી તસ્વીનાનું લગ્ન થયું.

*

મુંબઈમાં ભગિની સમાજના નવા મકાનની ઉદ્ઘાટન ક્રિયા રાજકુમારી અમૃતકુંવરને હાથે થઈ.

*

અમદાવાદની રોટરી કલબના આશ્રયે મળેલ સભામાં ગોડસ સોરીઆ વાડીઆએ કહ્યું હતું કે ગાંધીજી બુદ્ધના અવતાર હતા.

*

સુરતની બાગા તળાવ હોસ્પીટલમાં શ્રી. મમતાબહેન અંબેલાલ દેસાઈની મેડીકલ ઓફીસર તરીકે નીમણુંક થઈ.

*

જમ્મુમાં પંડિત જવાહરનહેરને એક વૃદ્ધ શિક્ષિકાએ હાથે બનાવેલી સુંદર ચંપલની જોડી ભેટ આપી હતી.

*

કપુરથલાના રાજકુમારી ઈન્દીરાદેવીને કેફી પીણું પીને મોટર હાંકવા માટે લંડનની કોર્ટે પાંચ પાઉન્ડનો દંડ કર્યો.

સીંધની ધારાસભામાં દારૂબંધી માટે કુ. જેઠી સીપાહીમલાનીએ ઝુંબેશ ઉપાડી હતી, પણ પછી દરખાસ્ત પાછી ખેંચી લીધી હતી.

*

પેરીસમાં એન્ડી સીડન હેમર નામનો માણસ ૨૦ વર્ષ સુધી સ્ત્રી વેષમાં મીસ-માર્ગેએન્ડ્રો નામ ધારણ કરીને રહ્યા પછી પેરીસની પોલીસને હાથે પકડાઇ ગયો છે. સ્ત્રી વેષમાં તે પુરુષ હોવાનું કોઇ કલ્પી શક્યું નહતું.

*

ચોકાહામા સૌ સ્કુલમાં દાખલ કરવાની એક હબસી યુવતીની અપીલ વોશીંગ્ટનની સુપ્રીમ કોર્ટે નકારી છે.

*

મુંબઈ મ્યુનિ. કોરપોરેશનમાં કુ. પેરીન નરીમાન (કોંગ્રેસ) શ્રીમતી સફી અહમદ તૈયબજી (મુ. લીગ) સૌ. સુલોચના મોદી (કોંગ્રેસ) સૌ. મણીબહેન દેસાઈ (કોંગ્રેસ) સૌ. નિર્મળા જી. મહેતા (સમાજવાદી) અને સૌ. વાસંતી શ્રોફ (સમાજવાદી) અને સૌ. અલાઇસ અલ્વારેસ (સમાજવાદી) ચુંટાયાં છે.

ચીકાગોમાં શ્રીમતી રૂથ બરખાઝ નામની ૨૨ વર્ષની એક અમેરિકન સ્ત્રીએ જીવનની જરૂરિયાતની ચીજોના ભાવો ઘણા વધી જવાથી ૧૪ દિવસના ઉપવાસ શરૂ કર્યા છે, ગાંધીજી ઉપવાસદ્વારા તેમનું કાર્ય કરાવી શકતા હતા એમ તેઓ જણાવી શ્રીમતી રૂથે ગાંધીજીનાં વખાણ કર્યાં હતાં અને ૩૦ મી જાન્યુઆરીએ—જે દિવસે ગાંધીજીનું ખૂન કરવામાં આવ્યું તે દિવસે જ તેમને માખણ માટે વધારે પૈસા આપવા પડયા હતા તેથી તેમણે આ ઉપવાસ આદરવાનો નિર્ણય લીધો છે.

*

ન્યુઝીલાન્ડથી બે સ્કોટીશ જોડીઆ બાઈઓ તાજેતરમાં ન્યુઝીલાન્ડમાં વસાહતીઓ તરીકે આવી પહોંચ્યા છે. તેઓ પોતાના લગ્ન માટે પણ બે જોડીઆ બહેનો હોય તેની શોધમાં છે. આ સાંભળતાં જોડીઆ દીકરીઓવાળી ન્યુઝીલાન્ડની માતાઓએ તેમને દીકરીઓ દેવા જણાવ્યું છે. તેના જવાબમાં એ બન્ને બિરાદરો જણાવે છે કે અમે પરણીને છૂટા પડવા માગતા નથી. કોઈ પણ જાતની પરસ્પરની કડવાશ વગર સાથે રહી શકે તેવી બે સ્ત્રીઓ અમને જોઈએ છે અને તે માત્ર જો કોઈ જોડીઆ બેનો મળી જાય તો જ બની શકે.

અપહરણ થયેલી સ્ત્રીઓ અને બાળકો પાછા સોંપવા શ્રી. રાંમેશ્વરી નહેરૂ અને રાજકુમારી અમૃતકુંવરે દિલ્હી રેડીઓ પરથી અપીલ કરી.

*

યુગોસ્લાવીઆની મુસ્લીમ લઘુમતી કોમની સ્ત્રીઓએ પડદાને ફગાવી દીધો છે.

*

તાંમીર પૂર્વ બંગાળમાં ૧૨૫ વર્ષના ડોશીમાં સોદાગિની બુવા હમણાં જ અવસાન પામ્યાં. તેમનાં ૯૫ વર્ષની દીકરી ને ૮૦ વર્ષનો પુત્ર અને પ્રપૌત્રો હયાત છે. મરણ વખતે તેમના તમામ દાંત સલામત હતા.

*

ન્યુ દિલ્હી લોક પ્રતિનિધિ સભામાં શ્રી. દુર્ગાબાઈએ રજુ કરેલ ૧૯૪૭નો હિંદ સ્વાતંત્ર્ય ધારો અથવા ૧૯૩૫ ના હિંદ શાસન ધારામાં સુધારો રજુ કરેલ તે ઠરાવ પાસ થયો.

*

સુરત હિંદુ ધર્મોદા સુવાવડખાનામાં લેડી ડાક્તર શ્રીમતી દારકાંબાઈ જોડે નીમાયાં.

*

બિહાર પ્રાંતમાં બાર અપરણિત યુવકોએ અપહરણ થયેલી, પણ પાછી મેળવવામાં આવેલી છોકરીઓ સાથે લગ્ન કરવાનો નિર્ણય કર્યો છે.

બરહાનપુરના આગેવાન કોંગ્રેસ કાર્યકર શ્રીમતી ચેલાઈ સન્નામાનું ગાંધીજીના અવસાનના સમાચારથી હૃદય બંધ પડી જવાથી અવસાન પામ્યાં.

*

સ્ત્રી ઉમેદવારોને નોકરી મેળવી આપવામાં મદદ કરવાનું કાર્ય પહેલાં ફક્ત મુખ્ય એક્ષ્ચેંજ ઓફીસરો પર ખાસ રાખવામાં આવેલા વિભાગ મારફત જ થતું હતું. તે કાર્ય હવે દરેક એક્ષ્ચેંજ પર કરવામાં આવશે. ૧૯૪૭ના નવેમ્બર સુધી ૭૩૦૦ સ્ત્રીઓનાં નામ નોંધાયાં હતાં, તેમાંથી ૧૭૫૦ થી વધારે સ્ત્રીઓને ટાઈપીસ્ટ, સ્ટેનોગ્રાફી, કલેરીકલ અને ટેલીફોન ઓપરેટર વગેરે જાતની જુદી જુદી નોકરીઓ આપવામાં આવી હતી. છેલ્લા ૭ માસમાં ૩૦૦ થી ૪૦૦ ઉદ્યોગપતિઓએ ખાસ સ્ત્રી ઉમેદવારોની માંગણી કરી હતી. સાધારણ રીતે પુરૂષ ઉમેદવારોની જગ્યાએ સ્ત્રી ઉમેદવારો પણ મોકલી શકાય છે.

*

ભુજ સ્ત્રી—મંડળના પ્રમુખ શ્રીમતી તારાલક્ષ્મીબહેન રાજાના પ્રમુખપદે મહાત્મા ગાંધીજીના અકાળ અવસાન નિમિત્તે શોક સભા ભરવામાં આવી હતી અને સૌ. શારદાગૌરી દ્વિવેદી તરફથી શોકદર્શક ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો.

હૈદ્રાબાદમાં એક લશ્કરી ઓફીસરની ગોળી ભૂલથી એક બાઈને વાગી જતાં લોકો ઉશ્કેરાયા ને તેને મારી નાખ્યો.

*

બારમી મુંબઇ પ્રાંત મહિલા પરિષદ મુંબઈમાં રાણી મહારાજસીંગના પ્રમુખપદે ભરાઈ તેમાં રાજકુમારી અમૃતકુંવર, નાર્વેના કોન્સલના પત્ની મેડમ લોહ્રૂપ, સ્વીડનના કોન્સલ જનરલનાં પત્ની મેડમ હેલન ઝર્ં અને અમેરિકન એસોસીએશનના સામાજીક કાર્યકર ડૉ. લુઇસબ્લેકી, મીસ ધનબાઈ તારાપોરવાળા, મીસ એન્જીનીયર અને મીસીસ સૈયદીન વગેરેએ ભાષણો કર્યાં.

*

વરસોડા અનીલ સ્ત્રીસમાજની સારોદના નાં. રાણી સાહેબે મુલાકાત લીધી હતી અને ત્યાંનું કામકાજ જોઈ તેમણે સમાજના પ્રમુખ વરસોડાના રાણી સાહેબને અભિનંદન આપ્યાં હતાં.

*

ખંભાતમાં ગાંધીજીના અવસાન અંગે બેગમ સાહેબની આગેવાની નીચે શાન્ત શોક સરઘસ નીકળ્યું હતું.

જાણીતા હિંદી કવયિત્રી અને લેખિકા સુભદ્રાકુમારી ચૌહાણનું (મધ્ય પ્રાંતના ધારા સભ્ય) જબલપુરથી સોએક માઇલ દુર એક મોટર અકસ્માતથી ૪૩ વર્ષની વયે અવસાન થયું છે.

*

મુંબઈની સ્ત્રીઓની શોક સભા ગવર્નરના પત્ની રાણી મહારાજસીંગના પ્રમુખપદે ચોપાટી ઉપર ભરાઇ હતી.

*

ઓલ ઇન્ડીયા રેડીઓ ઉપરથી યુક્ત પ્રાંતના ગવર્નર શ્રીમતી સરોજીની નાયડુએ ગાંધીજીને અંજલિ આપી હતી.

*

વડોદરા રેડીયો ઉપરથી ગાંધીજીના ખૂબ પરિચિત શ્રી. કુસુમબહેન દેસાઇએ ગાંધીજીના સંસ્મરણો કહ્યાં હતાં.

*

ડૉ. સુ શી લા ના ય રે ગાંધીજીના અંગત પ્રતિનિધિ તરીકે વિમાનમાં લાહોર જઈ પાકિસ્તાનના પુનઃ વસવાટના પ્રધાન જોડે બીન મુસ્લીમોના હિજરતના પ્રશ્ન અંગે ચર્ચા કરી હતી.

જળગામના સૌ.ચંદાબાઈ મથુરદાસે તેમનાં સાસુ શ્રી. પાનબાઈ પાછળ ભગવતનું પરાયણ બેડીયા બંદરમાં બેસાડ્યું હતું.

*

મુંબઇમાં શ્રી. સરલાદેવી સારાભાઇએ અખિલ હિંદ મહિલા પરિષદ ઉદ્યોગગૃહની વસ્તુઓનું વેચાણ પ્રદર્શન ખુલ્લું મુક્યું.

*

જૂની દિલ્હીમાંથી મુસલમાનો પાકિસ્તાનમાં ચાલ્યા ગયાં છે તેમના ખાલી મકાનોમાં પંજાબ વગેરે સ્થળેથી આવેલ નિર્વાસિત બહેનો ઘુસી જઈ ખાલી મકાનોનો કબજો લીધો હતો તેમને પોલીસોએ બહાર કાઢી પોળોમાં પહેરો મૂક્યો છે.

*

અમદાવાદમાં શાકપીઠ પાસે ભૂલી પડેલી નાની બાળાને ચોકીઆત પઠાણે સંતાડી દીધી હતી. પોલીસ તપાસમાં તે ઘાસ નીચે સંતાડેલી મળી આવી હતી.

*

સ્ત્રીજીવન માસિકનો આવતો અંક ખાસઅંક પ્રગટ થશે. લેખો તરત મોકલવા.



ચિત્રકાર શ્રી. નવનીત સંઘવી ] ઠમકાર [ પૂષાના સૌજન્યથી

વર્ષ ૧૦ મું : ચૈત્ર, ૨૦૦૫
અંક ૬ ઠ્ઠો : એપ્રીલ, ૧૯૪૯

: સંપાદક :
મનુભાઈ જોધાણી

# સ્ત્રીજીવન

## 'સ્ત્રીજીવન'ની જુની ફાઈલો મળતી નથી

સ્ત્રીજીવન માસિકની એકથી પાંચ વર્ષ સુધીની ફાઈલો મળતી નથી માટે કોઇએ મંગાવવી નહિ. છઠ્ઠા વર્ષથી નવમા વર્ષ સુધીની ચચ્ચાર નકલો છે, દરેક વર્ષના [ પાકી બાંધેલી ] આઠ રૂપીઆ. [ છૂટા અંકો ] છ રૂપિયા.

સ્ત્રીજીવન ઓફીસ, ઝવેરીવાડ, અમદાવાદ.

છેલ્લા ૪૦ વર્ષથી આયુર્વેદનો અપ્રાપ્ય ગ્રંથ ઘણી સસ્તી કિંમતે

# સુશ્રુત આયુર્વેદ

[ ગુજરાતી સરળ અર્થ સાથે ]

એ ગ્રંથમાં : પૃષ્ઠ ૧૩૬૮ : મુલ્ય રૂ. ૧૫)

- આયુર્વેદિક સરજરી (વાઢકાપ)નો મહાન ગ્રંથ જેમાં આધુનિક વૈદકથી પણ વધુ સૂક્ષ્મ વિચારણા, સિદ્ધાંતો અને રીતો આપેલી છે.
- આમાં એવાં સરળ સાધનો અને ઉપાયો આપેલા છે કે કોઈ પણ વૈદ્ય કે દાક્તર આ ગ્રંથના અભ્યાસથી લોકસેવાની સાથેસાથે સારી અર્થપ્રાપ્તિ પણ કરી શકશે.
- સામાન્ય જીવનને ઉપયોગી એવી દિનચર્યા, ઋતુચર્યા, રસાયણ વગેરે ઘણી વાતો વિસ્તારથી સમજાવેલી હોઈ, શરૂથી છેવટ સુધી આ ગ્રંથ વાંચી જનાર સામાન્ય વાચક પણ સારો લાભ મેળવશે.

આમાં નીચેના વિષયો વિસ્તારપૂર્વક સમજાવેલા છે.

**શલ્ય-(Ayurvedic Surgery) :** વાઢકાપ કરીને વ્રણમાં રહેલા કાષ્ઠ, લોઢું હાડકું, વાળ, નખ વગેરે કાઢવાની રીત, પરુ કાઢવાની, ગર્ભ કાઢવાના યંત્રનો ઉપયોગ કરવાની તથા ક્ષાર મૂકવાની રીત અને વ્રણોના પ્રકાર ઈત્યાદિ.

**શાલાક્ય :** કાન, નેત્ર, મુખ, જિહ્વા, નાસિકા વગેરે માથાનાં તમામ અંગોમાં થયેલા વ્યાધિઓ, તેના પ્રકાર અને તેને મટાડવાના ઉપાયો.

**કાયચિકિત્સા :** શરીરના દોષો, ધાતુઓ, મળ અને જઠરાગ્નિ દૂષિત થવાને લીધે થતા ભયંકર રોગો-તાવ, સન્નિપાત, ત્રિદોષ, અતિસાર, ક્ષય અને છાતીનાં અનેક દરદોની સમજ અને ઉપાયો.

**ભુતવિદ્યા :** ભ્રમિત થયેલાઓના વળગાડને શાંત કરવાના ઉપાયો.

**કૌમારભૃત્ય :** (બાળઉછેરના પ્રકાર) બાળકોના અનેક રોગો ને ઉપાય.

**અગદતંત્ર :** ઝેરી પ્રાણીઓ-સર્પ, વીંછી, ઈયળ, ઝેરી કરોળીયા કે ઉંદર વગેરે કરડી ગયાં હોય, તેનાં વિષ ઉતારવાના ઉપાયો.

**રસાયનતંત્ર :** યૌવન, શક્તિ, આયુષ્ય, બુદ્ધિબળ વગેરેને વધારવાના, તેને લાંબો વખત ટકાવી રાખવાના તથા રોગને દૂર કરવાના ઉપાયો.

**વાજીકરણ :** સામર્થ્ય આપનાર ઉપાયો.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

હાથી બીલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઈ-૨ અને ભદ્ર, અમદાવાદ.

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક



वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ દસમું : ચૈત્ર ૨૦૦૫ : એપ્રિલ ૧૯૪૯ : અંક ૬ઠ્ઠો

# સ્વપ્નદર્શન

શ્રી. મધુસૂદન મોદી

•

ખેતરની મધ્યમાં અને સ્ફટિક સરખી સ્વચ્છ કલરવે નાચતી સરિતાની બાજુમાં, મેં એક પંખીનું પિંજર જોયું. તેના સળીઆ અને અંકોડા કુશળ કારીગરે બનાવેલા હતા. તે પિંજરના એક ખુણામાં એક મરી ગયેલું પંખી પડ્યું હતું; અને બીજા ખુણામાં એક પાણી પીનાની અને બીજી દાણા વીનાની—એમ બે સુંદર વાટકીઓ પડી હતી. હું ભક્તિવિનમ્ર બની ત્યાં ઉભો રહ્યો. પાણીનો કલરવ અને નિષ્પ્રાણ પંખી જાણે મારી પાસે ગંભીર શાંતિ અને આદર માગી રહ્યાં હતાં. મારૂં હૃદય અને મારી વિવેક-ભાવના આ દૃશ્ય જોઈને જાણે જાગ્રત બન્યાં.

દર્શન અને વિચારમાં હું તલ્લીન બની ગયો. સરિતાના પ્રવાહને પડખે પંખી તરસથી મરણ પામ્યું હતું; અને દાણાથી ભરપૂર ખેતરની વચ્ચે તે નિષ્પ્રાણ પડ્યું હતું. સુવર્ણના ઢગની વચ્ચે ધનાઢ્ય માનવી લોઢાની તીજોરીમાં પૂરાઈ ભૂખથી મરી જતો હોય એવું, એ મૃત પંખીને જોઈ મારા મનમાં થયું.

મારી દૃષ્ટિ સામે એકાએક તે પિંજર માનવના હાડપિંજરમાં ફેરવાઈ ગયું; અને મરેલું પંખી ઉંડા ઘાને લીધે લોહી નીગળતા હૃદયમાં ફેરવાઈ ગયું; જાણે કોઈ દુઃખીઆરી સ્ત્રીના રંતુંબડા હોઠ હોય એવું તે લાલઘૂમ દેખાતું હતું: એ ઘાના ઘેરાં ઉંડાણમાંથી અવાજ આવવા લાગ્યો:

'દુન્યવી વિધિનિષેધોનો ભોગ બનેલું અને દેહની માટીનું કેદી બનેલું હું માનવી હૃદય છું !

પ્રભુના સૌન્દર્યક્ષેત્રમાં, જીવનસરિતાને કાંઠે મનુષ્યે ઘડેલા વિધિનિષેધોનું હું કેદી બન્યું.

સુંદર સૃષ્ટિની મધ્યમાં હું મરણાધીન બન્યું; કારણ કે પ્રભુએ ઉદારહાથે આપેલી બક્ષીસો કોઈએય ભોગવવા દીધી નહિ. અને મારા મરણની પડી હતી પણ કોને ?

મનુષ્યની વિચારસરણી પ્રમાણે, મારા પ્રેમને અને મારી ભાવનાને જાગ્રત કરતી પ્રત્યેક વસ્તુનો ઉપભોગ એ તો શરમજનક થતો ! મારી ભાવનાને સુખદાયક પ્રત્યેક વસ્તુ મનુષ્યોની ગણતરીએ ઘૃણાજનક હતી.

હું મરેલું માનવી હૃદય છું. માનવી આદેશોના દુષ્ટ કારાગારમાં મને જકડવામાં આવ્યું છે. દુન્યવી સત્તાની સાંકળે મને બાંધવામાં આવ્યું છે. જનતાની જીભ બંધ થઇ ગઈ છે અને આંખો બહાર દેખાતાં આંસુ વિહોણી બની ગઈ છે; અને એ જનતા સંસારમાં હસતી હસતી જીવનનિર્વાહ કરી રહી છે. હું તો તેમને માટે મરી ગયેલું, ભૂલઈ ગયેલું હૃદય છું !'

આ બધાય શબ્દો મેં સાંભળ્યા; એ ઘાયલ હૃદયમાંથી હવે તો આછા વહેતા લોહીના પ્રવાહ સાથે એ શબ્દો બહાર આવતા હતા.—

એ તો ઘણુંય કહેતું હતું; પણ મારી આંસુ ભરી આંખે અને રડતા આત્માએ મારી દૃષ્ટિને અથવા તો મારી શ્રુતિને આગળ વધતાં અટકાવી દીધી.*

* ખલીલ જીબ્રાન ઉપરથી.

ભારતની કોકિલા



# સરોજિની નાયડુ

હિંદની આઝાદીમાં છેવટ સુધી મહાત્મા ગાંધીજીના જોડાજોડ રહીને દેશની અનેક સેવા કરનાર શ્રીમતી સરોજિની નાયડુનું તા. ૨-૩-૪૯ના રોજ પરોઢીએ લખનૌમાં હૃદય બંધ પડી જવાથી અવસાન થયું.

શ્રી. સરોજિની નાયડુનો જન્મ ૧૮૭૯ના ફેબ્રુઆરી માસની ૧૩મી તારીખે હૈદ્રાબાદમાં વિજ્ઞાન વિશારદ ડૉ. અઘોરીનાથ ચટ્ટોપાધ્યાયને ઘેર થયો હતો. પુત્રીની બુદ્ધિ અને શક્તિ જોઈને પિતાએ તેને ગણિતશાસ્ત્રી બનાવવા ધારેલું, પણ બીજગણિતના પ્રયોગ કરતાં પુત્રી થાકી ગઈ ત્યારે નૈસર્ગિક પ્રેરણાવડે તેમણે છ જ દિવસમાં તેરસો લીટીનું મહાકાવ્ય 'લેડી ઓફ ધી લેઈક' લખી નાખ્યું ને બાર વર્ષની વયે તેણે મદ્રાસ વિદ્યાપીઠની મેટ્રીકની પરીક્ષા પાસ કરી. તે પછી તેરમે વર્ષે બે હજાર પંક્તિઓનું નાટક લખ્યું.

ચાર બહેનો ને ત્રણ ભાઈ—એમ સાત બાંધુઓમાં શ્રીમતી સરોજિની સૌથી મોટાં હતાં અને કવિતાનો વારસો તેમનાં માતુશ્રી વરદાસુંદરી તરફથી મળ્યો હતો. તેમણે બંગાળી-માં ઉત્તમ કવિતાઓ લખી હતી.

ચૌદ ને સોળ વર્ષની ઉમ્મરના ગાળામાં તેમણે ઘણું વાંચ્યું ને ઘણું લખ્યું. એક નવલ કથા પણ તેમણે લખી નાખી હતી.

આ અરસામાં નીઝામના અંગત ડૉક્ટર ગોવિંદરાજુ નાયડુના પરિચયમાં તે આવ્યાં અને પંદર વર્ષની ઉમરે તેમના પ્રેમમાં પડ્યાં. પણ શ્રી. નાયડુ મદ્રાસી અબ્રાહ્મણ હોવાથી આ સંબંધને કુટુંબમાંથી આવકાર મળ્યો નહિ.

તેમની પ્રતિભાથી નિઝામ તરફથી તેમને વાર્ષિક ત્રણસો પાઉન્ડની સ્કોલરશીપ મળી અને તેઓ ૧૮૯૫માં વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયાં. ત્યાં કિંગ્ઝ કોલેજ ને ગર્ટન કોલેજમાં ત્રણ વર્ષ અભ્યાસ કરી ૧૮૯૮માં હિંદ પાછાં આવ્યાં ને ડીસેમ્બર મહિનામાં તેમણે ડૉ. નાયડુ સાથે આંતરપ્રાંતિય લગ્ન કર્યાં. આ લગ્નથી બે પુત્રો ને બે પુત્રીઓનાં તેઓ માતા બન્યાં છે.

*

૧૯૧૬થી તેઓ હોમરૂલ લીગમાં જોડાયાં. કવયિત્રી તરીકે એમની ખ્યાતી યુરોપ અમેરિકામાં ફેલાઈ હતી ને રાજકારણમાં પડવાથી ઉત્તમ વક્તા તરીકે તેઓ ઝળકી ઉઠ્યાં. ૧૯૦૫માં 'ધી ગોલ્ડન થ્રેશોલ્ડ' ૧૯૧૨માં 'ધી બર્ડ ઓફ ટાઇમ' અને ૧૯૧૭માં 'ધો બ્રોકન વીંગ' નામના તેમના કાવ્યગ્રંથો પ્રસિદ્ધ થઈ ચુક્યા હતા; ને રાજકારણમાં એમની અમૃત ઝરતી વાણી વડે શ્રોતાઓને મંત્રમુગ્ધ બનાવી દેતાં.

મોડી થતી, કે અતુલનો ઓરડો સાફસૂફ ન રહેતો, તો એથી અતુલ વારેવારે ચીડાતો. કોઇ વખત અતુલ બહારથી આવે ને રસોઇ તૈયાર ન હોય તો અતુલ બબડતોઃ 'કેટલું મોડું થયું છે એનું ભાન છે!'



'એમાં હું શું કરૂં! આ તમારી છોકરી મને છોડે ત્યારે ને! એને તો હું રમાડયા કરૂં એમ થયા જ કરે છે.'

'એ નહિ ચાલે. ભલે છોકરી અહીં પડી. તું જઇને રસોઇ કરી નાખ.' અતુલની ક્રોધ-પૂર્ણ આંખો જોઈ માયા પુત્રીને તેડીને ચાલી જતી, પણ એના દુઃખનો પાર ન હતો.

પુત્રી મોટી થઇ. એનું નામ એમણે લતા પાડયું હતું. એક દિવસ સાંજે અંધારામાં બેઠી બેઠી લતા રડતી હતીઃ 'બા, એ બા, મને બીક લાગે છે. અહીં આવ. હું સૂઇ જાઉં પછી બહાર જજે.'

'લતા, હું દીવો કરૂં છું. તું પથારીમાં સૂઇ રહે. હું એટલામાં બધું કામ કરી નાખીને આવું છું. પછી તને વાર્તા કહીશ, ને ગીત ગાઇને તને સૂવાડી દઇશ.' કહી માયા કામે વળગી.

'ના બા. તું પછી કામ કરજે.' કહી લતાએ હઠ પકડી. એટલામાં અતુલ આવ્યોઃ 'મા મા કહીને બૂમો પાડીશ તો ગળું દાબી દઇશ. સૂઇ રહે! આખો દિવસ ને રાત મા.. મા...સિવાય બીજી વાત જ નથી કરતી!'

'અરે તમને શું થઇ ગયું છે! આટલી નાની છોકરીને આવું કહેતાં વિચાર નથી આવતો? તમને થયું છે શું?' માયા ગળગળી થઇ ગઇ.

"માયા! જેની નાત-જાત કે માબાપની ખબર નથી એવી આ છોકરીને ઘરમાં લાવી રાખી તેને વળી લાડ શા? બહુ થશે તો એક દિવસ એને ક્યાંક મૂકી આવીશ.'

માયા અતુલ સામે હાથ જોડી રહી 'ભલા થઇને એવું બોલો નહિ. જે દિવસે એ મળી છે ત્યારથી ભગવાને આપણી મનો-કામનાઓના ફળ રૂપે આપણા ખોળામાં મૂકી છે. તમે મારા કરતાં વધારે પ્રેમ એના ઉપર વર્ષાવ્યો છે. ભગવાને આપણી ઉપર કૃપા કરી છે ને થોડા વખતમાં એને ભાઇ આવવાની તૈયારી છે, ત્યારે આ બીચારીને તરછોડવામાં ધર્મ છે? બીચારી માબાપ વિનાની પારકી છોકરી...' માયાનું હૈયું વલોવાઇ ગયું. એની આંખો સજળ બની ગઇ. એનો કંઠ રૂંધાઇ ગયો.

'હવે એ લાંબા પડોજણ નાત જવા દઇને મને ખાવા આપ. મને ભૂખ લાગી છે.' અતુલ ગુસ્સે થઇને ચાલ્યો ગયો.

પલંગ ઉપર એક ખૂણામાં લતા સૂતી હતી. તકીઆ સાથે મ્હોં દબાવી એ રડતી હતી. અતુલની વાત સાંભળીને એને આઘાત લાગ્યો હતો.

માયા ધીમે રહીને લતા પાસે આવી ને એને માથે હાથ ફેરવવા લાગીઃ એની પાંપણ પંપાળતાં એ બોલીઃ 'બેટા, લતા!'

લતા નાની હતી, છતાં ગૌરવની [illegible] સમજતી હતી. એનાથી ડૂસકાં ભરાઇ ગયાં.

માયા વિચારમાં પડી ગઇ. 'જ્યારે છોકરું અવતરશે ત્યારે કોણ જાણે કેવાય લતા મનોભાવ હશે! કદાચ એ પછી લતા તરફ એ તીરસ્કાર અને ઘૃણા જ બતાવ

વાના !' એ મનમાં બબડવા લાગી: ' હે ભગવાન ! બીજું તો જે થવાનું હોય તે થાય, પણ લતાને મેં જે રીતે મારી પુત્રી માની છે એ મનોભાવનો મારામાં ફેરફાર ન થાય એવું કરજે ! કદી એને એવું ન થાય કે હું એની મા નથી.'

*

જ્યોતિષિ અને દાક્તરની વાત જૂઠી પડવાનો સમય આવી પહોંચ્યો. પ્રસુતિનો સંભવ નજીક આવતો ગયો. એક દિવસ અતુલે માયાને કહ્યું: ' હવે આ છોકરી ઉપરથી થોડી માયા ઓછી કર.'

' શા માટે ?'

' એ પણ મારે સમજાવવું પડશે ?'

અતુલના દીલમાં લતા માટે કેવી ઘૃણા થઇ છે એ માયા જાણતી હતી. અતુલના મનમાં એવું હતું કે જો લતા ઉપર આટલું હેત માયા રાખ્યા કરશે તો પોતાના નવા બાળક તરફ એનો પ્રેમ પૂરેપૂરો નહિ હોય.

માયાનું હૃદય ફફડી ઊઠ્યું. માબાપ વિનાની આ અનાથ છોકરીની દશાનો વિચાર કરતાં એ રડી પડી.

*

એક દિવસ લતા વાટકી ધોતી હતી. માયાએ એને કહ્યું: ' બેટા તને નહિ આવડે. પડી જશે તો ફૂટી જશે.' ને થયું પણ એવું જ. વાટકી એના હાથમાંથી પડી ગઇ ને ખનનન્ અવાજ થયો.

લતા ગભરાઇ ગઇ: ' બા, મેં જાણીને પછાડી નથી, હાથમાંથી પડી ગઇ.'

એટલામાં અવાજ સાંભળી અતુલ આવી ચડ્યો. ' એની મેળે વાટકી પડી ને ફૂટી ગઇ ? રાંડ ખોટું બોલે છે ! હું નજરે જોઉં છું ને !' ને એટલામાં અતુલે લતાની પીઠ પર બે ચાર ધબ્બા લગાવી દીધા.

માયા દોડી આવી: ' હવે બસ કરો. મારે રૂપાળું કર્યું !'

' એટલે ?' અતુલ તાડુકયો.

' કાંઇ નહિ. તમે તમારે બહાર જાવ. મને વધારે બાળવી રહેવા દો.'

થોડા દિવસ પછી માયાને એક પુત્રી અવતરી. રૂપરૂપનો અવતાર, જાણે બીજી માયા જોઇ લ્યો !

કેટલાય વર્ષોની કામના ભગવાને પૂરી કરી.

*

એક દિવસ લતાએ આવી પૂછ્યું: ' બા હું બ્હેનને તેડું ? મારા ખોળામાં આપને !'

' બેટા, તું નહિ તેડી શકે. તારા હાથમાંથી પડી જાય.'

' ના બા. હું નહિ પાડી નાખું. મારા ખોળામાં આપ.' અને માયા એના ખોળામાં આપે તે પહેલાં લતાએ નાની બેબીને ઉપાડી, પણ ઉંચકી શકી નહિ ને માયા એને લેવા ગઇ એટલામાં એના હાથમાંથી પડી ગઇ. લતા ને નાની બેબી બન્ને રડી પડ્યાં.

માયાએ નાની બેબીને ઉંચકી લઇ ધોડીઆમાં નાખી, હાલરડાં ગાવા માંડ્યાં ને છાની રાખવા પ્રયત્ન કર્યો.

લતા ખાટલાની ઇસ પકડી ઉભી હતી. એના ક્ષોભનો પાર ન હતો.

માયાએ ગુસ્સે થઇ કહ્યું: ' રાંડ અભાગણી ! તને ના નહોતી પાડી !'

' પણ બા, મેં જાણી જોઇને થોડી પાડી છે ! તારો હાથ અથડાયો એવામાં પડી ગઇ.'

' જુઠ્ઠું બોલતાં શીખી ? અત્યારથી આવું જુઠ્ઠું બોલે છે તો મોટી થઇને કોણ જાણે શું કરીશ ?'

એટલામાં અતુલ આવી ચડયો. નાની બેબીના માથામાં લોહી જોઇ એણે પૂછ્યું: ' માયા, બેબીને શું વાગ્યું ?'

' કોણ જાણે, મને ખબર નથી.'

' શું થયું એ તો કહે ?'

' મારૂં માથું !'

લતા બીકની મારી ધ્રુજતી હતી. અતુલની નજર ચૂકવી ઓરડાની બહાર નાસી જવાની તેને ઇચ્છા થઈ. એટલામાં અતુલે કર્કશ અવાજે કહ્યું: 'આ સેતાન છોકરીથી તો હવે થાક્યાં! મારી મારીને જીવ કાઢી નાખું તો ય દાઝ ન ઓલાય.'

માયાથી રહેવાયું નહિ. એણે કહ્યું: 'તમે જાવ અહીંથી, નકામી મને ન ચીડાવો. તમે મારી મારીને આવા બખેડા રોજ ઉભા કરો છો. મારા દીલમાં શું થાય છે એની તમને શી સમજણ પડે?'

'આવા કાગારોળ મને નથી ગમતા. બેબીનું માથું શેણે ફૂટ્યું, એ મને કહી દે!'

માયાએ એક હરફ કાઢ્યો નહિ.

'માયા, બોલ! સીધે સીધું કહી દે, નહિ તો......'

'હવે આમ ભાંગરડું રહેવા દો. નીચે પડી ગઇ ને માથું ફૂટ્યું.'

'પડી ગઇ? કે પાડી દીધી? મને પણ બનાવે છે? એ હરામજાદીને મેથીપાક આપ્યા વગર સાન નહિ આવે.' ને અતુલે એક થપ્પડ લગાવી દીધી. લતા બચતી મારી જોડેના ઓરડામાં નાસી ગઇ ને પોકેપોકે રડવા લાગી.

લતા અને નાની બેબી સંબંધી વિચાર કરતી માયા એકલી ઓરડામાં બેસી રહી. તેણે નાની બેબીના હોઠ, ગાલ અને મસ્તક ઉપર બચીઓ ભરી. બેબી માતાના વહાલભર્યો ખોળામાં ઉંઘી ગઇ હતી; તેને પથારીમાં સૂવાડી માયા તેની જોડે સૂતી, ને હથેળી ઉપર માથું ટેકવી, બારી બહાર અનંત આકાશમાં તાકી રહીને વિરાટ શૂન્યતામાં એકાગ્ર મનમાં ડૂબી ગઇ. બહાર ધોમ તડકો ધખી રહ્યો હતો.

એવામાં તેની બહેનપણી સુમિત્રા આવી પહોંચી અને બારણામાં પેસતાં જ બોલી: 'લે, તારે છોકરી જોઇતી હોય તો લેતી આવી છું.'

'અરે બહેન! એકને લઈને તો ધરાઇ ગઇ છું ને આ બીજીના પણ શું હાલ થશે એ કોને ખબર છે?' કહેતાં કહેતાં માયાનો કંઠ ભરાઈ રહ્યો. થોડી વાર ચૂપ રહી એણે પૂછ્યું: 'બહેન! તને એક વાત કરવી છે. મારૂં એક કામ કરીશ?'

'શું કામ છે? બોલતો ખરી!'

'આ લતાને તું તારે ઘેર લઇ જા. તારા બનેવીને એ આંખના પાટા જેવી લાગે છે, તેમ હું પણ હવે એનાથી કંટાળી ગઈ છું.'

'મોટી વાત, એ તો ઘરમાં ને ઘરમાં રહેવાથી એવું થાય.'

'ના બહેન, હવે મારાથી સહન નથી થતું. ત્રણ વર્ષ લતાને ઉછેરતાં મેં જે સુખ માણ્યું એનાથી અનેક ગણું દુઃખ અને અશાન્તી હવે મને સતાવે છે. એ અશાન્તી લતાને લીધે જ છે. તું લતાને લઇ જા, ને મારી અશાન્તી મટાડ. આ દુઃખમાંથી મને છોડાવ.'

થોડીવાર રહી ફરી માયા બોલવા લાગી: 'એક વખત લતાને જોઇ, તું એને લઇ જવા તલપાપડ હતી, ત્યારે હું આપવા તૈયાર ન હતી. આજે હું પગે લાગીને લતાને લઇ જવા તને વિનવું છું.'

'પણ બહેન! તમારા ઘરમાં જે સુખ છે તેવું મારે ત્યાં એને નહિ મળે.'

'અરે મારા કરતાં તારા ઘરે એ સુખી થશે. તને માતા થવાનું સદ્ભાગ્ય એક વખત મળ્યું છે એટલે માતૃત્વનો મર્મ તું સમજે છે. તારે ઘેર એનો કોઇ તીરસ્કાર નહિ કરે. મારી એટલી માગણી સ્વીકાર, બહેન!'

માયાના સ્વભાવ અને વિચારમાં આવેલ પરિવર્તનનો ખ્યાલ સુમિત્રાને ન આવ્યો. જ્યારે સુમિત્રાની રૂપાળી છોકરી મરી ગઇ ત્યારે તેને આશ્વાસન આપવા માયા લતાને તેડીને ગઇ હતી. એ વખતે સુમિત્રાએ માયાને કહ્યું હતું કે લતાને અહીં મૂકી જા, પણ માયા બોલી નહિ. સુમિત્રાએ ફરી કહ્યું કે: 'મારે એ

લઇ લેવી નથી. થોડા દિવસ મારી પાસે મૂકી જા તો મારું દુઃખ થાળે પડે.' પણ માયાએ જવાબ આપેલો કે, 'લતાનું શરીર સારું નથી. એટલે મૂકી તો નહીં જાઉં, પણ રોજ એને લઇને તારે ઘેર આવતી જતી રહીશ. બીજો અને વાંધો નથી.'

સુમિત્રા જૂની યાદમાં ચૂપચાપ બેઠી હતી એવામાં માયાએ એના પગ પકડી કહ્યું: 'બહેન! એને લઇ જશોને?'

સુમિત્રા ઝળકી ઉઠી. તેણે ધીમેથી કહ્યું: 'અતુલને તો આવવા દે! એનો વિચાર તો જાણવો જોઇએ ને!'

અતુલ આ વાત સાંભળતો બહાર ઉભો હતો. તેણે અંદર આવીને સીધી જ રીતે પૂછ્યું: 'સુમિત્રાબહેન, ક્યારે લઇ જાવ છો?'

'કોને?'

'આ સેતાન છોકરીને! મારે ત્યાં તો એણે દુઃખનું ઝાડ ઉગાડ્યું.'

'અતુલભાઇ, એવું બોલવું તમને શોભતું નથી. જ્યારે તમારું ઘર છોકરાં વિનાનું હતું ત્યારે એ લતાએ જ તમારા જીવનમાં સુખ અને આનંદનાં ઝરણાં વહાવ્યા હતાં એ કેમ ભૂલી જાવ છો? આજે ભગવાને તમને છોકરી આપી એટલે આનો તિરસ્કાર કરવો ઉચિત છે?'

અતુલ નીચું જોઈ બહાર ચાલ્યો ગયો.

માયાની આંખો આંસુથી ઉભરાવા લાગી. લતા જતી રહેશે એ વિચારે એનું હૈયું ફફડી ઉઠ્યું. તેણે કરૂણ દૃષ્ટિથી લતા તરફ જોયું. લતા ઉંઘમાં હતી, પણ એની આંખો કંપતી હતી.

સુમિત્રાએ ઉઠતાં ઉઠતાં કહ્યું: 'કાલે સવારે આવીને લતાને લઇ જઇશ.'

'ભલે' કહેતાં તો માયાથી કહેવાઇ ગયું, પણ એનું હૈયું હાથ ન રહ્યું. તેણે પોતાના બન્ને ગોઠણ વચ્ચે માથું છુપાવી દીધું.

સુમિત્રા કાંઇ બોલ્યા વિના ઉઠીને ચાલી ગઇ.

બીજે દિવસે સવારે ઉઠીને માયાએ લતાના કપડાં ને રમકડાં વગેરે ખોળી ખોળીને એક ઠેકાણે ભેગાં કરવા માંડયાં. આખી રાત એને ઉંઘ આવી ન હતી. અતુલ સાથે એક અક્ષર પણ એ બોલી ન હતી. સ્વપ્નમતરક જેવી એ ઘરમાં આમતેમ રઘવાઇ થઇને આંટા મારતી હતી. આખા ઘરમાં એક જાતની નિસ્તબ્ધતા છવાઇ ગઇ હતી. ઘરના એકેએક ખૂણામાંથી વિદાયના, તજીને ચાલ્યા જવાના ભાવ વ્યક્ત થઇ રહ્યા. આ ઘરમાં માણસો વસે છે તેવો આભાસ પણ ન હતો. બન્ને છોકરીઓ પણ આજે મૂંગી થઇ ગઇ હતી.



સુમિત્રા હમણાં આવશે એના ભણકારા કાનમાં ગૂંજતા હતા. રસોઇમાં પણ ભલીવાર ન થયો. ઘરમાં થોડી મીઠાઇ હતી તે પણ બન્નેને ભાવી નહિ. માયાએ થોડી મીઠાઇ લતાના મ્હોંમાં આપી, પણ લતાએ એ થૂંકી નાખી. જાણે છોકરી પણ બધી વાત સમજી ગઇ હોય એમ માયાને લાગ્યું. તે જઇને પોતાની નાની બેબી જોડે સૂતી ને રાતના ઉજાગરાને લીધે નસકોરાં બોલાવવા લાગી.

માયાને ઉંઘમાં સ્વપ્ન આવ્યું. જાણે પોતાના જેવડી કોઇ સુંદર યુવતી તેની પાસે ઉભી હતી. તેને જોઇ માયાએ પૂછ્યું: 'કેમ બહેન, શું જોઈએ છે?' યુવતી કાંઇ બોલી નહિ, પણ લતા તરફ આંગળી ચીંધી. લતા ખાટલાની બીજી બાજુ ઉભી હતી. પેલી યુવતીની આંખો સજળ બની. તેણે કહ્યું:

# ભવ્ય ભૂમિ ગુર્જરી



ભારતની ભવ્ય ભૂમિ ગુર્જરી રે લોલ!
ઊડતી સુવાસ ચાર પાસ જ્યાં:
ભારતની ભવ્ય ભૂમિ ગુર્જરી રે લોલ.
ઊંચો આકાશ રમ્ય દીસતો રે લોલ!
જોગી શો ગિરનાર પહાડ જ્યાં:
ભારતની ભવ્ય ભૂમિ ગુર્જરી રે લોલ.
મહી નર્મદા ને સરસ્વતી રે લોલ!
વહેતાં પવિત્ર જેનાં નીર જ્યાં:
ભારતની ભવ્ય ભૂમિ ગુર્જરી રે લોલ.
અનાસક્તિ ને સમભાવના તત્ત્વનું રે લોલ!
પીવડાવ્યું કનૈયે જ્યાં રસપાન જ્યાં:
ભારતની ભવ્ય ભૂમિ ગુર્જરીરે બોલ.
પ્રેમાનંદ,દયા, ધીરા,અખાને નરસૈંઆનું રે લોલ!
અંતર અજવાળે જ્યાં દિવ્ય ગાન જ્યાં:
ભારતની ભવ્ય ભૂમિ ગુર્જરી રે લોલ.
સિદ્ધરાજ વનરાજ ને વીર નર્મદા રે લોલ!
જેનાં છે વીર નર બાળ જ્યાં:
ભારતની ભવ્ય ભૂમિ ગુર્જરી રે લોલ.
સત્ય, અહિંસા ને શાંતિનો અનુગામી રે લોલ!
જન્મ્યો જ્યાં દુનિયાનો તારણહાર જ્યાં:
ભારતની ભવ્ય ભૂમિ ગુર્જરી રે લોલ.

મોહન મો. ચૌધરી

'બહેન, હું એની મા હતી. આજે તમે એની મા છો.' પછી થોડીવારે માયાએ પોતાની નાની બેબી મરી ગયેલી એક ફાટલી ગોદડી ઉપર પડેલી જોઈ. માયા ગભરાઈ ગઈ. એને થયું કે એની નાની બેબી તેની પથારીમાં નથી. તેણે ચીસ પાડી: 'બેબી...બેબી! બેબી...' ને એ ઉઠીને બેઠી થઇ ગઇ. જોયું તો બેબી એની બાજુમાં ઘસઘસાટ ઉંઘતી હતી.

માયાનું હૃદય આકુળવ્યાકુળ થઈ ગયું. બાજુના ઓરડામાંથી લતા રડતી હતી એ સંભળાયું. માયા ઉઠીને ત્યાં ગઇ. લતા એક બાંકડા ઉપર પડી પડી 'બા...બા...બા' કરતી રોતી હતી.

માયાએ નજીક જઇ એના માથે હાથ ફેરવ્યો: 'બેટા, હું આ રહી. ક્યાંય ગઇ નથી. તારી પાસે જ છું બેટા!'

'બા, તમને હું ગમતી નથી. આજ મારી બા આવી હતી. હું હવે એને ત્યાં જતી રહીશ.'

માયાથી આ સાંભળી શકાયું નહિ. તે બોલી: 'બેટા, તું મને નથી ગમતી એવું કોણે કહ્યું? તું તો મારી દીકરી છો.' ને માયાએ એને ચૂંબનોથી નવરાવી નાખી.

અતુલ આવીને પાછળ ઉભો હતો. તેની આંખો આ જોઇને સજળ બની. એ માદીકરી પાસે જઇને લતા સામે તાકી રહ્યો, ને પછી લતાના કપાળ ઉપર ચૂંબન કરતાં બોલ્યો: 'બેટા, તું અમારી દીકરી છું. તું અમને કેમ ન ગમે?'

માયાએ લતાને પોતાની ગોદમાં ઉંચકી લીધી; અને એની આંખમાંથી આંસુની ધાર થઇ.

પાડોશમાં ઠાકરદુવારામાં સંધ્યા આરતીની ઝાલરના ડંકા વાગવા માંડયા. આકાશ અને વાયુમાં કિલ્લોલનો ઉત્સવ મચી રહ્યો.

*

'છે વૈધવ્યે વધુ વિમલતા
બહેન ! સૌભાગ્યથી કાંઇ ?'

*

રાજવિ કવિ કલાપીની એ ઉકતીને સચોટ એવી પવિત્ર અને વર્ચસ્વવાળી વિધવાઓ આપણા સમાજમાં થોડીઘણી નજરે પડે છે. તે તેમના ચારિત્ર અને વૈધવ્ય જીવનના આદર્શને મૂર્તિમંત કરતાં જીવન વિતાવે છે, અને પોતાની સ્થિતિનો સંપૂર્ણ ખ્યાલ રાખીને મુંગી સેવા કરે છે. આવા ધીર ગંભીર બહેનોમાંના એક શ્રી. પદ્માબહેન દેસાઈ છે. ઘણીજ ન્હાની ઉમરે તેમને વૈધવ્ય સાંપડયું છે. તેમણે સુખ કરતાં દુઃખ વધારે ભોગવ્યું છે.

એમનો જન્મ આશરે પચાસ વર્ષ પૂર્વે બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં થયો હતો. તેમના પિતાશ્રીનું નામ શ્રી. ચીમનલાલ લાખીઆ હતું અને તેમની માતાનું નામ રૂક્મણીબહેન હતું. દશેક વર્ષની નાની વયે પદ્માબહેને તેમની માતાને ગુમાવ્યાં હતાં. આશરે ચૌદેક વર્ષની ઉમરે તેમનું લગ્ન તેમની જ જ્ઞાતિના શ્રી. પ્રાણલાલ મજરાય દેસાઇ સાથે થયું હતું. લગ્નજીવનના ફકત પાંચ જ વર્ષની અંદર તેમના પતિ દોઢ વર્ષની લાંબી માંદગી ભોગવી મૃત્યુ પામ્યા. પદ્માબહેનના દુઃખની શરૂઆત આમ તદન નાની ઉમ્મરથી જ થઈ. શ્રી પ્રાણલાલભાઇની ઉમર મોટી નહોતી. તેમની ૨૫ વર્ષની વયે જ પ્રભુએ તેમને ઉપાડી લીધા.

આ સમયે મુંબઈમાં વનિતાવિશ્રામ હતું; અને તેવું જ અમદાવાદમાં શ્રી. રૂક્મણીબહેન દેસાઇ તથા શ્રી. સુલોચનાબહેનના અથાગપરિશ્રમથી 'જીવકોરબાઇ વનિતા વિશ્રામ'ની સ્થાપના થઇ. સદ્ભાગ્યે તેમને સારૂં ફંડ પણ મળ્યું.

શ્રી. સુલોચનાબહેનને તો આવી સુખની વીરડી સમા માતા હતાં, પણ બિચારાં પદ્માબહેને તો બાળપણમાં જ માતા ગુમાવી હતી. એટલે તેમને તેમના દુઃખી જીવનમાં એક સુવાળો

# આપણા સમાજના આદર્શ ત્યાગમૂર્તિ
# શ્રીમતી



# પદ્માવતી દેસાઇ

લેખિકા
સૌ. વનમાળા જિતેન્દ્ર દેસાઈ

*

હાથ ફેરવનાર પણ કોઇ ન હતું, કે જ્યાંથી તે આશ્વાસન મેળવી શકે. પોતાની પુત્રીના દુઃખે દુઃખી થએલા રૂક્મણીબહેન પદ્માબહેનની પાસે આવ્યાં અને તેમને વનિતા વિશ્રામમાં અભ્યાસ કરવા લઈ ગયાં. શ્રી. પદ્માબહેનનો સ્વભાવ મૂળથી જ ખંતીલો, એટલે તેમણે ખંતથી અભ્યાસ કરવો શરૂ કર્યો. આ સમયે તેમને ઘણી જ મુશ્કેલીઓ વેઠવી પડેલી, કારણ કે તે વખતે આજના જેટલો આપણો સમાજ આગળ વધેલો નહોતો; ખૂબ જ પછાત હતો. સ્ત્રીઓને ભણાવવાનો વિચાર સરખોએ કોઇને પણ આવતો નહિ; તો વિધવાનું તો પૂછવું જ શું ! એનાથી તો અભ્યાસ થાય જ કેમ ! એ એક ભૂષણ નહિ, પણ દુષણ ગણાતું. આવી સામાજીક સ્થિતિમાં શ્રી. પદ્માબહેને અભ્યાસ શરૂ કર્યો. આ વર્ષો દરમ્યાન તેમને અનેક વખત

કુટુંબ-ક્લેશ વહોરી લેવો પડતો; ને કદીક ભૂખ્યા રહીને, તો કદીક અપમાનો સહન કરીને પણ તેમનું કાર્ય આગળ ધપાવ્યું. પણ એટલું ચોક્કસ હતું કે, આ વર્ષો દરમીઆન તેમને તેમની જવાબદારીનું સંપૂર્ણ ભાન હતું. વિદ્યા એ શોભા માટે નથી, પણ 'सा विद्या या विमुक्तये' એ ધ્યેય રાખીને તેઓ ભણતાં. સંસ્કૃત, ગુજરાતી તથા અન્ય વિષયો તેમના અભ્યાસક્રમમાં હતા. તેમને સંસ્કૃત પરત્વે ઘણું મમત્વ હતું—એટલે સુધી કે વાસણ માંજતાં કે વાસીદું વાળવા જેવા ગૃહકાર્ય વખતે પણ સંસ્કૃતના રૂપો અને શ્લોકો ગોખતાં. આમ તેમણે સાત ધોરણ પસાર કર્યાં અને હવે યુનિવર્સિટીની શાળાન્ત પરીક્ષા પસાર કરી. હવે તેમને ઉચ્ચ શિક્ષણ લેવાની વૃત્તિ જાગી. તે પણ તેમને માટે નવો જ કોયડો હતો. અમદાવાદમાં કોલેજ હતી, પણ તે તો છોકરાઓની, એટલે તેમાં તો આવી બહેનોથી જવાય જ કેવી રીતે ? તેમને માટે ખાસ સ્ત્રીઓની જ પાઠશાળા હોય અને તેમાં તેમને અનુકુળ વિષયો—ખાસ સ્ત્રીઓને લગતા—હોય તો જ તેઓ શિક્ષણ મેળવી શકે. સદ્ભાગ્યે કેટલાક સ્ત્રીશિક્ષણના હિમાયતીઓએ આવી બહેનોની આશા પૂર્ણ કરવાનો પ્રયત્ન કર્યો. અને શ્રી. શારદાબહેન મહેતા તથા વિદ્યાબહેન નીલકંઠ જેવા સુપ્રસિદ્ધ સન્નારીઓનાં અથાગ પરિશ્રમથી 'સ્વ. લાલશંકર ઉમીયાશંકર મહિલા પાઠશાળા'ની સ્થાપના કરવામાં આવી. તદ્દન શરૂઆતમાં તો ફક્ત ત્રણ કે ચાર બહેનો જ હતી. શ્રી પદ્માબહેન આવી અનેક મુસ્કેલીઓનો સામનો કરીને પ્રથમ પંક્તિના સ્ત્રી ગ્રેજ્યુએટ થયાં. અને ગૃહિતાગમા, જેને ઇંગ્લીશમાં જી. એ. ની ઉપાધી કહે છે, તે તેમણે મેળવી. તેમની જ્ઞાતિમાં તે પ્રથમ જ સ્ત્રી-ગ્રેજ્યુએટ હતાં. એમનો ઉદ્દેશ કેળવણીનો ઉપયોગ આર્થિક ઉપાર્જન માટેનો ન હોવા છતાં પણ તેમને વનિતાવિશ્રામમાં રોકી લીધાં અને સંજોગોને વશ થઇને તે સંસ્થામાં જોડાયાં. તેમના સાને કે હોદ્દાએ તેમને બહેકાવ્યાં નથી. તેમનું જીવન ખૂબ જ સાદું અને શિસ્તબદ્ધ હતું. આ વખતે તેમણે અનેક વિધવાઓને ઠેકાણે પાડી હતી, તેમની અનેક મુસ્કેલીઓનો ઉકેલ કરી આપ્યો હતો, અને તેમનાં જીવન સુધાર્યાં હતાં. શ્રી પદ્માબહેને માત્ર ઉપદેશથીજ નહિ, પરંતુ પોતાના આચરણથી એક દૃષ્ટાંતરૂપ જીવન જીવીને બીજાને જીવાડયાં. માત્ર સંસ્થામાંજ નહિ, પરંતુ પોતાને ઘેર પણ તેમણે ઘણી વિધવાઓને આશ્રય આપ્યો હતો, અને એ રીતે તેમનું પોતાનું ઘર પણ એક સંસ્થા જેવું જ થઇ પડયું હતું. આવી બહેનોને તેમના દુઃખમાં કંઇક સાંત્વન મળે તેવા પ્રયાસો તે અહર્નિશ કરતાં, અને એ રીતે આવી વિધવા બહેનોને તેમણે તન, મન અને ધનથી મદદ કરી હતી.

બધાના દુઃખમાં જ તેમણે પોતાનું દુઃખ સમાવી દીધું હતું. વનિતા વિશ્રામની સેવા પછી તેમને લેડી ઠાકરસીએ પોતાને ઘેર બોલાવ્યાં. ત્યાં પણ પદ્માબહેનનું સ્થાન ઘણું ઉંચું હતું: તેમના ખાસ મંત્રી તરીકે—એક સાચા સલાહકાર તરીકેની માનવાળી જગ્યા એ સંભાળતાં. શ્રી સુંદરાબાઇ અને લેડી ઠાકરસીને સ્ત્રીકેળવણીમાં રસ લેતાં તેમણે જ કર્યાં, એમ કહેવું અતિશયોક્તિ ભર્યું નથી. આજે પણ તેમના સંબંધો ઘણા મીઠા છે. ત્યાંથી નિવૃત્ત થયા છતાં પણ શ્રી. સુંદરાબાઇ તેમને અનેક વખત બોલાવે છે અને મશ્કરીમાં કહે છે પણ ખરાં કે 'આ પદ્માબહેને અમને જાહેર ઉપાધી વળગાડી.' આ વર્ષો દરમીઆન તેમણે શ્રી. સુંદરાબાઇ સાથે ઘણા પ્રવાસો કર્યાં છે. કાશ્મીર અને હિમાલયના સુંદર પ્રદેશો જોવાનું સદ્ભાગ્ય તેમને ત્યાં સાંપડયું. તે સમયનો તેમણે સદુપયોગ કર્યો. તેમણે પોતાનું બહારનું જ્ઞાન ખૂબ વધાર્યું અને પરિણામે 'હિમાલયનો

પ્રવાસ' એ પુસ્તક પ્રસિદ્ધ થયું.

સન ૧૯૩૦માં સ્વ. નાનીબહેન ગજ્જરની નિવૃત્તિને કારણે મુંબઈ વનિતા વિશ્રામનું નામ બગડેલે ચઢયું હતું, અને વનિતા વિશ્રામ બંધ કરવા જેવી પરિસ્થિતિ ઉભી થઈ હતી. આવી જામેલી સ્ત્રી સંસ્થા બંધ ન જ થવી જોઈએ એવા ઉદ્દેશથી શ્રી પદ્માબહેને મુંબઈ વનિતા વિશ્રામનું સુકાન હાથમાં લીધું, ને લેડી ઠાકરશી તેમજ શ્રી. સુંદરાબાઈ અને આખા ઠાકરસી કુટુંબને વનિતા વિશ્રામના કામમાં રસ લેતાં કર્યાં. એ કામ થાળે પડયાં પછી લગભગ ત્રણેક વર્ષે તેમણે આ કામ છોડયું. દરમીઆન વનિતા વિશ્રામની વાર્ષિક આવકોમાં કેટલીક નવી આવકો ઉમેરાવી સારૂં એવું ફંડ ભેગું કરી આપવામાં પણ તેમણે તેમની પૂરેપૂરી ફરજ બજાવી હતી. એવામાં અમદાવાદ વનિતા વિશ્રામમાં તેમને ૧૯૪૦–૪૧માં શ્રી. રૂક્ષ્મણીબહેને બોલાવ્યાં, અને ફરીથી સંસ્થાની જવાબદારી તેમને શીર નાંખી. સેવા એ જ જેનું જીવનમંત્ર છે, તેમને બીજો વિચાર શેનો આવે? સેવા એ તો એમનો સહજ સ્વભાવ છે. ધન કે કીર્તિ એ તેમનું ધ્યેય નથી. સત્તા ખાતર પણ સત્તા એમણે વાંચ્છી નથી. એટલે અમદાવાદના વનિતા વિશ્રામમાં તેમની સેવાની જરૂર જણાઈ ત્યારે મુંબઈના શાન્ત અને વૈભવવાળા સ્થાનને છોડી વનિતા વિશ્રામની માનદ સેવા તેમણે સ્વીકારી, અને લગભગ ત્રણેક વર્ષ સુધી એકલે હાથે છાત્રાલય, શાળા અને ફંડ સુધીનું તમામ કાર્ય કરી સંસ્થાને તેની મુશ્કેલીઓમાંથી બચાવીને વધારે દૃઢ અને સુવ્યવસ્થિત કરી. હોદ્દાની તેમને દરકાર નહોતી, એટલે જેટલો સમય તેમને યોગ્ય લાગ્યું તેટલો જ સમય તે ત્યાં રહ્યાં, અને ઘણા જ ટૂંકા સમયમાં પોતાનું કાર્ય સુંદર રીતે પાર પાડી નિવૃત્ત થયાં. હાલ તે નિવૃત જીવન ગાળે છે.

હવે આપણે તેમના બીજા નાનાં કાર્યો તરફ નજર કરીએ. શ્રી. પદ્માબહેન હવે યુનિ.ની સેનેટના મેમ્બર છે. વળી ઘણા વર્ષોથી પરીક્ષક તરીકે પણ આવે છે. તે ઉપરાંત હવે યુનિ.ના આજીવન સભ્ય છે. પૂના ગુજરાતી બંધુ સમાજના તે લાઈફ મેમ્બર છે. પૂનામાં તે લેડી ઠાકરશી સાથે રહ્યાં ત્યારે પૂનામાં ગુજરાતી મંડળોમાં રસ લઈને તેમને પ્રગતિશીલ કર્યાં છે. પૂના બંધુ સમાજના સ્ત્રી વિભાગના તે મંત્રી હતાં. ત્યાં પણ સભ્યો વધારવામાં અને ફંડ એકઠું કરવામાં તેમણે સારો ભાગ ભજવ્યો છે.

અમદાવાદ સાહિત્ય સભાના સ્ત્રી વિભાગના તે માનદ મંત્રી હતાં. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના તે આજીવન સભ્ય છે. અમદાવાદ મહિલા મંડળ—જે પાછળથી સ્વ. મહાલક્ષ્મીબહેન તથા લેડી વિદ્યાબહેન ચલાવતાં હતાં, તેના આદ્ય સંસ્થાપક શ્રી. પદ્માબહેન હતાં. તે જ રીતે અમદાવાદ વનિતા વિશ્રામનાં અંગે ભગિની સમાજની સ્થાપના શ્રી. સુલોચનાબહેનની સાથે રહીને કરી હતી. મહિલા મંડળનો કાર્યક્રમ તો બહુ સારી રીતે યોજાતો હતો. મહિલા મંડળની સ્થાપના ને પ્રચારના સમયે અમદાવાદમાં સ્ત્રીજીવન બહુ જ સંકુચીત હતું. તેમાં ય સારી જ્ઞાતિ ને સારા ઘરની બાઈઓની છોકરીઓ બારીયા બહાર જતી નહિં, [illegible] શ્રી. પદ્માબહેને તેમની સાથેની બીજી બે ત્રણ બહેનોની સાથે આ મંડળ ખોલ્યું. તેમાં દર અઠવાડીએ જુદી જુદી બહેનોને ત્યાં જુદા જુદા મહોલ્લામાં સૌ મળતાં અને મંડળના સભ્યો ન હોય તેવી બહેનો પણ તેમાં ભાગ લેતી. એમાં સ્વદેશ કીર્તનો ગવાતાં, ચર્ચાઓ થતી અને સારાં સારા વિષયો પર ભાષણો થતાં. આ રીતે મહિલા મંડળે તેના આરંભમાં સ્ત્રીજીવનને વિકસાવવામાં સુંદર ફાળો આપ્યો હતો.

૧૯૨૦–૨૧ની અધિીજીની ચળવળમાં તેમણે ભાગ લીધો હતો. તેને અંગે શ્રી. નંદુબહેન કાનુગા સાથે અમદાવાદની પોળે પોળે ફરીને

સ્ત્રીજાગૃતિ આણવામાં તેમનો ફાળો હતો. અમદાવાદ કૉંગ્રેસમાં તે સ્ત્રી સેવિકાના કેપ્ટન હતાં. ત્યાં પણ તેમણે સારી સેવા બજાવી હતી. આ ઉપરાંત પૂનામાં ગાંધીજી પકડાયા ત્યારે તેમના પંચવિધિ કાર્યક્રમને અમલમાં મૂકવા પ્રજાજાગૃતિ લાવવા લેડી ઠાકરશીની સાથે કામ કર્યું હતું. દારૂબંધી વિષે તે ભાષણો કરતાં, પાકેટીંગો કરવા પણ તે ગએલાં. આ બધા અંગે તેમને જુદી જુદી વખતે ભાષણો કરવા પડેલાં.''આથી તેમની વક્તૃત્વ શક્તિ પણ સારી ખીલેલી છે.

મુંબઈની હંસરાજ પ્રાગજી ગર્લ્સ સ્કુલની સ્થાપનામાં તેમનો હિસ્સો છે. મુંબઈના જાણીતા સુંદરાબાઈ હૉલમાં શીલાલેખ ઉપર સલાહકાર તરીકે તેમનું નામ અંકિત થએલું છે, જે ચીરસ્મરણીય રહેશે. તદુપરાંત સુંદરાબાઈએ જે જે સત્કાર્યો કર્યાં તેમાં શ્રી. પદ્માબહેનનો હાથ છે જ. અમદાવાદનો હંસરાજ પ્રાગજી હૉલ તેમનેજ આભારી છે. તેમણે ઘણી સંસ્થાઓ અને ઘણા લાયક વિદ્યાર્થીઓને 'શેઠ હંસરાજ પ્રાગજી ટ્રસ્ટ'માંથી મદદ પણ અપાવી છે.

હવે આપણે તેમની સાહિત્ય વિષયક પ્રવૃત્તિ જોઈએ. તેમણે ઘણાં પુસ્તકો લખ્યાં છે. તેઓ એક બાળ માસિક પણ ચલાવતાં અને તેને અંગે 'આપણી બાળ ગ્રંથમાળા' દ્વારા જુદા જુદા પુસ્તકો લખ્યાં છે. તેમાં 'રોજ ને રોજ', 'ન્હાનપણની વાતો', 'ધોળી દાઢીવાળા', 'બાપા', 'ચાલો હિમાલય ભા. ૧–૨' વગેરે બાળ સાહિત્ય ઉપરાંત 'હિમાલયનો પ્રવાસ', 'ઉદ્બોધન', 'માલસરની યાત્રા', 'ભીલ કુમારી નાટિકા', 'ચરવડાનો યોગી' વગેરે પુસ્તકો પ્રસિદ્ધ છે. આ ઉપરાંત તેમણે નાના નાના નિબંધો તેમજ વાર્તાઓ, કાવ્યો વગેરે પણ લખ્યાં છે. અત્યારે તે 'ઉત્તરરામચરિત'નો અનુવાદ કરી રહ્યાં છે. તે હવે પછી પ્રસિદ્ધ થશે.

સાહિત્ય પરિષદોમાં પણ તેમણે નિબંધો વાંચ્યા છે. ભાવનગરની સાહિત્ય પરિષદમાં તેમણે 'ગાંધીયુગ ને નર્મદયુગની સરખામણી' ઉપર એક નિબંધ લખેલો. તેમને પ્રથમ નંબરનું ઇનામ મળ્યું હતું. 'મીરાંબાઈ' ઉપર મુંબઈ સાહિત્ય પરિષદમાં લેખ વાંચ્યો હતો. આમ તેમણે સાહિત્યના ક્ષેત્રમાં પણ ઠીક ઠીક ફાળો આપ્યો છે.

અમદાવાદ વનિતા વિશ્રામમાંથી ૧૯૪૩–૪૪માં છૂટા થયા પછી તે નિવૃત્ત જીવન ગાળે છે, છતાં તેમની સાહિત્ય અને સામાજીક સેવાઓ ચાલુ જ છે. હજી અત્યારે પણ તેમની પાસે અનેક વિધવાબહેનો સલાહ લેવા આવે છે. તેમના સંબંધો બહુ જ મીઠા છે.

આવી જાહેર પ્રવૃત્તિ કરતાં તે વ્યવહાર-શુન્ય બન્યાં નથી. તેમણે કુટુંબની સેવા પણ કરી છે અને તેમના દુઃખની વખતે તન, મન અને ધનથી મદદ કરી છે. જેવું તેમનું જીવન વિશાળ ક્ષેત્રોમાં વહેંચાયું છે, તેવું જ તેમનું હૃદય પણ વિશાળ છે. આટલા બધા દુઃખમાં અને પ્રવૃત્તિમાં લદાએલા હોવા છતાં તેમણે મગજનું સમતોલપણું કદીએ ગુમાવ્યું નથી; તેનું મુખ્ય કારણ તેમની ધાર્મિક વૃત્તિ છે. શુભનિષ્ઠાથી જ તેઓ પ્રવૃત્તિ આદરે છે, એટલે જ તેમના બધા લેખો અને વ્યાખ્યાનો હંમેશાં ચિંતનશીલ રહ્યાં છે. ધાર્મિક સાહિત્યનો તે અભ્યાસ કરે છે. ધર્મ માત્ર ઉપદેશ માટે નહિ, પણ આચરણ માટે છે તેમ તે માને છે, તેથી જ તેમનું સમગ્ર જીવન આટલું બધું પવિત્ર, સંયમી અને વિચારશીલ રહ્યું છે. આજના સમાજના તે આદર્શ ત્યાગમૂર્તિ છે.

# *મહેમાનો



લેખિકા

શ્રી ઇન્દુમતીબહેન મહેતા

સ્થળ : દિવાનખાનું

સમય : સવારનો

(નારણભાઈ છાપું વાંચતા બેઠા છે, ચંચળ-બહેન દાણા સાફ કરે છે. મંગળા ભરે છે. ચીમન લેશન કરે છે.)

ચંચળ :

આ આઝાદી મળી તો પણ અનાજનું કંઈ સુખ ના થયું. આ ચોખા શે ખાધા જાય! સાંભળો છો? કહું છું, આ પેલા ગોરા ગયા તે ભેગા ચોખાય લેતા ગયા!

નારણભાઈ :

તે તું એમ માનતી હતી કે સ્વરાજ્ય *મળશે એટલે તારે ઘેર અનાજનાં ગાડાં ઠલવાશે?* આટલુંયે મળે છે તે પ્રભુનો પાડ માનને! બીલકુલ નહિ મળે ત્યારે શું કરીશ?

ચંચળ :

નિરાંત. એ તો મને બહુ ગમ્યું. રાંધવાની રામાયણ તો ટળશે; હું તો કેની લાંબી થઈને સૂઈશ. આ કાંકરામાંથી તો બચીશ. એ-મંગુડી, ચાલ દાણા સાફ કરવા લાગ. શીખશે ક્યારે? પેલે ઘેર તૈયાર નહિ આલે. (મંગુડી ભભડતી ઉઠે છે. એક તારવાળો ઘર શોધતો આવે છે અને બુમ પાડે છે.)

નારણદાસ ભગવાનદાસ કોણ છે? તાર છે. (ચંચળ સફાળાં ઉઠે છે છોકરાઓ વીંટાઈ વળે છે.)

નારણભાઈ :

આજ ઘર.

તારવાળો :

આવું સરનામું તે હોય! એકલું કાશ્યા-દેવી લખે તે અમારે ક્યાં શોધવું?

નારણભાઈ :

તારી વાત સાચી છે ભાઈ, પણ કોણ ક્યારે તાર મુકશે એની મને કંઈ ખબર છે? જા દિવાળીના દિવસે આવજે, તને રાજી કરીશું.

(બધા નારણભાઈ પાસે ભેગાં થઈ જાય છે. નારણભાઈ તાર વાંચે છે.)

ચંચળ

સેતરંજી ઉપર નહિ, નીચે ઉભા રહીને વાંચો, નહિ તો બધું બોળવાનું કરશો.

નારણભાઈ :

(ભોંય ઉપર ઉભા રહીને) Reaching Bombay noon. Keshavlal. (નારણભાઈ વિચારમાં પડે છે.)

ચંચળ :

કહો તો ખરાં, શું છે? કોણ મરી ગયું?

નારણભાઈ :

શું સમજ્યા વિના બોલવાનું! કોઈ મરી નથી ગયું. અત્યારે તો મરે એ સુખી થાય ને પાછળ રહેનારને પણ મોઢું ભરવાનું ઓછું થાય. આ તો મેંમાન છે.

* લેખિકાની અનુમતિ લઈને જ ટૂંકાવ્યું

ચંચળ :

પણ બોલશો ખરા કે નહિ?

નારણભાઈ :

કેશુભાઈનો તાર છે. આજે બપોરે આવે છે.

ચંચળ :

એં...તે શું કામ આવતા હશે? આપણી મંગુડીની એને ખબર છે? જોવા ન આવતા હોય! જો જો હોં? બરાબર જવાબ દેજો.

નારણભાઈ:

છાનીમાની બેસને! આ બૈરાંને આ સિવાય બીજું સુઝે જ નહિ. તું તારે રસોઈ કર. મને ઑફીસે જવાનું મોડું થશે. ઑફીસમાંથી જ સ્ટેશને જઈશ.

ચંચળ :

ચાલ મંગુડી ઘરમાં બધું સાફ કરી નાખ. (મંગુડી સાફ કરે છે ચમન લેસન કરે છે એના ટેબલ ઉપર ઝાપટે છે. ચમન બુમ પાડે છે.)

ચમન :

એ બા! આ મંગુડી મને વાંચવા દેતી નથી.

ચંચળ :

એક ઘડીએ તમે ડાહ્યા નહિ થાઓ? ચાલ મંગુડી ડાહી થઈને સાફ કર ને પેલી ભરતની પેટલી લઈ આવ, આપણે ગોઠવી દઈએ. તુંએ કપડાં બપડાં બરાબર પહેરીને બેસજે અને વિનયથી જવાબ આપજે.

મંગુડી :

તે બા કોણ આવવાનું છે? સીનેમા જોવા જવાનું છે?

ચંચળ :

બેસ સીનેમાવાળી! આ અત્યારની છોકરીઓ જરામાં ન સમજે. અમે તો તારા જેવડાં હતાં ત્યારે મહેમાન આવે કે તરત સમજી જઈએ. હું કહું તેમ કર. (બન્ને જણાં ભરત ગોઠવે છે. ત્યાં પડોશણ જડાવબેન આવે છે અને બુમ પાડે છે.)

જડાવ :

ચંચળબેન છે કે?

ચંચળ :

હા આવોને બેન.

જડાવ :

આ શું કરવા માંડયું?

ચંચળ :

આજે અમારે ત્યાં મહેમાન આવવાના છે, તે જરા ઘર સાફ કરૂં છું.

જડાવ :

તમારા સગાં થતાં હશે!

ચંચળ :

હું તો ઓળખતી નથી. પણ આપણે ઘેર મોટી દીકરી હોય તે જાણતા તો હોય જ ને! પણ આજે તમે કયાંથી નવરાં પડયાં?

જડાવ :

આજે તો અમને પણ આઝાદી મળી છે. સાસુજી ગયાં છે દર્શન કરવા, તે થયું કે લાવ જરા ચંચળબેનને ત્યાં જઈ આવું, ઘણા દિવસથી ગઈ નથી તે. (ફરતી ફરતી ચાકળા જુવે છે.) ઓહો! આ બધું કોણે ભર્યું?

ચંચળ :

આ મારી મંગુડીએ. મહેમાન આવવાના છે એટલે જરા શોભાએ લાગે અને કાંઇ વિચાર હોય તો મંગુડીનું ભરત પણ જુએ. મોટી છોકરીઓની તો ચિંતા રહેજ ને! સાપના ભારા કયાં સુધી સાચવવા!

જડાવ :

ખરી વાત છે. દીકરીઓ તો સાસરે જ શોભે. આપણે એ પારકી થાપણ કયાં સુધી સાચવીએ? લ્યો, ચાલો તમારા ભાઇને આવવાનો વખત થયો છે એટલે હવે જાઉં ત્યારે. (નારણભાઇ અને કેશવલાલ આવે છે.)

નારણભાઈ :

એ કાશીબાઈ, ગાડી મદીસુન સામાન આવ્યું, આણી પૌણાચી બોલી મદી ઠેવ. કેમ કેશુભાઈ, ચ્હા પીશો કે જમવાનું તૈયાર છે તે જમી લેશું?

કેશવલાલ :

કેટલા વાગ્યા છે? નારણભાઈ, મારું જીવનં

ઘડીયાલને પૂછીને ચાલે છે. નાનપણથી જ નિયમિતતા શીખ્યો છું. જુઓ ત્યારે હું તમને બધું કહી જ દઉં, એટલે પછી વારે ઘડીએ પૂછવું જ નહિ, તમને યાદ ન રહે તો લખી લેજો.

નારણભાઈ :

અલ્યા ચમનીઆ, આ લખી લે. (ચમનીઓ કાગળ પેન્સીલ લઇને આવે છે)

કેશવલાલ :

સવારે ચાર વાગે ઉઠવાનું, ન્હાઇધોઈ પાંચ વાગે પૂજાપાઠ, ૭ વાગે ચ્હા, સાડાછએ બજારમાં આંટો મારવાનો, ૧૧ વાગે જમવાનું, ૧૨ થી ૨ આરામ, બપોરે બે વાગે લીંબુનું શરબત, ચાર વાગે ચ્હા, પાંચ વાગે ઘરનાં માણસો સાથે વાતચીત, ૭ વાગે બહાર ફરવા જવાનું, આઠ વાગે જમવાનું, પછી થોડું વાંચન અને નવ વાગે ઉંઘી જવાનું. આખા દિવસનો કાર્યક્રમ આપી દીધો.

ચમન :

બાપા, શું કરું? આ તો નિશાળના ટાઈમ-ટેબલ જેવું લાગે છે.

નારણભાઈ :

( એની સામે ડોળા કાઢીને ) જુઓને, આ નિશાળીઆઓને નિશાળ સિવાય કાંઇ સૂઝતું જ નથી. શું કરું હું, તારી બાને આપ. આને ચુલા પાસે રસોડામાં ચોંટાડી દેવાનું કહેજે.

કેશવલાલ :

જુઓ અત્યારે ૧૨ વાગ્યા છે, એટલે આરામનો સમય છે, હું આરામ લેવા જાઉં છું. ( મહેમાન જાય છે )

ચંચળ :

તમે પૂછી જોયું? મેં તો આ બધું મંગુડીનું ભરત કાઢીને ગોઠવ્યું છે. નિરાંતે બધું બતાવજો.

નારણભાઈ:

માથું ન ખા. એના ટાઈમટેબલથી જ મારૂં માથું ખવાઈ ગયું છે. ઑફીસમાંથી બે દિવસની રજા લઈ લઉં, નહિ તો એનો સમય કેમ સચવાશે?

ચંચળ :

કહું છું કે આ બધું રસોડામાં ઘડીઆળ વિના મને કેમ ખબર પડશે?

નારણભાઇ :

West and Watch કંપનીમાંથી કાંડાનું ઘડીયાળ લાવી આપું બીજું? જો, હું બહાર જાઉં છું. બધું બરાબર આપજો. ( ત્યાં ટપાલ આવે છે ) નારણદાસ ભગવાનદાસ.

નારણદાસ :

(કાગળ વાંચે છે) લે સાંભળ, પશાભાઈનો કાગળ છે. કાંઈ કામ પ્રસંગે અહીં આવે છે. આપણે નાગે કોઈએ આમંત્રણ પત્રિકા કાઢીને તો બધાંને નથી મોકલી ને? હું ઑફીસેથી જતો આવીશ. ( ઘરમાં ન્હાની તૈયારીઓ થાય છે, ત્યાં તો નારણભાઈ પાછા આવે છે.) બે ગાડીઓ સ્ટેશને આમથી તેમ ફરીને જોઈ, પણ કાંઈ પશાભાઈનો પત્તો જ નથી.

કેશવલાલ :

કેમ કોઈ આવવાનું છે?

નારણભાઈ :

હા, એક મહેમાન આવે છે. ત્રણની ગાડીએ આવવાના હતા.

કેશવલાલ :

આવી અનિયમિતતા જ આપણને હેરાન કરી નાખે છે. મારી બાબતમાં એવું કદિ બને જ નહિ. ઘડિયાળ ખોટી નીકળે, પણ મારો કાર્યક્રમ ન બદલાય.

નારણભાઇ :

ચાલો આ કાઢો.

કેશવલાલ :

હજી પોણાચાર થયા છે. પા કલાક પછી મારો 'ચા' નો સમય થાય છે. ( બધા રાહ જોઇને બેસી રહે છે. ચમન 'ચા' પીવા ટાંપી રહે છે, તેની સામે નારણભાઈ ડોળા કાઢે છે. )

કેશવલાલ :

ચાલો, હવે બરાબર સમય થયો છે, જુઓ પાંચ વાગે વાર્તાલાપ એટલે બધા ભેગા થજો.

મ્હેમાન પેપર વાંચે છે. બધા ભેગાં થાય છે)
બોલો નારણભાઈ તમારે કેટલો પગાર? સંઘવારી કેટલી? વર્ષે વધારો કેટલો?

નારણભાઇ :

બધું થઈને ૧૫૦ થાય. એમાં ચારનું ખાવાનું ને છોકરાઓનું ભણવાનું બધું જ. મહેમાન આવે એ જુદા. વધારો શેનો!

કેશવલાલ :

અલ્યા ચમન તું શું ભણે છે?

ચમન :

ચોથી અંગ્રેજી.

કેશવલાલ :

બોલ ત્યારે વીસ રૂપિયે મણના ચોખા મળે છે ને આપણને પાંચશેર જોઈએ છીએ તો કેટલા રૂપિયા તારે આપવાના?

ચમન :

કાંઈ જ નહિ.

કેશવલાલ :

કેમ? મફત કોણ આપે?

ચમન :

મારે ક્યાં આપવાના છે? મારા બાપાએ આપવાના. (ત્યાં તો બીજા મ્હેમાન બૈરી, અને બે છોકરાં સાથે આવી પહોંચે છે.)

પશાભાઇ :

લો તમે તો સામે પણ ન આવ્યા!

નારણભાઈ :

અરે બે ગાડીઓ આખી જોઇ. તમે તો ત્રણ વાગે આવવાના હતા ને? અત્યારે તો સાડાપાંચ થયા.

પશાભાઈ :

નારણભાઈ, આપણું ધાર્યું ઓછું જ નીકળાય છે? મારા સાળાના સાળાના છોકરાનું મુંડણ હતું તે જમવાનું હતું, એટલે રોકાઈ જવું પડયું. આપણે તો ઠીક, પણ છોકરાંઓ તો હોંશે ખાય. ઠીક ચાલો તમારૂં ઘર ભાળ્યું હતું એટલે કાંઈ વાંધો નહિ. (છોકરાઓને) કેમ મુંબઈ કેવું છે? કાકાનું ઘર ગમે એવું છે ને? અરે! અહિં તો એવું ગમશે કે જવાનું નામ જ નહિ લ્યો. નારણભાઈ, આ તો કામ પ્રસંગે આવવાનું થયું, ત્યારે થયું કે બધાંને લઈને જ જાઉં. એ બ્હાને મુંબઈ જોવાશે. આ તો તમારૂં ઘર છે એટલે કહેવાય.

નારણભાઇ :

ચાપાણી પીશો કે ન્હાવા ધોવાનું પહેલાં પતાવશો?

પશાભાઈ :

થાય છે, શું ઉતાવળ છે? તમારા મુંબઈમાં બહુ દુ:ખ; બધું ઘડિઆળની જેમ ચાલે. એ તે કાંઈ જીવન છે? મન ફાવે તે કરવામાં જ મઝા છે. (કેશુભાઈ એની સામે કટાક્ષથી જુએ છે.)

કેશવલાલ :

ઠીક ત્યારે હવે સાડા છ થયા છે. હું જરા બહાર જઈ આવું. આઠ વાગે જમવા વખતે આવી જઈશ. (જાય છે.)

પશાભાઇ :

આ કોણ છે? તમે સો‌ઉ આઠ વાગે જમો છો? ભાઈશાબ, આપણને એ ન પોશાય. અમને હજી સવારનું ખાવાનું તો હાલ્યું યે ન હોય. અમારાં બૈરાંને તો ટેવ જ પાડી દીધેલી, બપોરે કોઈ વાર બાર તો કોઈ વાર બે પણ થાય, અને ભાઈબંધ દોસ્તારોમાં ટેસ આવ્યો હોય તો રાતે બાર પણ વાગે. જીંદગી મઝા કરવા માટે જ છે ને? બૈરાંને બીજું કરવાનું શું? (એની બૈરીને) આમ શું બેસી રહી છે? હજી તો કેટલાય દિવસ રહેવું છે, આમ ગભરાઈ શું જાય છે? રસોડામાં જઈને મદદ કર. નારણભાઈ, અમારાં ઘરનાં બૈરાં ૨૫ માણસનું રાંધવું હોય તો ના ન પાડે. લાડવા, પુરણપોળી, ગમે તે કરતાં થાકે નહિ હોં. કેમ વિમુ અહીંયાં ગમશે ને?

નારણભાઈ :

હવે તો હશે ભાઈ, પેલા કેશુભાઈ આવશે તો જમવા બેસવું પડશે. (પશાભાઈ અંદર જાય છે)

પશાભાઇ :

( જતાં જતાં એના કુટુંબને ) આવો અંદર, ઘર તો જુઓ! ( બધાં જાય છે )

ચંચળ :

આ તો નિરાંતે રહેવાના હોય એમ લાગે છે. આ બધાંનાં રેશનકાર્ડ તો કઢાવી આવો, ખવડાવીશ શું? ( નારણભાઈ જાય છે. ) ( એક વિધવા બાઇ આવે છે ) નારણભાઇનું ઘર આ?

ચંચળ :

હા, કેમ શું કામ છે? કોણ છો? ક્યાંથી આવ્યાં છો?

બાઈ.

બહેન, વખાની મારી આવી છું. થોડુંઘણું ભણી છું. અહીં નિશાળમાં કોઇ નોકરી અપાવો તો ઉપકાર થશે. અમારા ગામના રામદાસભાઇએ નારણભાઇનું નામ આપ્યું છે, એટલે અહીં આવી છું. થોડા દિવસ પડી રહેવા દો તો હું શોધી કાઢીશ. તમારો ઉપકાર કદી નહિ ભુલું.

ચંચળ

બધાને એમનું નામ કોણ બતાવે છે? દુનિયામાં બીજાં બધાં મરી પરવાર્યાં છે?

બાઈ :

તમારું નામ તો પ્રખ્યાત છે. અનેક જણને આશ્રય આપો છો. મને વિધવાને આશ્રય આપો.

( નારણભાઇ રેશન કાર્ડ લઇને આવે છે)

નારણભાઇ :

(બાઇને જોઇને નવાઇ પામી ) તમે કોણ છો?

બાઈ :

તમે જ નારણભાઇ? જીવતા રહેજો! થોડા દિવસ મને અહીં પડી રહેવા દો. મને કોઇ નોકરી શોધી આપશો તો હું ઉપકાર માનીશ.

( ત્યાં એક છોકરો આવે છે. )

નારણભાઈ :

તમારે કોનું કામ છે?

છોકરો :

નારણભાઇનું.

નારણભાઇ :

કોને ત્યાંથી આવ્યા છો?

છોકરો :

જગજીવનભાઇનો કાગળ લાવ્યો છું. હું બી. એ. ની પરીક્ષામાં આ વખતે બેસવાનો છું.

નારણભાઇ :

તે શું મારા ઉપર ઉપકાર કરો છો?

છોકરો :

ના, મને મુંબાઇમાં ઉતરવાનું ઠેકાણું નથી. તે એક અઠવાડીયું તમારે ત્યાં રહેવા માગું છું.

નારણભાઈ :

ભાઇ, મારું ઘર કાંઇ ધર્મશાળા છે? કોઇ કામે આવે છે, કોઇ મઝા કરવા આવે છે, કોઇ નોકરી શોધવા આવે છે. કોઇ પરીક્ષા આપવા આવે છે.

(ત્યાં તો 'જય સિતારામ' બોલતા બાવાઓ પ્રવેશ કરે છે )

નારણલાલ બાબુજીકા ઘર એ હય?

નારણલાલ :

ચમનીઆ, જો તો કોણ છે?

ચમન :

બાપુજી, પાંચ ૭ બાવાઓ આવ્યા છે.

( બધાં અંદર ધસી આવે છે. )

એક બાવો :

બાબુજી, હમ તો વારાણસીસે આતા હૈ. બમ્બઇમેં કથા કરનેકે લીયે આયે હય. કાશીમેં ગિરધરલાલ બાબુજી હય ને? ઉનોને હમકુ ઇધર ભેજા હય. એ ખત આપકે લીયે દીયા હય. લીજીએજી.

(નારણભાઇ કાગળ ઉઘાડીને વાંચે છે.)

શ્રી. નારણભાઇ,

તમને એક તસદી આપવાની છે. આ બાવાઓને આધ્યાત્મિક જ્ઞાન બહુ સારું છે. અહિંઆ હજારો માણસો એમની કથા સાંભળે છે. મુંબઇમાં એક બે માસ રહી કથા કરવા માગે છે. એમની યોગ્ય વ્યવસ્થા કરશો.

–ગિરધરલાલ

નારણભાઈ :

હમ તો તુમકુ નહિં પૈછાનતા હય.

એક બાવો :

હમકુ પૈછાનનેકી કુછ આવશ્યકતા નહિ હય. ગિરધરલાલજીકો તો પૈછાનતે હયને?

નારણભાઇ :

ના. ભાઇ, ના. ગિરધરલાલને પણ નહિ ઓર એની સાત પેઢીકુ બી નહિ જાનતા, ઓર જાનના ઇચ્છતા પણ નહિં હય.

(એની સ્ત્રીને) આ બધા આપણા હાથમાં શંકોરું લેવડાવે એમ છે.

ચંચળ :

આપણે કાંઇ યુક્તિ કરીએ. બહારગામ ચાલી જઇએ.

નારણ :

ક્યો બાપ અત્યારે રજા આપે? કાયમની રજા મળે એમ છે. બાવાને તો કહેવા દે. (બાવાને) દેખો, હમ તો બહારગામ જવાના હય, એટલે તુમ બીજે કાંઇ ચલે જાવ.

એક બાવો :

હમ ગરીબ પર રહેમ કરના. આપ તો બડે શ્રીમંત લોગ હય.

નારણભાઈ :

(એક બાજુ) હું જ જાણું છું કે મારી પાસે કેટલા પૈસા છે. પહેલી તારીખે પગાર આવે અને પાંચમીએ તો એ પરગામ ચાલી જાય છે. (બાવાને) માફ કરો. અમે તુમને એક વાર તો કહા. તુમ સાંભળતા નહિ હય? (બાવાઓ જય સીતારામ કરતા જાય છે.)

નારણભાઈ :

હવે પેલા લોકો આવે ત્યારે પણ કાંઇ નાટક કરવું પડશે. તારી બહેન માંદી છે ને ગામ જવું પડે એમ છે એમ કહી રડજે. એક ખોટો તાર પણ લખી નાખીએ.

(ત્યાં તો કેશુભાઇ ઘડીઆળ જોતા બહારથી આવે છે.)

કેશવલાલ :

અરે, જમવાનો સમય થઇ ગયો છે. તૈયાર છે ને? આઠ થઇ ગયા છે. મારો સુવાનો સમય બગડશે તો આખો દિવસ બગડશે.

નારણભાઇ :

(એક બાજુ) મારી જીંદગી બગડે છે એનું શું?

(બહારથી પશાભાઇ એના કુટુંબ સાથે અનેક વસ્તુઓનાં બંડલ લઇને આવે છે.)

પશાભાઇ :

અરે નારણભાઈ માફ કરજો. રસ્તામાં મારા બનેવીના ભાઈના સાળા મળી ગયા, અને ખૂબ આગ્રહ કરી ઘેર લઇ ગયા. પછી એમને એમ આવવા દે? એમનાં ઘરવાળાં બહુ વિવેકી. ચપટીમાં રાંધી નાખ્યું. તમે રાહ તો જોઇ હશે, પણ મેં કહ્યું એ ક્યાં પારકા છે?

નારણભાઈ :

અમે તો ભૂખ્યા જ બેઠા રહ્યા છીએ. એકને ઉતાવળ ને બીજાને કેવળ નિરાંત, એમાં મરો અમારો. (એની સ્ત્રી છોકરાંને) ચાલો ત્યારે જે ટાઢું પડયું હોય તે ખાઇ લઇએ.-

ચંચળ :

(ઉઠતી નથી ને રડે છે.)

નારણ :

કેમ શું થયું છે? રડે છે કેમ?

ચંચળ :

આ જુઓ તાર. મારી બેન બહુ માંદી છે, ને મારે આજે જવું છે.

પશાભાઈના વહુ :

(એક બાજુ લઇ જઇને) હવે આપણાથી અહિં ન રહેવાય; ખરાબ લાગે.

પશાભાઈ :

એ ક્યાં પારકા છે? ઘર તો સાથે નહિ લઇ જાય? એ આવે ત્યાં સુધી નારણભાઇને પણ ઠીક. તું રાંધી ખવડાવજે. (નારણભાઇને) ખુશીથી ચંચળભાભી જાય. અમે છીએ એટલે તમને કાંઇ અડચણ નહિ પડે.

નારણભાઇ :

(મુંઝાય છે.) ના, મારે પણ ઓફીસને કામે બહારગામ જવું પડે એમ છે.

પાટણ પાસેના ધાનેરા નાગના ગામના નતર્ષિ નામના કવિએ ફાગુ રચ્યો છે તેમાં નીચેની પંક્તિઓ છે.

દંતખંડિ કરવતુ અપર નેઉર હુતાશન
મોતી ખાર સમુદ્ર, ધરી પરિમલ ઉરાસન
કંચુ ખંડ વિખંડિ લેઇ વલી સોવિન વન્નઉ
કજ્જલ અગનિ પ્રજ્જલિઉ તુહ મહિ નયણે દિનઉ
એહ કલસ કુંભ ઘણુ કુટીઉ ચકુ પથરિ ભમવિઉ
એતલા તાપ જુનહુ તપિઉ તુમુઝ પાસિન આવિઉ.

## ફાગુ

દાંતે તો કરવત સહ્યું, નુપૂરે વેઠયો હુતાશન
મોતીએ ખારો સમુદ્ર સહ્યો, પરિમલે વેઠ્યું ઘર્ષણ
કમખાએ કાતર સહી ને સોનાએ વેઠી આગને
કાજળ અગ્નિમાં જળ્યું ત્યારે પહોંચ્યું આંખને
ચાકે ચડીને ઘૂમ્યો ને કુટાયે કુંભ કહેવાયો કુચ શો
કષ્ટ વેઠયા વિના કોઇએ નારી પાસે શે, જવી?

ગોવિંદ કવિ

પશાભાઇ :

તો તો તમે આવો ત્યાં સુધી અમે રહીશું.

નારણભાઇ :

ના, ભાઇ, અત્યારના કાયદા તમે જાણતા નથી. ઘરધણીને ખબર પડે તો મારા પર કેસ ચલાવે. મારૂં મોઢું રોજ બતાવવું પડે છે. જો બીજાનું મોઢું જુએ તો ધારે કે પાઘડી લઇને ભાડે આપ્યું હશે.

પશાભાઈના વહુ :

(એક બાજુ) હવે તો આપણે જવુંજ જોઇએ.

છોકરાંઓ :

બાપા, આપણે પેલાં જાનવરો તો જોયાં નહિ.

નારણભાઈ :

(એક બાજુએ) તમે બધાં કોણ છો ત્યારે?

પશાભાઈ :

એ તો પાછા આવીશું. આ ઘર કાંઇ પારકું છે? કાકીને પિયેર કાંઇ ગાંઠુ હોય એટલે જવું જ પડે ને?

(બધાં સામાન બાંધવાની તૈયારી કરે છે.)

કેશવલાલ :

હું તો મારા નિયમ પ્રમાણે આજે જાઉં છું.

પશાભાઈ.

(એક બાજુ એમની પત્નીને બોલાવીને)

તારી પાસે આઠ આના છુટા છે? છોકરાના હાથમાં કાંઇ મૂકવું પડશે ને? બેઉ છોકરાં વહેંચી લેશે.

(આપે છે ત્યારે ચંચળ ના પાડે છે.)

પશાભાઈ

એવું હોય? ચંચળભાભી, અમે આટલા દિવસ રહ્યા તે બીજી કઇ રીતે વાળીએ? ના ન પાડશો. લે ચમન, કાકા પાસેથી તો લેવાય. જે જોઇએ તે લઇ આવજે.

(આવજો આવજો કરતાં બધાં જાય છે.)

બાઈ :

હું ક્યાં જાઉં?

નારણભાઈ :

જહાન્નમમાં. (એક બાજુએ) તમે તમારી વ્યવસ્થા કરી લો. ધર્મશાળામાં રહો.

છોકરો :

મારી પરીક્ષાનું શું?

નારણભાઈ :

તારો પરીક્ષક કોણ છે? એને ઘેર જઇને રહે. નહિ તો યુનિવર્સિટીના હોલમાં બીસ્તરો પાથરીને સુઇ રહે.

(બધાં જાય છે.)

નારણભાઇ :

ચમન, જા ભાઇ, એક શેર પેંડા લઇ આવ. ઉજાણી કરીએ. ને એક નાળીયેર લાવજે (ચંચળને) તું બાબુલનાથ જઇ આટલું ચડાવતી આવ. ખરચ ભેગો ખરચ. અને વિનવતી આવજે કે કોઇ અહિં આવે નહિં. હાશ! જાણે ગીધડાંઓ ખાવા આવ્યાં હતાં. હે ભગવાન, આવા મહેમાનોનું એક જુદું ગામ વસાવજે.

પૂજ્ય બા–બાપુની

# શીળી છાયામાં



લેખિકા
કુ. મનુબહેન ગાંધી

*

૧૯૪૨ના મે માસમાં બાપુજી એન્ડ્રુઝ ફંડને અંગે મુંબઈમાં આવેલા. મને પોતાની પાસે આવવા અને રહેવા ઘણી વખત લખી ચુક્યા હતા. પણ છેવટે મને લખ્યુંઃ 'ચાર બહેનોમાંથી કોઈક તો સેવિકા થાઓ!' એ વાક્યે મને ખૂબ જ ઉત્તેજન આપ્યું, પરંતુ મેં મે–વેકેશન પુરતું ત્યાં જવું નક્કી કર્યું અને હું કરાંચીથી મુંબઈ ગઈ.

મુંબઈથી ૨૩મી મે ૧૯૪૨ના રોજ હું બાપુજી સાથે સેવાગ્રામ ગઈ.

અમે બીજે દહાડે લગભગ સાડાઅગીઆરે સેવાગ્રામ પહોંચ્યાં. બાપુજી મારો ખભો પકડી મને પહેલી સીધી બાની પાસે જ લઈ ગયા. મને ધક્કો મારી હડસેલી બાને કહેઃ 'લે તારા માટે એક દિકરીને લાવ્યો છું, અને હવે એને બરાબર સાચુસામાં રાખજે; કે છટકી ન શકે.'

ઉપલા શબ્દો આજે જ્યારે મારી જૂની નોંધપોથીમાંથી મને વાંચવા મળે છે ત્યારે જાણે એકેએક શબ્દની આગાહી બાપુએ તે વખતે કરી દીધી હોય એમ મને લાગે છે. હું બે મહિનાનું વેકેશન ગાળવા પુરતી જ સેવાગ્રામ ગયેલી, પણ કોઈ પૂર્વજન્મના પૂણ્ય પ્રતાપે બન્નેની આખરી સેવા કરવાનું મને મળ્યું.

બા મને પોતાની ઓરડીની અંદર લઈ ગયાં. મારો સામાન પોતે જ સરખો મૂકાવ્યો. પ્રેમાળ શબ્દોમાં મને કહ્યુંઃ 'બહેન, હવે તને ભૂખ પણ લાગી હશે, માટે પહેલાં નાહી લે. પણ તું આ ફ્રોક પહેરે છે તે મને નથી ગમતું. તારી ઉંમર ૧૩–૧૪ વર્ષની તો ખરી ને? તારી પાસે સાડલો નહીં હોય. લે આ મારો પહેરી લે, પછી હું તને ઓઢણી કાઢી આપીશ.' એમ કહી પોતાનો ધોયેલો સાડલો મારા હાથમાં મુક્યો. હું ઘડીક વાર ક્ષોભાઈ ગઈ કે બા આટલા બધા મોટાં (પ્રતિષ્ઠામાં) અને એમનો સાડલો એકદમ હું કેમ પહેરી શકું? જાણે મારી મુંઝવણ કળી ગયાં હોય તેમ બોલ્યાંઃ 'એમાં સંકોચ કેમ રાખે છે તું? ફરી કાલે ધોવાઈ જશે એટલે હું પહેરીશ.' છતાં યે બા, બાપુજીનું કપડું એ આપણા માટે તો પ્રસાદીરૂપ જ હોય, એ પહેરી કેમ જ શકાય? હજારો લોકો એક યાદગીરી ખાતર એમની પ્રસાદીને પ્રસાદ જેમ રાખે અને એને બદલે હું પહેરું તેનું પાપ તો નહિ લાગે ને? એવા એવા વિચારો પણ આવી ગયા, છતાં યે હું હિંમતપૂર્વક ના તો ન જ પાડી શકી, એટલું જ નહિ, પણ નાહીને સાડી પહેરી લીધી.

મને સાડી પહેરવાની એ વખતે ટેવ જ ન હતી, એટલે પહેરતાં આવડતી નહિ; પણ બાની સાથે એક બીજાં બહેન રહેતાં હતાં તેણે મને ઠીક કરી આપી. બાને જાણે ખૂબ જ સંતો

થયો ન હોય તેમ. બોલ્યાં: 'હા હવે મને એમ એવી લાગે છે ખરી. આવડી ૧૪ વર્ષની છોકરીને કંઈ કોઈ સારાં લાગતાં હશે! પણ આજ કાલ પરદેશી હવાએ પ્રવાઓડાની જેમ બધેય હવા પહોંચાડી દીધી છે.'

મને બા જમવા લઈ ગયાં. બાફેલું શાક, રોટલી, માખણ, દહીં, ગોળ જમવામાં હતું. આશ્રમમાં જમવાનો ઘંટ ૧૧ વાગે થતો એટલે જમવામાં હું એક જ બાકી રહી હતી. બાફેલું શાક મોઢામાં નાખું અને ઉબકા આવે, અને એમાંય પાછું બાફેલું કોળુ હતું. બા તો મને જાણી જ ગયાં. પોતાને એકાદશીનું વ્રત હતું તેથી સુરણનું શાક કરેલ એટલે તેમાંથી મને થોડું આપ્યું. પણ આમ નિયમ વિરુદ્ધ શાક ખાઈશ અને બાપુજી જાણશે તો મને શું કહેશે, એની બીક હતી; કેમકે આશ્રમમાં બધા નિયમો, અને નિયમો તોડે તેની શી વલે થાય એનો ખ્યાલ પિતાજી મારી બહેનો વિગેરેને આપતા જ. એટલે પહેલેથી સાવધ રહેવું સારું, એમ મનમાં થયું. બા મારો ચહેરો જોઈને જ મારી વાત જાણી ગયાં. 'આજનો દહાડો ખાઈ લે, પછી ધીમે ધીમે ટેવાઈ જઈશ એટલે હું જ તને નહિ આપું.'

મને જમાડીને બા બાપુજીના ઓરડામાં ગયાં. મને કહેતા ગયાં: 'થાકી પાકી થોડો વખત સૂઈ જજે.' થોડી વારમાં બા આવ્યાં. હું સૂતી નહિ તેથી ઠપકારૂપે કહે, 'સૂતી કેમ નહિ? માંદી નથી પડવાનું. અહીં તો ભણી-ગણી હોંશિયાર થવાનું છે.' થોડીક વાર બાએ ગાંધી કુટુંબની જુની જુની વાતો કરી: 'તારી દાદી તે મારી જેઠાણી. મોતી ભાભીએ તો મને બાપુજી જ્યારે વિલાયત ગયા ત્યારે બહુ સાચવી છે. અમે બંને ત્યારે એક બીજાનાં સુખદુઃખનાં સાથી હતાં. અમારી સાસુ અમને કોઈક દહાડો કંઈ કહે ત્યારે બંને જણ એક બીજાને કહીને દુઃખ હળવું કરી આનંદ કરતાં. અમારી દેરાણી જેઠાણીની જોડ હતી. આજે તો ક્યાંય એવી જોડ પણ મળે નહિ. અમારી સાસુ કહેતાં: 'કસ્તુરવહુને અને મોતી વહુને છ મહિના કંઈ આપ્યા વગર એક ઓરડીમાં સાથે જ પૂરી રાખીને ખૂબ પેટ ભરીને વાતો કરવા દો અને છ મહિના પછી પાછી બહાર કાઢો તોય એક મિનિટ એક બીજા વગર રહી નહિ શકે,' આવી અમારી જોડલી હતી. અને તું અહીં આવી તેથી મને તો ખૂબ જ ગમ્યું છે. કેમ જાણે મોતી ભાભીએ સ્વર્ગમાં બેઠાં બેઠાં આટલો પ્રેમ બતાવ્યો ન હોય! મને તો ક્યારેક ક્યારેક બહુ યાદ આવે. તારી મા પણ એવી જ સેવાભાવી હતી. બિચારી મારા માથામાં તેલ ઘસવા કે પગ દાબવા ન આવે ત્યાં સુધી સુવે જ નહિ ને! મેં તો એમને હમણાંનાં જોયાં જ નથી.'

મને આ જૂની વાતો સાંભળવાનો ખૂબ જ રસ આવ્યો, કેમકે મને મારા દાદા દાદી વિષે આવું જાણવાનું બીજે ક્યાં મળે?

'તારા દાદા તો બહુ આકરા હતા. કોઈ કે જરા ખરાબ રોટલો ઘડ્યો હોય તો તરત ટોકતા: 'આ કઈ વહુએ રોટલો કર્યો છે?' અને બાપુની ગેરહાજરીમાં મને કોઈ દુઃખ ન દે એનો ખ્યાલ રાખતા. અને મારા સસરા ઉપર તારા દાદાની ખૂબ જ શ્રદ્ધા. એને પૂછીને જ પાણી પીવે.' આમ બાએ લગભગ કલાક સુધી મને મારા દાદા દાદીનાં મીઠાં સંસ્મરણો કહ્યાં, જે સંસ્મરણો કદી કોઈએ નહોતાં કહ્યાં. ક્યારેક બાપુજી સંભળાવતા હતા ખરા. બાના પ્રેમ હળાવતી હળાવની હું પણ બા પાસે જ ઊંઘી ગઈ. બા બપોરના અર્ધો કલાક સૂવે, એ તો અર્ધા કલાકમાં જાગી ગયાં, પણ મને ઉઠાડી નહિ. અમારા માટે પોતે કેરીની મોસમ હોવાથી રસોડામાંથી કેરી લાવી પાણીમાં પલાળી રાખી. તે વખતે રામદાસ કાકાનો કાનો પણ બા પાસે જ હતો. અમે ત્રણે જણાંને

બાએ નાસ્તો આપ્યો. હું ના પાડતી હતી તેથી બાની સાથે રહેનારી બહેને મને બાના સ્વભાવનો પરિચય આપતાં કહ્યું: 'કોઈ પણ ખાવા પહેરવાની વસ્તુ બા આપે તે રૂચી હોય તોયે લેવી ને ન હોય તોયે લેવી. બાને ખવડાવવાથી બહુ આનંદ અને સંતોષ થાય છે. માટે નહિ લેશો તો નારાજ થશે.' એટલે મેં પણ નાસ્તો કર્યો.

એવામાં છાપાં આવ્યાં. છાપાં બાને સંભળાવ્યાં. ટપાલ બાએ લખાવી અને એટલામાં ત્રણ વાગ્યા, એટલે બા રેંટિયો લઈને બેઠાં.

રેંટિયો હાથમાં લેતાં લેતાં બાએ પૂછ્યું: 'તું રેંટીયો નથી લાવી?' મને ખૂબ જ શરમ આવી મેં. ના તો પાડી, પણ એ વખતે એમ થઇ ગયું કે બાની પાસે વગર રેંટીયે કેમ ઉભુ રહેવાય? હું રેંટીયો પણ નથી લાવી તો બા વઢશે તો? પણ બાએ મને એમના પ્રેમમય શબ્દોમાં મીઠી ફીલસુફી સમજાવી: 'એ કેમ ચાલે! આપણે રોજ કાંતવું જ જોઇએ. તારે કપડાં રોજ પહેરવાં પડે છે ને? આપણે કપડાં શરીરની શરમ ઢાંકવા પહેરીયે છીએ, તે જ વાત નથી, પણ ટંડીમાં ડુંગરમીમાં કપડાં આપણા શરીરનું રક્ષણ કરે છે અને આપણે માટે તે અતિ આવશ્યક ચીજ છે, એટલે જ તું ઠેઠ કરાંચીથી અહીં સુધી કપડાં વગર ભૂલ્યે પેટીમાં નાખીને લાવી ને? ગમે ત્યાં જતાં કપડાંની જોડ સાથે લઈ જવાની ટેવ આપણને જાણ્યે અજાણ્યે પડેલી જ છે, એવી જ ટેવ જો હિંદુસ્તાનના માણસોને રેંટીયો ફેરવવાની પડી જાય તો બાપુજીનું કેટલું ય કામ ઝપાટાબંધ સુધરી જાય. લે આ મારો બીજો રેંટીયો તને આપુ છું, તેના ઉપર હવેથી કાંતજે.'

આમ બાએ થોડા શબ્દોમાં મને રેંટીયાને વેગ આપવા પોતાનું અંતર કેટલું કરૂણાથી ભરેલ છે, તેનું મને ભાન કરાવ્યું.

અર્ધો કલાક કાંતીને હું મારાં અને બાનાં કપડાં સુકાયાં તે લઈને ગડી કરવા લાગી. બાની તીક્ષ્ણ નજર મારા ફ્રોક ઉપર પડી. તરતજ મને કહે: 'બહેન જરા ફ્રોક લાવ તો, આ ડાઘા ન રહેવા જોઈએ. કપડાં ધોતાં નથી આવડતું લાગતું. કરાંચીમાં તો નોકર ધોતા હશે ને? અમે તારા જેવડાં હતાં ત્યારે પરણીને બેઠાં હતાં. હવેની છોકરીઓને માબાપ નોકરો રાખી પંગુ કરી દે છે. જો લાવ, હું કાઢી આપું. એમાં બહુ સાબુનું કામ નથી. હાથે ખૂબ ચોળવા જોઇએ. તારે દરરોજ કપડાં ધોઈ અને બતાવવાં. બે ત્રણ દિવસમાં બહુ ફાવી જશે. આ બધું જ અહીં વધુ શીખવાનું છે. ભણતાં ય આવડવું જોઈએ, અને દરેક કામ પણ આવડવું જોઇએ.'

બાપુજી મને સવારથી બા પાસે મૂકી ગયા પછી હું બાપુજી પાસે ગઇ જ ન હતી. સાંજે જમવાના ઘંટ વખતે (પાંચ વાગે) બાપુજીને લેવા બાએ મને પરાણે મોકલી. (બાપુજી બંને વખત સામુદિક રસોડે જમવા આવતા.)

બાપુજી પાસે ગઇ એટલે બાપુજી કહે: 'અરે, છોકરીમાંથી એકદમ તું બૈરી ક્યારે બની ગઇ? આજ વળી સાડલો શું ધાર્યો છે? અને આ સાડલો બાનો લાગે છે. (બાપુજી પણ ધ્યાન રાખતા કે કોનો કયો સાડલો છે.) તને પોતાને ય સંભાળી શકે એવી તારામાં શક્તિ નથી અને એમાં આટલું વજન શું કામ નાખે છે? તારે ફ્રોક નથી? ન હોય તો શીવડાવી દઉં.'

મેં કહ્યું: 'બાપુજી, મોટી બાને ફ્રોક નથી ગમતાં. એમણે જ મને સાડી પહેરવા કહ્યું અને પોતાની સાડી આપી. મેં તો સવારથી જ પહેરી છે. આમ વાતો કરતાં કરતાં અમે બાના વરંડા સુધી પહોંચ્યાં. બા બહાર આવ્યાં એટલે બાપુજીએ વાત છેડી: 'આને બીચારીને સાડી શું કામ ઘલાવી? એ ભલે ૧૪ વર્ષની છે, પણ હું તો ૧૧-૧૨ વર્ષની એને માનુ છું. એ છુટથી રમી દોડી શકે, એને બદલે આ તો એની

સાડી ધોઈ પણ નહીં શકે. અને ખબર હોત તો સવારે જ કઢાવી નાખત.'

બાપુજી ઉપર નારાજ થતાં બા બોલ્યાં: 'હું ફ્રોક તો નથી જ પહેરવા દેવાની. છોકરીઓની વાતમાં હું વધુ જાણું ને ? સાડી તો આજનો દહાડો છે. પછી તો ઓઢણી આપીશ. છોકરીને મારી પાસે રાખી છે, તો હું મને ગમશે એ જ પહેરાવીશ. હા, પણ એની ઇચ્છા હોય કે ફ્રોક જ પહેરવું છે તો પછી અહીં એના ઉપર જબરજસ્તી જરાયે નથી.' હું હવે ધર્મસંકટમાં પડી. કોનું માનવું ? બાનું કે બાપુનું ? છેવટે મેં કહ્યું: 'મારી પાસે બેએક ફ્રોક છે તે પહેરી કાઢું, પછી નવા નહિ શીવડાવું,' અને એ વાતને બંને જણાએ ઉત્સાહથી વધાવી લીધી અને બાએ એમાં જરાએ વાંધો ન ઉઠાવ્યો.

આમ ૨૪ મી મે ૧૯૪૨ ના દિવસથી આ બંને મહાત્માઓની શીળી છાયામાં કાયમી રહેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. એ દિવસ તો જીવનમાં કોતરાઈ જ ગયો, અને આજે તો જાણે સ્વપ્નવત્ જ બની ગયો. જ્યારે વિચારું છું ત્યારે થાય છે કે શું એ બધાં સ્વપ્નાં હતાં ! કે સાચા જીવતા જાગતા મહાત્માઓ હતા ?

બા મારા અભ્યાસનું, ખાવા પીવાનું વિગેરે દરેક બાબતમાં ધ્યાન આપતાં. અને મારા દિવસો પણ બાની સેવા કરવામાં, રમવા ભણવામાં, આશ્રમના જીવનમાં જીવવાના આનંદમાં આનંદથી પસાર થતા ચાલ્યા.

મારા ગયા પછી મારી સાથે રહેનારાં બહેન માંદાં પડ્યાં. એ બહેનને સખ્ત તાવ આવવા લાગ્યો, એટલે બાની બધી જ સેવા મારા હાથમાં આવી. બાએ એ બહેનનો ખાટલો આગ્રહ પૂર્વક પોતાના ઓરડામાં જ રખાવ્યો. એ બહેનનું ટેમ્પરેચર ક્યારે વધીને કેટલું થાય છે ? અને ખાવા પીવાનું, સ્પંજ, એનિમા, માટીના પાટા વગેરે બધી માંદગીની માવજતનું ધ્યાન બા બહુ જ પ્રેમથી રાખતાં. વળી એ બહેનને રેંટીયાનો અવાજ ન ગમે એટલા ખાતર પોતે બાજુની નાનકડી ઓરડીમાં કાંતતાં. આટલી બધી માંદગીની માવજત બીજાની દીકરીની કોઈક જ બહેનો એક માની પેઠે કરી શકે. બામાં એ દ્વિધાપણું હતો જ ક્યાં કે આ મારી છોકરી અને બીજી પારકી !

મેં આગળ લખ્યું તેમ બાએ મને ભણાવવાની વ્યવસ્થા ભણસાળીભાઈ પાસે કરી દીધી અને એમની પાસે અંગ્રેજી, ગુજરાતી, બીજ ગણિત, ભૂમિતિ, સંસ્કૃત, ઇતિહાસ, ભૂગોળ વગેરેનો અભ્યાસ નિયમિત ચાલતો. એક વખત બાએ સૂચવ્યું કે ક્યારેક એની પરીક્ષા પણ લેતા રહો. એથી અમે બે ત્રણ બહેનો પાંચમી અંગ્રેજીનો અભ્યાસ કરતાં હતાં તેમની પરીક્ષા લેવાનો ભણસાળીભાઈએ નિર્ણય કર્યો. બાને તો એની જાણ જ હતી, પરંતુ જે દહાડે પરીક્ષા હતી તે જ દહાડે સેવાગ્રામમાં વર્કીંગ કમીટીની મીટીંગ હોવાથી મહેમાનો આવેલા હતા, અને સાંજના રોટલી કરવાની હતી બહેનો આ વખતે ઓછી હતી. જો કે મારી પરીક્ષા તો ઠેઠ સાંજના છ વાગ્યા પછી હતી. એટલે ચાર વાગે હું બીજી બહેનો સાથે રસોડામાં રોટલી વણવા ગઈ. હજુ પાંચ સાત વણી ત્યાં બા આવ્યાં, અને મારા હાથમાંથી વેલણ લઈ લીધું. 'કેમ તારા બદલે પરીક્ષામાં મને બેસાડવાની છે ? બિચારીને વાંચતા કંટાળો આવ્યો લાગે છે, તે અહીં આવીને બેસી ગઈ. પછી મોટીઆ જો ચીઠાય તો બહાનું કઢાય કે હું તો રોટલી વણવા ગઈ હતી. તારે મને પૂછવું જોઈતું હતું કે હું રોટલી વણવા જાઉં ?'. એમ ભોળા બાએ મીઠો ઠપકો આપવો શરૂ કર્યો. હું ઘડીભર હેબતાઈ ગઈ. મેં કહ્યું: 'પણ સાડાચાર વાગી ગયા હતા અને આટલાં બધાં જમનારા હોવાથી મને બોલાવી તેથી હું આવી. મેં મારું વાંચવાનું તો વાંચી લીધું છે. અને

તમે અહીં વણશો તો થાકી જશો. હું થોડી વણીને હમણા ચાલી જઇશ.'

કેટલી ય હિંમત એકઠી કરીને હું આટલું બોલી તો ખરી, પણ એનો જવાબ સાંભળીને ઉલટી પસ્તાણી.

'હા, હું તમને છોકરાંઓને, ભણવાના ચોરોને સારી પેઠે જાણું છું. તારે એમ કહીને છટકવું છે, એમ જ કહે ને ? ચાલ અહીંથી ચાલી જા, અને સીધી વાંચવા બેસી જા. હમણાં જ ભણસાળીને કહી દઉં છું કે ખૂબ અઘરા અઘરા સવાલો પૂછજો. અને જો ઓછા માર્ક લાવી તો તારી વાત તું જાણી.'

હું કશું ય બોલ્યા વગર ચુપચાપ ચાલી ગઇ. બા પોતે જે જવાબદારી લેતાં, તેમાં પોતાના શરીરનો ભોગ આપીને પણ તેની સંભાળ રાખતાં.

મારી આંખ બગડી હતી, ચશ્મા હતાં પણ પહેરતી નહિ. પણ બાને ખબર ન હતી કે મારી આંખ બગડેલી છે.

બાના ઓરડામાં એક ગોખલો છે. જેની અંદર કંકુનો ૐ કરાય છે. આજે પણ સેવાગ્રામમાં છે. ત્યાં સવારસાંજ બા ઘીનો દીવો કરે, માળા કરે, ગીતા વાંચે, એકાદ બે ફૂલ ચઢાવે. એ ૐ ભૂંસાઇ જવા લાગ્યો. બાએ મને ફરી વખત કાઢવાનું સૂચવ્યું. મેં ૐ ફરી કાઢયો. પણ જરા નીચેનું પાંખડું બરાબર ન થયું, તેની મને તો ખાસ ખબર ન પડી. પણ બાની કળાત્મક આંખે તરત જ જોયું અને મને કહ્યું: 'મનુ, દૂરથી જો તો ૐનું નીચેનું પાંખડું જરા બેડોળ લાગે છે.' મેં દૂરથી જોવા પ્રયત્ન કર્યો, પણ દેખાય તો ને ? એ વખતે કંઇક જવાબ દેવો જોઇએ, એટલે હું એટલું જ બોલી કે, હમણાં સરખુ કરી નાખું છું. બા પણ બહાર વરંડામાં ગયાં. એ દરમિયાન મેં ચશ્મા પહેરીને જોઇ લીધું. બાના ઓરડામાં એક જાળીયું છે, એમાંથી બાએ મને ચશ્મા પહેરતાં જોઇ. એ જ મિનિટે બા અંદર આવ્યાં. 'કેમ તને ય ચશ્મા છે ને ? પહેરતી કેમ નથી ? વધુ આંખ બગાડવી છે ? પછી રામદાસની સુમિ જેવા હાલ થશે, સુમિ જેવા. આજથી જો ચશ્મા નથી પહેર્યા તો મારૂં કશું જ કામ નહિ કરવા દઉં. તું જોજે તો ખરી, બાપુજીને જ કહી દઉં. અને હવે તારે પણ ગરમીમાં બપોરે ત્રણ સંતરાનો રસ કાઢીને પી જવાનો. સુમિને એનાથી ઘણો ફાયદો થયો.' (સુમિત્રા રામદાસ કાકાની મોટી દિકરી)

મને કલ્પના ય ન હતી કે બા મારી ચોરી આમ પકડી પાડશે. પણ તે દહાડે મને બાએ ચશ્મા ન પહેરાવ્યા હોત તો કદાચ આજે તો હું આંધળી જ થઇને ફરત—અથવા ઘણી જ નબળી આંખ તો થઇ જ ગઇ હોત.

મારી એક કુટેવ હતી કે જમવા બેસું ત્યારે લોટો ન ભરતી. એનું કારણ એ પણ હતું કે અમે ચારપાંચ છોકરીઓ સાથે જમવા બેસીએ, અને વાસણ માંજવામાં હરિફાઇ થાય કે કોણ જલદી વાસણ માંજી લ્યે છે, વળી મને વાસણ માંજવાની ઓછી આદત હતી, તેથી હું જેટલા ઓછા વાસણનો ઉપયોગ કરી શકું તેટલો કરતી. એટલે પાણી ભરીને ન બેસતી, કે જે એક ગ્લાસ ઓછો માંજવો પડે તે. આ પણ એક ચોરી મનમાં ખરી. છતાં યે મને યાદ છે કે, મારી બહેનપણી એક મુસલમાન જોહરાબહેન હતી, તેની પાસે મારા કરતાં વધુ વાસણ હોય તો યે એ મને જીતી જતી. આ રમતે તો બા પણ ઘણી વાર જોતાં અને એમને ય અમારી આવી મશ્કરીમાં રસ પડતો.

તેવામાં મને આશ્રમમાં સાંજના પ્રાર્થના પછી વીંછી કરડયો. એનું અસહ્ય દર્દ ચોવીશ કલાક તો રહે જ. રોજ બાની પથારી અને ખાવાપીવાનું થયા પછી બીજી કેટલીક સેવા હું કરતી. બાના ઓરડામાં આ દિવસોમાં હું એકલી હતી. અમારો રોજનો પ્રાર્થના પછીનો

કાર્યક્રમ તે બધી છોકરીઓ મળી અંતકડી રમીએ, કે બાની પાસે કાશીકાકીમા (પ્રભુદાસ ગાંધી જેણે જીવનનું પરોઢ લખ્યું છે તેમના માતુશ્રી) ભજનો ગાય, શકરીમાશી બાનો વાંસો દાબે (શકરીમાશી આશ્રમના વ્યવસ્થાપક ચીમનલાલ શાહનાં પત્ની) દુર્ગામાશી ( મહાદેવભાઇ દેસાઇનાં પત્ની) ગોમતીકાકી ( શ્રી. કિશોરલાલ મશરૂવાળાનાં પત્ની) એ બધાં જો જમી પરવાર્યાં હોય તો બેસે. આમ રાત પડયે આશ્રમનું કુટુંબ કિલ્લોલ કરે—એટલે તે રાત્રે અમારા રંગમાં ભંગ પડયો. જ્યારે બાપુજી સુવા આવ્યા ત્યારે મારી પાસે આવ્યા. બા કહેઃ 'જુઓને બિચારી છોકરીઓ રમતી હતી, ત્યાં વીંછીએ ચટકાવી.'

આશ્રમમાં બા–બાપુજી તથા અમે છોકરીઓ પ્રાર્થનાસ્થાન પર રેતીમાં ખુલ્લા આકાશ નીચે સુઇએ. બા ઘણી વાર સુધી મારી પાસે બેઠાં. બીજે દહાડે પણ મારાથી કંઇ કામ ન થઇ શક્યું. રોજ બાની થાળી હું પીરસું એને બદલે બા મારી થાળી પીરસીને લાવ્યાં અને પાણીનો લોટો મને ભરીને આપ્યો. 'હમેશા લોટો ભરીને જમવા બેસવાની તને ટેવ નથી, એ વાત રોજ તને કહેવી ભૂલી જાઉં છું. જેમ મારા માટે કાળજીપૂર્વક ભરીને રાખે છે એવી જ કાળજી પોતાના કામમાં હોવી જોઇએ. એમ નહિ કે બાનું કામ બરાબર અને પોતાનું ફાવે તેમ કરવાની છુટી છે. એવા માણસો કદી ય આગળ ન વધે. જમતા જમતા કોઇ વખત પાણી પીવાની જરૂર પડી, તો તેવે વખતે કાં તો તારે પોતાને એંઠા હાથે ઉઠવું પડે અથવા બીજા પાસે માગવાની ફરજ પડે. તારા મનમાં એમ હશે કે જે એક લોટો ઓછો માંજવો પડે. જો એમ હોય તો મોટી આળસની નિશાની ગણાય. હવે આજથી બરાબર પાણી ભરીને જમવા બેસજે.'

બા ઝીણી ઝીણી રેખા કેટલી સૂક્ષ્મતાથી અને સંક્ષિપ્તમાં સમજાવી શકતા, તેનો આ તાદશ્ય પાઠ મળ્યો. ભલે મને વીંછી કરડયો —જેને લીધે આટલું મને શીખવાનું મળ્યું.

૧૯૪૨નો જુલાઇ મહિનો બહુ યાદગાર બની ગયો. દરરોજ છાપામાં આવે કે બાપુ ઉપવાસ કરશે કે અનશન? જો કે બધી મસલત બાપુના ઝુંપડામાં જ થતી હતી. જો બા ધારત તો આ બધી મસલતોમાં બા હાજર રહે, એમાં કોઇ વિરોધ ન ઉઠાવત, પણ ના. બા કદી ય એ ખાનગી મસલતો સાંભળવાની જીજ્ઞાસા ન રાખતાં, એ મેં જોયું. કારણ કે એ તો ભૂલી જ ગયા હતાં કે બાપુની ઉપર એમનો પતિ તરીકે વધારે હક્ક છે; કારણ બાપુ એ સૌના બાપુ અને બાના ય બાપુ બન્યા હતા અને બા, એ પણ સૌના બા અને બાપુના ય બા બન્યાં હતાં. એટલે જ આમ જનતા જો છાપાથી સંતોષ માને તો બાએ પણ એમાંથી જ સંતોષ માનવો રહ્યો ને?

આથી બાને આ બધી હીલચાલની ખૂબ જ ચિંતા રહેતી. 'હરિજન બંધુ'માં બાપુનો લેખ આવ્યો કે 'હિંદમાંથી અંગ્રેજો ચાલ્યા જાય' તે મેં બાને સંભળાવ્યો. બાએ એ લેખ બહુ આતુરતાપૂર્વક અને કાળજીપૂર્વક સાંભળ્યો. પણ એમને કદાચ એ લેખ મારા સંભળાવવાથી સંતોષ નહિ વળ્યો હોય, કેમ કે એમણે પોતે જ એ લેખ ધીમે ધીમે ફરીવાર વાંચ્યો. બા હરિજન બંધુના લેખો પણ આગળથી વાંચતાં, નહિ. જ્યારે એ પત્ર દર અઠવાડીએ આવે ત્યારેજ નિયમિત વાંચતાં. વાંચીને પછી કહે, 'હજુ સુધી આટલી કડકાઇ બાપુજીએ નથી વાપરી. એટલે કાં તો સરકાર આ છાપું બંધ કરાવશે અથવા કંઇક નવાજુની જરૂર થવાની. દરમિયાન ખોરશેદબહેન ( દાદાભાઇ નવરોજીનાં પૌત્રી) પણ ત્યાં હતાં, એ રોજ બાની ઓરડીમાં બહેનોની સભા ભરતા અને તેમાં બાપુજી જો લડત ઉપાડે તો બહેનોએ શું કરવું તેના ઉપર માર્ગદર્શન આપતાં.

આખરે ઑગસ્ટ મહિનો આવ્યો. બીજીએ એ. આઇ. સી. સી ની સભા માટે બાપુજીને મુંબઇ જવાનું થયું. બાનું જવાનું કંઇજ નક્કી નહતું થતું, કારણ કે બાની નબળી તબીયત, અને બાપુજી માનતા હતા કે, સરકાર આ વખતે એમને નહીં જ પકડે. 'તું અહીં જ રહે, સરકાર મને ઓછી જ પકડવાની છે? એવી સરકાર ગાંડી થોડી છે?' આમ બાને બાપુજીએ સમજાવ્યાં. પણ બા ક્યાં માને એવાં હતાં? અને બન્યું પણ એમ જ. બાપુએ પોતે જ ઠરાવો જોયા કર્યાં, ભાષણો આપ્યાં, છતાં યે પૂજ્ય બાપુજીની ગણત્રી ખોટી પડી! અને તદ્દન છાપાંઓ પરથી કરેલ અભણ બાનું અનુમાન તદ્દન સાચું પડયું, અને બધાને જેલ જવું પડયું!!!

ઉપરનો જવાબ બાએ વાળ્યોઃ 'મને શું કામ નથી લઇ જવી? હું તમારી રમત જાણું છું ને? આ વખતે કંઇ સરકાર તમને પકડયા વગર રહે? તમે કેટલું બધું આકરૂં લખો છો! મારે તો આવવું જ છે. જ્યાં તમે ત્યાં હું.' બાપુ એક પણ શબ્દ ન બોલ્યા. 'થઇ જા તૈયાર બીજું શું!' મને બાએ તૈયારી કરવાનું કહ્યું. જાણે બાને ભાવિની ખબર હોય તેમ દરેક નાનીમોટી ચીજો મને સંભારી સંભારીને બતાવતા હતાં, જાણે હવે સેવાગ્રામ પાછા આવવાનું ન હોય. મેં કહ્યું: 'બોટીબા શું આવું?' મને કહેઃ 'બહેન! તને લઇ જવી તો ગમે, પણ તારૂં બાપુજીને કહીશ તો મારૂં ય અટકી પડશે. વળી ત્યાં તો પ્રભા (જયપ્રકાશ નારાયણના પત્ની) છે, એટલે મને કશી અડચણ નહીં પડે.'

મેં બાની પેટી ગોઠવી. પેટીમાં સાડીઓ નાંખતા નાંખતા બોલ્યાં: 'આ સાડી તો મને રાજકુમારીએ હાથે કાંતીને આપી છે; એટલે એ જરૂર પેટીમાં નાંખ. એ બિચારી બહુ ખુશી થશે.' બામા બીજાને ખુશ કરવાના આવા મહા ગુણો હતા. એક લાલ પટ્ટાની સાડી બાપુના સુતરની હતી, એ મારા હાથમાં મુકી ગદ્‌ગદ્ અવાજે બોલ્યાં: 'બહેન! કદાચ અમે પકડાઇએ તો, અને આશ્રમમાં જપ્તી આવે તો, મારી આ સાડીને સાચવજે. આ સાડી જ્યારથી વણાઇને આવી ત્યારથી મારા મનમાં નિશ્ચય કર્યો છે કે મરતી વખતે આ બાપુની સાડી ઓઢવી. એ જ એક મારી છેલ્લી ઇચ્છા છે. એ તું પુરી કરજે. આ વાત-તને જ કહું છું, બીજા કોઇને નથી કહી. બાકી ભલે જે લેવું હોય તે લઇ જાય. પણ આ સાડીની જવાબદારી તારી છે.'

બન્યું પણ એમ જ, કે જપ્તી તો આશ્રમમાં ન આવી, પણ જ્યારે કિશોરલાલભાઇ મશરૂવાળાને પકડવા રાત્રે પોલીસ આવી હતી ત્યારે જપ્તીની પૂરી શંકા હતી, પણ એ સાડી તો જેવા બા, બાપુ પકડાયા તેવી જ મેં બ્રજકૃષ્ણ ચાંદીવાલા કે બીજા કોઇ સાથે મોકલી આપી, અને મારા આગાખાન મહેલમાં ગયા પછી એ સાડી મંગાવી લીધી, અને મારા જ હાથે એ સાડી ઓઢાડાઇ. એમની આટલી છેલ્લી ઇચ્છા હું પુરી કરી શકી એ મારા પુણ્યના બળે તો નહીં જ, પણ એ વડીલોના પુણ્યના બળે અને આશીર્વાદના બળે જ. પણ આજે મને એનો અપાર સંતોષ છે.

ઉપલી સાડીની વાત પરથી, બામાં પતિભક્તિ બાપુભક્તિ કેટલી ઉંચી હતી, કેટલી ભવ્ય હતી એ સમજાય છે.

બા સ્ટેશન પર જતાં જતાં અને ફરી ફરી ઘણી ઘણી ભલામણો કરીઃ 'ઘીનો દીવો નિયમિત કરજે. અમે પકડાઇએ તો કરાંચી ચાલી જજે, બરાબર શરીર સંભાળજે, મારા ઓરડામાં એકલું લાગે તો સુવા દુર્ગાને ત્યાં જજે.' કૃષ્ણચંદ્રજી જે રસોડાના વ્યવસ્થાપક હતા એમને, મને બરાબર નાસ્તો મળતો રહે એ માટેની બધી ભલામણો કરી.

એ દરમિયાન એક બહેને બા માટે થોડાં

થેપલાં કરીને મોકલ્યાં. બાને ફરસાણનો શોખ ખરો. બાએ કહ્યું: 'એને લખાવ્યું કે તમે તો આશ્રમના દરેક નિયમો જાણો છો, પછી શા માટે થેપલાં મોકલ્યાં? મારે ખાવાં હશે તો અહીં મને કોણ ના પાડે છે? પણ આમ બહારથી ખાઈ જ કેમ શકું? બાપુની પણ કેવી ચોર. દઉં?'

બાએ એ થેપલાના ટુકડે ટુકડા કરાવી છેલ્લી વખતે બધાના ભાણામાં અપાવી દીધા. પોતે બટકું ય ન ચાખ્યું. આમ બા, બાપુના દરેક નિયમો ખૂબ જ સમજપૂર્વક પાળતા. બાપુની પાછળ, ભલે પહેલાના જીવનમાં જાણે અજાણ્યે ઘસાવ્યા હશે, પણ એ નિયમો સમજમાં આવ્યા પછી આટલે સુધી પાળી બતાવતાં. ધારત તો એ થેપલાં પોતાના ઓરડામાં રખાવી, બીજે દહાડે ભાથામાં લઈ જાત, પણ બા કંઈ પાપને પોષે? તો તો બા એ બા ન બની શક્યાં હોત ને!

બા–બાપુએ આશ્રમની વિદાય બહુ ગંભીર વાતાવરણમાં લીધી. વાદળાં સખત ઘેરાયાં હતાં, રાજકીય વાદળાં તો હતાં જ, પણ આ તો કુદરતીય વાદળાં હતાં. દિવસ અળખામણો લાગતો હતો. કાં તો એકદમ સૂર્યપ્રકાશ આનંદિત લાગે અથવા વરસાદ પડી રહ્યો હોય તે પણ ગમે, પણ આ તો નહિ વરસાદ, નહિ તડકો. મને લાગે છે કે આપણામાં શુકન જે જોવાય છે તેના ઉપર મારી શ્રદ્ધા આ કિસ્સા પર વધુ બેઠી. બાના મોઢામાંથી આ જ શબ્દો નીકળ્યા હતા: 'હવે ક્યાં આશ્રમમાં આવવું છે? મને નથી સૂઝતું કે હવે આશ્રમને જોઈશ!'

અને બાએ સેવાગ્રામ આશ્રમ પછી કાયમને માટે ન જ નિહાળ્યું! સેવાગ્રામની છેલ્લી વિદાય છેલ્લી જ નિવડી.

—અપૂર્ણ

## હિંદની વડી ધારાસભાના હરિજન સ્ત્રી–સભ્ય



## શ્રીમતી દક્ષાયણી વેલાયુધન

હિંદની વડી ધારાસભામાં મદ્રાસ ઇલાકામાંથી ચુંટાઇ આવેલા શ્રીમતી દક્ષાયણી વેલાયુધનનો જન્મ નાનકડા ગામ મુલાળુકાડમાં તા. ૧૮–૫–૧૯૧૨ના રોજ થયો હતો. તેમના પિતાનું નામ કુંજન કાલાચામુરી અને માતાનું નામ મણી છે

સામાન્ય રીતે મદ્રાસ ઇલાકો એ ધર્મચૂસ્તોનો પ્રાંત છે. ગાંધીજીએ હરિજનોનો ઉદ્ધાર કર્યો–સ્પર્શાસ્પર્શની સુગ દૂર કરી તે પહેલાં આ પ્રાંતમાં હરિજનોનો પડછાયો લે તો પણ લોકોને સ્નાન કરવું પડે એટલી બધી હરિજનો પ્રત્યે સુગ હતી. તેવા પ્રાંતમાં હરિજનોને ભણવાનું હોય જ શાનું? છતાં ગાંધીજીને આ સુગ કાઢતાં ઘણાં વર્ષો થયાં ને એ ધર્મપિતાની આટલી જહેમતે આજે હરિજનોને સવર્ણો અપનાવી શક્યા છે અને તે સમગ્ર તો કેટલા થોડા જ વર્ષોમાં જ થઇ છે.

છતાં એક નાનકડા ગામડાની હરિજન કન્યા ગ્રેજ્યુએટ થાય એ એનો ખંત અને સહિષ્ણુતા બતાવે છે. બી. એ. થતાં સુધીમાં

એણે કેટકેટલી હાડમારીઓ, કેટલી યાતનાઓ વેઠી હશે? છતાં એ બહેને અર્નાકુલમની હાઇસ્કુલમાંથી ૧૯૩૧માં મેટ્રીકની પરીક્ષા પાસ કરી, ને આગળ ભણવાની પોતાની વૃત્તિ દાખવી. તેઓ અર્નાકુલમની મહારાજા કોલેજમાં દાખલ થયાં. ત્યાંથી ૧૯૩૫માં તેઓ કેમીસ્ટ્રી અને ફીઝીક્સ લઇને બીજા વર્ગમાં માન સાથે બી. એ. પાસ થયાં.

સામાન્ય રીતે કન્યાઓ પાસ થઇને શિક્ષિકાની જ નોકરી મેળવવા પ્રયત્ન કરે અને એ રીતે ૧૯૩૫માં ત્રીપુનીતુરાની ગવર્નમેન્ટ હાઇસ્કુલમાં શિક્ષિકાની જગ્યા મેળવીને સરકારી કેળવણી ખાતામાં તેઓ જોડાયાં.

કેરાળા પ્રાંતમાં એમની કોમમાં તેઓ પ્રથમ ગ્રેજ્યુએટ હોવાથી સામાન્ય રીતે એમની જ્ઞાતિ એમના તરફ જ પોતાના ઉદ્ધાર માટે મીટ માંડે અને એમણે પોતાની સેવા જ્ઞાતિને ચરણે ધરી ને અખિલ મલબાર હરિજન પરિષદ ૧૯૩૬માં પાલાઘાટમાં ભરાઇ તેનું પ્રમુખપદ સ્વીકાર્યું હતું.

શિક્ષિકા તરીકે બે વર્ષ કામ કરી કેળવણીકાર તરીકે વધુ તાલીમ મેળવવા સને ૧૯૩૭માં તેઓ મદ્રાસની સેંટ ક્રીસ્ટોફર્સ ટ્રેઇનીંગ કોલેજમાં દાખલ થયાં ને ૧૯૩૯માં એલ.ટી.ની ડીગ્રી મેળવી.

સાહિત્યનો રસ એમને કોલેજજીવનમાંથી જ લાગેલો, એટલે મદ્રાસમાંથી 'ગોસ્પલ સેન્ટ' નામના અંગ્રેજી અઠવાડીકનું તંત્રીપદ એમણે સંભાળ્યું હતું અને પત્રકારિત્વ જેવા મુશ્કેલ કાર્યને પોતાના ખંત અને હિંમતથી સંભાળી એમણે પોતાના જ્ઞાન અને ડહાપણથી પોતાની ઇજ્જત વધારી હતી. તેમની આ શક્તિઓ જોઇને, પછી તો મદ્રાસ સરકારે પોતાના તરફથી ચાલતા 'ઓધી ઇરા પબ્લીકેશન'ના મુખ્ય સંપાદક તરીકે તેમની નીમણૂંક કરી છે ને અત્યાર સુધીમાં તેમણે ગાંધીજી ઉપર ત્રણ પુસ્તકો પણ પ્રગટ કર્યાં છે.

સને ૧૯૪૦માં ગાંધીજીના આશિર્વાદ પામી તેમણે ત્રાવણકોરના શ્રીયુત્ આર. વેલાયુધન સાથે લગ્ન કર્યાં. શ્રીયુત વેલાયુધને બી. એ. થયા પછી તાતા ઇન્સ્ટીટ્યુટ ઓફ સોસીયલ સાયન્સમાં સોસીયલ સરવીસ એડમીનીસ્ટ્રેશનની પરીક્ષા પાસ કરી ડીપ્લોમા મેળવ્યો છે ને થોડા વખત ઉપર હિંદ સરકારના પ્રેસ ઇન્ફરમેશન બ્યુરોમાં કામ કરતા હતા. હમણાં તેઓ ત્યાંથી બીજા ખાતામાં બદલાયા છે.

શ્રીમતી વેલાયુધને હરિજનોના પ્રશ્નો લઇને ખૂબ લડત ચલાવી સરકાર પાસેથી ઘણી રાહત પણ અપાવી છે. તેમણે કોચીન, ત્રાવણકોર મલબારની હરિજન પરિષદોનું સુકાન સંભાળ્યું હતું અને ૧૯૪૬ના માર્ચમાં સંયુક્ત પ્રાંતની દલિત વર્ગોની પ્રાંતિક પરિષદના પ્રમુખસ્થાને તેમની વરણી થઇ હતી.

તેઓ કોચીન સ્ટેટની પોસ્ટવોર રીકન્સ્ટ્રક્શન કમીટીમાં મેમ્બર તરીકે ચુંટાયાં હતાં ને તેમની કાર્યદક્ષતાને લીધે તેઓ ૧૯૪૫ થી ૧૯૪૮ સુધી કોચીન ધારાસભામાં સભ્ય તરીકે ચુંટાયાં હતાં. આ વખતે તેમણે સરકારી નોકરીમાંથી રાજીનામું આપ્યું ને લોકસેવામાં પોતાનું જીવન અર્પણ કર્યું.

૧૯૪૬માં તેઓ કોંગ્રેસની ટીકીટ ઉપર મદ્રાસ ધારાસભામાંથી હિંદી ધારાસભામાં ચુંટાયાં છે ને ધારાસભ્ય તરીકે એમની સેવાઓ આપે છે.

તેમણે જાહેર ભાષણોમાં ને ધારાસભામાં હિંદુ-મુસ્લીમ એકતા માટે પ્રયત્નો કર્યા છે, એટલું જ નહિ, પણ હિંદના ભાગલા પડે તેનો પણ તેમણે વિરોધ કરેલો. તેઓ કોમીતત્વ સામે પણ ખૂબ ખૂબ લડ્યાં છે.

મજુરોના પ્રશ્નો ઉપર તેમણે ધારાસભામાં લડત ચલાવીને મજુરોનો પક્ષ લીધો છે ને સ્ત્રીઓના પ્રશ્નમાં તેઓ ઉંડો રસ ધરાવી ધારાસભામાં સ્ત્રીઓના ઉદ્ધાર માટે ઝુંબેશ ચલાવે છે.

અમેરિકાની ૮૧મી કોંગ્રેસમાં યુનાઈટેડ સ્ટેટ્સ સેનેટમાં ૧૯૪૯-૫૦ના વર્ષ માટે ચુંટાયેલ એકલા સ્ત્રીસભ્ય શ્રીમતી માર્ગારેટ ચેઈઝ સ્મીથ એ સેનેટ માટે જ (કોંગ્રેસના ઉપલા ગૃહ માટે) ચુંટાયેલાં સ્ત્રીસભ્ય નથી, તેઓ પ્રતિનિધિગૃહ અને સેનેટ એમ બન્ને ધારાસભાઓ માટે ચુંટાયેલ પ્રથમ મહિલા છે. તેઓ આટલાંટીક કોસ્ટ સ્ટેટના મેઈન વિભાગમાંથી રીપબ્લીકન સભ્ય છે. ૧૯૪૦માં પ્રતિનિધિસભાના સભ્ય મી. કલાઈડ એચ. સ્મીથનું અવસાન થતાં એ જગ્યાએ તેઓ એમના પતિની મુદત પુરી થતાં સુધી નીમાયાં હતાં અને ફરી ૧૯૪૨માં તેઓ રીતસર ચુંટાઇ આવ્યાં હતાં.

સહુથી પ્રથમ સેનેટમાં સ્ત્રી સભ્ય તરીકે આર્કનસેસનાં મીસીસ હટીઓ કેરવે તેમના પતિના અવસાનથી નીમાયાં હતાં ને ફરી એક વખત ચુંટાયાં. આ ઉપરાંત બીજી ત્રણ મહિલાઓ બીજાની મુદત દરમ્યાન ખાલી પડેલી જગ્યાએ નીમાયાં હતાં ને ફરી ચુંટાયાં જ ન હતાં, અને એક તો ફક્ત બે મહિના માટે જ ચુંટાયાં હતાં.

૧૯૪૬માં વોલેસ વ્હાઇટની જગ્યા સેનેટમાં ખાલી પડી એટલે શ્રીમતી સ્મીથે ઉમેદવારી નોંધાવી. આ ચુંટણીમાં તેમણે પોતાના હરિફોથી બમણા મત મેળવ્યા હતા. તેમને ૭૧.૪ ટકા મત મળ્યા હતા.

શ્રીમતી માર્ગારેટનો જન્મ ૧૪મી ડીસેમ્બર ૧૮૯૮માં મેઈન જીલ્લાના સાત હજારની વસ્તીવાળા મીલ ઉદ્યોગવાળા સ્કેગન ગામમાં થયો હતો. તેમના પિતા ત્યાં હજામનો ધંધો કરતા. છ ભાઇબહેનોમાં માર્ગારેટ સૌથી મોટાં છે.

તેમને પિતા તરફથી ઈંગ્લીશ અને આઇરીશ અને માતા તરફથી સ્કોચ અને ફ્રેંચ કેનેડીયન લોહીનો વારસો મળ્યો છે.

# અમેરિકન સેનેટના એકલા સ્ત્રીસભ્ય



# માર્ગારેટ સ્મીથ

*

તેઓ ૧૯૧૬માં હાઈસ્કુલમાંથી ગ્રેજ્યુએટ થયાં. અભ્યાસ દરમીઆન તેઓ રમતગમતના શોખીન હતાં ને છોકરીઓની બાસ્કેટ બોલ ટીમના કેપ્ટન હતાં. તે ઉપરાંત એક પરચુરણ દુકાનમાં નોકરી કરી થોડું ખર્ચ જેટલું મેળવી લેતાં. ગ્રેજ્યુએટ થયા પછી તેમણે વનરૂમ સ્કુલમાં શિક્ષિકા તરીકે નોકરી કરી, મેઇનની ટેલીફોન ઓફીસ અને તાર ઓફીસમાં કલાર્ક તરીકે નોકરી કરી અને સ્કોહેગનના એક અઠવાડીક પત્રમાં રીપોર્ટર તરીકે કામ કરી દરેક કામકાજનો અનુભવ મેળવ્યો હતો. આ પછી એક ઉનના કારખાનામાં વ્યવસ્થાપક મેનેજર તરીકે કામ કર્યું હતું. બત્રીસ વર્ષની ઉમરે તેમણે ૧૯૩૦માં સ્ટેટ સીનેટર મી. કલાઇડ સ્મીથ સાથે લગ્ન કર્યાં અને રાજકારણમાં રસ લેવા માંડયો. આ વર્ષે જ તેઓ રીપબ્લીકન પાર્ટીની સ્ટેટ કમીટીમાં ચુંટાયાં અને છ વર્ષ સુધી ત્યાં કામ કર્યું. ૧૯૩૬માં તેમના પતિ પ્રતિનિધિગૃહ (નીચલી ધારાસભા)માં

ચુંટાયાં એટલે તેમના સેક્રેટરી તરીકે તે એમની સાથે વોશીંગ્ટન ગયાં ને તેમને મદદગાર થઇ પડયાં. ૧૯૪૦માં તેમના પતિનું અવસાન થયું એટલે તેમની જગ્યાએ તેઓ ચુંટાયાં ને સમર્થ ધારાસભ્ય તરીકેની ઇજ્જત મેળવી. ૧૯૪૪માં તેઓ મેઇન સ્ટેટ રીપબ્લીક કોન્વેન્શનના પ્રમુખ તરીકે ચુંટાયાં હતાં.

પ્રતિનિધિગૃહના સભ્ય પદે તેમને કેળવણી, પેન્શન, પોસ્ટ ખાતું અને રસ્તા સમિતિમાં કામ કરવાનું મળ્યું. ૧૯૪૩માં તેમની માગણીથી તેમની નેવલ અફેર્સ કમીટી (દરીયાઇ ખાતું)માં નીમણુંક કરવામાં આવી. આ કામ કરવામાં તેમનો હેતુ મેઇન સ્ટેટના દરીઆકાંઠાના બંદરો અને તેના વહાણવટાને સુધારવા માટે હતો.

૧૯૪૪માં ફીલેડેલ્ફીઆ-પેન્સીલવેનીઆમાં ઇન્ટરનેશનલ લેબર કોન્ફરન્સ ભરાઇ તેમાં સરકારી પ્રતિનિધિમંડળના તેર સભ્યોમાં શ્રીમતી માર્ગારેટ પણ ભાગ લીધો હતો.

બીજી વર્લ્ડવોરમાં તેમણે દરીયાઇ ખાતામાં કામ કરી તે વખતના પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટની પ્રીતિ મેળવી હતી. લડાઇના વખતમાં ડીસ્ટ્રો-યરમાં બેસીને દરીઆમાં પ્રવાસ ખેડનાર આ પ્રથમ મહિલાએ ૧૯૪૪માં પચીસ હજાર માઇલ પેસીફીક સમુદ્રમાં મુસાફરી કરી હતી, અને પાછા આવીને તેમણે દરીઆઇ લશ્કરમાં કામ કરતા માણસોની હાડમારી સંબંધી રીપોર્ટ કર્યો ને દરીઆઇ લશ્કરી મંત્રીએ તેમની માગણી પ્રમાણે સુધારા રજુ રાખ્યા હતા. લશ્કરી ખાતાની મેડીકલ સબ કમીટીના ચેરમેન તરીકે તેમણે લશ્કરી અને દરીઆઇ નર્સ ટુકડીઓ માટે ધારાસભામાં એક બીલ પાસ કરાવ્યું હતું.

૧૯૪૭માં તેમણે યુરોપની મુસાફરી કરીને માર્શલ પ્લાન અમેરિકાએ સ્વીકારવો જ જોઇએ ને બીજા દેશોને મદદ કરવી જ જોઇએ એવો ભાર મુકયો હતો.

યુનાઇટેડ પ્રજાસંઘ દ્વારા જગતમાં શાંતી સ્થપાશે એવું એ માને છે. તેઓ પોતાના કાર્યમાં ખંતીલાં છે ને ધંધાદારી સ્ત્રી તરીકે પોતાના ધંધામાં તેઓ પાવરધાં છે. ધંધાદારી સ્ત્રીઓના પ્રતિનિધિમંડળના પ્રમુખ તરીકે એમણે સહુનાં માન ને પ્રેમ જીતી લીધાં છે.

તેઓ ખૂબ મળતાવડાં છે ને હસમુખાં હોવાથી સહુ કોઇને ખુશ કરી શકે છે. પોતાની રોજીંદી ટપાલ તેઓ જાતે જ લખે છે. તેઓ નાનકડાં, દુબળા પાતળાં ને આનંદી છે ને તેમનો અવાજ ઘણો જ ધીમો છે. પહેરવેશમાં તેમને સાદાઇ ખૂબ ગમે છે.

તેમના લગ્નજીવન દરમ્યાન તેઓ બાળક મેળવી શક્યાં નથી. એ ભારે દુઃખની વાત છે.

પોતાના જન્મસ્થળમાં જે ઘરમાં તેઓ જન્મ્યા હતાં તે ઘરમાં આજે પણ તેઓ રહેવાનું પસંદ કરે છે. તેમના માતા તેમના ઘડતરમાં રસ ધરાવે છે ને અત્યારે તેમની સાથે જ રહે છે.

---

રામપ્રસાદ હિરાલાલ વૈદ્ય, અને માતાનું નામ રેવાલક્ષ્મી છે. પ્રોપ્રાયટરી હાઇસ્કુલમાં મેટ્રીક સુધી અભ્યાસ કરી તેઓ લોકસેવામાં પડયાં છે. સત્યાગ્રહ વખતે ૧૯૩૨માં અસહકારમાંથી તેઓ જેલમાં ગયેલાં પણ પછી ક્રુરતા વખતે તેમને છોડી મૂકવામાં આવેલાં.

તેઓ જ્યોતિસંઘનાં મંત્રી છે અને અમદાવાદના અનાથાશ્રમની વ્યવસ્થાપક કમીટીમાં મેમ્બર છે. તાજેતરમાં તેઓ ડીસ્ટ્રીક્ટ કો-ઓપરેટીવ બોર્ડના ચેરમેન તરીકે ચુંટાયાં છે. અખિલ હિંદ મહિલા પરિષદના ગુજરાત, શાખાના મંત્રી તરીકે પોતાની સેવાઓ આપે છે.

આ બહેન આ વર્ષે મહાસભા પક્ષે ખાડીઆ વોર્ડમાંથી ચુંટાઇ આવ્યાં છે.

# અમદાવાદ સુધરાઈનાં નવાં સ્ત્રી-સભ્યો

પૂજ્ય મહાત્મા ગાંધીજીએ આફ્રિકાથી આવી અમદાવાદમાં આશ્રમ સ્થાપ્યો અને દેશભરમાં રાષ્ટ્રભક્તિનો પ્રાણ જાગ્યો. પ્રત્યેક મનુષ્યને રાષ્ટ્રની સેવામાં જીવન અર્પણ કરવાની તમન્ના જાગી, તેમાં સ્ત્રીવર્ગ પણ વંચિત ન રહ્યો. ઘર અને રસોડાની અંદર ગોંધાઈ રહેલી સ્ત્રીશક્તિ બહાર ફરતી થઈ ને નવયુગની વસંત બેઠી. સ્વ. કસ્તુરબાના નેતૃત્વ નીચે અનેક સ્ત્રીઓ દેશની સેવામાં ઓતપ્રોત બની. ગાંધીજીના મીઠા સત્યાગ્રહ અને દાંડીકૂચ વખતે તો આખા દેશમાં સ્ત્રીઓ સેવાકાર્યમાં ગૂંથાઈ ગઈ હતી. અમદાવાદમાં પણ એ રીતે કેટલીક બહેનો દારૂ અને વિદેશી કાપડ બહિષ્કાર સમિતિમાં કામ કરતી થઈ હતી. તેમાં અમદાવાદની જનતાની સેવા દ્વારા નામના કમાયેલ ડૉ. હરિલાલ દેસાઈ (એચ. એમ. દેસાઈ)નાં પત્ની સૌ. લીલાવતીબહેન દેસાઈનું નામ જાણીતું છે. જ્ઞાતિએ તેઓ બ્રહ્મક્ષત્રિય છે.

તેમણે ૧૯૩૦માં વિદેશી કાપડ બહિષ્કાર સમિતિમાં જોડાઈ પીકેટીંગ મંડળના મંત્રી તરીકે બે વર્ષ સુધી કામ કર્યું. બે વર્ષ પછી આ મંડળ ગેરકાયદેસર ઠર્યું. ૧૯૩૨ના જાન્યુઆરીની આઠમી તારીખે ગુજરાત પ્રાંતિક સમિતિના ડીક્ટેટર તરીકે તેમની નીમણુક થઈ અને બીજે દિવસે તેઓ પકડાઈ ગયાં. તેમાં તેમને ૭ માસની સખત મજુરી સાથે સજા અને ત્રણસો રૂપીયા દંડ થયો.

ગાંધીજીના જેલ ગયા પછી વ્યક્તિગત સત્યાગ્રહ ધીમો પડ્યો એટલે સેવાકામમાં જોડાયેલી બહેનોએ ૧૯૩૪માં 'જ્યોતિ સંઘ' નામની સંસ્થા શરૂ કરી. આ સંસ્થામાં લીલાવતીબહેન શરૂઆતથી જોડાએલાં ને ૧૯૩૫માં તેઓ આ સંસ્થાના પ્રમુખ થયાં, અને આજ સુધી એ સ્થાને તેઓ સ્થીર છે.



૧૯૪૧માં મ્યુનિસિપાલિટીમાં મહાસભા પક્ષ તરફથી તેઓ ખાડીઆ વોર્ડમાંથી સ્ત્રી-બેઠક માટે ચુંટાઈ આવેલાં, પણ ગાંધીજીએ 'હિંદ છોડો'ની ચળવળ શરુ કરી ત્યારે સરકારે ૧૯૪૨માં ૯મી ઑગસ્ટે આગેવાન કાર્યકર્તાઓએ એકદમ પકડી લીધેલાં, તેમાં લીલાવતીબહેન પણ પકડાઈ ગયેલાં તેમને ડીટેન્યુ તરીકે ૨૩મી જૂન સુધી રાખવામાં આવેલાં.

૧૯૪૨માં અમદાવાદ મ્યુનિ.નો વહીવટ સરકારે કબજે લઈ મેનેજમેન્ટ નીમ્યું. તે ૧૯૪૬માં બંધ પડ્યું ને મહાસભા પક્ષે તેનો કબજો લીધો. આ વખતે પણ તેઓ મહાસભાપક્ષે સભ્ય તરીકે ખાડીઆ વોર્ડમાંથી ચુંટાઈ આવેલાં, અને એ જ રીતે આ વર્ષે પણ તેઓ એલીસબ્રીજ વોર્ડમાંથી મહાસભાપક્ષે ચુંટાઈ આવ્યાં છે.

આ વખતે નવી ચૂંટણીમાં મ્યુનિસિપલ સ્ત્રીસભ્યોમાં શ્રી. લીલાવતીબહેન સિવાય બધાં જ નવશીખિયાં બહેનો છે; તેમાં કુ. હેમ-



લતાબહેન હેગિષ્ટ ધારાશાસ્ત્રી છે. તેમનો જન્મ ૧૯૧૮માં થયો છે. તેઓ અમદાવાદના જાણીતા બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેનાં દોહિત્રી થાય. તેમના પિતાનું નામ હરિશ્ચંદ્ર અને માતાનું નામ કાશીબાઇ. અમદાવાદમાં કોમી વિખવાદના હુતાશમાં શાન્તિ માટે પોતાનું બલિદાન આપનાર વસંતરાવ હેગિષ્ટેના એ નાનાં બહેન છે.

તેમના પિતા અમદાવાદની તાર ઓફીસમાં નોકરી કરતા હોવાથી તેમનું કુટુંબ જાગુષ્ટે કુટુંબ સાથે જ રહેતું અને પિતાના અવસાન પછી આજ સુધી તેઓ મોસાળમાં જ રહ્યાં છે.

સોળમે વર્ષે મેટ્રીક પાસ થઇ ૧૯૩૯માં ગુજરાત કોલેજમાંથી તેઓ બી. એ. થયાં અને અમદાવાદની લલ્લુભાઇ શાહ કોલેજમાં અભ્યાસ કરી ૧૯૪૦માં તેમણે એલ. એલ. બી.ની ડીગ્રી મેળવી છે. વૈશ્ય કોમમાં તેઓ પહેલાં જ કાયદાનાં અભ્યાસી સ્ત્રી-ગ્રેજ્યુએટ છે.

તેમણે ચિત્રકળા અને સંગીતનો પદ્ધતિસર અભ્યાસ કર્યો છે અને સામાન્ય રીતે દક્ષિણી કુટુંબોમાં સંગીત જન્મસંસ્કારરૂપે વર્યું હોય છે, તેમ હેમલતાબહેને સંગીતને પચાવ્યું છે.

રાષ્ટ્રસેવામાં એ ઓતપ્રોત છે ને સ્ત્રીઓની સેવા માટે તેઓ જ્યોતિસંઘને પોતાની સેવા આપી રહ્યાં છે. અમદાવાદની જનતાની સેવા કરતાં તેઓ રાયખડ વોર્ડમાંથી ઊભાં રહ્યાં હતાં ને મહાસભાપક્ષે બહુમતીથી ચુંટાયાં છે

પ્રતિકૂળ વાતાવરણ, સામાજિક ટીકાઓ અને વિષમતાઓ વચ્ચે રહી, તેનો શક્ય તેટલો સામનો કરી, એકનિષ્ઠાપૂર્વક અભ્યાસમાં ચિત્ત પરોવી, આગળ વધનાર બહેનો આપણા સમાજમાં ગણ્યાંગાંઠ્યાં છે; કારણ કે આ માટે નૈતિક હિંમત જોઇએ. આવાં નૈતિક હિંમતવાળાં બહેનોમાં શ્રી. કમળાબહેન રતનચંદ સુતરિયાનું નામ એક ગણાવી શકાય.

મસ્કતી મારકેટના જાણીતા વેપારી શેઠ રતનચંદ મલીચંદ સુતરીઆનાં તેઓ પુત્રી છે. તેમનો જન્મ ૧૯૧૭માં થયો છે. જ્ઞાતિએ જૈન છે. તેઓ મુંબઇ યુનિવર્સિટીનાં સ્નાતિકા છે. ગુજરાતી અને અર્ધમાગધી વિષય લઇને તેઓ એમ. એ. થયાં એ હિંદીના કોવિદ છે.

જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેતાં બહુ સંકોચ અનુભવતાં શ્રી. કમળાબેન એક સારાં લેખિકા પણ છે. જ્યારે મુંબઇ યુનિવર્સિટીએ બી. એ.ના વિદ્યાર્થીઓ માટે ગુજરાતીમાં 'રાસ–સાહિત્ય'ને એક વિષય તરીકે પસંદગી આપી ત્યારે 'સ્ત્રી-જીવન' માસિકના 'ગરબા–અંક'નું તેમણે ચીવટપૂર્વક સંપાદન કરી સારી ખ્યાતિ મેળવેલી; અને ત્યાર પછી તેઓ 'સ્ત્રી–જીવન'ના ગરબા–અંકનું વિવિધ છતાં અભ્યસનીય અને નૂતન દૃષ્ટિએ આજ સુધી સંપાદન કરતાં આવ્યાં છે. ગુજરાતની સ્ત્રીઓ અને કેળવણી ઉપર તેમણે અવારનવાર પોતાના વિચારો લેખો દ્વારા દર્શાવ્યા પણ છે.

અત્યારે તેઓ અમદાવાદની ન્યુ એજ્યુકેશન હાઇસ્કુલમાં શિક્ષિકા છે અને "જૈન આગમોમાં કથાસાહિત્ય" એ વિષય ઉપર પી. એચડી. ની ડીગ્રી માટે તૈયારી કરી રહ્યાં છે.





આ વર્ષે મ્યુનિસિપલ ચુંટણીમાં દરિયાપુર વોર્ડમાંથી સીટ માટે મહાસભાપક્ષે તેઓ બિનહરીફ ચુંટાઇ આવ્યાં એ એમની લોકપ્રિયતાનો પુરાવો છે.

અમદાવાદમાં જે થોડી યુવાન બહેનો આજે સેવાપથમાં પોતાનો ફાળો આપી રહી છે તેમાં કુ. પદ્માબહેન મહેતાનું સ્થાન છે. તેમનો જન્મ ૧૯૧૯ના જૂન માસમાં અમદાવાદમાં શ્રી. ચુનીલાલ પી. મહેતાને ત્યાં થયો છે.

બાળપણથી જ કાંઈક કરી બતાવવાની હોંશ એમનામાં હતી. સ્કુલ જીવન દરમ્યાન અભ્યાસ કરતાં કરતાં દરેક પ્રવૃત્તિમાં તેઓ ભાગ લેતાં. સ્કુલ તરફથી પ્રગટ થતા વાર્ષિક પત્રના તેઓ તંત્રીપદે ચુંટાયાં હતાં અને સફળતા પામ્યાં હતાં. કોલેજ જીવનમાં તો તેઓ અમદાવાદની દરેક પ્રવૃત્તિમાં ઓતપ્રોત બની ગયેલાં; આમ છતાં તેઓ બી. એ. અને એમ. એ.માં સેકન્ડ કલાસ આવ્યાં.

૧૯૪૨ની રાષ્ટ્રીય ક્રાંતિમાં તેમણે અભ્યાસ છોડયો ને લડતમાં ઝંપલાવ્યું હતું. અમદાવાદમાં વિદ્યાર્થિની સમિતિના મંત્રી તરીકે પોતાનું સ્થાન ગૌરવભેર દીપાવ્યું હતું. અખિલ હિંદ મહિલા પરિષદની ગુજરાત શાખાના મંત્રી તરીકે ૧૯૪૬ થી ૪૮ સુધી મંત્રીપદે ચુંટાઇ તેમણે ઓજનતાની સેવા કરી હતી અને ચાલુ વર્ષે ગુજરાત શાખાના પ્રતિનિધિ તરીકે અખિલ હિંદ મહિલા પરિષદની સ્ટેન્ડીંગ કમીટીના સભ્ય તરીકે ચુંટાયાં છે.

૧૯૪૭માં અમદાવાદ મ્યુનિ. બોર્ડમાં બહેનો માટેની અનામત બેઠકમાંની એક બેઠક ખાલી પડતાં તેમણે એ બેઠક બીનહરીફ પ્રાપ્ત કરી હતી. આ વર્ષે પણ તેઓ કાળુપુર વોર્ડમાંથી મહાસભા પક્ષે બહુમતીથી ચુંટાયાં છે.

તાજેતરમાં અમદાવાદમાં ઓલ ઇન્ડીઆ રેડીઓ હાઉસ શરૂ થાય છે, તેમાં પ્રોગ્રામ આસિસ્ટંટ તરીકે તેમની નીમણુંક થઇ છે.

આ વર્ષે મ્યુનિસિપલ ચુંટણીમાં શાહપુર વોર્ડ તરફથી ચુંટાઈ આવનાર કુમારી. ઉમાબહેન પડકી પણ દક્ષિણી હોવા છતાં તેઓ ગુજરાતી બની રહ્યાં છે. તેમનો જન્મ ૧૯૧૮માં કર્ણાટક પ્રાંતના કારવારમાં થયો હતો. તેમના પિતાનું નામ મુકુંદરાય અને માતાનું નામ





તુળશીબાઇ છે. દાંડીકૂચ અને મીઠા સત્યાગ્રહે દેશભરમાં જુવાળ ફેલાવેલો, તેમાં એકે પ્રાંત બાકી ન હતો. ૧૩મી એપ્રીલે ઠેરઠેર મીઠાના કાયદાનો ભંગ થયો, ત્યારે કર્ણાટક પ્રાંતના કારવાર, અંકોલા, સિરસી, સિદ્ધાપુર વગેરે તાલુકાઓમાં ઘૂમી આ બહેને લોકોમાં જાગૃતિની ધોધણ ફેલાવેલી. ૧૯૩૨માં તેઓ અંકોલા તાલુકામાંથી પકડાઈ ૭ મહિનાની જેલયાત્રા કરી આવ્યાં છે. જેલમાંથી છૂટયા પછી કારવારની મ્યુનિસિપલ હદ છોડવાની એમને સરકારે મનાઈ ફરમાવેલી, એ એમની કાર્યશક્તિ ને લોકસંપર્કની નિશાની છે.

આ લડત વખતે કેટલાક તાલુકાઓમાં નાકરની લડત પણ શરૂ થયેલી, તેમાં સિરસી અને સિધ્ધાપુર તાલુકામાં નાકરની લડતને પરિણામે પરિસ્થિતિ કરુણ બની ગઇ હતી. આ તાલુકામાંથી થોડો અપવાદ બાદ કરતાં સામાન્ય રીતે દરેક ઘરમાંથી સાતસાત સ્ત્રીઓ અને પુરુષો જેલમાં ગયેલાં. માત્ર મોટા ભાગનાં બાળકો જ ઘેર રહી ગયેલાં. સરકારે એમનાં ઘરબાર મેદાનમેદાન કરી નાખ્યાં હતાં. એટલે પાછળ રહેલાં બાળકોની સંભાળ ને ગુજરાનની વ્યવસ્થા માટે આ બહેને એક આશ્રમ સ્થાપ્યો. આમ એ બધાં બાળકોની તેમણે સારસંભાળ લીધેલી, ને તેમની માનસિક અને શારીરિક સારવારની વ્યવસ્થા તેમણે ઉપાડેલી. જ્યારે એ બાળકોનાં માબાપ જેલયાત્રા પૂરી કરીને પાછાં આવી પોતાના ગૃહસ્થાશ્રમમાં સ્થિર થયાં, ત્યારે આ આશ્રમને વિસર્જન કરવામાં આવ્યો હતો. તેમણે હેલ્થ વીઝીટરની પરીક્ષા પાસ કરી છે.

૧૯૪૨ની લોકક્રાંતિ સમયે તેમણે અમદાવાદમાં અનેકવિધ પ્રવૃત્તિઓમાં સાથ આપેલો. તેઓ શાહપુર વોર્ડ કોંગ્રેસ સમિતિના અને શાહપુર વોર્ડ રેશનીંગ સમિતિના સભ્ય છે.

ગયા વર્ષે કુરક્ષેત્ર કેમ્પમાં શરણાર્થીઓની સેવા માટે અમદાવાદથી સેન્ટ જહોન એમ્બ્યુલન્સની ટુકડી ગયેલી તેમાં પ્રથમ ટુકડીમાં આ બહેન ગયેલાં ને પોતાની સેવાઓ આપેલી.

અમદાવાદની જનતામાં જાણીતા કુમારી ચારુબહેન યોદ્ધાનો જન્મ ૧૯૧૩માં અમદાવાદમાં થયો છે. તેમના પિતાનું નામ

( અનુસંધાન પૃ. ૩૬૨ ઉપર )

(અંતકથી ચાલુ)

કેવળ માનસિક દરદી જ માનસિક ઘર્ષણથી પીડાય છે એમ માનવું ભૂલ ભરેલું છે. એક તંદુરસ્ત વ્યક્તિમાં પણ અનિષ્ટ બળો કામ કરતાં હોય છે, તેમ જ સમસ્ત સામાજિક અને નૈતિક વ્યવસ્થાને છિન્નભિન્ન કરવા મથી રહ્યાં હોય છે. આપણાં દરેક જણમાં આવી અનિષ્ટ વાસનાઓ તેમ જ આપણા આદર્શો વચ્ચે ઘર્ષણ ચાલ્યા કરતું હોય છે. આપણી પોતાની અંદર રહેલા દુશ્મન સામે જે સંરક્ષણાત્મક ઉપાયો આપણે લઈએ છીએ તેના ઉપર જ આપણા વ્યક્તિગત ચારિત્ર્યના નિર્માણનો આધાર રહેલો છે. આમ કોઈ એક વ્યક્તિ કંજુસ થશે કે ઉડાઉ, શૂરવીર થશે કે ડરપોક, પરોપકારી થશે કે સ્વાર્થી, શાંત થશે કે ઝઘડાખોર, આશાવાદી થશે કે નિરાશાવાદી તેનો સઘળો આધાર પોતાની અજ્ઞાત કામવાસનાઓનો સામનો તે કઈ રીતે કરે છે તેના ઉપર રહેલો છે. સમધારણ માણસના સ્વપ્નો આપણને આપણા અજ્ઞાત માનસિક બંધારણની ઝાંખી કરાવે છે. નિદ્રા દરમ્યાન સેન્સરનો અંકુશ કાંઈક નરમ પડે છે ત્યારે અજ્ઞાત ઇચ્છાઓ કાલ્પનિક પ્રસંગો ઉભા કરી તૃપ્તિ શોધવાનો પ્રયત્ન કરે છે. અપૂર્ણ વેશપલ્ટાને કારણે જાગ્રતાવસ્થા કરતાં સ્વપ્નાવસ્થાની અજ્ઞાત ઇચ્છાઓને પ્રમાણમાં સહેલાઈથી ઓળખી શકાય છે. સ્વપ્ન કેટલીક વાર સાવ નિર્દોષ અને કોઈ વાસ્તવિક પ્રસંગ ઉપરથી ઉદ્‌ભવેલું લાગે છે, પરંતુ તેનું વિશ્લેષણ કરતાં હંમેશાં જણાઈ આવે છે કે, એકાદ અનિષ્ટ અજ્ઞાત ઇચ્છા જ નજીવી ઘટનાઓનો લાભ લઈને પોતાનું કાર્ય સાધતી હોય છે. ઉપરથી ગમે તેવાં દેખાય છતાં સ્વપ્નો કદી નિર્દોષ હોતાં નથી.

જાગ્રત અવસ્થામાં અજ્ઞાત ઇચ્છા આપણા

લગ્નજીવનના



# વિખવાદ

: લેખક :

શ્રી. ગિરીન્દ્રશેખર બોઝ

*

વ્યક્તિગત હાવભાવો, બોલચાલનાં સ્ખલનો, લેખનક્ષતિઓ, ભૂલો, અકસ્માતો, વિસ્મરણ, સ્વપ્નમનસ્કતા, અતિશય સાવધાની, બેદરકારી તેમ જ બીજી અનેક સાધારણ ગણાતી પ્રવૃત્તિઓ દ્વારા આવિર્ભાવ પામે છે. જે માણસ પોતાની પત્ની અને તેના સ્નેહીઓને ચાહવાનો દાવો કરતો હોય, પરંતુ તેના પત્રો ટપાલમાં નાખવાનું ભૂલી જતો હોય, તેનામાં તેની પત્ની તેમ જ તેની સાથે પત્રવ્યવહાર કરનાર પ્રત્યે અજ્ઞાત અણગમો હોય છે. જે પ્રામાણિક વેપારી પોતાના બીલ ચૂકવવાનું ભૂલી જાય છે તેનામાં બીજાઓના પૈસા મારી ખાવાની અજ્ઞાત દાનત રહેલી હોય છે. અલબત્ત તે પોતે તો આ વાતનો જોરશોરથી ઇન્કાર કરશે અને પોતાના વિસ્મરણ માટે ભૂલકણો સ્વભાવ, કામનું દબાણ વગેરે અનેક કારણો બતાવશે, પરંતુ તે જ કારણો પોતાની ઉઘરાણી કરતાં

તેને ।કતાં નથી. વિસ્મરણ પાછળ પણ એક પ્રકારની પસંદગી કામ કરતી હોય છે. અનેક વાર માગેલા છતાં જો તમારો મિત્ર તમને પુસ્તક આપવાનું ભૂલી જતો હોય તો ખાત્રીપૂર્વક એમ કહી શકાય કે, પુસ્તક આપવાની ગમે તેટલી ઉત્સુકતા છતાં અંદરખાનેથી તે ન આપવાની તેની ઈચ્છા છે. યુદ્ધ અને પ્રેમમાં વિસ્મરણનું બહાનું કદી સ્વીકારવામાં આવતું નથી. પોતાની ફરજ ઉપર ચઢવાનું ભૂલી જનાર સૈનિકને સખ્ત શિક્ષા કરવામાં આવે છે, તેમ જ નિશ્ચિત સમયે મળવા જવાનું ભૂલી જનાર પ્રેમીનો તરત ત્યાગ કરવામાં આવે છે.

માણુસને તેનામાં રહેલા કોઈ અજ્ઞાત હેતુની જાણ કરવામાં આવે છે ત્યારે તે ગુસ્સે થઈ જાય છે. કોઈ મિત્ર ઉપર બેન્ક ઑફ ઈંગ્લાન્ડને લૂંટવાનો આરોપ મૂકશો તો તે તમને હસી કાઢશે, કારણ કે તે વસ્તુ તદ્દન અશક્ય છે, પરંતુ તમે તેને એમ કહેશો કે કોઈ મિત્રના પૈસા તેણે મારી ખાધા છે તો તે તમારી ઉપર ગુસ્સે થશે. બંને આરોપો ખોટા છતાં આ બીજા આરોપ માટે ગુસ્સે થવાનું કારણ એટલું જ છે કે, મિત્રના પૈસા મારી ખાવાનું વ્યવહારમાં શક્ય હોય છે. કાર્યની શક્યતા તે કાર્ય માટેની અજ્ઞાત ઈચ્છાની સૂચક છે. આથી હું એમ કહી શકું કે બીલ ચૂકવવાનું ભુલી જનાર પ્રમાણિક વેપારીની માફક દરેક જણમાં પૈસા ઉચાપત કરવાની અનૈતિક ઈચ્છા રહેલી હોય છે. ખોટા આરોપથી આપણામાં રહેલી અજ્ઞાત ઈચ્છાનું આપણને ભાન થાય છે અને તેનું દમન અને તેના અસ્તિત્વનો ઇન્કાર કરવાના પ્રયત્નોમાંથી ગુસ્સો ઉત્પન્ન થાય છે અને આપણી ઉપર આરોપ મૂકનાર વ્યક્તિ ઉપર તે ગુસ્સાના કારણનું આપણે આરોપણ કરીએ છીએ. આમ સામી વ્યક્તિ ઉપર વાંક ઢોળતાં આપણા મનની શાંતિ જળવાઈ રહે છે. એક રમુજી પ્રસંગ મને યાદ આવે છે: એક માણુસે એક ચોરને ચોરી કરતાં પકડ્યો અને તેની સારી પેઠે ખબર લેવા માંડી. એટલામાં આસપાસના લોકો ભેગા થઈ ગયા અને ચોરને મારપીટ કરવામાં પોતાનો ફાળો આપવાની તેમની તૈયારી કરવા લાગ્યા. જે માણુસે ચોરને પકડ્યો હતો તે બરાડી ઉઠ્યો: ' દૂર હટો ! એ ચોર મારો છે ' અને એ સાવ સાચો હતો; ચોરને શિક્ષા કરીને તે પોતાની જ ચોરવૃત્તિને શિક્ષા કરી રહ્યો હતો, ચોર ખરેખર તેનો પોતાનો હતો. આપણામાં રહેલો અજ્ઞાત ચોર આપણને બીજા ચોરો પ્રત્યે અસહિષ્ણુ બનાવે છે. જે શિક્ષકને તેની પોતાની મૂર્ખાઈનું ભાન નથી હોતું તે શિક્ષક તેના શિષ્યોની મૂર્ખાઈ ઉપર ગુસ્સે થાય છે. જે માણુસને પોતાની ત્રુટીઓનું ભાન હોય છે તે બીજાઓની તેવી ત્રુટીઓ પ્રત્યે સહિષ્ણુ રહે છે. સઘળું જાણવું એટલે સઘળાને માફ કરવું. જે પતિ પત્નીની અલાક્ષિકતા ઉપર ગુસ્સે થાય છે તેના પોતામાં જ ત્રુટી રહેલી હોય છે; માત્ર તેનું તેને જ્ઞાન હોતું નથી. માણુસમાં અજ્ઞાત ઈચ્છાઓનું પ્રમાણ જેમ વધારે તેમ તેની અસહિષ્ણુતા વધારે હોય છે.

દમનનો ભોગ બનેલી કામના બીજી એક રીતે દામ્પત્તિક કલેશનું કારણ બને છે. હું આગળ જણાવી ગયો છું કે, આવી કામના વિવિધ અને અપ્રત્યક્ષ આવિર્ભાવો દ્વારા તૃપ્તિ શોધે છે; જેમકે, બાળક માટેની સ્ત્રીની અજ્ઞાત ઈચ્છા અમુક પ્રકારની ઝીણી વસ્તુઓનો મોટી સંખ્યામાં સંગ્રહ કરવાની વૃત્તિ દ્વારા વ્યક્ત થઇ શકે. પતિ જો આવી વૃત્તિને અવરોધે તો બંને વચ્ચે અનિવાર્ય રીતે વિખવાદ થાય છે. કેટલીક વાર અતૃપ્ત ભાવો મૂળ અવિર્ભાવ કરતાં અત્યંત ભિન્ન રીતે પોતાનો માર્ગ શોધે છે. એક યુવાન સ્ત્રીને પાંચિકાનો સંગ્રહ કરવાનો ખૂબ શોખ હતો. તેનો પતિ સંતતિ-

નિયમન તરફ વળ્યા પછી તેનામાં આ શોખ જન્મ્યો હતો. પતિ ઘણો પત્નીપરાયણ હતો, અને તેને અવારનવાર રજાઓમાં માણુરા પહાડો ઉપર સહેલગાહે લઈ જતો. આવી એક સહેલગાહ દરમ્યાન પત્નીએ બે કોથળા ભરાય તેટલા પાંચિકા એકઠા કર્યા અને તે પોતાને ઘેર લાવી. સગેજનું સારૂં એવું ખર્ચ થયું, એટલું જ નહીં, પોતાના શયનખંડમાં જ તે કોથળાઓ રાખવામાં આવ્યા, તે પતિને ગમ્યું નહીં. આ હાસ્યાસ્પદ શોખ સંબંધે પતિએ તેની સાથે ચર્ચા કરી; વાત પત્નીને ગળે ઉતરી હોય એમ લાગ્યું અને ફરી કદી પાંચિકાનો સંગ્રહ ન કરવાનું તેણે પતિને વચન આપ્યું. આમ સંતોષકારક રીતે આખી વસ્તુનો અંત આવેલો લાગ્યો. પરંતુ નાની નાની બાબતોમાં આ પ્રેમી યુગલ વચ્ચે તકરારો થવા લાગી અને થોડા મહિનામાં જ તેમનો સંબંધ એટલો ખરાબ થઈ ગયો કે જ્યારે ફરીવાર રજાઓમાં સહેલગાહે જવાનો પ્રસંગ આવ્યો ત્યારે પત્નીએ સાથે જવાની ચોકખી ના પાડી. વિખવાદનું ખરૂં કારણ બંનેની જાણ બહાર હતું. પરિસ્થિતિ એટલી બગડી કે પતિ મારી પાસે સલાહ માટે આવ્યો. સારા એવા વખત પછી તેમના કલેષનું સાચું કારણ મને હાથ લાગ્યું. મેં તેને સંતતિનિયમનના ઉપાયો છોડી દેવાની સલાહ આપી અને તેનું પરિણામ આશ્ચર્યજનક આવ્યું. કલેષ સાવ અદૃશ્ય થયો અને તેમનો જુનો પ્રેમ પુનઃ તેમની વચ્ચે સ્થપાયો. વર્ષોવર્ષ તેમનાં બાળકો સાથે તેઓ હવાફેર માટે પહાડો ઉપર જાય છે અને પત્ની હવે પાંચિકાનો સંગ્રહ કરતી નથી.

આ એક પરાકાષ્ટાએ પહોંચેલો કિસ્સો છે. પાંચિકાનો સંગ્રહ કરવાની પ્રવૃત્તિને મનોવિજ્ઞાનિઓ એક સૂચક કાર્ય ગણે છે. આવા કાર્યનો સૂચિત અર્થ તે કાર્ય કરનાર પોતે કદી જાણતો હોતો નથી. આવી સૂચક પ્રવૃત્તિમાં કોઈ પણ પ્રકારનો હસ્તક્ષેપ થતાં તેમાંથી ગંભીર અથડામણ ઉભી થાય છે. આપણા રોજીંદા જીવનની અમુક પ્રવૃત્તિઓ સૂચકતા ધારણ કરે છે અને એમ સહેલાઇથી તે ઉપાધિનું કારણ બને છે. રોજીંદા ઉપયોગની વસ્તુઓ માટેની ખાસ રૂચિ-અરૂચિઓ ઘણે ભાગે તે વસ્તુઓની સૂચકતાને આભારી હોય છે. સ્નાનાદિ શરીર સંસ્કાર સંબંધે વધુ પડતી ચીવટ સૂચક છે. પતિ આડીઅવળી મૂકાઇ ગએલી પોતાની લાકડી માટે પત્ની સાથે લડી પડે છે અને પત્ની પોતાની ખોવાઇ ગએલી હેરપીન કે પૈસાની નાની એવી રકમ માટે કોપાયમાન થઈ જાય છે. તેનું કારણ એ હોય છે કે, આ નજીવી વસ્તુઓ બીજી ઘણી મહત્વની વસ્તુઓની સૂચક ( symbol ) હોય છે.

મનોવિશ્લેષણે એક સત્ય પ્રકાશમાં આણ્યું છે અને તે એ કે, આપણી મોટા ભાગની અજ્ઞાત કામનાઓ જાતિય કામનાઓ હોય છે. આ કથનથી મનોવિશ્લેષકે પોતાના ઉપર જબરો ખોફ વહોરી લીધો છે. ટીકાકારો મનોવિશ્લેષક ઉપર આરોપ મૂકે છે કે, તે જ્યાં ને ત્યાં વધારે પડતી જાતીયતા જુએ છે. તેઓ ભૂલી જાય છે કે, માણસના અજ્ઞાત મનોપ્રદેશોની અંદર જાતીય સામગ્રીનું પ્રાબલ્ય મનોવિશ્લેષકને જણાતું હોય તો તે તેનું પોતાનું સર્જેલું હોતું નથી. જાતીયતામાં જ આપણા જીવનની તમામ પ્રવૃત્તિઓ કેન્દ્રિત થાય છે, એ સત્યનો ઇન્કાર કરી શકાય એમ નથી. જીવવિજ્ઞાનની દૃષ્ટિએ જોઇએ તો જાતીય વૃત્તિની પાછળ જાતિ-રક્ષાની વૃત્તિઓ કામ કરે છે અને ભૂખ ઇત્યાદિ આત્મ-રક્ષાની વૃત્તિઓ કરતાં જાતિ-રક્ષાની વૃત્તિઓ વધારે મહત્વની અને વધારે બળવાન છે એ વાત સહુ કોઈ સ્વીકારે છે. તમામ સર્વનામોનું નર, નારી અને નાન્યતર જાતિમાં વર્ગીકરણ કરીને વ્યાકરણકારોએ પણ જાતીયતાનો સ્પષ્ટ સ્વીકાર કર્યો છે. પરંતુ એ જ

વસ્તુને માણસના અજ્ઞાત માનસના છૂપા પ્રદેશમાંથી પ્રકાશમાં લાવવા બદલ મનોવિશ્લેષણ ઉપર ખૂબ પ્રહારો થાય છે.

અજ્ઞાત મનમાંથી બહાર લાવવામાં આવતી જાતીય ઇચ્છાઓ વિવિધ પ્રકારની હોય છે. માનસિક રીતે માણસ ઉભયજાતીય (bisexual) હોય છે. દરેક પુરુષમાં અજ્ઞાત સ્ત્રી અને દરેક સ્ત્રીમાં અદૃશ્ય પુરુષ રહેલો હોય છે. આમ સ્ત્રી તેમજ પુરુષ બન્નેની જાતીયતામાં પરસ્પર વિરોધી એવી લાક્ષણિકતાઓનું વિચિત્ર મિશ્રણ જોવા મળે છે. આક્રમકતા એ મુખ્યત્વે પૌરુષી ગુણ છે અને આત્મસમર્પણ એ અધિકાંશે સ્ત્રૈણ ખાસીયત છે. આ બન્ને તત્ત્વોનું પ્રમાણ ભિન્ન ભિન્ન વ્યક્તિઓમાં ભિન્ન ભિન્ન હોય છે. કેટલીક સ્ત્રીઓ આક્રમક હોય છે અને કેટલાક પુરુષો આત્મ-સમર્પણની વૃત્તિવાળા હોય છે. જેને આત્મ-સમર્પણની વૃત્તિવાળી પત્ની હોય છે તે ખરેખર ભાગ્યશાળી છે, પરંતુ સ્ત્રીની સ્ત્રૈણ વાંચ્છનાઓને સંતોષવામાં ન આવે તો તેનામાં રહેલાં પૌરુષી લક્ષણો બળવાન બની પડેલાંની એક નમ્ર અને સ્વાધિન સ્ત્રીમાંથી તે લડાયક વૃત્તિવાળી બનવાનો સંભવ છે. પતિ અને પત્નીમાં એક બીજાને પૂરક એવાં તત્ત્વોના અસ્તિત્વ ઉપર તેમના દામ્પત્તિક સુખનો આધાર રહેલો છે, અને તે બન્નેના પૌરુષી અને સ્ત્રૈણ અંશોને સતત સંતુષ્ટ રાખવામાં આવે તો જ તેમનું દામ્પત્તિક સુખ કાયમ ટકે છે. પુરુષ પોતામાં રહેલા સ્ત્રૈણ્યને કારણે સ્ત્રીની ખાસીયતોને સમજવા શક્તિમાન થાય છે. તેના સ્ત્રૈણ્ય અંશોનું જો દમન થએલું હોય તો સ્ત્રીની સ્વાભાવિક વાંચ્છનાઓ તેમજ મનોરથો પ્રત્યે તે અસહાનુભુત રહે છે અને પરિણામે વારંવાર દામ્પત્તિક ક્લેશ થાય છે. આ પ્રકારનો માણસ સ્ત્રીની પવિત્રતા તેમજ પડદાની પ્રથાનો ચુસ્ત હીમાયતી બને છે, જ્યારે બીજી બાજુથી પરસ્ત્રી ગમનનો તેમજ મુક્તાચારનો હક્ક તે પોતાને સ્વાધિન રાખે છે. સ્ત્રીની અંદર રહેલા પૌરુષનું દમન થએલું હોય છે તો તેનું પણ આમ જ થાય છે. સામાન્ય પરિસ્થિતિમાં સ્ત્રીમાં રહેલો પૌરુષી અંશ તેના પતિ સાથે તદ્રુપ થઈ જાય છે અને એ રીતે પતિની પ્રવૃત્તિઓ દ્વારા તે તૃપ્તિ પામે છે. પુરુષ અને સ્ત્રી એક બીજા પ્રત્યે કેવી રીતે વર્તે છે તેનો આધાર પુરુષ પોતામાં રહેલા અજ્ઞાત સ્ત્રૈણ્ય અને સ્ત્રી તેનામાં રહેલા અજ્ઞાત પૌરુષ પ્રત્યે કેવા પ્રકારનું વલણ ધરાવે છે તેની ઉપર રહેલો છે.

જે સ્ત્રી પોતામાં રહેલા પૌરુષનું દમન કરે છે તે તેના પતિના ચારિત્ર્યને વિકૃત સ્વરૂપે જોતી થાય છે. દમનને કારણે પતિ સાથે પોતાના પૌરુષનું તદ્રુપીકરણ અશક્ય બને છે અને તેથી તેને સ્વતંત્રપણે તૃપ્ત કરવાની જરૂરીયાત ઉભી થાય છે. તેનો અજ્ઞાત પૌરુષી અંશ બીજી સ્ત્રીઓ પ્રત્યે જાતીય રીતે આકર્ષાય છે. આ આકર્ષણનું તે પોતાના પતિમાં આરોપણ કરે છે અને માને છે કે પતિ જ આ સ્ત્રીઓ પાછળ ભમે છે. પોતાની આ ભ્રમણાને સાચી પૂરવાર કરવા માટે પતિના વર્તનનો તે જાતજાતનો કાલ્પનિક અર્થ કરે છે. પતિ તરફ તેનો વ્યંગપ્રવાહ સતત વહેતો રહે છે. "હું પેલી સ્ત્રીનું નામ બોલી ત્યારે તમારી આંખો કેમ ચમકી હતી? પેલી કુલ્ટા મળી ત્યારે તમે કેમ વિચારમાં પડી ગયા હતા? પેલી સ્ત્રી તમારા તરફ શા માટે જોતી હતી? ઓફીસમાંથી આવતાં કેમ મોડું થયું?" કમનસીબ પતિને રોજ રોજ આ પ્રકારના અનેક પ્રશ્નોના જવાબ આપવા પડે છે અને જવાબ ગમે તે પ્રકારના હોય, છતાં તેમાંથી અનિવાર્ય રીતે ક્લેશ ઉભો થાય છે. આ જ રીતે પતિ તેનામાં રહેલા સ્ત્રૈણ અંશોનું દમન કરે તો સ્ત્રીની સ્થિતિ પણ એટલી જ કમનસીબ બને છે. હું ઘણા એવા પુરુષોને જાણું

છું કે જેઓ તેમની પત્નીને ઓરડામાં પૂરીને તાળું માર્યા પછી જ ફરવા માટે બહાર જઈ શકે છે. જાતીય સંશય એ દામ્પતિક અશાંતિના સૌથી મોટાં કારણોમાંનું એક છે. તેના મૂળ હું દમણાં બનાવી ગયો તેમ, અશાંતિનો ભોગ બનેલ વ્યક્તિઓના અજ્ઞાત મનના ઉંડાણમાં રહેલાં હોય છે.

દામ્પત્તિક જીવનમાં જાતીયતા એ એક બળવાન ઐક્ય સાધક ગ્રંથી છે. પ્રેમ વિના આવેશ સંભવી શકે છે પણ આવેશ વિના પ્રેમ અસંભવિત છે. જે માણસ પોતાની પત્ની પ્રત્યે પ્લેટોનિક પ્રેમ કેળવવાનો પ્રયત્ન કરે છે તે વેદીઓ છે. જાતીવનાની સંતોષ દારક વ્યવસ્થામાંથી જ લગ્નસુખ પરિણમે છે. ફ્રોઇડનું એક સુત્ર છે કે, જ્યાં સમધારણ જાતીમના હોય ત્યાં માનસિક બિમારી ન હોઈ શકે. આપણે જો એમ કહીએ કે, જ્યાં જાતીય જીવન સમધારણ હોય ત્યાં દામ્પત્તિક કલેશ કદી ન સંભવી શકે, તો એ પણ એટલું જ સાચું છે. કેવળ શારીરિક સંબંધો કરતાં જાતીયતાનો અર્થ આપણે વધારે બહોળો કરવો જોઇએ. આક્રમકતા, અમૃદુતા, અને અમુક અંશે શારીરિક અને માનસિક કષ્ટ આપવાની ઇચ્છા તેમ જ સ્ત્રીની પ્રસંશા કરવાની ઇચ્છા એ પુરૂષની જાતીય વૃત્તિની વિલક્ષણતાઓ છે, જ્યારે સ્ત્રી પોતાના શરીર સાથે અમુક અંશે અમૃદુતાથી વર્તવામાં આવે તેમાં આનંદ માણે છે, અને પોતાની સ્તુતિ સાંભળવી તેમજ સ્તુતિ કરતા પુરૂષ આગળ પોતાનું પ્રદર્શન કરવું તેને ગમે છે. બંગાળના મહાન નવલકથાકાર બંકીમચંદ્રે કહ્યું છે કે 'સ્ત્રીને ખાટી આંબલી, તીખાં મરચાં અને કડક પતિ વધુ પ્રિય હોય છે.' આધુનિક જમાનાનો સુધરેલો પતિ પોતાની નાજુક પત્નિ સાથેના પ્રેમ સંબંધોમાં અમૃદુ (rough) બનતાં શરમાય છે. સ્ત્રીનું સંવનન શરૂઆતમાં મૃદુતાથી થવાની જરૂર છે એ ખરૂં, પરંતુ પતિમાં વધારે પડતી નરમાશ હોય તો તેનો અર્થ એમ કરવામાં આવે છે કે તેનામાં પુરતી આતુરતા નથી, અને આ વસ્તુ તે બન્નેના સુખમાં અંતરાય રૂપ બને છે. થોડાં વર્ષના લગ્નજીવન પછી પ્રેમાળ પતિને કદાચ પોતાના પ્રેમને શબ્દો દ્વારા વ્યક્ત કરવો બીનજરૂરી લાગે, પણ તેણે જાણવું જોઇએ કે સ્ત્રીની પ્રકૃતિ તે વસ્તુ માગી લે છે અને સ્ત્રીની એ નૈસર્ગીક જરૂરીઆત તેણે સંતોષવી રહી. (ચાલુ)

## કોયલડીને—



કોયલડી કુહુ કુહુ ના બોલ,
લાવી હૈયામાં હર્ષ તું ન ડોલ—કોયલડી.
વર્ષા સીધાવી તોયે, શરદ ન આવી,
છાઈ ઘટા ઘનઘોર;
વિજળીના ચમકારા, ચાંદ નથી ચમકતો,
શાને મચાવે તું શોર—કોયલડી.
કાળ કેરી જાળમાં, ફસાઈ ને માનવી,
માણે છે મસ્તીમાં મોજ;
આઝાદી આવી, માનવતા ન આવી,
ખેલે છે યુદ્ધ આ અઘોર—કોયલડી.
સુતા છે શાંતિમાં, સ્વપ્નોની ભ્રાંતિમાં,
બાંધીને આશાનો દોર;
છોને ઝઝુમતો માનવ અશાંતિમાં,
શાને કરે તું કલશોર—કોયલડી.

રમણિકલાલ મ. ઉપાધ્યાય

## સ્ત્રી-રોગની ઔષધી

# કપાસ

લેખક

વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ

*

આપણે આપણા ખેતીપ્રધાન દેશમાં વર્ષોથી પાક તરીકે લાખો રૂપીયાનો કપાસ પેદા કરીએ છીએ. આપણે એના રૂમાંથી કપડાં બનાવીએ છીએ અને કપાસીયા (બીયાં) આપણા ઢોરોને સશક્ત અને દુધાળાં રાખવા માટે ઉપયોગમાં લઈએ છીએ.

પરંતુ કપાસ એક ઔષધીય છોડ છે, અને એનો સ્ત્રીઓના તેમજ પોષણના અભાવે થનારા દરદો ઉપર ઉપયોગ કરી શકાય છે તેનો ભાગ્યે જ આપણને ખ્યાલ છે.

સ્ત્રી જગતમાં આજે અનેક નાના મોટા દરદો પેદા થાય છે. આમાંના મોટા ભાગના દરદો એ જનન અવયવોના દરદો હોય છે. પ્રદર, લોહીવા અને માસિકની અનિયમિતતાથી આજે ભાગ્યે જ કોઈ સ્ત્રી મુક્ત હશે.

આ દરદો થવાનું કારણ આજનો આપણો રસકસ વગરનો ખોરાક, જીવનની કૃત્રિમ રહેણી-કરણી અને રોગોને નોતરે તેવી ફેશનની કેટલીક ટેવો છે.

આવી ટેવોના પરિણામે શરીરનું બંધારણ ટકાવી રાખનારી સપ્તધાતુઓ (રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, અને શુક્ર) પોષણ વગરનાં બને છે અને વાતપિત્તને ઉશ્કેરી શરીરમાં ખોટી ગરમી પેદા કરે છે અને દરદના ભોગ થવાય છે. સ્ત્રીઓના દરદો પેદા થવાનું મુખ્ય કારણ ...ભાગ્ય છે. આ દરદોને નજર સામે પરસ્ત્રી ગમનનો તેમજ ...ના આયુર્વેદના ... છીતા સ્તન્યા પિત્ત કફા પહા. કપાસનો પ્રધાન રસ મધુર છે અને ગુણમાં એ ઠંડુ છે. આ મધુર અને ઠંડા ગુણના કારણે કપાસ આપણા શરીરને પુરતું પોષણ અને બળ આપે છે અને આપણા તમામ નાના મોટા અંગોનો વિકાસ કરે છે. કારણકે એના સેવનથી પિત્તની ગરમી શાંત થાય છે.

આપણે જાણીએ છીએ કે આજે આપણા સ્ત્રી-સમાજમાં માસિકની અનિયમિતતાના દરદીઓ વધતા જ જાય છે. કોઇને વધારે તો કોઇને ઓછું, તો કોઇને મહિનાઓ સુધી બીલ-કુલ દેખાતું જ ન હોય એવા અનેક દરદીઓ આજે દેખાવા માંડયાં છે. આ માસિકના દોષ-માંથી શરીરમાં ગરમીનો સંગ્રહ થાય છે, એમાંથી પ્રદર વધે છે અને ધીમે ધીમે દરદી ધોવાઇ ને નબળી પડતી જાય છે.

કેટલાક કેસોમાં માસિકના અભાવે ચર-બીનાં સંગ્રહ જામે છે, શરીર ફૂલતું જાય છે, અને મેદનું પ્રમાણ વધતું જઈ, જાતિય વાસના મંદ કે તીવ્ર વિષમ બનતી જાય છે અને પરિણામે સ્ત્રીઓના રજસ જીવાણુંઓમાં વીર્યને પકડીને સંરક્ષણ આપવાની તાકાત ક્ષીણ થઇ જાય છે. મેદથી ખાલી ગયેલ શરીરમાં વીર્ય સ્થીર થવાને બદલે ચરબી અને વાયુથી બહાર ધોવાઈ જાય છે અને કાયમી વંધ્યત્વ લાવે છે. આવા માસિકના દોષોમાંથી પેદા થનારા દરદો ઉપર કપાસ ઉપયોગી ઔષધી છે.

આયુર્વેદના પંડિતોએ તો આ ગુણનો અનુભવ કર્યો જ છે, પરંતુ અંગ્રેજી વિજ્ઞાનના અભ્યાસી ડૉ. R. N. Khery પણ પોતાના ગ્રંથમાં લખે છે કે—and is given in amenorrhoea dysmenorreea uter: ine hoemo rhages. આમ કપાસ અલ્પાર્તવ, પિડિતાર્તવ અને નષ્ટાર્તવમાં વાપરી શકાય છે. ગર્ભાશયમાં પેદા થયેલા કોઇ પણ વિજાતીય દ્રવ્યોને પરિણામે થતા લોહિવામાં

પણ એ ઉપયોગી બને છે. કસુવાવડનો દોષ રહ્યો હોય, છોડ પાડ્યું હોય, ગર્ભાશયમાં ચાંદુ કે કોઈપણ પ્રકારની ગાંઠથી લોહીવા થયો હોય તેવા કોઈ પ્રકારના દરદમાં કપાસના મૂળની છાલ બે તોલા લઈ, અરધો શેર પાણીમાં રાત્રે પલાળી, સવારે ઉકાળવું અને બે તોલા પાણી બાકી રહે ત્યારે ગાળીને પી જવું. આથી જનન અવયવોનો સંકોચ થવા માંડે છે અને પરિણામે એમાં રહેલા કોઈપણ દોષવાળા આર્તવના જમાવને કે બગાડને બહાર ધકેલી દેવાની પ્રવૃત્તિ શરૂ થાય છે અને ધીમે ધીમે દોષોને બહાર કાઢી ગર્ભાશયને શુદ્ધ બનાવી દે છે.

અંગ્રેજી ઔષધશાસ્ત્રમાં અર્ગટ નામની એક દવા છે. આ દવાના ગુણધર્મ પણ આપણા કપાસને મળતા જ હોવાનો લગભગ તમામ વિજ્ઞાનિકોએ અભિપ્રાય આપ્યો છે, એટલું જ નહિ; પણ અર્ગટ તીવ્ર અસર કરતું હોવાથી કેવળ પ્રસૂતિનો વિલંબ થતો હોય ત્યારે જ કરવો હિતાવહ છે; જ્યારે કપાસનો ઉપયોગ જો સુવાવડના દિવસોમાં બે ત્રણ દિવસ કરવામાં આવે તો એથી જનન અવયવોને પુરતું બળ મળે છે અને ધીમે ધીમે જનન અવયવો સંકોચાઈને પોતાના યોગ્ય સ્થાને ગોઠવાઈને સ્થિર થાય છે.

સ્ત્રી-સમાજમાં સુવાવડ પછી જે કેટલાક દરદો થાય છે તેમાં એક પ્રસૂતિવાત નામનું દરદ પણ આજે ઠીક ઠીક પ્રમાણમાં દેખાવા માંડ્યું છે. પોષણકારક ખોરાક, યોગ્ય શેક અને માલિશ, તેમ જ જનન અવયવોને પોતાના યોગ્ય સ્થાને ગોઠવાઈને સંકોચાવા માટે આપણી જુની સુવાવડ પદ્ધતિમાં જે નાના મોટા ઔષધોપચાર અને સારવાર હતાં, તેને બદલે આજે આપણા સુધરેલા સમાજની પ્રસૂતિ ઇસ્પીતાલોમાં જ થતી હોવાથી, ત્યાં બગાડને નિકળવા દઈને ગર્ભાશયને શુદ્ધ બનાવવાને બદલે ઔષધોપચારથી તેને અટકાવી દેવામાં આવે છે. આથી ગર્ભાશયનો લગભગ બગાડ ગર્ભાશયમાં જ પડ્યો રહે છે. એ ત્યાં સડે છે અને પછી ધીમે ધીમે પ્રદર તરીકે બહાર આવે છે. જનન અવયવો નબળાં પડી જાય છે અને પરિણામે એમાં પવન ભરાઈને પેડું મોટું બની જાય છે. કેટલીક સ્ત્રીઓને તો જાણે દિવસો રહ્યા હોય અને ચાર-પાંચ માસ થયા હોય તેટલું મોટું પેટ દેખાય છે. આવા દરદીઓના ગુપ્તાંગમાંથી અવાજ આવ્યા કરે છે અને દુર્ગંધ મારતો પવન છૂટે છે.

સુવાવડના દોષમાંથી પેદા થતા આવા દરદો ઉપર કપાસના મૂળનો ઉકાળો, એમાં દરદીના પ્રકૃતિગત દોષો દૂર કરે તેવા બીજા ઔષધો મેળવીને લેવામાં આવે તો એ ઉપયોગી બને છે અને કોઈ પણ જાતનું નુકશાન થતું નથી. આ કપાસના મૂળનો ઉપયોગ **કરતી વખતે માત્ર એટલી જ સંભાળ રાખવાની રહે છે કે, સગર્ભા સ્ત્રીએ એનો ઉપયોગ કોઈ પણ સંજોગોમાં ન જ કરવો, કારણ કે, જનન અવયવોને સંકોચવાનો કપાસનો પ્રધાન ગુણ હોવાથી સગર્ભા સ્ત્રીને કસુવાવડ થઈ જવાનો પૂરેપૂરો સંભવ રહે છે. એવો વિદ્વાનોનો અભિપ્રાય છે.**

કપાસનો બીજો મહત્વનો ગુણ પોષણ આપવાનો અને એ દ્વારા શરીરની માંસપેશીઓનો વિકાસ કરવાનો છે. ખાસ કરીને કપાસીયા (કપાસના બીજ) ના તેલથી સ્ત્રીઓના સ્તનનો વિકાસ પામે છે. એનો ઘેરાવો મોટો થાય છે અને પરીણામે એમાં દૂધનું પ્રમાણ વધે છે.

કચ્છમાં ગાયને સુવારના ખાણ સાથે કપાસના રૂ કાઢી લીધેલા ખાલી કોકડાં મેળવીને ખોરાક તરીકે આપવામાં આવે છે, અને એ જ રીતે સૌરાષ્ટ્ર ગૂજરાતમાં કપાસીયા મેળવીને અપાય છે. આ પ્રકારના ખોરાકથી

ગાયનું દૂધ વધે છે અને એના પોષક તત્ત્વમાં પણ વધારો થાય છે.

આપણા સમાજમાં પ્રસૂતિ પછી દૂધ ન આપવાથી, સ્તનનો વિકાસ ન થવાના અને પરિણામે નાના બાળકને બહારના કૃત્રિમ દૂધ ઉપર રાખી બાળકોના દરદો નોતરતા કેટલાય કુટુંબો દેખાય છે

આપણી સ્ત્રીઓ કન્યાકાળમાં ફેશન તરીકે છાતીને ચસચસાવીને પહેરવામાં આવતી બોડીશથી સ્તનનો જે સ્વાભાવિક કુદરતી વિકાસ થવો જોઈએ તે અટકાવી દે છે અને પરિણામે પ્રથમ પ્રસૂતિ વખતે પૂરતા સ્તન વિકાસના અભાવે ધાવણ વગર હેરાન થાય છે.

આજનું આપણું કમનસીબ દર્દ દૂર કરવા માટે કપાસીયાનો ઉપયોગ રામબાણ કામ કરે છે. વિજ્ઞાનિકોએ આ કપાસીયામાંથી એક સહજરીતે ભાવે અને ખાઈ શકાય તેવું 'લેકટે ગોલ' નામનું તત્ત્વ જુદું પાડ્યું છે અને ધાવણ ન આવતું હોય તેવી સ્ત્રીઓને એ લેવાની ભલામણ કરે છે. પરંતુ આ લેકટે ગોલ સહજ રીતે હાથમાં આવે કે ન આવે, પણ કપાસીયાને સારી રીતે પલાળી, એને ઉકાળી, સાકર કે મધ નાખીને પીવાથી આ તત્ત્વો સહજ રીતે મળી રહે છે, અને માતાના સ્તનમાં ધાવણના ઝરા ફૂટે છે.

સામાન્ય રીતે બાળક ધાવતું હોય છે ત્યારે માતાને શારીરિક નબળાઈ લાગે છે. પરંતુ જો કપાસીયાનો કવાથ પીવામાં આવશે તો આ નબળાઈ દૂર થશે અને તમામ અંગોને પોષણ મળશે.

પંડિત ચક્રસે ધાવણ વધારવા માટે કપાસ અને શેરડીના મૂળને કાંજી સાથે પીવાની ભલામણ કરી છે.

આયુર્વેદ શાસ્ત્રમાં કપાસના અનેક વૈદકિય ઉપયોગો રજુ કરવામાં આવ્યા છે.

પ્રદર ઉપર કપાસના મૂળને ચોખાના ધોવણ સાથે પીવાની આચાર્ય વૃંદ–ભલામણ કરે છે. વૈદ્ય મનોરમા નામના અનુભૂત ગ્રંથમાં જનન અવયવોના કોઈ પણ પ્રકારના સ્થાનિક દરદો–જેવા કે ચાંદું, ખરજ, વ્રણ, યોનીશૂળ, યોની સ્પંદન, વગેરેમાં કપાસીયાની લુગ્દીમાં સિદ્ધ કરેલા તલના તેલનું પોતું મુકવાથી દરદ દૂર થવાનો નિર્દેશ કર્યો છે.

આમ કપાસ પોષણ આપનારી, જનન અવયવોનું સંશોધન કરી આર્તવ અને પ્રસૂતિ દોષોને દૂર કરનારી, તેમજ સ્તનને પોષણ આપી એમાં ધાવણ વધારનારી ઘર આંગણાની ઉત્તમ ઔષધી છે. એટલે સ્ત્રીજગતની એ ઉપકારક વનસ્પતિ છે.

---

સામાન્ય રીતે લુચ્ચા લફંગા લોકો મોટી ઉમ્મરની કુંવારી યુવતીઓ અને યુવાન વિધવાઓ તરફ પોતાની શ્વાનવૃત્તિ દાખવતા હોય છે અને તેમાંય તે સ્ત્રીઓ કોઈ ઠેકાણે નોકરી કરતી હોય, સમાજમાં એનું કાંઈક સ્થાન હોય તો તો એને નનામા પત્રો, બીભત્સ સૂત્રો અને જતા આવતાં ચેનચાળા કરીને રંજાડતા હોય છે. એવી એક ઉચ્ચ કુટુંબની યુવાન કન્યા સરકારી નોકરી કરે છે, તેને બદનામ કરવા અને ફસાવવા એક યુવાન ભાઈ ચેરટ દ્વારા નનામા ખોટા પત્રો લખી હેરાન કરતા હોવાની માહિતી મળે છે. એ બહેને પોતાનું નામઠામ જણાવ્યા સિવાય એ પત્રની નકલ અને પોતાની હેરાનગતીનું વર્ણન મોકલ્યું છે, પણ પુરૂં ઓળખાણ આપ્યા વગર આવા કિસ્સાઓમાં શું બની શકે?

પુરૂષોએ આવી શ્વાનવૃત્તિ અને પોતાની અધમતા છોડી દેશસેવામાં પોતાની વૃત્તિ જોડવી જોઈએ અને એવી બહેનોએ હિંમત રાખી, એવા નનામા પત્રો સરકારી તંત્રને સોંપી એવા પુરૂષોને શિક્ષા કરવામાં ભાગ લેવો જોઈએ; તે ઉપરાંત પોતાના જીવનમાં સાદાઈ અને સરળતા રાખી પોતાની ફરજમાં ઓતપ્રોત રહેવું જોઈએ.

*

# આયુર્વેદમાં



# ચૈત્ર માસ

( આપણાં હોળી પર્વો )

લેખક:
વૈદરાજ શ્રી. પ્રાગજી મોહનજી રાઠોડ

ફાગણ માસના હોળી પર્વો પુરા થયા છે અને ચૈત્ર માસની શરૂઆત થાય છે. ચૈત્ર માસ એ વસંતઋતુનો ઉત્તરકાળ છે. વસંતના પૂર્વ ભાગ ફાગણ માસમાં આપણે અનારોગ્ય લાવનારા કફને દૂર કર્યો છે, અને આ ઉત્તરકાળમાં આપણે પિત્તના પ્રકોપથી આવનારા દરદોને દૂર કરવાનાં છે. ભગવાન સવિતાનારાયણના તીવ્ર કિરણો જગતના મનુષ્યો ઉપર પોતાનો મોરચો લીએ તે પહેલાં આવનારી ગરમીમાં આપણું સંરક્ષણ થઇ શકે તેવી તાકાત અને ઠંડક આપણે પેદા કરવાની જરૂર રહી છે. અને આ તાકાત ઉત્સવ અને આનંદ દ્વારા મળી રહે તે માટે ચૈત્ર માસમાં નાના મોટા કેટલાક પર્વોની રચના કરવામાં આવી છે.

ચૈત્ર માસના પહેલા દિવસે વર્ષ-પ્રતિપદાનું પર્વ ઠરાવામાં આવ્યું છે, કારણકે સાયન પદ્ધતિએ સમાજનો એક ભાગ ચૈત્ર માસથી નવું વર્ષ શરૂ થવાનું માને છે અને એટલા માટે નવા વર્ષની પ્રથમ ક્રિયા આરોગ્યને નજર સામે રાખીને જ રજુ કરવામાં આવી છે.

આપણે જોયું છે કે કારતક માસના બેસતા વર્ષના દિવસે તલના તેલનું માલિશ અને સ્નેહન પોષણ આપે તેવો સ્નિગ્ધ ખોરાક લઇ, આવનારી ઠંડી ઋતુમાં આપણા આરોગ્યનું રક્ષણ થઇ શકે તેવો નિર્દેશ કરવામાં આવ્યો છે; તેવી જ રીતે આ ચૈત્ર માસના પ્રથમ દિવસે પણ આવનારી ગ્રીષ્મઋતુની ગરમીમાંથી પેદા થનારા અજીર્ણ, મરડો, કોલેરા, શીળી, ટાઇફોઇડ અને પિત્તના ઉકળાટથી લોહીવિકારના દરદોને દૂર કરી શકાય તેવા ખાનપાનની રચના કરવામાં આવી છે.

સામાન્ય રીતે ઉનાળાની ગરમીથી ખોરાકનું પાચન કરનારૂં પિત્ત વિદગ્ધ થઇ જાય છે અને શરીરમાં ગરમી ઉત્પન્ન કરે છે. આ ઋતુજન્ય ગરમીને દૂર કરવા માટે કડવી-તુરી અને ઠંડક આપનારી વનસ્પતિઓનું મહત્વ સ્વીકારાયું છે. કારણકે કડવો અને તુરો રસ પિત્તનું શોધન અને શમન કરે છે. આ કડવા અને તુરા રસને નજર સામે રાખીને શાસ્ત્રોમાં ચૈત્ર માસના પ્રથમ દિવસે લીંબડાનું મહત્વ સ્વીકારાયું છે.*

લીંબડાના ફુલ (મોર) સહિત કુણાં કુણાં પાન લઇ એમાં સમાન વજને મરી, હીંગ સીંધવ, જીરૂ અને અજમો મેળવી એની ચટણી બનાવી ચૈત્રના બેસતા વર્ષે ખાવાથી રોગ શાંત થાય છે એવો શાસ્ત્રોનો નિર્દેશ છે. કારણકે લીંબડો લોહીનું શોધન કરનારો, પિત્તને શાંત કરી ઠંડક આપનારો અને જંતુઘ્ન છે. અને બીજાં એવાં જ ઔષધોની યોજના કરવામાં આવી છે કે જે દીપન અને પાચનના કાર્યને નિયમિત બનાવે છે, અને વાયુને હરે છે.

આમ ઉનાળાના આરોગ્યની સાવચેતી રૂપે લીંબડાનું મહત્વ સ્વીકારાયું છે.

---

*पारिभद्रस्य पत्राणि कोमलानि विशेषतः सपुष्पाणि समानीय चूर्णम् कृत्वा विधानतः मरिच हिंगु लवण जीरकेण च संयुतः अजमोदा युतम् कृत्वा भक्षयेत् रोग शांतये

વર્ષ પ્રતિપદાના દિવસે ભગવાન સૂર્યદેવની કમળના ફૂલથી પૂજા કરવાનો પણ એવો જ એક અર્થસૂચક નિર્દેશ છે કારણકે કમળ ઠંડક અને પોષણ આપે છે.

ચૈત્રના બીજા પર્વોમાં, આસો માસમાં જેમ શરદના રોગથી બચવા માટે નવરાત્રનો નિર્દેશ કરવામાં આવ્યો છે તેવી રીતે ચૈત્ર માસમાં પણ ગ્રીષ્મના રોગોથી બચવા માટે નવરાત્રની રચના આપણા શાસ્ત્રોએ કરી છે, અને આ દિવસોમાં પ્રપા પરબ-દાનનો નિર્દેશ કર્યો છે; પાણીનો મહિમા ગાયો છે. કારણકે પાણીના સેવનથી શરીરને ઠંડક મળે છે, ઉશ્કેરાયેલા પિત્તની શાંતિ થાય છે, અને શરીરનું તર્પણ થઈ પોષણ પણ મળે છે.

પાણીના ઉપયોગને વિશેષ મહત્વપૂર્ણ બનાવવા માટે પ્રજાના સ્વાસ્થ્યની દૃષ્ટિએ જે ઘણો ઉપયોગી છે તેનું ઉનાળાના તાપથી રક્ષણ કરવા ચૈત્ર માસને પિતૃઓના મહિના તરીકે આપણા ધર્મશાસ્ત્રોએ રજુ કર્યો છે અને આ આખો માસ વડ અને પીપળા જેવા વૃક્ષોને પાણી પાવાનું મહાત્મ્ય બંધાયું છે.

ચૈત્ર માસમાં અલુણા (મીઠું ન ખાવું) વ્રત કરવાનો પણ નિર્દેશ છે; અને જે લોકો ચૈત્ર માસમાં મીઠું ન ખાય તેને ધાર્મિક દૃષ્ટિએ પુણ્ય મળે છે. આ વ્રતને આમજનતામાં પ્રચલિત કરવા માટે ઓખાહરણનો મહિમા ગાવામાં આવ્યો છે અને સામાન્ય લોકસમાજમાં એની કથા વાર્તાઓ કરીને લોકમાનસની સાત્વિક વૃત્તિને એક ચોક્કસ ધ્યેય તરફ કેન્દ્રિત રાખવાની પ્રવૃત્તિ ચાલે છે.

ઓખાહરણની કથા-વારતાથી કે મીઠું ન ખાવાથી પુણ્ય કે મોક્ષ મળતો હશે કે કેમ, પરંતુ આરોગ્ય તો મળે જ છે. કારણકે ઉનાળાના દિવસોમાં શરીરમાં ક્ષારનું પ્રમાણ વધે તો એથી લોહી નબળું પાતળું અને રોગવાળું બને છે અને વિશેષ તો જ્યારે ઉનાળાનો ધોમધખ્યાર તાપ પડતો હોય ત્યારે શરીરમાં ક્ષારનું પ્રમાણ વિશેષ હોય તો એથી ગરમી પણ વધારે લાગે છે. આ ગરમી શી રીતે વિશેષ લાગે છે તેને આપણે આજની વૈજ્ઞાનિક રીતે પણ સહેજે સમજી શકીએ એમ છીએ.

આપણો રોજનો અનુભવ છે કે દૂધને આઇસક્રીમ કરવા માટે બરફની વચમાં રાખવાથી એ જલદી જામી જતું નથી, પરંતુ જો એ બરફની સાથે મીઠું મેળવવામાં આવે તો જલદી જામે છે. કારણકે બરફની જે ઠંડક આપવાની તાકાત છે તેમાં મીઠાનો સંયોગ બરફને વધારે ઠંડક આપે તેવી શક્તિ આપે છે, એ જ રીતે કોઇ પણ વસ્તુને જલદી પકવવી હોય ત્યારે પણ પાણીમાં મીઠું નાખવાથી પાણીની ગરમીને ગ્રહણ કરવાની અને એનો સંગ્રહ ટકાવી રાખવાની તાકાત વધે છે, અને વસ્તુ જલદી ચડે છે.

આમ મીઠાનો સંયોગ ગરમી કે ઠંડીને જલદી ગ્રહણ કરે છે અને ટકાવી રાખે છે. આ જ દૃષ્ટિએ ઉનાળાના તાપમાં અને શિયાળાની ઠંડીમાં મીઠાનું પ્રમાણ આપણા શરીરમાં વિશેષ હોય તો એથી વિશેષ તાપ કે ઠંડી લાગે છે અને એટલા જ માટે એ ન ખાવાનો લોકરિવાજ ઓખાહરણ જેવા ધાર્મિક પર્વ સાથે સુમેળ સાધીને રજુ કરવામાં આવ્યો છે.

ચૈત્ર માસમાં રામનવમી આવે છે. ભગવાન રામનો જન્મ પણ બરાબર યોગ્ય ઋતુમાં જ થાય છે. કે જ્યારે અનેક પ્રકારના નાનામોટા રોગો આવવાનો ભય ઝઝૂમી રહ્યો હોય છે. રામે રાવણનો સંહાર કરવા સુમાવતાર લીધો હતો. આ રાવણ કોણ? આજે રાવણ સ્વરૂપે કોણ આપણને હેરાન કરી રહ્યું છે? અને આપણા શરીર સ્વાસ્થ્યને હરી લેનારા ક્યાં તત્વો છે, એનો આપણે આ દિવસે વિચાર કરવો જોઇએ અને એમાંથી બચવા માટે રામ-સ્મરણ સાથે જાગૃત પ્રયત્ન આદરવો

જોઈએ. ગ્રીષ્મઋતુ રોગોની ઋતુ બને એ પહેલાં એના અકળાવી નાખનારા તાપમાંથી મરકી, પ્લેગ અને કોલેરા. જેવા મહામારીના સંક્રામક રોગો ફાટી નીકળે તે પહેલાં આપણા સ્વાસ્થ્યના સંરક્ષણ માટે આ રામનવમીના દિવસે શરીરમાં રહેલા દોષોનું શોધન અને શમન કરવાનું અને આ દિવસના આહાર વિહાર દ્વારા નિરોગી બનવાનું મહાત્મ્ય છે. અનારોગ્યના નાશમાં જ રાવણનો સંહાર રહ્યો છે અને એ જ રામનવમીનું અવતાર કૃત્ય છે.

વસંત અને ગ્રીષ્મના આરોગ્યને નજર સામે રાખીને આયુર્વેદ શાસ્ત્રે પણ એક વસંતવ્રતની રચના કરી છે અને આ વ્રતમાં પણ મીઠું ન ખાવાનો નિર્દેશ કરવામાં આવ્યો છે. આ વ્રતપ્રયોગથી લાંબા વખતની માંદગી, માંદગી પછીની અશક્તિ, કોઢ, લોહીવિકાર, આંતરડાની નબળાઇ, મંદાગ્નિ, અજીર્ણ, પાચન કાર્યની શિથિલતા, તેમજ અકાળે વૃદ્ધત્વ આવી ગયું હોય તેવી શારીરિક અને માનસિક નબળાઇઓ દૂર થાય છે.

આ પ્રયોગ શરૂ કરતાં પહેલાં સૌથી પ્રથમ પંચકર્મ વિધિ પ્રમાણે શરીરના તમામ મળ-દોષો દૂર કરી લેવાં જોઇએ. એક દિવસ ઉલટી, એક દિવસ સાદો રેચ અને એક દિવસ ઉપવાસ અને એનીમા વગેરે ક્રિયાઓથી શરીરને શુદ્ધ બનાવી પછી વાવડીંગની અંદરના બીજનું ચૂર્ણ તોલો ૦ા અને જેઠીમધનું ચૂર્ણ તોલો ૦ા બન્ને સાથે મેળવીને સવારમાં ખાઈ જવું અને ઉપરથી બે તોલા કાળી દ્રાક્ષનો ઉકાળો પીવો.

બપોરના ભોજન વખતે પાંચ તોલા આખા મગને બાફી, સારી રીતે ચોળી, એમાં એક તોલો આમળાનું ચૂર્ણ મેળવવું અને સંધી લાલ ચોખા સાથે ખાવું. ખોરાકમાં બીલકુલ મીઠું ન નાખવું. રાત્રે પણ ફરી પાછું એ જ રીતે વાવડીંગ અને જેઠીમધનું ચૂર્ણ ૦ા ૦ા તોલો ખાઇ જવું અને પછી મીઠા વગરના મગ ભાત ખાવા.

ઉનાળાના એક, બે કે ત્રણ મહિના આ પ્રમાણે પ્રયોગ કરવામાં આવે તો આયુર્વેદ શાસ્ત્રનો દાવો છે કે, કોઇ પણ પ્રકારના અસાધ્ય દરદો નિર્મૂળ થઇ શકે છે. અને ખાસ કરીને આંતરડાં અને રક્તવિકારમાં તો એ ખૂબ જ ઉપયોગી નીવડયું છે. મહાત્મા ઝંડુ ભટ્ટજીએ અનેક દરદીઓ ઉપર આ પ્રયોગ કરી રોગ-મુક્ત કર્યાની હકીકતો મળે છે.

આવતા રોગોમાં રક્ષણ મેળવવા માટે આવા સાત્વિક પ્રયોગો કરવાની ખરેખર જરૂર રહી છે, અને આજે વધતા જતા લોહીવિકાર અને પોષણને અભાવે થનારા ચામડીના દરદોમાં તો આવા પ્રયોગો લોહીની તાકાત વધારી પુનઃજીવન આપે છે.

ચૈત્ર માસના નાના મોટા પર્વોની સાથે એક કામદા એકાદશીના પર્વની પણ રચના કરવામાં આવી છે. વીર્યના રક્ષણની દૃષ્ટિએ વસંત અને ગ્રીષ્મ ઋતુઓને ભારે મોટું મહત્વ આપવામાં આવ્યું છે, અને બ્રહ્મચર્યનો અતિશય આગ્રહ કરવામાં આવ્યો છે. એ દૃષ્ટિએ આ પર્વનો નિર્દેશ મહત્વનો છે. વ્રતરાજમાં આ પર્વની જે કથા મૂકવામાં આવી છે તે આ પ્રમાણે છે.

પુંડરીક રાજાના રાજ્યમાં લલીત અને લલીતા નામના એક ગાંધર્વ દંપતી રહેતાં હતાં. બન્ને પતિપત્ની અરસપરસ પ્રીતિવાળાં અને કામી હતાં. એક દિવસ પુંડરીક રાજા પાસે લલીત સંગીત ગાન કરતો હતો તે વખતે એને પોતાની સ્ત્રી લલીતા યાદ આવી ગઇ અને કામવૃત્તિના આવેગમાં સંગીતમાં ક્ષતી થઈ ગઇ. રાજા પુંડરીકને આની ખબર પડી એટલે એણે આ પ્રકારની કામવાસનાને પોષણ આપ્યું એથી સંગીતમાં ભંગ થયો માટે લલીતને શ્રાપ આપ્યો અને લલીત રાક્ષસ બની ગયો. માનસિક રીતે પણ બ્રહ્મચર્યનો ભંગ કરનારને કેટલું નુકશાન થાય છે તેનો આ કથા સુંદર દાખલો પૂરો પાડે છે. વસંત અને ગ્રીષ્મમાં જ્યારે

રસ ધાતુઓ ક્ષીણ બની જતી હોય છે, ત્યારે વીર્યનું રક્ષણ અતિશય મહત્વનું છે, એટલી સાદી વાત પણ આપણો સમાજ સમજી જાય તો આજે જે ધાતુક્ષીણતાનો મોટો વર્ગ દરદી તરીકે ભટકી રહ્યો છે, તે સ્થિતિ દૂર થઈ જાય.

રોગને નોતરનારી દરેક ઋતુમાં તે તે રોગ સામે રક્ષણ મેળવવા માટે અને પ્રતિકારની શક્તિ પેદા કરવા માટે ચોક્કસ પ્રકારના ખોરાકની રચના કરવામાં આવી છે. શરદમાં દૂધનું મહત્વ સ્વીકારાયું છે. હેમંત ને શિશિરમાં ઘી, ગોળ અને તેલને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે, તો વસંતના શરૂ થતા દિવસોમાં સૂકા રૂક્ષ અન્ન લેવાની વાત કહી છે. આવી રીતે ચૈત્ર અને હવે આવનારી ઋતુમાં પણ ખાટા ઠંડા અને મીઠા રસપ્રધાન હોય તેવો ખોરાક લેવાની સુચના કરવામાં આવી છે. ખાસ કરીને ચૈત્ર વૈશાખના ધોમધખાર તડકામાં દહીં છાશ અને દહીંના શિખંડ જેવી વસ્તુઓ લેવાથી પૂરતું પોષણ અને ઠંડક મળે છે.

જ્યારે શિખંડ ખાવાનો નિર્દેશ કરું છું ત્યારે એની બનાવટ અંગે થોડી સ્પષ્ટતા કરવાની જરૂર રહે છે.

આપણે શિખંડ બનાવીએ છીએ ત્યારે એને વધારે ઘટ્ટ લચકા જેવો બનાવવા માટે દહીંમાં જે પાણી હોય છે તે નીતારીને કાઢી નાંખીએ છીએ, પરંતુ આરોગ્યની દૃષ્ટિએ સાચી વાત એ છે કે, આ દહીંના પાણીમાં જ વિશેષ ખટાશ અને પિત્તશામક ઠંડા ગુણો રહ્યા છે, જે ખોરાકનું પાચન કરે છે અને પોષણ આપે છે. આ તત્વો જતા રહેવાથી શિખંડ પચવામાં ભારે અને દુર્જર બની જાય છે અને આરોગ્યને નુકશાન કરે છે. એટલે દહીંમાં જ ખાંડ અને બીજા મસાલા નાંખીને જ એનો ઉપયોગ કરવો આરોગ્યની દૃષ્ટિએ જરૂરી છે.

ઉનાળાની ગરમીમાં આપણે આંબલી, કેરી, લીંબુ, છાશ, સંતરાં, અને એવી જ બીજી ખાટી વસ્તુઓ શરીરની પ્રકૃતિ પ્રમાણે અવસ્ય લેવી જોઈએ, કારણકે એથી ગરમીના કારણે થતા મંદાગ્નિમાં ભૂખને ટકાવી રાખવાનું અને અને ખોરાકનું પાચન કરવાનું કાર્ય નિયમીત બને છે અને શક્તિનો સંગ્રહ થઈ રહે છે.

ચૈત્ર માસ પોતે રોગોને પેદા કરે તેવો મહિનો નથી, પરંતુ આવનારા રોગોમાં રક્ષણ થાય તે માટે આવશ્યક નીતિનિયમોનું પાલન કરવાનો મહત્વનો મહિનો છે. એટલે જો આ માસમાં આટલું કરવામાં આવશે તો ઉનાળાનો તાપ નુકશાન કરતો અટકશે.

૧ લીંમડાના કુણા ફૂલ અને પાનની ચટણી બનાવીને ખાઓ.

૨ ખોરાકમાં મીઠું બંધ કરો અથવા બને તેટલું ઓછું ખાઓ.

૪ બને તો વસંતવ્રતનો પ્રયોગ કરી પુનર્જીવનની તાકાત મેળવો.

૪ ઉનાળાના દિવસોમાં છૂટથી પાણી પીઓ.

૫ ખારાં, તુરાં અને મધુર રસવાળાં પીણાં પીઓ. ફળો ખાઓ.

૬ દહીં, છાશ અને આમલીના આમલવાણીને રોજીંદા ખોરાકમાં સ્થાન આપો.

૭. રક્તપિત્ત અને લોહીની ગરમીવાળા દરદીઓએ ગુલકંદ, આમળાનો મુરબ્બો અને સાદા જીવનનો ઉપયોગ કરવો.

૮. વીર્ય રક્ષા માટે બ્રહ્મચર્યનું સમંજણપૂર્વક કડકપણે પાલન કરવું.

ચૈત્ર માસના આરોગ્ય પર્વોને જો આ દૃષ્ટિએ વિચારવામાં આવશે અને એનું શ્રદ્ધાપૂર્વક અનુસરણ કરવામાં આવશે તો ઉનાળાની રોગો નોતરનારી સંક્રામક ઋતુમાં પણ આરોગ્ય સચવાશે.

---

# ધારાસભામાં ફેરફાર સાથે તૈયાર થતો નવો
# હિંદુ-કાયદો

*

આપણી આ જડ અને પ્રત્યાઘાતી વૃત્તિને અટકાવવા સુધારકોની ચળવળ હાથ ધરાઇ. રડયાખડયા ફેરફારો કાયદાઓમાં થયા. સ્ત્રી તરફ સહાનુભૂતિ દાખવાઈ, જીવન ને વ્યક્તિ પ્રત્યેનો આપણો માણસાઇભર્યો વર્તાવ હોવો જોઇએ એની ખાતરી થવા લાગી, એટલે છૂટાછવાયા સુધારાએ ગૂંચવણ ને ટીકા વધારી દીધાં. ત્યક્તા સ્ત્રીઓનો પ્રશ્ન ગંભીર થતો ગયો. લગ્નજીવનના અનેક બાલિશ અખતરા થતા ગયા. સ્ત્રીઓમાં જાગ્રતિ આવી, સદ્ભાસ વધી ગયો. આ બધાએ અહીં એવા ફેરફારની ભૂમિકા તૈયાર કરી. રાવ કમિટિએ એ કઠિન કાર્ય એક સરળ અને સુવ્યવસ્થિત ખરડા રૂપે ઘડી ધારાસભા સમક્ષ મૂક્યું છે. એની વિગતો નીચે પ્રમાણે છેઃ—

હિંદુ એટલે હિંદુ, જૈન, બૌદ્ધ, શીખ વગેરે, મુસલમાન, ખ્રિસ્તી, પારસી ને જ્યુ સિવાયની બધી જાતિઓ અથવા વ્યક્તિઓ.

મિતાક્ષરના બે સિદ્ધાંતો—જન્માધિકાર અને ઉત્તરાધિકાર—ક્રમાગત દાય, નવા હિન્દુ કાયદામાં દાયભાગ સમગ્ર હિન્દને સમાન રીતે લાગુ પડશે. નવો હિન્દુધારો આવતાં પહેલાં જે સંયુક્ત કુટુમ્બો અત્યારે અસ્તિત્વમાં છે તે નવો ધારો આવ્યા પછી આપોઆપ સંયુક્ત મટી જશે. બાપના જીવતાં બાપની મિલ્કતમાં છોકરાનો બિલકુલ અધિકાર રહેશે નહિ. સંયુક્ત કુટુંબનો સભ્ય મર્યા પછી, તેની મિલ્કત બીજા સંયુક્ત કુટુંબના સભ્યોને ન જતાં તેના પોતાના વારસોને જશે. મરનારના વારસોમાં પુત્ર તથા પુત્રી તથા વિધવા-પત્નીને, એકીસાથે એકસરખો

હિંદની બંધારણ ધારાસભાની છેલ્લી બેઠકમાં નવો હિન્દુધારો પસાર કરવાની ચર્ચાઓ ચાલે છે.

જૂના હિન્દુધારામાં વારસા, દત્તવિધાન, લગ્નવિચ્છેદ, સગીરોનું વાલીપણું, સ્ત્રીઓનો મિલ્કત અધિકાર તથા ભરણપોષણ—એટલા વિષયો મુખ્ય હતા. વળી તે એકધારો, સરળ, સુવ્યવસ્થિત અને સર્વમાન્ય ગ્રન્થરૂપે નથી, પણ જુદી જુદી સ્મૃતિઓ અને તેના ભાષ્યો પર રચાયેલો છે; અને સ્મૃતિઓ પરસ્પર વિરોધી હોય છે.

હિંદના જુદા જુદા પ્રાંતોમાં એકધારો હિન્દુકાયદો નથી. આજે હિન્દુ ધર્મ પેઠે હિન્દુધારો પણ અનેક શાખા પ્રશાખાઓમાં વહેંચાયેલો છે.

આજનો 'હિન્દુધારો પલટાયેલા' સંજોગો અને પરિવર્તિત સમાજને કોઇ રીતે અનુકૂળ નથી—વૈજ્ઞાનિક પ્રગતિ, ઔદ્યોગિક સંસ્કૃતિ અને પાશ્ચાત્ય વિચારપદ્ધતિના સંપર્કને લીધે તેમાં હવે ફેરફારની શક્યતા વિચારાઇ રહેલી છે.

જૂના હિન્દુકાયદા પ્રમાણે : (૧) માણસ નપુંસક, ગાંડો, અસાધ્ય, કે ઇંદ્રિયજન્ય રોગથી પીડાતો હોય તો પણ તેનું લગ્ન ગેરકાયદેસર ઠરતું નથી. (૨) વારસ તરીકે છોકરી કરતાં છોકરાને, ઘણી વખત છોકરીના વંશના કરતાં દૂરના પિત્રાઇઓને પ્રથમ અધિકાર મળે છે. (૩) વારસો પુત્રને જ મળે, પુત્રીને નહિ. (૪) સ્ત્રીને જે મિલ્કત મળે તે સ્ત્રી જીવે ત્યાં સુધી ભોગવે, પછી તે મિલ્કત સ્ત્રીના નહિ, પણ તેના પતિના વારસદારોને જાય. (૫) પતિ કે પતિના કુટુંબીઓની પરવાનગી સિવાય સ્ત્રીથી દત્તક લઈ શકાય નહિ. (૬) પુરુષ ગમે તેટલી પત્ની કરી શકે, પણ બાળવિધવાથી પુનર્લગ્ન થઇ શકતું ન હતું. (૭) ગમે તેટલાં સબળ કારણો હોવા છતાં લગ્નવિચ્છેદને સ્થાન ન હતું.

અધિકાર વારસામાં મળશે.

સ્ત્રીઓને મિલ્કતના માલિકી હક્ક સંબંધી પુરૂષો જેટલા જ સંપૂર્ણ અને અબાધિત વાપરવા તથા વેચવાના અધિકાર છે.

લગ્ન જેવા અગત્યના પ્રશ્ન પરત્વે નવા ધારાનું વલણ વિચારવા જેવું છેઃ—લગ્નના બે પ્રકાર માન્ય છે; વિધિયુક્ત (ધાર્મિક) અને વિધિવિહીન (સિવિલ). તે માટે કેટલાક નિયમો ઘડી કાઢવામાં આવ્યા છે.

(૧) પતિ કે પત્ની જીવતાં હોય ત્યાં સુધી બીજું લગ્ન થઇ શકે નહિ. (૨) પતિ કે પત્ની લગ્ન સમયે ગાંડાં, મૂર્ખ હોવાં જોઇએ નહિ. (૩) વર્ણ કે જાતિ ભેદને કારણે લગ્ન રદ ગણાશે નહિ. (૪) બળજબરી કે દગાથી લગ્ન માટે સંમતિ મેળવાઇ હશે તો તે લગ્ન રદ ગણવામાં આવશે.

(૫) નિષિદ્ધ પેઢીના (પૂર્વજ કે વંશજ, ભાઇબહેન, કાકા ભત્રીજી, મામા ભાણેજી, ફોઇ ભત્રીજો, માશી ભાણેજ ને ભાઇબહેનનાં છોકરાં) સંબંધી વચ્ચે લગ્ન થઇ શકશે નહિ.

(૬) ધાર્મિક લગ્નમાં કન્યાની વય ૧૪ ને વરની વય ૧૮ની મર્યાદા મૂકી છે. સિવિલમાં ઉભય પક્ષની વય ૨૧ વર્ષની હોવી જરૂરી છે. લગ્નવિધિની તેમાં જરૂર રહેતી નથી. ૩૦ દિવસની લગ્નની નોટિસ રજીસ્ટ્રારને આપવી જોઇશે, જે છાપામાં છપાવશે કે તે લગ્ન સામે કોઇને વાંધો હોય તો રજીસ્ટ્રાર સમક્ષ રજુ કરે.

(૭) પહેરામણીને દેજવરો દેવાશે, લગ્ન વખતે મળેલું ધન સ્ત્રીધન ગણાશે; સ્ત્રીનો જ માલિકી હક્ક ગણવામાં આવશે.

(૮) નવો ધારો અમલમાં આવ્યા પછી એક કરતાં વધારે પત્ની કરવાનો ગુન્હો ગણવામાં આવશે.

(૯) છૂટાછેડા નીચેના જ સંજોગોમાં માગી શકાશે, (૧) લગ્નના સમયથી નપુંસકતા (૨) ધર્માન્તર (૩) પાંચ વર્ષ સુધી અસાધ્ય ચિત્તભ્રમ (૪) અસાધ્ય ઉગ્ર રક્તપિત્ત (૫) પતિ રખાત રાખે અથવા પત્ની રખાત કે વેશ્યાનું જીવન ગાળતી હોય.

હવે જો કોઇને લગ્નવિચ્છેદ ન કરવો હોય તો કાયદેસર જુદા રહેવાની વ્યવસ્થા પણ નવા ધારા નીચે, નીચેના સંજોગોમાં કરવામાં આવી છે:-(૧) બે વર્ષનો ત્યાગ, (૨) સહવાસ જોખમી કરે એવી ક્રૂરતા, (૩) જાતિય અસાધ્ય ચેપી રોગ, (૪) ઉગ્ર રક્તપિત્ત, (૫) લગ્નના સમયથી ચિત્તભ્રમ, (૬) વ્યભીચાર.

લગ્નવિચ્છેદ અને જુદા રહેવા વચ્ચે ફેર એટલો જ કે લગ્નવિચ્છેદ પછી ફરીથી લગ્ન કરવાનો અધિકાર છે જે બીજામાં નથી. બીજામાં પતિ પત્નીને ભરણપોષણ આપવા બંધાયેલો છે.

દરેક માણસને તેના માતાપિતા, બાળકો તથા સ્ત્રીનું ભરણપોષણ—વસ્ત્ર, ભોજન, નિવાસ, શિક્ષણ, વૈદકિય સારવાર વગેરે—કરવાનું હોય છે. કોઇ પણ વ્યક્તિ એવું વિલ ન કરી શકે જેથી જે લોકોનું ભરણપોષણ કરવાની તેની જવાબદારી છે તે લોકો ભૂખે મરે. જો સસરા પાસે સાધન હોય તો, સાધન વિનાની પુત્રવધૂનું ભરણપોષણ કરવાની તેની ફરજ ગણવામાં આવી છે.

પિતા પછી સગીર બાળકોના વાલી તરીકે માતાને સ્થાન આપવામાં આવ્યું છે. પિતાને અભાવે માતા પોતે વિલ દ્વારા પોતાના બાળકોના વાલી તરીકે ગમે તે વ્યક્તિને નિમી શકે છે. આ અધિકાર માતાને પ્રથમ વાર મળશે.

દત્તક લેવામાં કે આપવામાં પત્નીની સંમતિ જરૂરી છે. દત્તક લેવાયલી વ્યક્તિ અપરણીત અને ૧૫ વર્ષથી વધુ વયની હોવી જોઇએ નહિ. ધર્માન્તર કરનાર, પુનર્લગ્ન કરનાર સ્ત્રી અથવા પુત્ર, પૌત્ર, પુત્રવધૂ કે પૌત્રવધૂવાળા વિધવાથી દત્તક લઈ શકાય નહિ.

આવા ક્રાન્તિકારક ફેરફારો નવા ધારામાં છે.

# સરજનહારની દુનિયા

શ્રી. હરપ્રસાદ ભટ અને ડૉ. નરસિંહ મૂ. શાહ

## (૨) વનસ્પતિ અને પ્રાણી

સામાન્ય રીતે વનસ્પતિ અને પ્રાણી સહેલાઈથી ઓળખી શકાય છે, પરંતુ કેટલાક કિસ્સાઓમાં એ કામ મુશ્કેલીભર્યું છે. કેટલીક ચેતન વસ્તુઓ ખૂબ ઝીણી હોય છે, અરે, એટલી ઝીણી કે સૂક્ષ્મદર્શક કાચની મદદ વિના નરી આંખે તો જોઈ શકાય જ નહીં. વળી તેમાંની કેટલીક તો વનસ્પતિ વર્ગની છે કે પ્રાણી વર્ગની છે તે ઓળખવું પણ અઘરું પડે. આવી વનસ્પતિમાં 'યીસ્ટ' નામની એક જાત થાય છે. યીસ્ટ સાદામાં સાદી વનસ્પતિ છે. આ યીસ્ટ આથો લાવે છે. સાકરમાં કે ગોળના પાણીમાં યીસ્ટ નાખવાથી તેમાંથી દારૂ પેદા થાય છે. યીસ્ટનો ઉપયોગ બ્રેડ બનાવવામાં પણ થાય છે. સુકવેલા યીસ્ટનો ભૂકો પેટના દર્દો માટે વપરાય છે. યીસ્ટની ગોળીઓ તો ઠેર ઠેર દવાવાળાઓને ત્યાં મળે છે.

જેમ ઉપર જણાવેલી ઝીણી વનસ્પતિ થાય છે તેમ ઝીણામાં ઝીણાં પ્રાણીઓ પણ થાય છે. આ જન્તુઓ પણ સૂક્ષ્મદર્શક કાચની મદદ વીના નરી આંખે જોઈ શકાતાં નથી. આવા આવા ઝીણા ઝીણા જન્તુઓને આપણે 'પોરા' કહીએ છીએ. તેમાં 'અમીબા' નામનું એક પોરું છે. આ પોરાનું–અમીબાનું રહેઠાણ પાણીમાં હોય છે.

યીસ્ટ અને અમીબા સૂક્ષ્મદર્શક કાચમાં ઝીણાંમાં ઝીણાં ટપકાં જેવાં દેખાય છે. બન્ને કેવાં લગભગ સરખાં દેખાય છે! આકારમાં જરા ફેર છે. પરંતુ વનસ્પતિનો મોટો ભાગ પ્રાણીઓથી ખૂબ જ જુદો તરી આવે છે. દાખલા તરીકે, કોબીની વાડીમાં કોબીના મોટા ગઠ્ઠા પાસે એક સસલું જોવામાં આવે તો, કયું સસલું અને કઈ કોબી એ ઓળખી કાઢવામાં કોઈને વાર લાગે ખરી? ટુંકામાં, સામાન્ય વનસ્પતિ અને પ્રાણી વચ્ચેનો તફાવત ખૂબ ચોકખો દેખાઈ આવે છે.

વનસ્પતિના પ્રકાર તો જુઓ! કેટલા બધા છે? મોટાં મોટાં ઝાડ, લાંબા લાંબા વેલા, નાના નાના છોડ, લીલું લીલું ઘાસ, બિલાડીના ટોપ અને સુકાયલા થડ પર ઊગેલી સેવાળ કે ફુગ, આ બધી જ વનસ્પતિ છે. આ વનસ્પતિના બે મોટા વિભાગો પડે: બી વિનાની વનસ્પતિ અને બી વાળી વનસ્પતિ.

### બી વિનાની વનસ્પતિ

બિલાડીનો ટોપ, હંસરાજ સેવાળ, ફુગ વગેરે બી વિનાની વનસ્પતિ છે. આ વનસ્પતિને ફૂલ થાય જ નહિ. જેને બી નહિ તેને વળી ફૂલ કેવાં? ફૂલ વીનાની અને બી વીનાની વનસ્પતિને અપુષ્પ વનસ્પતિ પણ કહેવાય.

નદીના પાણીમાં કે તળાવના પાણીમાં તરતી સેવાળ જરાક હાથમાં લઈ જુઓ તે કેવી લીલા લીલા દોરા જેવી દેખાય છે! આ સેવાળને સૂક્ષ્મદર્શક કાચની નીચે મૂકીને જુઓ. તેના લીલા દેખાતા દોરા કેટલા જાડા અને લાંબા છે! વળી દરિયાઈ સેવાળ તો એટલી લાંબી હોય છે કે કોઈ મોટા બંગલાના દશમા

માળથી લટકાવી હોય તોય જમીનને અડે. સેવાળ ગમે તેવી લાંબી હોય કે જાડી હોય, પણ તેને ફૂલ કે બી તો હોય જ નહિ. એ જ પ્રમાણે ગરમ પ્રદેશમાં થતાં મોટાં મોટાં હંસરાજને પણ ફૂલ નહિ કે બી નહિ. વળી પેલી અશ્વપુચ્છી ( Horse tail ) તો જુઓ! કેટલીક તો સાવ નાની છે, અને કેટલીક તો દશ દશ ફૂટ ઊંચી છે. તે હિમાલય અને પંજાબમાં થાય છે. દક્ષિણના ઘાટોમાં પણ મળી આવે છે.

### બી વાળી વનસ્પતિ

ગુલાબના છોડ, વડનાં ઝાડ, મધુમાલતીના વેલા, ઘાસ વગેરે બી વાળી વનસ્પતિ છે. જેને બી તેને ફૂલ તો હોય જ; પરંતુ દેવદારના ફૂલો તો સામાન્ય ફૂલો કરતાં વળી જુદા જ આકારનાં, નરપુષ્પો ત્રિશંકુ [ કોન ] જેવાં હોય છેઃ તો માદાપુષ્પ પાંદડાં જેવા હોય છે. ફૂલવાળી બી વાળી સઘળી વનસ્પતિને સપુષ્પ વનસ્પતિ કહે છે.

કેટલીક વનસ્પતિ બારે માસ ફૂલો આપે છે જ્યારે કેટલીક ઋતુએ ઋતુએ આપે છે. કેટલીકને રંગબેરંગી ફૂલો આવે તો કેટલીકને સાદાં ફૂલો આવે.

કેટલાંકનાં ફૂલો તરત જ નજરે પડે; તો કોઈ ઘાસ જેવાનાં તો ધ્યાનમાંય ન આવે. ફૂલો રંગબેરંગી હોય કે તદ્દન સાદાં હોય, પણ બી વાળી વનસ્પતિ નરી આંખે જોવાય તેવી તો હોય જ. તે 'યીસ્ટ' વનસ્પતિ જેવી ઝીણી તો હોય જ નહિ.

આફ્રિકાખંડમાં કે તળાવમાં ઊગતો એ ઝીલાનો છોડ તો જુઓ! પાણીની સપાટી પર કેવો તરે છે! તેનું એક જ મૂળ. તેને પાંદડાં તો મળે જ નહિ. પણ તેની દાંડી એટલી સપાટ છે કે તે પાંદડા જેવી દેખાય છે. પેલી સપાટ દાંડીની ધારનો આજુબાજુ તેને ફૂલ આવે છે. આવો બીજો છોડ ડકવીડ થાય છે, પણ તે આપણા દેશમાં થતો નથી.

બી વાળી વનસ્પતિમાં તો વડ જેવાં ગંજાવર અને તાડ જેવાં ઊંચાં ઝાડ પણ આવે. વડ તો એવડા મોટા થાય છે કે મુખ્ય મૂળ શોધવું અઘરું પડે. આવા મોટા વડ સૌરાષ્ટ્રમાં ચોરવાડમાં અને મદ્રાસનાં અદ્યારમાં આવેલા છે. અમેરિકાના જંગલોમાં તો વળી કેટલાંક એવાં ઝાડ મળી આવે છે કે તેમનાં થડ મોટાં તોતીંગ હોય છે. મોટી મોટી મોટરો જાય તેવા આ થડને વચ્ચેથી કોતરીને રસ્તા કાઢવામાં આવ્યા છે. આવાં ઝાડને સામાન્ય ફૂલને બદલે દેવદાર જેવા જુદા આકારના ફૂલો આવે છે.

આવી બી વાળી કે ફૂલવાળી વનસ્પતિનાં ફૂલોની રચના ઉપરથી તેમનાં કેટલાંય કુટુંબો ગોઠવવામાં આવ્યાં છે. ગુલાબનું કુટુંબ લ્યો. આમાં સફરજન, નાસપત્તી, સ્ટ્રોબેરી વગેરે આવે. આ બધાં એકબીજાનાં પિતરાઈ. આવી સરખી વનસ્પતિના સમૂહને તેનું કુટુંબ કહેવાય છે. વળી ઘાસનું કુટુંબ, કમળનું કુટુંબ, વટાણાનું કુટુંબ, કપાસ કે જાસુદનું કુટુંબ વગેરે-વગેરે. વનસ્પતિમાં કેટલાંક એવાં કુટુંબો પણ છે કે તેમાં ફૂલો છડીની માફક ગોઠવાઈ ગયાં હોય. આવા ફૂલોમાં સૂરજમૂખી, એસ્ટર, ડેઝી, ગલગોટા વગેરે આવે. (ચાલુ)








## પાંચ વર્ષના છોકરા માટે બાબાસુટ

સંપાદક: શ્રી. પુષ્પેન્દ્રકુમારી

**જોઈતી ચીજો:**—૭ ઔંસ ઊન શ્રી પ્લાઈવાળું; નં. ૯ ના સુયા જોડ ૧, તથા નં. ૧૨ ના સુયા જોડ ૧; ૭ નાના બટન; ફૂટવાર સાંકડી લાસ્ટીક, એક ક્રોશેહુક.

**જરશી**.

આગળનો ભાગ—નં. ૯ ના સુયા પર ૮૪ ટાંકા લો તથા બે ઇંચ સુધી ૧ સાદો; ૧ ઉંધો એ પ્રમાણે પટ્ટી બનાવો; પછી નીચે પ્રમાણે ડીઝાઇન ગુંથો.

૧લી લાઇન:—સાદી.

૨જી લાઇન:—× ૩ ઉંધા; ૨ ભેગા (સાદી રીતે) ૩ ઉંધા; × આ નીશાનીથી આખી લાઇન ગુંથો.

૩જી લાઇન:— × ૩ સાદા, ૧ ઉપાડો (એટલે વચ્ચે જે ભેગા લીધેલા છે ત્યાંથી ઊન ઉપાડવી). ૪ સાદા; આ × નીશાનીથી આખી લાઇન ગુંથો.

૪થી લાઇન:-ઉંધી. ૫મી લાઇન:-સાદી.

૬ઠ્ઠી લાઇન:-૧ ઉંધો × ૬ ઉંધા; ૨ ભેગા (સાદી રીતે) × આ નીશાનીથી ગુંથો.

૭મી લાઇન:—૧ સાદો; × ૬ સાદા; ૧ ઉપાડો ૧ સાદો, આ × નીશાનીથી ગુંથો.

૮મી લાઇન:—ઉંધી.

હવે ઉપરની ૮ લાઇનો પ્રમાણે જ્યાં સુધી શરૂઆતથી ૮½ ઇંચ સુધી ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. હવે ખભાનાં કટ માટે નીચે પ્રમાણે ગુંથો.

૧લી લાઇન:-ત્રણ ટાંકા બંધ કરો તથા આખી ડીઝાઇન પ્રમાણે ગુંથો.

૨જી લાઇન:-ત્રણ ટાંકા બંધ કરો તથા ડીઝાઇન પ્રમાણે આખી લાઇન ગુંથો. હવે દરેક લાઇનની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો અને સુયા પર કુલ ૫૮ ટાંકા રહે ત્યાં સુધી ગુંથવું. હવે ગળાનાં તથા ખભાનાં કટ વાસ્તે નીચે મુજબ ગુંથો.

૧લી લાઇન:-૨૦ સાદા ગુંથો; ૧૮ ટાંકા બંધ કરો તથા છેલ્લા ૨૦ સાદા ગુંથો; હવે તેજ ૨૦ ટાંકા પર દરેક ગળાની બાજુએથી સુયા પર ૧૬ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો; હવે બે લાઇનો ટાંકા ઘટાડ્યા વગર જ ગુંથો. પછી ખભાનાં ઘાટ વાસ્તે બાંયનાં કટની બાજુએથી નીચે પ્રમાણે ગુંથો—

પછીની લાઇન:-૫ ટાંકા બંધ કરો તથા ડીઝાઇન પ્રમાણે આખી લાઇન ગુંથો.

પછીની લાઇન:-ડીઝાઇન પ્રમાણે ગુંથી જાવ. આ બન્ને લાઇનો ફરી એકવાર ગુંથો. પછી બાકીનાં ટાંકા બંધ કરો.

હવે બાકીનાં ૨૦ ટાંકા છે ત્યાં ઊન જોડો તથા ગળાનો ઘાટ તથા ખભાનો ઘાટ સામેના ભાગની પ્રમાણે જ બનાવી ટાંકા બંધ કરી દો.

**પાછળનો ભાગ**

બાંયનાં કટ થઇ ગયા પછી ૫૮ ટાંકા રહે ત્યાં સુધી આગળના ભાગ પ્રમાણે જ ગુંથવાનો છે પછી શરૂઆતથી ૧૨ ઇંચ સુધી ગુંથણ થાય ત્યાં સુધી ટાંકા ઘટાડ્યા વગર ગુંથો.

હવે ખભા તથા ગળાના કટ માટે નીચે પ્રમાણે ગુંથો.

૧લી લાઇન:-૨૦ સાદા ગુંથો; ૧૮ ટાંકા બંધ કરો તથા ડીઝાઇન મુજબ આખી લાઇન

ગુંથી જાવ. હવે ગુંથેલા ૨૦ ટાંકા પર નીચે પ્રમાણે ગુંથો.

૧લી લાઇનઃ-૫ ટાંકા બંધ કરો તથા ડીઝાઇન પ્રમાણે ગુંથો. છેલ્લે એક ટાંકો બંધ કરો.

૨જી લાઇનઃ—ડીઝાઇન પ્રમાણે આખી લાઇન ગુંથો; ઉપરની બન્ને લાઇનો ફરીથી એક વખત ગુંથી જાવ, પછી ટાંકા બંધ કરો દો.

હવે જે બાકીના ૨૦ ટાંકા છે તેમાં ઉન જોડો તથા પડખેના ભાગની પ્રમાણે જ ગુંથો અને બરાબર બંધબેસતુ ગુંથી ટાંકા બંધ કરો.

બાંય (બન્ને સરખી)

નં. ૯ ના સુયા પર ૪૮ ટાંકા માંડો તથા ૧ સાદો: ૧ ઉંધો એ પ્રમાણે એક ઇંચ પટ્ટી બનાવો. હવે આગળના ભાગ પ્રમાણે ડીઝાઇન માંડો તથા દરેક આઠમી લાઇનની શરૂઆતમાં તથા છેડે એકેક ટાંકા વધારવો. સુયા પર કુલ સાઠ ટાંકા થાય ત્યાં સુધી વધારવું. ત્યાર બાદ શરૂઆતથી બાંયની લંબાઇ સાત ઇંચ થાય ત્યાં સુધી ગુંથો પછી. ઉપરનાં ઘાટ વાસ્તે નીચે પ્રમાણે બનાવો.

હવે દરેક લાઇનની શરૂઆતમાં તથા છેડે એકેક ટાંકા ઘટાડતાં જવું જેથી સુયા પર ૩૮ ટાંકા રહેશે. પછી બન્ને છેડે ઘટાડતાં જવું જેથી ૨૦ રહેશે. તે ૨૦ ટાંકા બંધ કરી દયો.

આગળના ભાગની ગળાની પટી

નં. ૧૨ના સુયા વડે આગળના ભાગમાંથી ૪૬ ટાંકા ઉપાડો તથા ૧॥ ઇચ સુધી ૧ સાદો ૧ ઉંધો આ પ્રમાણે ગૂંથવું. પછી ટાંકા બંધ કરી દેવા.

પાછળના ભાગની ગળાની પટ્ટી

સુયા પર ૩૬ ટાંકા ઉપાડો તથા ૧॥ ઇંચ સુધી ૧ સાદો, ૧ ઉંધો, એ રીતે ગુંથ્યા બાદ ટાંકા બંધ કરી દેવા.

ચડ્ડી (આગળનો ભાગ)

નંબર ૯ના સોયા પર ૮૪ ટાંકા માંડો તથા ૧॥ ઇંચ સુધી ૧ સાદો, ૧ ઉંધો, એ પ્રમાણે ગુંથો. હવે ઓજ માટે નીચે પ્રમાણે ગુંથોઃ—× આ નિશાનીથી ગુંથી જાવ. હવે ૧॥ ઇંચસુધી ૧ સાદો, ૧ ઉંધો, આ પ્રમાણે ગુંથો.

૧લી લાઇન—સાદી.

૨જી લાઇન—× ૩ ઉંધા. ૨ ભેગા (સાદી રીતે) ૩ ઉંધા. × આ નિશાનીથી ગુંથો.

૩જી લાઇન—× ૩ સાદા ૧ ઉપાડો; ૪ સાદા. × આ નિશાનીથી ગુંથો.

૪થી લાઇન—ઉંધી. ૫મી લાઇન—સાદી

૬ઠી લાઇન—× ૧ ઉંધો, ૬ ઉંધા, ૨ ભેગા (સાદી રીતે) × આ નિશાનીથી ગુંથો.

૭મી લાઇન—૧ સાદો, × ૬ સાદો, ૧ ઉપાડો, ૧ સાદો × આ નિશાનીથી ગુંથો.

૮મી લાઇન—ઉંધી.

ઉપરની આઠ લાઇનો ગુંથવી તથા દરેક છઠ્ઠી લાઇનની શરૂઆતમાં તથા છેડે એક એક ટાંકો વધારતા જવું, જ્યાં સુધી સુયા પર ૧૦૦ ટાંકા થાય ત્યાં સુધી વધારવું. પછી શરૂઆતથી ૯ ઇંચનું ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. હવે નીચેના ઘાટ વાસ્તે નીચે પ્રમાણે ગુંથો.

૧લી લાઇન—૪૯ ટાંકા ડીઝાઇન પ્રમાણે ગુંથો. ૧ ટાંકો વધારો, છેલ્લા ૫૦ ટાંકા ડીઝાઇન મુજબ ગુંથો.

૨જી લાઇન—૫૦ ટાંકા ડીઝાઇન મુજબ ગુંથો. ૧ ઉંધો, ૫૦ ટાંકા ડીઝાઇન મુજબ ગુંથો.

૩જી લાઇન—૫૦ ટાંકા ડીઝાઇન મુજબ ગુંથો. ત્રણ ટાંકા વધારો, ૫૦ ટાંકા ડીઝાઇન મુજબ ગુંથો.

૪થી લાઇન—૫૦ ટાંકા ડીઝાઇન મુજબ ગુંથો. ૩ ઉંધા, છેલ્લા ૫૦ ટાંકા ડીઝાઇન મુજબ ગુંથો.

૫મી લાઇન—૫૦ ટાંકા ડીઝાઇન પ્રમાણે ગુંથો. ૧ ટાંકો વધારો, ૧ સાદો, ૧ ટાંકો વધારો તથા છેલ્લા ૫૦ ટાંકા ડીઝાઇન મુજબ ગુંથો.

૬ઠ્ઠી લાઇન—૫૦ ટાંકા ડીઝાઇન મુજબ

ગુંથો. ૫ ઉંધા ગુંથો, છેલ્લા ૫૦ ડીઝાઇન મુજબ ગુંથો.

૭મી લાઇન—ડીઝાઇન મુજબ ૫૦ ટાંકા ગુંથો. ૧ ટાંકો વધારો, ૩ ઉંધા, ૧ ટાંકો વધારો. છેલ્લું ૫૦ ટાંકા ડીઝાઇન મુજબ ગુંથો.

હવે ઉપર મુજબ વચ્ચે ટાંકા વધારતા જવું. જ્યાં સુધી સુયા પર ૧૧૫ થાય ત્યાં સુધી ઉપર પ્રમાણે દરેક લાઇનમાં ટાંકા વધારવા.

હવે પાયસા માટે નીચે મુજબ ગુંથો—

૧લી લાઇન—૧ સાદો, ૧ ઉંધો, એ પ્રમાણે શરૂઆતના ૫૦ ટાંકા ગુંથો. હવે ૧ સાદો, ૧ ઉંધા પ્રમાણે આ જ ૫૯ ટાંકા પર ૧ાા ઇંચ સુધી ગુંથો. પછી ટાંકા બંધ કરી દેવા. હવે જે વચ્ચેના ૧૫ ટાંકા વધારેલા છે તે એક પીન પર ચડાવી લેવા તથા છેલ્લા ૫૦ ટાંકા પર ૧ાા ઇંચ સુધી ૧ સાદો, ૧ ઉંધો, એ પ્રમાણે ગુંથીને ટાંકા બંધ કરી દયો.

**ચડ્ડીનો પાછળનો ભાગ**

સુયા પર ૮૪ ટાંકા મંડો તથા આગળના ભાગ પ્રમાણે જ પટ્ટો બનાવવો તથા આજ પણ કરવા. ત્યારબાદ નીચે મુજબ ગુંથો.

૧લી લાઇન—૫૦ ટાંકા ૧ સાદો, ૧ ઉંધો એ પ્રમાણે ગુંથો તથા ગુંથણ ફેરવો.

૨જી લાઇન—૧૬ ટાંકા ગુંથો તથા ગુંથણ ફેરવો.

૩જી લાઇન—૨૪ ટાંકા ગુંથો તથા ગુંથણ ફેરવો.

૪થી લાઇન—૩૨ ટાંકા ગુંથો તથા ફેરવો.

૫મી લાઇન—૪૦ ટાંકા ગુંથો તથા ફેરવો.

૬ઠ્ઠી લાઇન—૪૮ ટાંકા ગુંથો તથા ફેરવો.

૭મી લાઇન—૫૬ ટાંકા ગુંથો તથા ફેરવો.

૮મી લાઇન—આખી લાઇન ગુંથી જાવ.

હવે આગળના ભાગ પ્રમાણે ડીઝાઇન મંડો, તથા આગળના ભાગ મુજબ જ ગુંથવાનું છે. હવે આગળના ભાગમાં જે ૧૫ ટાંકા પીનમાં લીધેલા છે એ તથા પાછળના વધેલા વચ્ચેના ૧૫ ટાંકા બન્ને સાથે સુયામાં લઇને બંધ કરી દેવા.

**જરસી તૈયાર કરવાની રીત**

હવે આગળના, પાછલા, બાંય વગેરે ભાગ ભાગની ઇસ્ત્રી બરાબર કર્યા બાદ પ્રથમ ખભા ટાંકવા, પછી પડખાં ટાંકવા, ત્યારબાદ 'બાંય'ની આકૃતિ મુજબ બાંયો ટાંકવી, પછી આગળના ખભાના ભાગ પર બટન ટાંકવા તથા પાછળના ભાગના ખભા પર કોશી હુકથી ગાજ બરાબર સામે બનાવવા.

**ચડ્ડી તૈયાર કરવાની રીત**

ચડ્ડીના પડખેનાં ભાગ તથા પાયસા વગેરે બરાબર સીવી લીધા બાદ જે ગાજ બનાવ્યા છે તેમાં લાસ્ટીક બરાબર પરોવી દેવી.

આ બાબા સુટમાં 'જરસી' તથા 'ચડ્ડી' ગુંથવાનાં છે.

*

ગુજરાતમાં 'વીસમી સદી' માસિક જ્યારે બંધ થયું ત્યારે એની ભસ્મમાંથી 'નવચેતન' અને 'શારદા' માસિકનો જન્મ થયો. એને આજે પચ્ચીસ વર્ષનાં વહાણાં વહી ગયાં. એ પચ્ચીસી દરમિયાન એ બન્ને માસિકોએ ગુજરાતની સારી સેવા કરી છે.

'શારદા' આ વર્ષે પોતાની પહેલી પચ્ચીસી પુરી કરે છે એની ખુશાલીમાં આ મહિને એની જ્યુબિલિ ઉજવાય છે, એ બારે હર્ષની વાત છે. આ પ્રસંગે અમે એમને અભિનંદન પાઠવીએ છીએ.

'શારદા' માસિક દ્વારા ભાઇ રાયચુરાએ સોરઠી સાહિત્યની ઘણી મોટી સેવા કરી છે અને હજી કરતા રહે એવી મહેચ્છા છે.

આ જ્યુબિલિ પ્રસંગે ગુજરાતી સાહિત્યકારોના સહકારથી 'શારદા' માસિકનો જ્યુબિલિ અંક પ્રગટ થનાર છે તે જ્યુબિલિ ઉજવવા માટે કમીટી નીમાઇ છે. તે સંબંધી વધુ વિગત મેળવવા ઇચ્છનારે નીચેના સ્થાને પત્રવ્યવહાર કરવો. મંત્રીઓ–શારદા રૌપ્ય મહોત્સવ સમિતિ C/o. મેસર્સ જયંતિલાલ ઠક્કર એન્ડ કું. ૧૧૧ મહાત્મા ગાંધી રોડ, ફોટ મુંબઇ ૧.

# પુછપરછ

હું એક ખાનદાન કુટુંબની કન્યા છું, ઉમ્મર લાયક થઈ છું, ત્યારના મારા પિતા મને ઘરની બહાર પણ જવા દેતા નથી. એ બહુ વહેમી છે અને એથી હું હેરાન થઇ ગઈ છું. કોઈ યુવાન પુરુષ ઘરે આવે ને હું એની સાથે વાત કરું કે હસું તો મારા પિતા ગુસ્સે થાય છે. કોઇ વખત બારીએ ઉભી રહું તો ગાળો દેવા માંડે. હું તો જાણે ગુનેગાર કેદી હોઉં એવું મને લાગે છે ને પછી રડી પડાય છે. મારે શું કરવું?

—ધર્મિષ્ઠા

છોકરા કે છોકરી માટે યુવાવસ્થા બારે જોખમી કાળ છે. તેમની આ ઉંમરે માબાપે તેમના ઉપર ધ્યાન રાખવું જોઇએ, પણ એમાં વહેમની દૃષ્ટિ ન હોવી જોઇએ, માબાપના વહેમને આપે ખરાબ ન માનવો જોઇએ, પણ એવો વહેમ એમના દિલમાંથી કાઢી નાંખવા પ્રયત્ન કરવો જોઇએ. આપે તદ્દન શાંત અને ગંભીર બનીને એમના વહેમને દૂર કરવા સરળ જીવન બનાવી દેવું. જે માણસ શાંત હોય તેની કોઇ વાત કરતું નથી, કે દોષારોપણ થતું નથી. ઉછાંછળા સ્વભાવવાળાને માથે ખોટું આળ આવતાં વાર લાગતી નથી. માટે લગ્ન થઇ જતાં સુધી સરળ સ્વભાવથી જીવન ગાળવું.

*

હું એક યુવકના પ્રેમમાં પડી છું, પણ એ પરણેલ છે. જો કે એ તો મારી સાથે ફરી લગ્ન કરવા તૈયાર છે ને એની પહેલી પત્નીને હું તેની સાથે લગ્ન કરું એમાં વાંધો નથી. મારા માબાપ પણ ખુશી છે. પણ મારા દીલમાં એમ થયા કરે છે કે હું ખોટે રસ્તે છું. આપ શું માનો છો?

—પ્રેમલીલા

તમારા અંતઃકરણમાંથી જે ધ્વનિ ઉઠે છે, એ જ સાચું છે. કાયદાથી એવાં લગ્નો ગેરકાયદેસર છે. વળી તમે જે ઉચ્ચ કેળવણી લીધી છે, જે સંસ્કાર તમારામાં છે એનો વિચાર કરો તો તમને પણ આ વાત યોગ્ય નહિ લાગે. પોતાના સ્વાર્થ માટે આટલી નીચી હદે જવું એ તમને શોભતું નથી. ખરી વાત તો એ છે કે, એ પરણેલ છે એવું જાણતાં છતાં તમે એની સાથે પ્રેમ કર્યો એ જ ખોટું છે. હવે સારી વાત તો એ છે કે, તમારે એ પ્રેમની યાદમાં આજીવન કુંવારાં રહીને એ પ્રેમની પૂજા કરવી. અને લગ્ન કરીને ભૂલોની પરંપરા વધારવી ન જોઇએ. તમારા મન અને મગજ ઉપર કાબુ રાખજો અને કેળવણીને કલંકિત કરશો નહિ.

*

મારો પુત્ર અગીઆર માસનો થયો છે. તે પહેલા ખોળાનો પુત્ર છે ને ખૂબ જ તંદુરસ્ત છે પણ એને એકે દાંત ફૂટ્યો નથી. તો શું કરવું?

—કળાવતી

તમારા પુત્રને હજી દાંત ફૂટ્યો નથી એથી ચિંતા કરવાનું કોઈ કારણ નથી. બચ્ચાંને સવા વર્ષ સુધીમાં દાંત આવે છે. તમારા પુત્રને દાંત નથી ફૂટ્યા તેના કારણમાં તેના શરીરમાં ચૂનાનું તત્ત્વ ઓછું હશે એમ સમજાય છે. એટલે એને 'સીરપ હાઇપો ફોસફેટ ઓફ લાઇમ' ચટાડજો.

*

મારો બાબો ગૌતમ હમણાં પૂરા નવ માસનો થયો છે. હજુ સુધી મેં એને કશો અનાજનો ખોરાક આપ્યો નથી. ધાવણ સિવાય ઉપરનું દૂધ પણ છેક છ માસનો થયા પછી આપવું શરૂ કરેલું અને હજી માત્ર સવાર, બપોર ને સાંજે એમ ત્રણ વાર જ અર્ધો કપ દૂધ આપું છું. એને બે દાંત નીચેના ફૂટ્યા છે, ઉપરના આવવાની તૈયારીમાં છે. હવે એને

દૂધ સિવાય બીજો ખોરાક આપવાનું બધા કહે છે. અમારી બાજુ તુવેરની લચકો દાળ ઘી સાથે શરૂઆતમાં બાળકને ચટાડે છે. પણ મારો બાબો તે ખાતો નથી ને ઓકરા કાઢે છે. એના ભાઈ એને બીસ્કીટ આપવાની ના પાડે છે. તો આપ જણાવશો કે એને કયારથી ને કયા પ્રકારનો ખોરાક આપવો અને શરૂઆત શાનાથી કરવી. વચમાં મોસંબીનો રસ આપવા માંડેલો, પણ તેનાથી એને શરદી થઈ જવાથી પછી બંધ કર્યો.

બાબો બહુ જાડો તો નથી, છતાં સામાન્ય તંદુરસ્તી સારી છે; ચપળ ને આનંદી છે. આજ સુધીમાં ખાસ માંદો પણ પડયો નથી. ઉપલા દાંત પણ એમને એમ કશી માંદગી વિના આવ્યા છે. બેસતાં શીખ્યો છે, અને ગોળ ગોળ ખસે છે પણ ખરો. આટલી પૂર્વ હકીકત જણાવી આપની સલાહ માગું છું. આશા છે કે આપ યોગ્ય માર્ગદર્શન કરાવશો. મારે નાના ભાઈ બહેન હતાં નહિ અને બાળકશાસ્ત્રથી હું અજાણ છું. —લોપાબહેન વસા

તમારા બાબાને છેક નવ જ મહિનાની ઉંમરમાં ખોરાક આપવાની ઉતાવળ કરવી યોગ્ય નથી; પરંતુ બાળકને બને તેટલું દૂધ વિશેષ આપવું જોઈએ અને તેમાં ય બકરીનું અને એ ન મળે તો ગાયનું જ દૂધ પસંદ કરવું.

મોસંબીથી શિઆળામાં નાનાં બચ્ચાંને શરદી થઇ જાય, પણ હવે ઉનાળો આવતો જાય છે એટલે વધો નહિ આવે. એમાં થોડું મધ નાખવાથી વિશેષ ફાયદો થશે.

જો ખોરાક આપવો જ પડે તો, તદ્દન ગળી ગયેલી પાતળી ચોખા મગની ખીચડી થોડું ઘી નાંખીને સારી રીતે ફીણીને આપવી. બાજરાના રોટલાનો વચલો ગરભ પણ થોડું ઘીગોળ મેળવીને આપી શકાય. સારા દાળીઆ લાવી તેને ખાંડી, કપડે ચાળીને જે લોટ તૈયાર થાય તેમાં થોડું ઘી અને ગોળ મેળવીને પણ ચટાડી શકાય. બાજરાના રોટલાને દૂધમાં પલાળી સારી રીતે ચોળીને આપવાથી પણ પોષણ અને શક્તિ મળશે.

જ્યાં સુધી બાળકને પૂરા દાંત આવી ન જાય ત્યાં સુધી દૂધ, ફળનો રસ અને તદ્દન નરમ–પાતળો જ ખોરાક આપવો. ચીકણો અને કઠણ ખોરાક ન જ આપવો. વ્યવસ્થિત રીતે ક્રમે ક્રમે કયા પ્રકારનો ખોરાક આપવો તેની વીગતવાર ચર્ચા 'બાળકોનાં દર્દો' નામના પુસ્તકમાં કરી છે. જરૂર પડે તો શ્રીજીવન ઓફીસમાંથી મંગાવશો.

*

૧. અમારા બાબાને ગરમીના દિવસમાં બહુ જ અળાઈ નીકળે છે ને તેને ગરમી પણ બહુ જ છે, તેનો શું ઉપાય કરવો તે જણાવશો.

૨. પોષ મહિનાના અંકમાં સ્તન સંકોચવા શુભ ભાગમાં ચોખાના ઓસામણનો નાસ લેવા લખેલ છે તે કેવી રીતે લેવો તે જણાવશો. મારી એક બહેનપણી એ માટે પૂછાવે છે.

૩. મારી બહેનને હાથ પગ ઉપર બહુ પરસેવો વળે છે, હરહમેશાં એમ જ રહે છે. કાંઇ ભરતગૂંથણ કરે તો તે પરસેવાથી ભીંજાઈ જાય છે, તો તેનો ઉપાય લખશો.

૪. મારી આંખમાં ખીલ છે તે મટે એ માટે શું કરવું ? ફરી ન થાય તેવો ઉપાય જણાવશો તો આભારી થઇશ. —હંસાબહેન

(૧) નાના બાળકોને પહેલો શિયાળો, ઉનાળો કે ચોમાસુ હંમેશાં કાંઇ ને કાંઇ ઉપદ્રવ પેદા કરે છે. ખાસ કરીને ઉનાળો નાના બાળકોને ઠીક વસમો લાગે છે, અને તમે લખો છો તેમ અળાઈ અને ગરમી પણ દેખાય છે. આવી પરિસ્થિતિમાંથી બાળકને બચાવવા માટે નિયમીત તેને કેસુડાંના ઉકાળેલા પાણીથી નવડાવવું અને નવડાવ્યા પછી ચંદન–સુખડ જેવી ઠંડક આપનારી વનસ્પતિઓને સારી રીતે ઘસી એનો આખા શરીરે લેપ કરવો.

આ ઉપરાંત અંદરથી ઠંડક ઉત્પન્ન થાય તે માટે બાળકને દરરોજ ગળોના ઘનની ગોળી –ત્રણ માસ સુધીનાને એક, છ માસ સુધીનાને બે, નવ માસ સુધીનાને ત્રણ, અને બાર માસ સુધીનાને ચાર પાણીમાં ઓગાળીને પીવડાવી દેવી.

આટલું કરશો તો ગરમીના ગુમડાં અળાઇ કે બીજી કોઇ જ તકલીફ તમારા બાળકને થશે નહિ.

(૨) ચોખાના ઓસામણનો નાસ લેવાની રીત આ પ્રમાણે છે. ચોખાને સારી રીતે વધારે પાણીમાં રાંધવા. જ્યારે ચોખા રંધાઇ જાય ત્યારે વધારે પડતું પાણી હોય તેને જેમ ઓસાવીને પાણી જુદું કાઢી લઇએ છીએ તેમ કાઢી લેવું. આ કાઢી લીધેલા પાણીને ફરીથી સારી રીતે ગરમ કરી લેવું, અને પછી જેમ સ્ત્રીઓ પ્રસુતિમાં ગુપ્તાંગે ધુમાડી લે છે તેમ માંચી નીચે આ ઓસામણવાળું તપેલું રાખી, ઉપર ગુપ્તાંગને વરાળ મળે એ રીતે બેસવું અને આજુબાજુ સારી પેઠે ધાબળો કપડું કે બીજું મજબુત કપડું જમીનથી શરીરના ભાગ સુધી લપેટી લેવું, જેથી વરાળ બહાર ચાલી ન જાય અને બહારની હવાથી એ ઠંડુ પણ ન પડી જાય.

(૩) હાથે પગે કે શરીરે પરસેવો થવો એ ખોટી ગરમીનું ચિહ્ન છે. આ રીતે શરીરનો પરસેવો નીકળી જવાથી શારીરિક શક્તિ ક્ષીણ થતી જાય છે અને લોહીમાં ગરમી વધતી જાય છે અને પરિણામે આ લોહીના દોષમાંથી અનેક નાના મોટા દરદોનાં ભોગ થવું પડે છે. આવી ખોટી ગરમીના દરદને દૂર કરવા માટે આટલું કરશો તો આરામ થશે.

તાજી લીલી ગળોનો રસ તોલો એક કાઢી એમાં સાકર તોલો પા મેળવીને દરરોજ નિયમીત પીઓ. તાજી ગળો ન મળે તો પછી શંશમની નં. ૩ની દરરોજ ૧૫ ગોળી સવારનો લેવી. આ ગોળી લીધા પછી ઉપર આંમળાનું સાદું સ્થવન પ્રાશાવલેહજીવન તોલો ૧ ચાટી જવું. આટલું કરશો તો એકાદ માસમાં જ દરદ દૂર થઇ જશે.

(૪) આંખોમાં ખીલ થવાનાં અનેક કારણો છે. યુવાન સ્ત્રીઓને માસિકના સંબંધથી આ દરદ થાય છે. લાંબા વખતની કબજીઆત પણ એમાં કારણભૂત હોય છે. પ્રસુતિ પછી પૂરતો બગાડ ન નીકળવાથી પણ કયારેક આવું ગરમીના કારણે આંખનું દરદ થઇ આવે છે. એટલે આમાંથી જે કોઈ કારણ હોય તે દૂર કરવું એ એને કાયમી મટાડવા માટેનો ઉપાય છે.

તાત્કાલિક રાહત માટે ચંદ્રોદયવર્તીની સોગઠી ત્રાંબાના વાસણ ઉપર ઘસીને એ ઘસારો બપોરના આંખમાં આંજવો. આથી આંખની ગરમી બહાર નીકળી જાય છે અને આંખ મોકળી થાય છે.

બીજું દરરોજ રાત્રે ત્રીફળાં (હરડા બહેડાં અને આંબળાનું સમાન વજને ચૂર્ણ)નું ચૂર્ણ–તો. ના પાણી સાથે ફાકી જવું. અથવા સવારના ઘી સાકર સાથે કાલવીને ખાવું સારૂં છે.

રાત્રે અડધો શેર પાણીમાં ત્રીફળાં પલાળી સવારે એને સારા કપડાથી ગાળી, એનાથી આંખો ધોવાથી પણ સારો ફાયદો થાય છે.

આમ બપોરના ચંદ્રોદયવર્તીની સોગઠી આંજવી. સવાર કે સાંજનાં ત્રિફળાં ઘી સાકર સાથે કે પાણીમાં ખાવા અને એનું પાણી છાંટવાથી અને એકધારો એકાદ મહિનો આ રીતે કરવાથી તમારૂં દરદ સાવજ નિર્મૂળ થઇ જશે.

–વૈદ્ય પ્રાણજી મોહનજી રાઠોડ

*

બીજા પ્રશ્નના જવાબો હવે પછી આપવામાં આવશે. —સંપાદક

—

# સૌરભ



અમેરિકામાં સ્ત્રી–મતદારોની એક લીગ છેલ્લા ૨૮ વર્ષથી કામ કરે છે. તેના ૮૩૦૦૦ સભ્યો છે ને વોશીંગ્ટનમાં તેનું મુખ્ય મથક છે.

આ સંસ્થાએ બે વર્ષનો પ્રોગ્રામ ઘડી કાઢ્યો છે ને પ્રચાર દ્વારા પોતાના દેશની સ્થિતિ સમજાવવાની યોજના ઘડી છે. તેના પ્રેસીડેન્ટ શ્રીમતી આન્ના લોર્ડ સ્ટ્રાસ છે.

તેમણે સ્થળે સ્થળે પ્રચાર માટે વિભાગવાર સ્વયંસેવિકાઓનાં જુથ પાડી, સ્કુલો, લાયબ્રેરીઓ, રેડીઓ, વર્તમાનપત્ર, ભીંતપત્રો અને બીજા વિધવિધ પ્રચાર દ્વારા દરેક પ્રજાજનને પોતાના દેશની સ્થિતિ અને તેની ફરજ સમજાવી તૈયાર કરવાનું કામ ઉપાડયું છે.

*

અમેરિકામાં ફ્લોરીડા વિભાગમાં વીંટરપાર્કની રોલીન્સ કોલેજ તરફથી જાણીતાં હબસી કેળવણીકાર શ્રીમતી મેરી મેક્લોડ બેથ્યુનને 'ઓનરરી ડોક્ટર ઓફ હ્યુમેનીટી'ની માનવંતી પદવી આપી છે. ગોરાઓ માટેની જ આ સંસ્થા ૧૮૮૫માં સ્થપાઈ છે ને તેમાં લગભગ પાંચસો વિદ્યાર્થીઓ ભણે છે.

શ્રીમતી બેથ્યુન અત્યારે ૭૩ વર્ષનાં છે અને ઉમ્મર લાયક થતાં જ કેળવણીને તેમણે પોતાનું જીવન અર્પણ કર્યું છે. તેઓ સાઉથ કેરોલીનાના મૂળવતની છે ને તેમણે નોકરીની શરૂઆત સાઉથ કેરોલીનાના મેસ્વીલની પ્રેસબીટેરીયન મીશન સ્કુલથી કરી. તે પછી તેઓ નોર્થ કેરોલીનાના કોંકર્ડની સ્કોશીઆ સેમીનરીમાં જોડાયાં અને છેલ્લે ચીકાગોના મુડી બાઇબલ ઇન્સ્ટીટ્યુટમાં હતાં.

૧૮૯૮માં તેઓ સાઉથ કેરોલીનાની સુમટર કોલેજમાં શીખવતાં તે અરસામાં તેઓ આલ્બર્ટ બેથ્યુન નામના શિક્ષકના પરિચયમાં આવ્યાં ને તેની સાથે લગ્ન કર્યાં.

તેમણે ૧૯૦૪ માં ફ્લોરીડા વિભાગમાં ડેટોનામાં છોકરીઓ માટે ડેટોના એજ્યુકેશનલ એન્ડ ઇન્ડસ્ટ્રીયલ ટ્રેઇનીંગ સ્કુલ સ્થાપી હતી. આ સ્કુલ તેમણે ઇશ્વર ઉપરની શ્રદ્ધા અને ફક્ત દોઢ ડોલરની મુડીથી શરૂ કરી હતી. ૧૯૨૨માં આ સ્કુલને કુકમેન કોલેજ સાથે જોડી દેવામાં આવી ને અત્યારે તે 'બેથ્યુન કુકમેન કોલેજ'નાં નામથી ઓળખાય છે. શ્રીમતી બેથ્યુન આજે એ સંસ્થાનાં પ્રમુખ છે.

શિક્ષકોને તાલીમ આપીને તૈયાર કરવાનું આ સંસ્થાનું ધ્યેય છે અને અત્યારે તેમાં ૮૦૦ શિક્ષકો તૈયાર થાય છે ને દશ લાખ ડોલરનું સંસ્થાનું ભંડોળ છે.

આ બાઇને અમેરિકાની લગભગ બધી જ યુનિવર્સિટીઓ તરફથી માનદ ડીગ્રીઓ આપવામાં આવી છે.

૧૯૩૫માં આ સંસ્થાના ૩૫મા વાર્ષિક સમારંભ પ્રસંગે માજી પ્રમુખ શ્રી. રૂઝવેલ્ટનાં પત્ની શ્રીમતી એલીનોર રૂઝવેલ્ટે શ્રીમતી બેથ્યુનની ખૂબ પ્રસંશા કરી હતી. આ અરસામાં ૧૯૩૫માં શ્રીમતી બેથ્યુને 'નેશનલ કાઉન્સીલ ઓફ નીગ્રો વીમેન' (સીદી સ્ત્રીઓનું મંડળ) સ્થાપી તેને વેગ આપ્યો, અને જાતિ-

ભેદ કે રંગભેદ વિના સમાજની સ્ત્રીઓનાં સામાજીક અને આર્થિક હિતોને લાભ થાય એવા આદર્શો રાખી તેને અમલ ધપાવ્યું.

૧૯૪૫માં 'ઈન્ટરનેશનલ ઓરગેનીઝેશન' ની પરિષદ સાનફ્રાંસીસ્કોમાં ભરાઈ તેમાં તેમણે પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી.

આ રીતે જેમણે પોતાનું આખું જીવન કેળવણી અને સ્ત્રીઓના હિત સાચવવા માટેની સંસ્થાઓને અર્પણ કર્યું છે, એવાં શ્રીમતી બેથ્યુનનું સન્માન કરી અમેરિકાની યુનિવર્સિટીએ પોતાનું ગૌરવ વધાર્યું છે. આ બહેનનો વિસ્તૃત જીવન પરિચય સ્ત્રીજીવન માસિકના એપ્રીલ ૧૯૪૭ના અંકમાં પ્રગટ થયો છે તે વાંચી લેશો.

*

બ્રિટનમાં ઘરકામને લગતું શિક્ષણ આપવાની એક નવી જાતની યોજના સરકારે મંજુર કરી છે. આથી ગૃહકાર્ય કરનારી મહિલાઓનો મોભો વધી તેઓ કુશળ કેળવાએલી કારીગર મહિલાઓ ગણાશે. ઘરકામ કરવાવાળાઓની રાષ્ટ્રિય સંસ્થાએ આ યોજના ઘડી છે અને તેનો ઉદ્દેશ સતત કામમાં રોકાએલી ગૃહિણીઓને દિવસમાં થોડા વખત પુરતું મદદરૂપ થવાનો છે.

આ માટે ૭૦૦ જેટલી વિદ્યાર્થિનીઓ શિક્ષણ લઈ રહી છે. શિક્ષણ મફત આપવામાં આવે છે અને તે અંગે ભથ્થાં પણ મળી શકે છે. ગૃહકાર્યને લગતા આ નવ માસના શિક્ષણક્રમમાં સામાજીક અભ્યાસ, અને અંગ્રેજીનો પણ સમાવેશ થાય છે. તે ઉપરાંત નાટયકલા, ઉદ્યાનકાર્ય અને શારીરિક તાલીમ વગેરે માટે તેઓ પોતાનો રસ કેળવી શકે તે માટે પણ પ્રોત્સાહન આપવામાં આવે છે.

*

'ધી ન્યૂઝ ક્રોનીકલ'ના ઔદ્યોગિક સંવાદદાતા અને રીપોર્ટર તરીકે કામ કરતી માર્ગારેટ સ્ટેવર્ટ નામની મહિલા 'ધી ઈકોનોમિસ્ટ'માં પોતાનાં લેખો આપવા માટે અને બ્રિટનના નમોવાણી કેન્દ્રમાં મહિલાઓ માટેના કાર્યક્રમોમાં નિયમિત વાર્તાલાપો આપવા માટે પણ સમય મેળવી શકે છે. કામદારો, ઔદ્યોગિક અને મજુર મહાજન મંડળોને લગતા વિષયોનું તે ખાસ વિશિષ્ઠ જ્ઞાન ધરાવે છે. તેની તાજેતરની પ્રવૃત્તિઓમાં કોલસા માટેના મંડળ વિષે 'ધી ન્યૂઝ–ક્રોનિકલ'માં લેખોની હારમાળા અને પેરિસમાં મળતા મજુર મહાજન મંડળોના વિશ્વસંઘ અંગેની કામગીરી વગેરેનો સમાવેશ થાય છે. આ ૩૦ વર્ષની મહિલાએ યુરોપના દેશોમાં ખૂબ પ્રવાસ પણ ખેડયો છે.

*

બ્રિટનના વૈજ્ઞાનિક ચલચિત્ર (સીનેમા)ને લગતા મંડળે તાજેતરમાં જ 'બાળઉછેર' સંબંધી વિવિધ શિક્ષણાત્મક કાર્યક્રમ રજૂ કર્યો હતો. બાળકની નિદ્રા, માંદગી, પોષણ, તેની વિકાસ ભૂમિકામાં મહત્વની બાબતો અને તેના જન્મ પહેલાં તેમજ પાછળથી રાખવી જોઈતી કાળજી અને માવજત વગેરે વિવિધ વિષયો પર ચલચિત્રો દ્વારા રસપ્રદ અને બોધક માહિતી મહિલાઓ સમક્ષ રજુ કરવામાં આવી હતી.

*

અમેરિકામાં 'અમેરિકન સોસીયલ હાઈજીન એસોશીએશન' તરફથી 'માનવસમાજની ઉત્તમ સેવા' કરવા માટે 'વીલીયમ ફ્રીમેન સ્નો મેડલ' દર વર્ષે અપાય છે. તેમાં ૧૯૪૭ સુધી કોઈ સ્ત્રીને આ મેડલ મળ્યો નહોતો. પણ ગયા ૧૯૪૮ના વર્ષ માટે એ મેડલ યુનાઈટેડ સ્ટેટસના ઓહીઓની ડોક્ટર શ્રી મીસીસ ફ્રાન્સીસ પી. બોલ્ટનને આપવામાં આવ્યો છે: આ મેડલ મેળવનાર તેઓ પ્રથમ સ્ત્રી છે.

મીસીસ બોલ્ટન એસોસીએશનનાં વાઈસ પ્રેસીડેન્ટ છે અને પબ્લીક હેલ્થ, નર્સિંગ અને નર્સો માટેની કેળવણીના પ્રચારમાં ઘણા વખતથી કામ કરે છે તેમણે દેશના આરોગ્ય અને આંતરરાષ્ટ્રિય સંબંધો સુધારવા માટે ધારા-

સભામાં ખૂબ પ્રયત્નો કર્યા છે.

*

અમેરિકામાં 'ફોર-એચ ક્લબ' નામની સંસ્થા વીશ વર્ષથી ચાલે છે. ફોર એચ એટલે હેડ, હાર્ટ, હેન્ડઝ, હેલ્થ. આ ક્લબમાં ૧૦ થી ૨૧ વર્ષનાં છોકરા-છોકરીઓ જોડાઇ શકે છે. અત્યારે તેમાં ચાર લાખ સભ્યો છે. આ ક્લબના સભ્યને દર વર્ષે એક ખેતર કે એક ઘરની વ્યવસ્થા ચલાવી પોતાના જ્ઞાનની ને પોતાની કુશળતાની પરીક્ષા આપવી પડે છે. એ ક્લબની એક સભ્ય ઇલીઅન મેનાં હમણાં ખૂબ જ વખાણ કરવામાં આવે છે.

આ ઇલીઅન મે એ તેર ભાઇબહેનોમાં પાંચમો નંબર ધરાવે છે. તેની ઉંમર ૧૮ વર્ષની છે અને રીવેરાઆના દક્ષીણ ટેક્ષાસ નામના નાનકડા ગામડામાં રહે છે. ઇલીઅન છેલ્લા આઠ વર્ષથી આ ક્લબની મેમ્બર છે. ૧૯૪૧માં તે આ ક્લબમાં જોડાઇ છે. આ મંડળના સભ્ય થવાની લાયકાત માટે એણે એક ચણીઓ શીવ્યો અને તેની મા તથા મોટી બહેનોને રસોઇ, ધોવાના, ઇસ્ત્રી કરવાના ને શીવવાના કામમાં મદદ કરવા માંડી. તેના નાનકડા ગામની ક્લબની શાખાની તે બે વર્ષ મંત્રી ને પાંચ વર્ષ સુધી પ્રમુખ બની હતી. બધી શાખાઓની પરિષદ થઇ ત્યારે તે તેની શાખાની પ્રતિનિધિ ચુંટાઇ હતી. તેની આ સેવાઓથી તેને પ્રાદેશિક ગ્રુપની શાખાની પ્રમુખ બનાવી અને બે વર્ષ સુધી તે પદ તેણે ભોગવ્યું. કપડાં શીવવાની કળામાં તે નિપુણ બની અને પછી તો તે બધાને શીવણમાં માર્ગદર્શન કરતી. ૧૯૪૬માં સુંદર વસ્ત્રપરિધાનની કળાની હરિફાઇમાં તેને પહેલું ઇનામ મળેલું.

કિંગ્ઝવીલાની હાઇસ્કુલમાં પોતાનો પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ કરી, ગયે વર્ષે પહેલે નંબરે એણે પરીક્ષા પાસ કરી, ને હવે ટેક્ષસ કોલેજ ઑફ આર્ટસ અને ઇન્ડસ્ટ્રીઝ (કળા અને હુન્નર ઉદ્યોગની કૉલેજ)માં પહેલા વર્ષમાં દાખલ થઇ છે.

હાઇસ્કુલમાં પણ તેની પ્રતિભા દેખાઇ આવી હતી. ત્યાં પણ તે વિદ્યાર્થી મંડળની પ્રમુખ હતી, વાર્ષિક પત્રની તંત્રી અને હાઇસ્કુલના પત્રની મદદનીશ તંત્રી હતી, અને સ્કુલમાં સહુથી વહાલી લાગતી છોકરી તરીકે તેની પસંદગી થઇ હતી. વળીહાઇસ્કુલો તથા જુનીયરમાં કૉલેજોમાં ખેતીવાડીનું શિક્ષણ લેતા વિદ્યાર્થીઓમાંથી તેને અમેરિકાની ભાવી ખેડુત કન્યા તરીકે 'સ્વીટ હાર્ટ'નું ઉપનામ મળ્યું હતું.

ઇલીયને દેશસેવામાં ઘણો ભોગ આપ્યો છે. ગઇ લડાઇ વખતે તેણે ફળો અને શાકભાજી વગેરેની સાચવણી પાછળ ખૂબ જહેમત ઉઠાવી હતી. હવે તે નવા બંધાનારા ઘરોમાં બેડરૂમ કેવાં જોઇએ એને માટે નવી રચના સંબંધી વિચારી રહી છે ને પોતાની યોજના તે દેશ સમક્ષ રજુ કરવા ધારે છે. ફોર એચ ક્લબની તે માનિતી સભ્ય છે.

*

૧૮૮૬ માં કાઉન્ટેસ ઑફ ડફરીને હિંદુસ્તાનમાં સ્ત્રીઓ માટે હોસ્પીટલ કાઢવાની જે યોજના કરી તે યોજનાના લાભાર્થે મુંબઇમાં એક ફેન્સી ફેર યોજાયો હતો. એ ફેરમાં કોઇ હિંદુ સ્ત્રીઓ તરફથી સ્ટોલ રખાયા ન હતા, પણ સુરતના શ્રી. રણજીતભાઇ કાળાભાઇના માતુશ્રીએ આ ફેરમાં સ્ટોલ રાખ્યો હતો અને સ્ટોલની સુંદર વ્યવસ્થા શ્રી. રણજીતરામે કરી હતી. આ રણજીતરામભાઇએ સુરતના નાગરીક તરીકે ઘણી સંસ્થાઓની ઘણી સેવા કરી હતી. આ મહિને તેમનું અવસાન થયું છે.

*

અપહૃત સ્ત્રીઓ શોધીકાઢી પાછી મેળવવા માટે સરકારે બનતા બધાજ ઉપાયો અજમાવી વહેલી તકે તેમને તેમના કુટુંબમાં પહોંચાડવા ઠરાવ્યું છે.

# કેટલાક કિસ્સાઓ

*

ડભોઇના એક દશા લાડ વણિકે પોતાની દશ વર્ષની દીકરીને સત્તર હજાર રૂપીઆ લઇ કડછલાના ૫૭ વર્ષના એક વૃદ્ધ સાથે પરણાવવાનું નક્કી કરેલું, પણ યુવકોએ એનો વિરોધ કરી, તેના બાપ પાસેથી કન્યાને લઇ, બોડેલી આવતા રહ્યા. રસ્તામાં વરપક્ષ તરફથી કન્યાને પડાવી લેવા આવેલા, પણ કાંઇ વળ્યું નહિ, ને કન્યા આ રીતે બચાવી લેવાઇ.

*

ધ્રાંગધ્રા પાસે હળવદમાં એક પાગલ બ્રાહ્મણના મોટાભાઇને ત્યાં યજ્ઞ હતો અને પૂર્ણાહુતિનું શ્રીફળ હોમવાની વીધી થતી હતી, તેવામાં પોતાની ત્રણ વર્ષની દીકરી સાથે આ પાગલ આવી ચઢ્યો અને શ્રીફળ યજ્ઞકુંડમાં હોમાય તે પહેલાં તે પાગલે તેની પુત્રીને યજ્ઞ કુંડમાં ફેંકી દીધી, પરંતુ તરત જ યજ્ઞ કરતા આચાર્યે સમયસૂચકતાથી તે છોકરીને કુંડમાંથી ઉંચકી લઇ, તેના સળગેલા વાળ ઓલવી નાખ્યા.

*

મહુવામાં તાજેતરમાં એક વણિકની જાન આવી હતી. વરરાજાએ રહી રહીને આગ્રહ પકડ્યો કે 'કન્યા'નું મોં જોયા વિના લગ્ન નહિ કરું. માંડવે ધમાલ મચી: ચર્ચા ચાલી. અંતે દીકરીના માબાપે તો જોવા દેવાની કબૂલાત આપી, પણ ત્યાં સુધીમાં તો 'કન્યા'એ પણ પોતાનો નિર્ણય કરી લીધો. તેણે મનમાં નિશ્ચય કર્યો કે 'તો તો જોવા આવનાર મારે ભાઇ તુલ્ય છે. એને હું પરણી ન શકું.' અને કન્યાનાં લગ્ન બીજા સાથે થઇ ગયાં. મોઢું જોઇને પરણવા માગનાર યુવાન મોઢું ને કન્યા કાંઇ પણ જોયા વિના પાછા વળ્યા.

ખીજડીયા જંક્શનથી ધોળા તરફ જાન જવાની હતી. ટ્રેન આવતાં જાન ટ્રેનમાં બેસી ગઇ, પરંતુ કન્યા તરફ કોઇ જાનૈયાનું ધ્યાન ગયું નહિ. જ્યારે ટ્રેન ઉપડવા લાગી ત્યારે એક ભાઇનું ધ્યાન ખેંચાતાં તેમણે ગાર્ડને કહીને ગાડી ઉભી રખાવી અને કન્યાને ડબ્બામાં બેસાડી ત્યારે જાનવાળાનું ધ્યાન ખેંચાયું હતું.

*

ભંડારીયાના વેપારી ધરમશીની દીકરીને પોરબંદરના વેપારી કાનજીના ભાઇ સાથે પરણાવેલ, પાંચ વર્ષ વીતી ગયાં છતાં ખોળો ભરાયો ન હતો. સાંભળવા મુજબ બાઇને સાસુ તથા ધણીનું બહુ જ દુઃખ હતું. પાંચ દિવસ પહેલાં કુદરતી હાજતે જવાનું કહીને ગઇ તે ગઇ: ગુમ થઇ. શોધ ચાલી. પાંચમે દિવસે એક કુવામાંથી બાઇની લાશનો પત્તો લાગ્યો. પોલીસ, પંચ, સગાંઓ રૂબરૂ લાશની તપાસી થઇ. અજબ આશ્ચર્ય તો એ છે કે, લાશ કુગાણી નથી, અંગ ઉપર મારનું નિશાન નથી, દાગીના પણ શરીર ઉપર હતા. આ કુવામાંથી તો દરરોજ પીવાનું પાણી ભરાતું.

*

ગયા મહિને રાયપુરથી એક બહેન ધ્રાંગધ્રા જવા માટે નીકળી હતી. રસ્તે વઢવાણ જંક્શનમાં તે એક લોહીનો વેપાર કરતી ટોળીના હાથમાં સપડાઇ. બાઇનો ધણી તેને ધ્રાંગધ્રા તેડવા આવ્યો ત્યારે આ વાતની તેને ખબર પડી. બાઇને જ્યાં રાખી હતી ત્યાં તેનો પતિ લેવા ગયો, પણ સામાવાળાએ તમંચો બતાવતાં પેલો બીચારો જીવ લઇને નાસી ગયો.

*

પાલીતાણા પાસેના એક ગામમાં એક બાવો માંદગીના કારણે ચીડીઓ થઇ ગયો હતો. તેણે તેની સ્ત્રી પાસે ચા માગી, તેને લાવતાં વાર થતાં તેણે તેને કહ્યું કે 'ફરી મને મોઢું બતાવીશ નહિ.' તે બાઇ ઘરમાંથી ચાલી નીકળી. ત્રીજે દિવસે બાઇની લાશ કુવામાંથી મળી હતી.

# સ્ત્રી-જગત  સમાચાર

વલસાડ સુધરાઈની ચુંટણીમાં ડૉ. લલીતાબહેન દેસાઈ-બી-બેઠક માટે પ્રથમ નંબરે ચુંટાયાં છે.

*

અમદાવાદમાં કમળા નહેરૂ હોસ્પીટલમાં બેગમ આઝાદ વીંગ શ્રી. રાજાજીના હાથે ખુલ્લી મુકાઈ.

*

જામનગરમાં લીધેલગ્ને વરરાજા એક વિધવાને પરણી ગયાના ખબર આવવાથી એ કન્યાનું તાબડતોબ જામનગરમાં જ સગપણ કરી, લીધેલ લગ્નની તારીખે લગ્ન થઈ ગયું.

*

અખીલ હિંદ મહિલા પરિષદની ગુજરાત શાખાના પ્રમુખ તરીકે શ્રી. જયવતીબહેન દેસાઈ અને ઉપપ્રમુખ તરીકે શ્રી. દમનબહેન દેરાસરી, મંત્રીઓ તરીકે શ્રી. સુમિત્રા દલાલ અને વિનોદા દેસાઈ ચુંટાયાં.

*

એક વર્ષ પહેલાં મોડપુરની એક સુકાયા બાઈને બાળી મુકી તેનું મોત નીપજાવવાનો આરોપ તેના પતિ ઉપર આવેલ, તેમાં કેસ ચાલતાં તેનો પતિ નિર્દોષ છુટી ગયો.

શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત અમેરિકામાં હિંદી એલચી નીમાવાનાં છે.

*

અમદાવાદમાં ક્વીન્સ રોડનું નામ બદલી સરોજિની રોડ રાખવામાં આવ્યું છે.

*

દેશના મહાન નેતાઓએ સરોજીની નાયડુની યાદમાં એક બાળ હોસ્પીટલ સ્થાપવા રૂપીયા દશ લાખની ટહેલ નાંખી છે.

*

અલીગઢ યુનિવર્સિટી શ્રી. સરોજીની નાયડુનું સરસ સ્મારક ઉભું કરવા વિચારી રહેલ છે.

*

દેહોદમાં એક સોનીએ પોતાની પત્નીને તેજાબ પાઈ દેવાથી મૃત્યુ થયું કહેવાય છે.

*

કુર્લામાં સત્તાવીશ વર્ષની એક યુવતી સળગી જતાં તેનો ધણી હોલવવા ગયો, પણ તે દાઝી ગયો. હોસ્પીટલમાં બન્ને મરણ પામ્યાં.

*

પાલણપુરમાં નવાબના મહેલની બાંદીઓ વચ્ચે 'પ્રેમ'ના ખટરાગને કારણે કાચ ખવરાવી દેવાના ગુન્હા માટે એક બાંદીની ધરપકડ થઈ છે.

મોટા કણુરોદમાં એક કણબીને ઘેર કેરાળાની જાન આવેલી. પણ કન્યાને એકાએક તાવ આવ્યો અને બે ત્રણ કલાકમાં તે ગુજરી ગઈ. કન્યા પક્ષવાળાએ ગામમાંથી બીજી કન્યા એ વરને પરણાવી જાનને વિદાય કરી.

*

ગોંડળમાં વણીક કોમની એક શિક્ષિકા ગરીબ કન્યાઓને પોતાને ઘેર લાવી અનીતિનું ધામ ચલાવતી હોવાની બૂમ ઉઠી છે.

*

અનાથ નિરાધાર સ્ત્રીઓ અને બાળકો માટે પ્રાંતો અને રાજસ્થાનોને વ્યવસ્થા કરવા સરકારે સૂચના કરી છે.

*

ભારતીય મહિલા સંઘના પ્રમુખ ને દેવાસ [જુનીયર]ના રાજકુમારી પ્રભાવતીદેવીએ જાહેર કર્યું છે કે, હાલની સરકાર એ રખેવાળ સરકાર હોવાથી હિંદુકાયદા જેવો ક્રાંતિકારી કાયદો પસાર કરવાની તેમને સત્તા નથી.

*

ન્યુ દિલ્હીમાં લેડી માઉન્ટબેટને હિંદી કળા પ્રદર્શન ખુલ્લું મુક્યું હતું.

# ન્યાયની



# અદાલતમાં

મહેમદાવાદ તાલુકાના કેસરા ગામના વાઘરી લલુ જેણાની ઓરત બાઈ. રેવા ગૃહ કલેશને કારણે પોતાનાં બે છોકરાં લઈને કુવામાં પડેલી; તેમાં બેઉ છોકરાં મરી ગયાં અને રેવાને બચાવીને બહાર કાઢેલી. તેનો કેસ ચાલતાં બાઈ રેવાને દેશનીકાલની સજા થઈ.

*

જામનગર સ્ટેટના નવાગામના આયરનો છોકરો હરથલ ગામે પરણેલ હતો. શ્વસુર પક્ષ તરફથી બાઈને પારાવાર દુઃખ થતું હતું. બાઈ પીયરમાં આવ્યા પછી બાઈનાં માવતર, બાઈને સાસરે મોકલતા નહિ. તેથી તે બાઈને ઉપાડી જવાના ઇરાદાથી તેર આયરો આવી ચડયા. બાઈનો પક્ષ મજબુત એટલે ઉપાડી જવા આવનારાઓ માર ખાઈને ભાગી છુટયા. ઘવાયેલ ખંભાલીયાના દવાખાને પડયો છે અને બાકીનાને પોલીસે પકડીને કેસ કરેલ છે ને જામીન ઉપર છોડેલ છે.

*

ભાટીઆના આયરનું સગપણ દામણા ગામે થયેલ, પણ જ્ઞાતિરિવાજ મુજબ કાંઈ આપેલ નહિં; એટલે પેલા દામણાવાળે એ જ પુત્રીનું વેવિશાળ બીજે સ્થળે કર્યું. તેની ખબર પેલા આયરને પડતાં, પાંચ છ માણસો સાથે ખેતરમાં પેલી કન્યા અને તેની મા એરંડી વીણતાં હતાં, ત્યાં આવીને પેલી બાળાને ઉપાડી નાસી ગયેલો. પોલીસને ખબર આપતાં દાર-કાથી પેલી બાઈને અને ભગાડી જનારને પકડીને જામીન ઉપર છોડયા.

*

મિસિસ જ્યોર્જેટ બ્રુકસ કરીને એકત્રીસેક વર્ષની એક બાઈએ ક્રોધના આવેશમાં સાત મહિનાના પોતાના છોકરાને એવો માર માર્યો કે એ બાપડો મરી ગયો. એ બાઈના ઉપર પછી કેસ ચાલ્યો, જેમાં વડા ન્યાયાધીશ થોમસ એલ. એમ્બ્રોસે માનવહત્યાના આરોપસર બાઈને દશ વર્ષની કેદની સજા ફરમાવી. પણ વિલક્ષણ વાત તો એ છે કે, પશ્ચાત્તાપથી ઝુરતી એ માએ પોતે જ પોતાના માતૃત્વના હક્કનું વિસર્જન કરવાનું માગ્યું અને ન્યાયાધીશે પણ એ સ્વીકાર્યું. એ બાઈને પોણા બે વર્ષનો એક બીજો છોકરો છે, તેને હવે પોતાની પાસે તે રાખવા ઇચ્છતી નથી. વળી તે અત્યારે સગર્ભા છે, એટલે હવે પછી જે બાળક અવતરે તેને પણ તે રાખવા ઇચ્છતી નથી. ન્યાયાધીશે આ અવતરેલ અને નહીં અવતરેલ એમ બન્ને બાળકોને બીજું કોઈ રાખી લે એ પ્રસ્તાવને મંજૂરી આપી છે. પણ એથીયે વિલક્ષણ વસ્તુ તો એ છે કે, જે બાળક ગર્ભમાં છે તે અવતરી રહે તે પછી બાઈએ પોતે કદી માતા જ બને નહીં એમ માગ્યું છે; અર્થાત્ પોતાનું વંધ્યીકરણ થાય એમ માગ્યું છે. ન્યાયાધીશે એ પણ માન્ય રાખ્યું છે, અને તદનુસાર હુકમ કાઢયો છે.

*

મીસ એલ્સી નામની વેલ્સની વતની પણ કલકત્તામાં જન્મેલી એંગ્લો ઇન્ડીયન નર્સને લાહોરની લેડી ડીલીંગ્ડન હૉસ્પીટાલમાં નોકરી મળવાથી તે વેલ્સથી કરાંચી આવી હતી ને ત્યાંથી લાહોર જતાં રસ્તામાં તેનું ટ્રેનમાં ખૂન થયું. પોલીસ તપાસ ચલાવે છે.

*

### દેશદેશના

# રીતરિવાજ

*

આફ્રિકાની એક જંગલી જાતિમાં એવો એક રીવાજ છે કે, જો પોતાના પતિથી સ્ત્રીને છોકરાં ન થાય તો એ પતિની સંમતિથી બીજા વડે ગર્ભ ધારણ કરી શકે છે, અને જે સંતતિ થાય તેનો બાપ કાયદેસર રીતે મૂળ પતિ જ ગણાય છે અને તેને જ એ બચ્ચાંઓનું ભરણપોષણ કરવું પડે છે. ખાસ કરીને સ્ત્રી વૃદ્ધ થતાં એના જીવનનિર્વાહને માટે કંઈક આજીવિકા જોઈએ એ ઉદ્દેશથી જ તેને પર-પુરુષ સાથે સંબંધ બાંધવા દેવામાં આવે છે.

*

બ્રિટનનાં કારખાનામાં કામ કરતી કુમારીકાઓનો મોટો ભાગ ધુમ્રપાન કરે છે. કેટલીકને તો ૧૭ વર્ષની વયે પહોંચતાં દિવસની ૫૦ સિગારેટનું વ્યસન પડી ગયું હોય છે. સીગારેટ, સૌંદર્યવર્ધક સાધનો અને સીનેમા—આ ત્રણ અંગો પાછળ તેની બધી કમાણી બરબાદ થાય છે. આ ખર્ચને પહોંચી વળવા તે એક સ્થિર મિત્રનો સહચાર કેળવે છે. આવા સહચાર દ્વારા સાંપડતા અસંખ્ય લાભમાં એક લાભ એ પણ ખરો કે પોતાની મોજશોખનો ખર્ચ એ આશાધેલો યુવક પૂરો પાડે છે.

*

લંડનમાં મદ્યઘરોમાં ૧૮ કે નીચેની વયની બાળાઓની હાજરી એ તો હવે રોજીંદો વિષય થઇ પડયો છે. તેના જીવનમાં લગ્ન પહેલાં જાતીય અનુભવ એ અપવાદ નહિ, પણ નિયમ ગણાય છે. ઘણીખરી બાળાઓ ૧૮ની આસપાસ પરણી ચુકી હોય છે. પછાત જાતિઓના સ્ત્રી-સમુદાયની જેમ પોતાના જીવનકર્તવ્ય વિષે એને ચોક્કસ ખ્યાલ હોય છે; એટલે સમજણી થતાં જ તે લગ્ન માટે અધિરાઇ બતાવે છે અને અપરિણીત રહેવા કરતાં દારૂડિયો, બેકાર કે બીજી બધી રીતે નાલાયક એવા પતિની પસંદગી કરવામાં તેને જરાય ક્ષોભ નથી. અમણ કોમોની જેમ ઉંમરલાયક અવિવાહિતોને તે સમાજના એક વિચિત્ર પ્રાણી તરીકે ગણે છે, અને પોતે તેમાં ઉમેરો ન કરે એની કાળજી ધરાવે છે.

*

સ્પાર્ટાના પ્રાચીન નગરરાજ્યમાં ઉત્તમ સૈનિક તે ઉત્તમ નાગરિકનો પર્યાય હોવાથી, પુરુષો જ નહીં, પણ સ્ત્રીઓ સુદ્ધાં વ્યાયામ અને રમતગમત દ્વારા શરીર ખીલવે અને વીરપ્રસૂતાઓ બને, એવો સામાજિક આદર્શ પોષવામાં આવતો હતો. વીર પુત્રની માતાનું સમાજમાં માનવંતુ સ્થાન હતું. એ જમાનામાં વંધ્યીકરણની રીત શોધાઇ હતી કે નહીં, તે કહેવું મુશ્કેલ છે, પણ શોધાઇ હોય તો પણ તે જંગલી કોટિની હશે એમાં શક નથી. પણ ઉત્તમ પુત્રપ્રાપ્તિ માટે અશક્ત પતિને છોડીને સશક્ત પુરુષની શોધ સ્ત્રી કરી લેતી. પુરુષોએ આની સામે ખાસ વાંધો ઉઠાવ્યો જાણ્યો નથી. જો કે ઇર્ષ્યાને કારણે થોડોક ગણગણાટ થયો હશે એમાં શંકા નથી, કેમકે સ્પાર્ટાના પ્રસિદ્ધ સ્મૃતિકાર લાઇકરગસે આવા અદેખાઓની એમ કહીને ઠેકડી ઉડાવી છે કે, પોતાને ત્યાંનાં પાળેલાં પશુઓની ઓલાદ સુધારવા માટેની ઉત્તમમાં ઉત્તમ પ્રાણીઓ સાથે તેમનો શરીર-સમાગમ કરવાને જેઓ આતુર હોય છે તેઓ પોતાની પત્ની ફક્ત પોતા થકી પેદા થયેલાં માંદલાં બાળકોની જ માતા થઈ શકે, એવો આગ્રહ શા માટે સેવતા હશે, તે હું સમજી શકતો નથી.

*



આર્ટ—પ્લેટ

[ શ્રી. દીપક પ્રિન્ટરીના સૌજન્યથી ]

# સ્ત્રીજીવન


વર્ષ ૧૧ મું: અંક ૨ જો:

: તંત્રી :
મનુભાઈ જોધાણી

માગશર, ૨૦૦૫
ડિસેમ્બર, ૧૯૪૮



[વીજયનગરના ખંડેરોમાંથી કૃષ્ણાખત્રી]

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક



वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ દસમું : માગશર ૨૦૦૫ : ડીસેમ્બર ૧૯૪૮ : અંક ૨જો

# સૌંદર્ય અને બળ

શ્રી. રવીન્દ્રનાથ ઠાકુર

**

મર્યાદિત વેશભૂષા વડે સ્ત્રી પોતાનું સૌંદર્ય વધારવાનો પ્રયત્ન કરે તો તે આપણને ખરાબ લાગતું નથી; પરંતુ કોઈ સ્ત્રી કોઈ વિશેષ હાવભાવભંગી વડે રૂપછટા ફેલાવવાનો પ્રયત્ન કરે એવું જાણતાં જ આપણને ખૂબ ખરાબ લાગે છે અને મોટે ભાગે તે રૂપગર્વિતાનો ઉદ્દેશ માર્યો જાય છે. આનું કારણ શું? સૌંદર્ય આપણા મનમાં પૂર્ણતાનો ભાવ જગાડે છે. પૂર્ણતાની સાથે ચંચળતાનો મેળ ખાતો નથી. પૂર્ણતામાં એક પ્રકારનો વિરામ રહેલો છે. મર્યાદિત વેશભૂષા આપણા મનને ક્ષણે ક્ષણે ઉત્તેજન કરતી નથી, પણ રૂપની સાથે ભળી જઈને એક પ્રકારની પરિપૂર્ણતા આપણી આગળ ખડી કરે છે. આથી જ કહેવાય છે કે લજ્જા એ સ્ત્રીનું ભૂષણ છે.

લજ્જા એટલે સંયમ, સામંજસ્ય, વિરામ. કોઈ પણ પ્રકારનું ગતિ-ચાપલ્ય અથવા ઉંચો સ્વર વગેરે જે કંઈ સૌંદર્યના શોભાયમાન સામંજસ્યનો નાશ કરે છે તે બધું નિર્લજ્જતાનું અંગ ગણાય. એ રીતે જોતાં વધારે પડતાં અલંકાર અને વધારે પડતા રંગરોગાન એ નિર્લજ્જતા ગણાય. વિવસ્ત્ર નિશ્ચલ

પ્રશાંત ગ્રીક મૂર્તિમાં એક પ્રકારનો આશ્ચર્યકારક સંભ્રમ અને લજ્જાનો ભાવ રહેલો છે, પરંતુ પુષ્કળ રૂપ કાઢનાર, વસ્ત્રોનો ઠઠારો કરનાર અને હાવભાવમાં નિપૂણ એવી રૂપવતી સ્ત્રીમાં તે ભાવ હોતો નથી. પ્રયત્નનો ભાવ પૂર્ણતાના ભાવનો હ્રાસ કરે છે. વસ્ત્રાભૂષણ કરતાં હાવભાવમાં વધારે પ્રયત્ન પ્રગટ થાય છે. મન ક્ષણે ક્ષણે પ્રશ્ન કરે છે કે, અમુક વખતે હાથ શું કામ હલાવ્યો, અમુક વખતે ડોક શું કરવા વાંકી કરી, અને જો તેનો કોઈ સ્વાભાવિક હેતુ જડતો નથી તો તરત તે સમજી જાય છે કે એ સૌંદર્યને ને પ્રયત્નને તો કશો મેળ નથી. બળ અને સૌંદર્ય વચ્ચે એ જ ભેદ છે. પ્રયત્નમાંથી પ્રયત્ન જન્મે છે. બળમાં પ્રયત્ન રહેલો છે, એથી બળને તાબે થતાં આપણને પોતાનો પરાજય લાગે છે. નિશ્ચેષ્ટ, નિરસ્ત્ર સૌંદર્ય, આગળ આપણે નિશ્ચેષ્ટ નિરસ્ત્ર ભાવે આત્મસમર્પણ કરીએ છીએ, તેમાં જે ઘડીએ પ્રયત્ન જોઈએ છીએ તે જ ઘડીએ તે બળ બની જાય છે, તરતજ આપણું મન જાગ્રત થઇને તેની સામે કમર કસી તૈયાર થઈ જાય છે. 'જોઉં છું: કોણ જીતે છે ને કોણ હારે છે.' એ ભાવ જ પ્રબળ બની જાય છે. ( સંસ્કૃતિ )

## સ્વપ્નાં

મારા સ્વપ્નાંની માલ જો ગૂંથાય રે, અનિલ આજ ધીમો વહે,
મારી આશા ઝબક ઝગી જાય રે, સૂરજ ફુલ્લ તેજે સુહે.
ગીત ગાતા વિહંગ, મસ્ત વાયુ હસે,
નીર વ્હેતાં, ને કુંજ કુંજ પુષ્પો લસે,
મારા અંતરમાં ભાવનાના પુષ્પો વસે,
મારૂં જીવન આ મ્હેક મ્હેક થાય રે, સુગંધી સારી સૃષ્ટિ બને,
હું તો પગલાં માંડુ ને પથ કપાય રે, જીવનઆશા ઝબકયાં કરે.

મારા પંથે કંટકવન આડાં હશે,
કદિ સૂરજના તાપ અતિ વરસ્યે જશે,
અભ્રઆલે વીંટાઈ જશે ચારે દિશે,
તો ય સ્વપ્નાંનાં સાર ના પમાય રે, જીવનભર હૈયું મથે,
મારા સ્વપ્નાંનો પંથ દીર્ઘ થાય રે, જીવનપંથ પૂરો બને.

હરીન્દ્ર દવે.

મેલડી જેવા દરીઆલાલનો



# લપોડનો સાદ

## [સોરઠની સાગરકથા]

લેખક

શ્રી. ગુણવંતરાય આચાર્ય

•

'હું મજૂરી કરીશ. મારા બાપ! હું મારાં હાડકાં ગાળીશ, ચામડાં ગાળીશ, પણ હું જા મા!

'મા! એક વાર જાવા દે બસ એક જ વાર. તેં મારું બહુ કર્યું. આ છેલ્લો ભાર તો મને ઉપાડવા દે.'

'બાપ મેં બહુ બોજા ઉપાડયા છે. મને બોજા ઉપાડવાની ટેવ છે: તને નથી. તને નહિ જાવા દઉં.'

'તો ખરચીનું શું કરીશ!'

'ખરચીનું!...કાંઈક કરીશ. મા મારગ બતાવશે.'

'મા એમ કર. હું લગન ન કરું ને હું જાઉં પણ નહિ.'

'ના બાપ! લગન તો વધાવવાં જોઈએ. નહિતર નાતમાં આપણો માનેપાત શું?'

'તો મને જાવા દે. બસો કોરી બીજી કોઈ રીતે મળે એમ નથી. ને આ એક ગોસ પૂરી કરીને તારા હાથમાં બસો બ્યાજની મૂકીશ. એમાં જોખમ શું! મેરામણ તો આપણો બાપ. સાત ગોતર એની છાતી ઉપર રમી રમીને ટાઢયાં ને હું...જ નહિ? મા મને શું કરવા નથી જવા દેતી?'

બેટા, મારા લાલ! તને નથી જવા દેતી. તને નહિ જવા દઉં. તને મેરામણને ખોળે કોઈ દિ' નહિ મુકું.'

'કાં મા! મારામાં જાન નથી?'

'તારા બાપને મેરામણ ખાઈ ગયો, તારા છ ભાઈ મેરામણ ગળી ગયો, સાત દીકરાની હું મા આજ વાંઝણી જેવી બની. આજ તારી એકની ઓથે રંડાપો ગાળું છું. તને હું કેમ જવા દઉં?'

'મા! એમ તે કાંઈ રોજ રોજ થાય? તું મને જાળવી જાળવીને કેટલું જાળવીશ? ને પછી તો ખારવાનો દીકરો શું બજારમાં વૈતરું કરશે? વાણિયાના હાટની ગુણીઓ ઉપાડશે? ખારવાને તો મા, મેરામણ તારે ને મેરામણ મારે.'

'તને આટલો જાળવ્યો: દળણાં દળીને, પાણી સારીને બાપ. તને ખોળે રમતામાંથી મોટો જુવાન કર્યો. કાલ સવારે વહુ આવશે. ને તું આવી વાત કાં કરે? આપણા કુટુંબને, બાપ, મેરામણ સદતો નથી ને તને કાં મેરામણની આટલી ભૂખ લાગી છે!'

'ખરચી તો જોશેને મા લગનની?'

'ખરચીમાં હું જીવતી જાગતી બેઠી છું ને? તને જાળવી જાળવીને મોટો કર્યો ને તારા લગનની ખરચીનો મેં વિચાર નહિ કર્યો હોય? મારો ચૂડલો મેં જાળવી રાખ્યો છે. તારા બાપે મને આપેલો, એને એના બાપે આપેલો. સાત પેઢીના સોહાગનો ચૂડલો છે મારી પાસે. ગરીબાઈ વેઠી, ભૂખ વેઠી, ટાઢ વેઠી, તડકો વેઠયો, આંસુ પીધાં, દળણાં દળ્યાં, પણ બાપ,

એ ચૂડલો મેં સંઘરી રાખ્યો છે, તારી વહુ લાવવા માટે. તું ફીકર શા માટે કરે છે?'

જુવાન ખારવો ડોસીની વાત સાંભળી રહ્યો: ડોસીના ઓશિયાળા ચહેરા સામે જોઇ રહ્યો. રોઈ રોઇને અરધી આંધળી બનેલી આંખ સામે જોઈ રહ્યો. દળણાં દળી દળીને સદના પોત જેવી થઈ ગયેલી એની ઉઘાડ બીડ થતી હથેલી સામે જોઈ રહ્યો.

એણે એક નિસાસો મુકયો.

'કાં બાપ?

'મા! તું મા છો એટલે શું કહું? પણ...'

'પણ શું!'

'મા, તું આખો દિ ઘરમાં બેસી રહે ને બહું બહુ તો તારા જેવી ડોસીઓ હારે ઉઠબેસ કરે. મારી હેડીના મને શું કહે છે એ તું જાણે છે!'

'ના!'

'મારી હેડીમાં.......મારે હેડી જ નથી રહી મા!'

'કાં! શવસો છે. રામજી છે. તારા મામાનો નાથો છેઃ પટેલનો આલો છે. હસનનો અબુ છે. તારા જેવડા તો ઘણાય છે!'

'ઇ કોઇ મારી હારે નથી બોલતા.'

'કાં?'

'બધાય મને માવડીયો કહે છે. વટલેલ કહે છે. નાણુંવટનું પૂછડું કહે છે.'

'એવડું બધું!:

'હા. ઈ સંધાય એક બે ચાર બેપ બેડી આવેલા છે. કો'ક મલબારની વાત કરે છે ને કો'ક બગદાદની વાત કરે છે, તો કો'ક બજલાની વાત કરે છે, તો કોક જમનીની વાત કરે છે. ને...ને...હું...શેની વાત કરૂં મા?'

'બાપ, આકળો થા મા. મારી આંખ્યું મિંચાવા દે. મારી આખર હવે કયાં છેટી છે? બે નહિ તો ત્રણ. વધારેમાં વધારે ચાર ચૈત્રી ભાળું તોય ઘણું છે. ને તારીય ઉંમર કયાં વહી ગઇ છે? તારો બાપ મલબારી લાલમાં ગેબ થઈ ગયો. તારો એક ભાઈ બખાઈમાં ગયો. તારો ત્રીજો ભાઇ સમાલમાં શમા ગયો ને એક ભાઈ આણુમાં રહ્યો. તારેય બાપ ચારે દિશા મોકળી થાશે. હું ઉપર જઉં પછી તું ઉત્તર જાજે ને દખણ જાજે; પૂરવ જાજે ને પચ્છમ જાજે, પણ મારાં દેખતાં જાળવી જા બાપ.'

'મા...મા...'

'જરાક સદ સંકલી રાખ મારા વીર! મેરામણ તો દોયલો દેવ છે. મેલડીનો મારો છે. એની યારી લપોડની છે. દે છે એને દીકરા દે છે, હીરાયે દે છે, માણેકેય દે છે; માપતોલ વગર બોબે બોબે ભરીને બસ દે જ દે જ છે. એની દુશ્મનાવટ મેલડીની જેવી છે. લે એના એ ઘણી લ્યે છે ને દીકરાએ લ્યે છે. હીર લ્યે છે ને જીવ લ્યે છે. જીંદગીભર ટીપે ટીપે લોહી પીએ છે. મારે ને એને બારમો ચંદર છે.'

'મા, તું આમ વહેમી થાય છે ને સાત પેઢીનો સોહાગનો ચુડલો વટાવવા બેઠી છો.'

'સાત ખોટનો પુતર વટાવવા કરતાં એ સારૂં.'

'મા તારી વાત સાચી. પણ તેં તારી વાત કરી. મારી વાત પૂછી છે?'

'તારી વાત? દીકરા, હું તને હવે દોઢલી થઇ પડી?'

'ના મા; પણ મારામાં જુવાની ફુટે છે હો! હુંય હવે પાણીને બૂ નથી કહેતો હો!'

'પરણવા જેવો તો થયો છો હવે!'

'મારા હેડીના છોકરા વાતું કરે છે, મા ખુદ તારા ભાઇનો છોકરો શું કહે છે એ ખબર છે?'

'શું કહે છે!'

'કહું તો પછી તું મને જ ફટ કહેશે હો!'

'નહિ કહું.'

'તો એ નથવો કહેતો હતો કે એનો બાપ ને તારો ભાઇ તો કહે છે કે, ઘણી મરી ગયા

પછી બેનમાં કુડ પેઠું છે, ને કો'ક નાણુંવટનું પાપ હસી ગયેલું તે પરગટ થયું છે.'

'મારો ભાઇ ઉઠીને એમ કહેતો' તો ?'

'હા મા, એણે તો એના છોકરાને મારી ભેગા રમવાની ના પાડી છે. મા, બીજા કોઇ માટે નહિ તો તારા સાત પેઢીના સત માટે જવા દે'

ડોસીની આંખ સુક્કી બની ગઇ. ચહેરો મધરાતના મેરામણ જેવો શ્યામ બની ગયો. ખરાબે ભાંગેલા વહાણ જેવી એની કાયા...... જાણે સાત જનમના વાવડામાં ઉજ્જડ થઈ ગઈ.

ડોસી એક અક્ષર પણ ન બોલી; કેવળ આભ સામે જોઇ રહી.

'મા !' જુવાન છોકરાએ કહ્યું, 'તું હવે ધરપત રાખ. મારા હૈયડામાં મેરામણના કોલ જાગે છે. મારા કાનમાં મેરામણના નોતરાં બોલે છે. કાલ સવારે પાછો આવતો રહીશ. એક વાર બધાનાં ડાચાં ભુરવા જાવા દે. એકવાર મનેય એની મોજ લેવા દે. હુંય મેરામણનો બાપઃ ખારવાનો છોકરો. મનેય એની હારે બથ ભરવા દે' .

(૨)

બગલો 'લખપસાવ' જામ-સલાયાના કંઠાળનાં પાણીમાં રાજદરબારે કો મદગળતો માતંગ શો ઝુલે છે. એના મોરાની પુતળીથી તે વંઢારની સુકાનની દાંડી સુધી સો હાથ તો એની લંબાઇ છે. સમદરતળથી દસ હાથ તો એની આતરી ઉંચી છે, આગળ પાંચ હાથ તો એનું પરમાણ લાગે છે. કંઠાથી તે મોર સુધી એના કુવાથંભની ઉંચાઈ પચાસ હાથની છે ને એના ઉપર પાંચ હાથ લાંબો ધ્વજ ફરફરે છે. ને દરિયાલાલને સલાયાના વહાણના વાડાની આ કરામતના જાણે પડકાર આપી રહ્યો છે. બગલાની પાંખ જેવું સમદરફીણ જેવું સફેદ એનું સઢપોત આકે દિશાને જાણે નોતરાં દે છે.

'લખપસાવ' બનાવટમાં બગલો પણ એનો ઠાઠમાઠ બધોય ફતેમારી જેવો. હજાર ખાંડીનો બોજ ઉપાડે ત્યારે તો એનો કંઠારો દરીયા-લાલને બચી ભરે, ને એનું પઠાણ પાણીનો કેડો પકડે. પ્રાગરાજ પાસે ગંગા જમનાનો સંગમ થાય ને બે બાજુ ઉછળતી જમનાનાં કાળાં પાણીની વચમાં ધોળી ગંગા જાણે વહેતી હોય એવો તો એનો લીસોટો પડે છે. ખંભાળિયાના ભાટીયા વહાણવટી પરસોતમ પ્રેમચંદની દરિયાપારની આંટ ને દરિયાપારનાં સાહસનો એ મગરૂબ મુરત છે.

ને એ મગરૂબ બગલાના સથા ઉપર ઉભેલા જે ખલાસીઓ એની આલાદ સમારતા હતા એમાં પહેલી જ વખત ખલાસે ચડેલો જંગલો, મગરૂબ દેખાતો હતો. આખી ખલાસના દામ માટે એને બસો કોરી મળવાની હતી. ગોસ ખલાસ થવાની હતી છ મહિના પછી, પણ છ મહિના ખાવું, પીવું, સાહસ કરવું, પોતાના હેડીદારોમાં નામ કાઢવું, મા માથેથી કલંક દૂર કરવું, એ બધું પરસોતમ શેઠને માથે હતું. એને દીંગલાનું યે ખરચ ન હતું. વહાણ પાછું સલા-યાના ધક્કા ભેગું થાય ત્યારે એના સથા ઉપ-રથી ઉતરતાં વેંત એના હાથમાં બસો છનાછની પડવાની હતી.

એ બસો કોરીની સફેદ સફેદ ચાંદી એને માટે શ્યામ સુંદર વહુ લાવશે. ઉપડ 'લખ-પસાવ' ઉપડ. અરે ! કેવા કેવા મનના ઘોડા તારી ગોસના ઘોડા ઉપર મદાર બાંધી બેઠા છે !

વહાણને વિદાય દેવાને તો કંઠાળના નર-નારીઓનું ટોળું આવ્યું છે. લગભગ બધાએ દારૂ પીધો છે, લગભગ બધા બેભાન જેવા છે. કોઇ ગાય છે, કોઇ ઝુમે છે, કોઈ બલામણ દે છે, ને કોઇક રેતમાં કે સથા ઉપર ચકચૂર પડ્યા છે. આ બધાથી દૂર એકલી ડોસી ઉભી છે.

'હો...હો...હો...હો.........' ના ભારે હોંકારાની વચમાં વહાણનું લંગર ખેંચાયું.

ભરતી આવી. વહાણું ખસ્યું, હાલ્યું. હોડીમાં બેઠા બેઠા મહેતાએ અને સુકાદમે ધીમે ધીમે વધતા જતા મોટા અવાજે સથા ઉપર ઊભેલા ટંડેલને ભલામણો આપવા માંડી. વતનની પ્રીત જાણે વહાણને ય વળગી હોય એમ એનાં પાટિયે પાટિયાં કચુડવા લાગ્યાં. એની આલાદ જાણે નિસાસા નાંખવા માંડી.

......ને ઘડીવારમાં 'લખપસાવ'ના ત્રણે ત્રણ સઢ ઉપડી ગયા. ત્રણે સઢ પવનમાં તાણુ કરવા લાગ્યા. પાટિયાનો બન્યો હોય એમ એનો ધ્વજ ચાપટ પહોળો થયો.

ને સારસ ને, તેતરનાં ટોળાંય વહાણને વિદાય દઈને મધદરિયાને કિનારે વળાવીને પાછા કાંઠા તરફ ફરવા લાગ્યાં.

વહાણ ખસ્યું. વહાણવાળા ખસ્યા. વિદાય ભરતી વળતાં ગેરામણ પણ ખરયો. માથેથી સુરજ પણ ખસ્યો. ન ખસી એક ડોસી. ગેરામણ ને આભ જ્યાં મળતાં હતાં એ કોર ઉપર મીટ માંડીને એ ઉભી હતી.

(૩)

મોરનાં પાંજરામાં બેઠેલા સમાલિયાએ બૂમ પાડીઃ 'સમાલ ! સમાલ ! સમાલ ! સમાલ !'

પાતાભી નાખુદો નવે નિધીનો જાણકાર. ગલ્લીએ ગલી, મારગે મારગ, વાવડે વાવડો ને વહાણે વહાણનો પારખું. આજ પણ લોકો આ દરિયાસારંગની જાત ભાતની યાદ સંઘરી રહ્યું છે. એ પાતાભી...લખ્યું છે કે શીવાજી મહારાજને જ્યારે ફીરંગી સામે મરાઠી આરમાર ભિડાવવાની મત થઇ ત્યારે કાનોજી આંગરિયા ને વિરોજી આંગરિયા ને આમણાજી પંતની હારોહાર પાતાભીને ય રાખેલો. એ પાતાભીએ સામો અવાજ દીધોઃ

'સમાલ ! સમાલ ! સમાલ !'

સમાલિયાએ સાદ દીધોઃ 'નાખુદા સમાલ ! સુકાની સમાલ ! સારંગ સમાલ ! વાવડો ! વાવડો ! બખાઈ વાવડો !'

બખાઈ એટલે બસરા. બસરાની દિશામાંથી આવતો વાવડો એટલે બખાઈ વાવડો; અગ્નિ ખૂણામાંથી વાવડો આવે એ બખાઈ વાવડો... બસ તુફાન.

'સઢ સંકેલ ! આલાદ સંભાળ ! સુકાની હોશિયાર !' પાતભીએ આદેશ આપ્યો. 'સમાલિયા, હેઠો ઉતર !'

સમાલિયો હેઠો ઉતર્યો ને બીજા બધા સઢ સંકેલવા મંડયા. સુકાનીએ વહાણનો મોરો તીર કરી કાપવા માંડયો. તુફાન એમને આંબી જાય એ પહેલાં વહાણનો મોરો વંઢાર જો પવનને પીઠ દે તો વહાણ એના ઝારસમાંથી પાછું તો પડે, પણ એને હરકત નડવાના સંજોગો ઓછા.

દૂર દૂર દરિયાની કોર ઉપર જાણે ચાંદીના વરખ ચડવા લાગ્યા. કોરની પાછળ ધુંધળો ધુમસ વાદળની જેમ ફેંકવા લાગ્યો.

પવનનું તાણુ વધતું ગયું ને વહાણ વધારે ને વધારે ફીંચવા લાગ્યું. આકાશનો રંગ કાળાશ પડતા લીલા રંગનો થવા લાગ્યો, ને દરિયાના પાણીમાં ગુલાબી ઝાંય પડવા લાગી. મોજાંનો ઉછાળ વધવા લાગ્યો ને વહાણને ચૂમવાને બદલે વધારે ને વધારે જોરથી થપાટ મારવા માંડયો.

'તુફાન......તુફાન......'

રાક્ષસી થપાટ જાણે 'લખપસાવ'ને લાગી. અત્યારે એ મગરૂમ વહાણ નહોતું. ખૂન્નસે ચડેલા દરિયાલાલની દાઢમાંથી છટકવા માગતા નાસેકું જેવું હતું.

'ફ...ફ...ફ...' વાવડો વિકરાળ હસ્યો. ને જાણે કુમળા ઝાડ ઉપર કુહાડાનો ઘા પડયો હોય એમ કુવાથંભ બટકીને ઉડી ગયો.

'કાપો ! મારા બાપ, કાપો !' નાખુદાએ બૂમ પાડી.

કુહાડાથી કુવાથંભના તુટેલા કટકાને કાપીને ફેંકી દેવાને ખલાસીઓ કૂદી પડયા. બટકેલો કુવાથંભ...એનો કટકો પવનમાં હીંચ લ્યે. એની સંગાથે આલાદનો સઢ સાંધ્યો હોય, દોરડાના બંધ હોય, પરમાણનો આડ હોય, વાવરો જાણે સાવરણી લઈને વહાણનો સથો વાળવા બેઠો

ઋથા ઉપર તૂતક ઉપર જે કાંઇ હડફટે ચડયું એ આ ભયંકર સાવરણીએ વાળી નાખ્યું હતું સાફ. બીજો કુવાથંભ મૂળમાંથી ઉખેડીને ફેંકી દીધો ને એનો માર વહાણનાં પાટિયાં પહોળાં કરવા લાગ્યો. સાળખું ખળભળવા માંડ્યું.

ને આ બધો ભંગાર નાના મોટા અનેક દોરડાંથી સંધાયેલો હોવાથી વહાણથી જુદો પડે નહિ; પાછળ ખેંચાતો આવે. ઉછળતાં મોજાં સામે પીઠ ધરતાં વહાણને એનો માર વાંકુ કરે. ને મોજાંનો તીરકસ માર તો ભલ-ભલા વહાણના યે ભુક્કા કરી નાખે.

'કાપો! કાપો!' પાતાબી નાખુદાએ ફરી હાકલ કરી. 'કાપો.' ને એણે કુહાડો લીધો.

પડછંદ તુફાનમાં, મોજાના ઘોડા આખા વહાણને કૂદી સામે પાર જતાં હોય, સામી છાતીએ ઉભા રહેવા માગો તો ઉડી જાઓ એટલું વાવડાનું તાણ હોય, ત્યાં કુવાથંભ કાપવો એ રમત વાત નથી.

તુફાનની ચીસની ઉપરવટ કુહાડાના પડ-ઘાવ બાજી રહ્યા. સઢની થપાટના ફડફડાટ ભૂખ્યા સિંહની ડકણ જેવા ધુરકતા હતા, વાવટો વિકરાળ હસતો હતો. વહાણનું પાટિયે પાટિયું ભારે એંચની ફરિયાદ–ચીસો નાખતું હતું.

'હાં બેલી! વાહ બેલી! ઉથામો ઉથામો. ઓળઘોળ દરિયાલાલ! બોલો જે દરિયાલાલ!' નાખુદાએ અવાજ દેવા માંડયો; 'હાં બેલી, ઉથાપો હજી એકવાર! આમ થાય? કરો બાપલા ઓળઘોળ:.....'

બટકેલો કુવાથંભ કુહાડાના ઘાથી કપાયેલી આલાદ અને સઢની સાથે દરિયામાં ઉડી પડયો.

એક ચીસ...એક ચીસ...

'નાખુદા! નાખુદા! સમાલ!

'સમાલ બેલી!'

'નાખુદા! ખારવો ગયો! ખારવો પાછળ .....ચિરોટામાં.....ખારવો:.....'

બટકેલા કુવાથંભનું પવનતાંડવ છુટી જતાં વહાણનો બોજો હળવો થયો. પરાયું તાણ મટતાં તુફાનનો ડકાર જાણે વહાણની બાંધ-ણીએ ઝીલ્યો. વાવડાની સન્મુખ વહાણ સરવા લાગ્યું.

'ખારવો! ખારવો! ખારવો ગયો.' સમા-લિયાની બૂમ વહાણમાં-ભોરો વંઢાર ફરી વળી. જાણે નાખુદાને હુંઢી રહી.

ખલાસીઓ દોડયા. ડાબી જમણી બાજુની કિનાર ઉપર લટકાઇ લટકાઇને દરિયામાં પાછળ જોવા લાગ્યા, પણ કોઇ તરફ માનવી એમના દીઠામાં આવ્યું નહિ.

'દોરડુ નાખો. ખારવો ક્યાં છે? કોઈ ભાળો છો?'

'સઢ સંગાથે ગયો. બેલી ઘા કરતો'તો, ત્યાં સઢ તૂટયો. કુહાડી પાછી એના માથામાં ફરી. સઢ સંકેલાઇ ગયો. વાવડો ઉપાડી ગયો.

'કોણ હતો?'

'નાથી ડોસીનો જણ્યો. પરણ્યાનો હતો, પરણ્યા પહેલાં પહેલી ખલાસે આવ્યો હતો.'

'એની ગોસ ખલાસ થઈ ત્યારે. બરોબરની મોજું કરાવે હવે દરિયાલાલ એને.'

'લખપસાવ' ઘવાયેલું પણ હિંમતવાન પાછું સલાયાને કાંઠે આવ્યું ને કંઠાળના કંઇક નરનારી એને આદરવા કાંઠે ઉભા હતાં. દારૂના ઘેનમાં કેટલાક ઘણાખરા બેભાન પડયા હતા; કેટલાક પ્રિયાની સુરત-સૂરતમાં બેભાન થયા હતા; કેટલાક બાલમને મળવાની આશામાં બેભાન પડયાં હતાં—ને બધા ગાતા હતા, ચીસો પાડતાં હતાં.

—ને બધાથી દૂર–જરા પણ દારૂની મદદ વગર જ નાથી ડોસી બેભાન પડી હતી.

'લખપસાવ' પાછું આવ્યું; પણ એનો જમશો પાછો નહોતો આવ્યો. એના ઉપર કલંક ઓઢાડીને ય દરિયાલાલે એની સામે જોયું ન હતું.

દરિયાલાલ તો રાક્ષસા દેવ–મેલડી જેવા. એ આપે તેને લપોડની જેમ આપે, લે તેનું લબાડની જેમ લઈ લે.—ને એ લપોડનો સાદ જણુને ખાંથી ગયો હતો.

અભ્યાસ કરી પાછાં આવેલ

# અમેરિકાનાં યાત્રીઓ

*

## કુ. વિમળાબહેન શાહ

સામાન્ય રીતે ધનાઢ્ય માબાપની પુત્રીઓ ખપ જોગી કેળવણી લઈ એશઆરામમાં જીવન ગાળે છે પણ કુ. વિમળાબહેન શાહે એ કહેવત ખોટી પાડી છે.

ત્રણચાર મિલોના અપના માલિક છે એવા કુટુંબમાં શ્રી મણીભાઈ જેસીંગભાઈને ઘેર કુ. વિમળાબહેનનો જન્મ અમદાવાદમાં તા. ૨૦-૧૧-૧૬ના રોજ થયો છે. તેમનાં માતાનું નામ પાર્વતીબહેન. આ બહેન તેમના માતપિતાનાં સહુથી નાનાં સંતાન છે. સામાન્ય રીતે એમ બને છે કે ભાઈબહેનોમાં સહુથી નાનું હોય તે વધુ તેજસ્વી હોય અને આ રીતે તેમના ભાઈબહેનોમાં કુ. વિમળાબહેન વધુ તેજસ્વી દેખાયાં છે. વીમુબહેન એ એમનું ટુંક લાડકું નામ છે.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ લઈને તેઓ ૧૯૩૮ની સાલમાં મેટ્રીક પાસ થયાં, ને ગુજરાત કોલેજમાં ઈન્ટર સુધી અભ્યાસ કરી, એસ. એલ. ડી. કોલેજમાં જોડાયાં, અને બી. એ. માં તત્વજ્ઞાનનો વિષય લઈ ૧૯૪૨માં પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે પાસ થયાં એટલે તેમને એ કોલેજની ફેલોશીપ મળી. એક વર્ષ ત્યાં ફેલો તરીકે કામ કરી, તત્વજ્ઞાનનો વિષય લઈ મુંબઈ યુનીવર્સિટીની એમ. એ. ની પરીક્ષા ૧૯૪૪માં તેમણે પાસ કરી.

આ વખતે તેમણે સ્ત્રીઓમાં સામાજીક કાર્ય કરવાનું શરૂ કર્યું. અમદાવાદમાં રેશનીંગની શરૂઆત હતી એટલે કેટલીયે બહેનોને એના નિયમોની ખબર ન હોવાથી મુશ્કેલીમાં મુકાતી. વીમુબહેને દરિયાપુર, સરસપુર વગેરે વિભાગોની મધ્યમ વર્ગની સ્ત્રીઓને પડતી હાડમારીઓ દૂર કરવા પ્રયત્નો કર્યા.

ગર્ભશ્રીમંતાઈને બળે ભમે તેમ જીવન વિતાવવામાં તેઓ માનતા નહિ હોવાથી એમણે પરદેશમાં જઈને વધુ અભ્યાસ માટે ઈચ્છા બતાવી, અને દેશમાં આવી સ્ત્રીવર્ગને ઉપયોગીને મદદરૂપ થવાય એ દૃષ્ટિએ પરદેશમાં સ્ત્રીઓ કઈ રીતે કામ કરે છે તે જોવાની અને જાણવાની પણ એમને પ્રબળ ઈચ્છા થઈ. એટલે ફેબ્રુઆરી ૧૯૪૬માં તેઓ અમેરિકા ગયાં અને મીશીગન યુનિવર્સિટીમાં એમણે ઔદ્યોગિક માનસશાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો સાથે, સાથ સ્ત્રીસંસ્થાઓ દ્વારા ત્યાંના સમાજ સેવાના ક્ષેત્રોનો અનુભવ લેવા માંડયો. અને એ રીતે ત્યાંની સ્ત્રીઓ સાથે પરિચય કેળવાતાં તેમણે ત્યાંની સ્ત્રી સંસ્થાઓમાં વાર્તાલાપો ગોઠવ્યા અને વ્યાખ્યાનો આપ્યાં. હિંદની સ્ત્રીઓએ હિંદના સ્વાતંત્ર્ય યજ્ઞમાં સ્ત્રીઓએ કેવો મહત્વનો ભાગ ભજવ્યો હતો તેનો ચિતાર પણ અમેરિકન સ્ત્રીઓને તેમણે આપી આશ્ચર્ય મુગ્ધ બનાવી હતી, કેમકે અમેરિકામાં સામાન્ય રીતે સ્ત્રીઓ રાજકારણમાં ઓછો રસ લે છે.

આ રીતે જાણીતા થયા પછી તો તેઓ રોટરી કલબ અને બીજી જાહેર સંસ્થાઓમાં પણ વારંવાર વ્યાખ્યાનો આપતાં. મીશીગન યુનિ. દ્વારા એમણે આદ્યોગિક માનસશાસ્ત્રનો અભ્યાસ કરી એમ. એ.ની ડીગ્રી મેળવી. અને તે પછી ઈન્ડીયાના સ્ટેટમાં આવેલ પરડુના યુનિવર્સિટીમાં જોડાઈ, એ વિષય ઉપર વધુ છ માસ અભ્યાસ કર્યો.

અમેરિકાના ધંધાદારી ક્ષેત્રોમાં જાત અનુભવ લેવા તેઓ ન્યુયોર્કમાં રોકાયાં અને ઘડીઆળ બનાવવાના એક મોટા કારખાનામાં —બુલોવા ફેક્ટરીમાં— ૭ મહિના કામ કર્યું.

અને ન્યુયોર્ક યુનિવર્સિટીમાં જોડાઈ ૭ મહિના માટે બીઝનેસ મેનેજમેન્ટ (ધંધાદારી વ્યવસ્થા)નો વધુ અભ્યાસ શરૂ કર્યો. સવારના આઠથી સાંજના ૭ સુધી કારખાનામાં કામ પહોંચતું ને રાતના આઠથી દશ સુધી યુનિવર્સિટીમાં અભ્યાસવર્ગો ભરતા અને ઘેર આવી રાતના બાર વાગ્યા સુધી પાઠ્યપુસ્તકોનું વાચન ચાલતું. આમ સોળ સોળ કલાક સુધી શ્રમ કરી એમણે થોડા સમયમાં પોતાનો અભ્યાસક્રમ પૂરો કર્યો, તે સાથે વ્યવહારિક જ્ઞાનનો લાભ પણ મેળવી લીધો.

ન્યુયોર્કના વસવાટ દરમ્યાન ધંધાદારી વર્તુલોમાં હિંદના ઉદ્યોગો અને બીજા વિષયો ઉપર ઘણાં વ્યાખ્યાનો આપી અમેરિકાના જુદા જુદા ક્ષેત્રો જોડે ગાઢ સંપર્કમાં આવ્યાં. હીંદ પાછા ફરતાં તેમણે યૂરોપમાં પણ પ્રવાસ કર્યો છે.

સામાન્ય રીતે શાળાની કેળવણી ને પ્રત્યક્ષ કામગીરી વચ્ચે ખૂબ ફેર હોય છે, એટલે તેમણે કેટલાંયે કારખાનાઓમાં ફરી વ્યવસ્થાશક્તિ સંબંધી જ્ઞાન મેળવ્યું છે ને એવી જાણીતી મંડળીઓ (કંપની) સાથે સંબંધો વધાર્યા છે. તેમણે મેળવેલું આવું વ્યવહારિક જ્ઞાન તેમના પોતાના કુટુંબના જ ઉદ્યોગોમાં ઘણું ઉપયોગી થઇ પડે એટલા માટે ગયે મહિને હિંદમાં આવી તેમના કુટુંબના મીલ ઉદ્યોગમાં તેઓ જોડાયાં છે.

આવા પ્રગતિશીલ વિચારવાળાં વિમુબહેન મજુરોની સ્થિતિ સુધારવા માટે અને ઉત્પાદનમાં તેમજ માનવશ્રમમાં થતો વ્યય અટકાવીને કાર્યક્ષમતા આણવા માટે પોતાના જ્ઞાનનો લાભ આપે એમ ઇચ્છીએ છીએ. શ્રી અનસુયા બહેન મજુરોના પ્રતિનિધિ ને અંબાલાલ શેઠ મીલમાલિકોના પ્રતિનિધિ બનીને માલીક અને મજુર વચ્ચેના પ્રશ્નો વિગ્રહને બદલે શાન્તીથી ઉકેલી શકયા હતા એવું સૌભાગ્ય કુ. વિમુ

કુ. વિમળાબહેન શાહ



બહેનને પણ મળો અને દેશના નવવિકાસમાં એમનું જ્ઞાન ઉપયોગી નિવડો એવી અભ્યર્થના.

*

## કુ. સુશીલા કુસુમગર

સામાજિક દષ્ટિએ જેમનું પરદેશગમન અશકય હોવાનું માની શકાય એવાં કુ. કુસુમગર અમેરિકા જઈ આવે એ સદ્ભાગ્ય જેવું ગણાય.

અમદાવાદના એક સુખી જૈન કુટુંબમાં શેઠ માણેકલાલ કુસુમગરને ત્યાં સુશીલાબહેનનો જન્મ ૧૩-૧-૧૯૧૮ માં થયો હતો. તેમના માતાનું નામ સરસ્વતીબહેન. સાત ભાઇબહેનોમાં મોટાં બહેન ગુજરી ગયાં છે. પાંચ ભાઇઓ વચ્ચે સુશીલાબહેન એકલાં આટલું ભણી શકયાં છે. ભાઇઓમાંથી કોઇ હજી ઇન્ટરથી આગળ વધ્યું નથી.

અમદાવાદની વનિતા વિશ્રામ હાઇસ્કુલ દ્વારા તેમણે કર્વે મેટ્રીકની પરીક્ષા આપી, લા. ઉ. મહીલા પાઠશાળામાં જોડાયાં. ૧૯૩૪માં પહેલું વર્ષ, ૩૫માં બીજું વર્ષ કરી ૧૯૩૬માં તેઓ જી. એ. થયાં. અને સને ૧૯૩૮—૩૯માં

કુ. સુશીલા-કુસુમગર



અંગ્રેજી લઇને તેઓ પી. એ. થયાં.

એમની હસ્તરેખા જોઇને કોઇએ કહેલું કે 'તમારે પરદેશગમનનો યોગ છે.' અને એમને એમાં ખૂબ શ્રદ્ધા હતી. પી. એ. માં જ્યારે થર્ડ ક્લાસ આવ્યાં ત્યારે પરદેશ અભ્યાસ જવાની તદ્દન પ્રતિકુળતા સમજાય તે વખતે પણ તેમનો એ વિશ્વાસ ડગ્યો ન હતો.

એમને જાહેર પ્રવૃત્તિ અને સમાજસેવાની હોંશ હોવાથી તેઓ શ્રી. યશલક્ષ્મીબહેનની આઇડીયલ નર્સરી સ્કુલમાં ૧૯૪૦માં જોડાયાં. પણ ત્યાં એમને બહુ ફાવ્યું નહિ.

અત્યાર સુધી સરકાર માન્ય યુનિવર્સિટીઓ દ્વારા વાટુમલ સ્કોલરશીપ મળતી હતી. એવામાં વાટુમલ સ્કોલરશીપ કર્વેની વિદ્યાર્થીનીને મળે એ માટે લેડી ઠાકરશીએ મીસીસ વાટુમલને લખેલું, તેના જવાબમાં બેની છોકરીઓ માટે ભલામણ કરવાનું લખાઈ આવ્યું. એટલે કર્વેની વિદ્યાર્થીનીઓમાંથી બે છોકરીઓએ આ સ્કોલરશીપ માટે ઉમેદવારી કરી. એક દક્ષિણી અને બીજી ગુજરાતી. આ બેમાંથી એકની ભલામણ કરવાનું શ્રી. ગજેન્દ્ર ગડકરને સોંપાયેલું, પણ તેમણે એ બન્ને માટે ભલામણ કરી. ને એ હરીફાઈમાં ભાગ્યયોગે કુ. સુશીલાબહેન કુસુમગરને વાટુમલ સ્કોલરશીપ મળી, અને તેમની શ્રદ્ધા ફળી. ૧૯૪૩ માં તેઓ અમેરિકા ગયાં. કર્વે યુનિ. દ્વારા વાટુમલ સ્કોલરશીપ મેળવનાર તેઓ પ્રથમ બહેન છે.

પણ ત્યાં ગયા પછી એમની લાયકાત માટે ઉહાપોહ થયો. તેઓ થર્ડ ક્લાસ પી.એ. હતાં ને રીસર્ચ વર્ક માટે ઉચ્ચ વિભાગના શિક્ષણ વિભાગના શિક્ષક વિભાગમાંથી ગયાં ન હતાં, એટલે તેમને બે વર્ષ માટે મળેલી સ્કોલરશીપ ફક્ત એક જ વર્ષ માટે મળવાનું ઠર્યું.

સામાન્ય રીતે પરદેશમાં આવું બને ત્યારે કોઈ પણ માણસ ગભરાઈ જાય અને તેમાંય આ તો વિદ્યાર્થિની; છતાં જરાય ગભરાટ વિના એમણે અભ્યાસમાં મન પરોવ્યું.

એમની આંખે જરા ખોડ હતી તે માટે એમણે તરતજ ઓપરેશન કરાવી આંખની ખોડ મટાડી; અને તે દ્વારા ત્યાંના જાણીતા હિંદી ગૃહસ્થ ડૉ. મલીક અને તેમના કુટુંબના સંસર્ગમાં આવ્યાં. આ સંસ્કારી કુટુંબે તેમને ઘણી હિંમત ધીરજ અને સહાય તેમ જ કિંમતી સૂચનો આપ્યાં હતાં. મીશીગન યુનીવર્સિટીમાં અભ્યાસમાં ઓતપ્રોત બની એમણે પોતાના થર્ડ ક્લાસને ભૂંસી નાખવા જહેમત ઉઠાવી. ને ૭ મહિને જ તેઓ એ. ક્લાસ લાવ્યાં ને બીજા બે મહિને ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ લાવ્યાં. તેમની આ કાર્યદક્ષતાથી ખુશ થઇ મીસીસ વાટુમલે એમની સ્કોલરશીપ જે રદ થઈ હતી તે ફરી પૂરેપૂરા સમય માટે કરી આપી. અને તેમણે સામાજીક વિજ્ઞાન (બાળ સંરક્ષણ)માં પી. એચ. ડી. ની ડીગ્રી મેળવી. આ રીતે એમણે તેમની તેમ જ કર્વે યુનિવર્સિટીની પણ આબરૂ વધારી છે.

ગર્લ્સ આઇડીની તેમની અહીંની પ્રવૃત્તિ અને વ્યવસ્થા–શક્તિ તેમને ત્યાં ખૂબ ઉપયોગી થઈ પડયાં. એમના મળતાવડા સ્વભાવને કારણે તેઓ જ્યાં ગયાં ત્યાં સામાનો સ્નેહ મેળવી શકયાં અને દેશપરદેશની બીજી વિદ્યાર્થિનીઓમાં પ્રિય થઈ પડયાં.

એમનો ત્યાંના અભ્યાસની ઉજ્જ્વળ કારકીર્દિથી મીસીસ વાટુમલનો તેઓ સ્નેહ પામ્યાં ને તેમના કુટુંબમાં ખૂબ પરિચિત થયાં. ત્યાં તેમણે જાહેર વ્યાખ્યાનો દ્વારા તેમ જ ગરબા તથા હિંદી ગીતોની રેકર્ડો દ્વારા જનસમાજને હિંદી સંસ્કૃતિનું દર્શન કરાવ્યું છે. થોડો વખત યુરોપની મુસાફરી કરી, ગયા મહિને તેઓ હિંદ પાછા આવી ગયાં છે ને હવે કર્વે યુનિવર્સિટી દ્વારા તેઓ હિંદી બહેનોની સેવામાં ઓતપ્રોત થનાર છે, તે વખતે એમના કાર્યમાં અમે ફતેહ ઇચ્છીએ છીએ.

*

## કુ. લીલાવતી દેસાઇ

રાવસાહેબ શ્રી. મણિભાઇ ખંડુભાઇ દેસાઈ સુરત જીલ્લાના દાંડી પાસે આવેલ ખરસાડ ગામના મૂળ વતની અને પોલીસ ઇન્સપેકટર તરીકે કામ કરતા ગૃહસ્થને ઘેર શ્રી વિજયાબેનને ત્યાં લીલાવતી બહેનનો જન્મ અમદાવાદમાં તા. ૧૦–૯–૧૯૧૪ને રોજ થયેલો. પિતાની સરકારી નોકરીને અંગે ખેડા, ભરૂચ વગેરે સ્થળે પ્રાથમિક શિક્ષણ લીધેલું. ત્યારબાદ અમદાવાદમાં જ માધ્યમિક શિક્ષણ શરૂ થયું. ગર્વમેન્ટ ગર્લ્સ હાઇસ્કુલ અને મ્યુનિસિપલ ગર્લ્સ હાઇસ્કુલમાં એમણે અંગ્રેજી સાત ધોરણનો અભ્યાસ કરેલો. અભ્યાસકાળ દરમિયાન ગર્લ્સ કમિટિ સ્થાપેલી, અને એક માસિકના તંત્રી તરીકે કામ કરેલું અને એ રીતે શાળાજીવનની અનેકવિધ પ્રવૃત્તિઓમાં આ બહેન ભાગ લેતાં હતાં. વકતૃત્વ સમિતિનાં એ મંત્રી હતાં. બિહાર ધરતીકંપ માટે એમણે

કુ. લીલાવતી દેસાઈ



ફાળો એકઠો કરેલો. સન ૧૯૩૭માં એ મેટ્રિક થયાં. એક વર્ષ ગુજરાત કોલેજમાં ભણ્યાં અને પછી એસ. એલ. ડી. કોલેજમાંથી ગુજરાતી લઈને બી. એ. (ઓનર્સ, સેકન્ડ કલાસ) થયાં અને એમ. એ. નો અભ્યાસ પણ ચાલુ રાખ્યો. એવામાં ૧૯૪૨ની લડત આવી અને કોલેજ છોડી. અમદાવાદ વિદ્યાર્થીની સમિતિ વતી લડતમાં કામ કર્યું અને ગેસેરીયામાં જાહેર સેવા આપી. ત્યારબાદ રા. બ. મગનભાઈ કરમચંદ ગર્લ્સ હાઇસ્કુલમાં હેડમીસ્ટ્રેસ થયાં અને બી. ટી. પણ થઈ આવ્યાં. એવામાં સમસ્ત એશીયાની સ્ત્રીઓને વિદેશ ગમન માટે મળતી બારબર સ્કોલરશીપ એમને યુનિવર્સિટીની ભલામણથી મળી અને એ અમેરીકા જવા ઉપડયાં.

આ બારબર સ્કોલરશીપમાં દર મહિને ૧૦૦ ડોલર ખર્ચના આપે છે અને કોલેજ ફી આપે છે. સ્ટીમર ભાડું વગેરે વિદ્યાર્થિનીનું પોતાનું હોય છે.

અમેરીકામાં એ બહેને મીશીગન યુની-

## એમ કેમ ?



કોકિલ યથેચ્છ કૂજે કુંજમાં રે લોલ,
કૂજે કંઈ ગાન એ અગમ્ય જો;
માનવી કાં એક ઝૂરે શોકમાં રે લોલ ! ટેક
ઝરમર ઝરણાં અહીં વહી રહ્યાં રે લોલ,
ગાતાં આનંદ ગીત રમ્ય જોઃ માનવી–
કરતાં કલ્લોલ અહીં પંખીડાં રે લોલ,
બોલે અબોલ ઉરબોલ જોઃ માનવી–
ફુલડાંઓ સ્વૈર ઝુલે વેલીએ રે લોલ,
અનિલો ઝૂલવે એ હિન્ડોલ જોઃ માનવી–
પ્રકૃતિ નિમગ્ન સર્વ હર્ષમાં રે લોલ,
વિકૃતિ કાં માનવને ઊર જોઃ માનવી–

જનાર્દન પ્રભાસ્કર

વર્સિટીની એમ. એ. અને પી. એચ. ડી.ની ઉપાધી મેળવી. ત્યાં પી. એચ. ડી.ની ઉપાધી મળવી ઘણી કઠણ હોય છે અને જગતભરમાં નવીન હોય એવું કંઈક શોધીને એ વિષયપર મહાનિબંધ લખનારને જ એ મળે છે.

પરંતુ અભ્યાસ ઉપરાંત એમણે જે પ્રવૃત્તિઓ કરેલી એ એથીય વધુ મહત્વની છે.

યુનિવર્સિટીના હિંદી વિદ્યાર્થી ચેપ્ટરનાં ત્રણ વખત પ્રમુખ રહેલાં અને બધાં ચેપ્ટરના મહાસંમેલન સમા નેશનલમાં પણ એ પ્રમુખ તરીકે ચુંટાયેલાં. હિંદી સંસ્કૃતિ અને સભ્યતાનો અમેરિકાને ખ્યાલ આપવા સંસ્કારિક કાર્યક્રમો યોજેલા અને સંખ્યાબંધ સ્થળે વ્યાખ્યાનો આપીને તથા લેખો લખીને અમેરિકામાં હિંદ વિષે પ્રવર્તતા અંધેરનો રકાસ કરેલો.

હિંદમાં ખોરાકની તંગી છે એવા ખબર મળતાંજ હિંદી દુષ્કાળ રાહત ફંડ શરૂ કરેલું અને બે હપ્તે લગભગ ૨૩૦૦ ડોલર જેટલી રકમ એમણે હિંદમાં મોકલેલી.

આ રીતે કેવળ અભ્યાસ જ નહીં, પણ તે ઉપરાંત હિંદનું ગૌરવ જળવાય એ રીતે હિંદનું પ્રતિનિધિત્વ એમણે દીપાવેલું.

બાકી તો અમેરીકાના અનુભવો વિષે એ બહેન સ્વતંત્ર લેખો લખવાનાં છે તેની આપણે રાહ જોઈએ.

અમેરિકાની ત્રણ વસ્તુઓ આપણે ત્યાં લાવવા જેવી છે એમ એ માને છે અને તે (૧) સ્વાશ્રયી વિદ્યાર્થીવર્ગ (૨) હલકામાં હલકું કામ કરવામાં હીણપત ન હોવી જોઈએ એ જાતનું વાતાવરણ અને (૩) યોજનાબદ્ધ જીવન.

જેમ ઘણા કિસ્સાઓમાં બને છે તેમ આ બહેન પણ એમનાં માતપિતાનાં સૌથી નાનાં પુત્રી છે.

'પૂર્વ અને પશ્ચિમના પ્રવાહો લક્ષ્યમાં લઈને હિંદી શિક્ષણ વિષેનાં સૂચનો' એ વિષય પર એમણે મહાનિબંધ લખેલો અને એ રીતે શિક્ષણ વિષયક કાર્યોમાં તેઓ સ્વતંત્ર દ્રષ્ટિકોણ ધરાવે છે અને એ વિષય ચર્ચીને એમણે પી. એચ. ડી. ની ડીગ્રી મેળવી. ગયે મહિને તેઓ હિંદ પાછા આવી પહોંચ્યાં છે.

આગામી જીવનમાં શિક્ષણના કાર્યમાં એ બહેન ઝંપલાવવા માગે છે ત્યારે એમના ભાવિ જીવન માટે એમને शांतानुकूल पवनाश्च शिवाश्च મળો.

# બાપુનાં સંભારણાં

લેખિકા :



કુ. મનુબહેન ગાંધી

*

## પક્ષમાં ફેંટીયા

નવાખલીમાં બાપુજીને આટલાં બધાં કામો હોવા છતાં પણ દસ મિનિટ તો રોજ ઓછામાં ઓછી મને ગીતા શીખવવા માટે આપતા જ.

આગાખાન મહેલમાં ગણિત, બીજગણિત, ભૂમિતિ, ભૂગોળ, ઇતિહાસ શીખી, પણ અંગ્રેજી મને એમણે કોઈ દિવસ ન શીખવ્યું. અંગ્રેજી હું બીજા સાથીઓ પાસેથી શીખી લેતી. અને પછી શીખવા માટે પ્રસંગોપાત એક એક વિષય પૂ. કસ્તુરબાની માંદગીના કારણે છૂટતો ગયો; પણ સંસ્કૃત શીખવવાનું તો બાપુએ કદીએ ન છોડ્યું. એટલે મને ગીતા શીખવવાની શરૂઆત જ પૂજ્ય બાપુએ કરી, અને ગીતાના ગુરુ બાપુ જ રહ્યા. એમ કહું તો કંઈ ખોટું નહિ. બીજા વિષયોના ઘણા ઘણા ગુરુઓ થઈ ગયા હશે-શાળામાં કે શાળા બહાર; અને ગીતા શીખવામાં પણ મેં કદી બીજાઓની મદદ લીધી હશે, પણ મુખ્ય ગુરુદેવ તો બાપુ જ રહ્યા, એને હું મારું સદ્ભાગ્ય જ સમજું છું.

આગાખાન મહેલમાં તો ફક્ત ગીતાના ઉચ્ચારણ જ થઈ શક્યા હતા. નવાખલીમાં પહેલો દિવસ તો એમને એમ જવા દીધો. બીજે દહાડે બાપુએ કહ્યું: 'હવે તો તને મારી પાસે આવ્યાને ૨૪ કલાક થઈ ગયા છે એટલે જૂની થઈ ગઈ. બોલ તારો ગીતાનો અભ્યાસ ક્યાં સુધી પહોંચ્યો! અહીં તારે ફક્ત મારું કામ કરવાનું છે એમ નથી. તને ગીતાનો અભ્યાસ કરાવવો તે પણ મારું જ કામ છે.' મેં કહ્યું: 'જેલમાંથી છૂટ્યા પછી મેં ગીતાનો અભ્યાસ જે રીતે આપની પાસે કરતી હતી તેવી રીતે કોઈ પાસે કર્યો નથી. મારી તીવ્ર ઇચ્છા હતી કે બીજા બધા વિષયોના ભલે હજાર ગુરુઓ બને, પણ ગીતાના ગુરુ તો બાપુ જ મુખ્ય રહે. એટલે મેં આગળ અભ્યાસ વધાર્યો નથી.'

આનું બાપુને દુઃખ થયું. "એ ઇચ્છામાં તારો ખોટો મોહ છે. સારી વસ્તુ શીખવામાં હજારો તો શું, લાખો ગુરુઓ કાં ન કરીએ? અને એક નાનું બાળક હોય તો તેની પાસે પણ આપણે શીખવા જેવી વસ્તુ શીખીએ. સારી વસ્તુ શીખવામાં શરમ શેની? ભુલ્યા ત્યાંથી સવાર. હવે આપણે આજથી જ ગીતા શરૂ કરી દઈએ. હવે ઉચ્ચાર તો બહુ કરવાપણું નથી. મેં તને ગીતાના અર્થો નથી સમજાવ્યા એ મને ખૂંચે છે. તારે હંમેશાં ગીતાના પાંચ પાંચ શ્લોકો લખવાના.* અને એના અર્થો સંધીઓ છૂટી પાડીને કરવાના છે. ત્રીજે

*હું રોજ ગીતાના પાંચ શ્લોક લખતી અને બાપુ ગમે તેટલા કામમાં હોય તો પણ તપાસી જ જતા. અને નીચે સુધારા કરી સહી કરતા.

અધ્યાય યજ્ઞનો છે અને ગીતાનો અભ્યાસ એ પણ એક યજ્ઞ જ છે. ત્યારે યજ્ઞ એટલે શું?

યજ્ઞમાં ભગવાન કહે છે કે યજ્ઞ કર્યા વિના જે માણસ ભોજન કરે છે તે ચોરીનું અનાજ ખાય છે. આ તો બહુ ભારે વચન થયું. કેમકે ચોરીનું અન્ન ખાવું તે તો કાચો પારો છે. હજમ ન થાય. તે ખાય તો ફૂટી નિકળે. જો માણસ યજ્ઞ વિના ઘડીભર રહે તો તે ચોર ઠરે છે. એ યજ્ઞ આપણે બધાંએ કરવો જોઇએ. આપણા સારા નસીબે જેનું હૈયું ઠેકાણે છે તેને માટે યજ્ઞ સહેલી વસ્તુ છે. તેને માટે નથી ધનની જરૂર, નથી બુદ્ધિની, કે નથી ભણતરની, કે નથી પૈસાની જરૂર. યજ્ઞ એટલે હરકોઇ પરોપકારી કામ. આવું જીવન જેનુ યજ્ઞમય હોય તેને માટે કહી શકાય કે તે ચોરીનું અન્ન નથી ખાતા. એ રીતે વિચારતાં આપણે બધાં થોડી ઘણી તો ચોરી કરીએ જ છીએ. જ્યારે સ્વાર્થ માત્રનો ત્યાગ કરીએ ત્યારે જ યજ્ઞ પૂરો કહેવાય.

સ્વાર્થનો ત્યાગ કરવો એટલે હુંપણું, મારાપણું, આ મારો ભાઇ અને પેલો બીજાનો, આ મેં કર્યું, એ વસ્તુ જ મનમાંથી કાઢી નાખવી જોઇએ. આવું તો તે જ કરી શકે જે પોતાનું કૃષ્ણાર્પણ કરી શકે. જે સેવા કરે છે તે ઇશ્વરને દરમિયાન રાખીને જ તેના સેવક તરીકે જ કરે છે. આવા મનુષ્યો નિત્ય સુખી અને શાંત રહે છે. તેને સુખદુઃખ સરખાં છે. તે પોતાનું શરીર, મન, બુદ્ધિ બધું પરમાર્થને સારૂ જ વાપરે છે. આવો ચુસ્ત યજ્ઞ આપણે બધાં નથી કરી શકતાં. આખા જગતની સેવા થાય તો કરીએ, એવી ભાવના જો મનમાં હોય અને કદાચ સમયોચિત ન થઇ શકે, (કંઇ બધાં જ દેશસેવા બાળબચ્ચાંને કારણે, અથવા ઘરના સંજોગોને કારણે ન કરી શકે) તો એવી કઇ સેવા છે કે જે ઘરમાં રહીને ગૃહસ્થીમાં રહીને થઇ શકે, અને આખા દેશની જેમાં સેવા આવી જાય છે? તો મારી દ્રષ્ટિએ એક જ સેવા નજરે પડે છે અને તે કાંતણ ક્રિયા જ મુખ્ય છે. પરમાર્થની દ્રષ્ટિએ આ કામ અસંખ્ય માણસો કરી શકે છે. એટલે એ મહેનત જગતઅર્થે કરી કહેવાય, અને એથી અસંખ્ય ગરીબોનાં પેટ ભરાય. આંધળાઓ પણ આ કામ કરી શકે. દરેક તારે તારે રામનામ લઇ શકાય.

હું તને ગીતાના અર્થો આ રીતે સમજાવવા માગું છું, નહિ કે ફક્ત વ્યાકરણની દ્રષ્ટિએ જ. આ તો મેં એક દાખલો આપ્યો અને યજ્ઞનો ખરો અર્થ સમજાવ્યો. '**યજ્ઞમાં રેંટીયો છે અને રેંટીયામાં યજ્ઞ છે.**' એટલે ગીતામાતા આપણને કેટલીક શીખામણ આપે છે, અને કરોડો લોકો આ યજ્ઞ કરતા શીખી જાઇએ તો કોઇને ય ભૂખ્યા નહિ મરવું પડે.'

*

## મારૂં એક મહેણું

મેં આગળ લખ્યું તેમ બાપુજી મને ભણાવતા, છતાંએ બાપુજીને ક્યારેક હું કહેતીઃ 'આપે મને ભણવા ન દીધી.' (કરાંચીથી મને પોતાની પાસે બોલાવી લીધેલી) મારે તો પરીક્ષાઓ આપવી હતી. અને તે વખતે કંઇક હાલની બહેનોની પેઠે ડીગ્રીનો મોહ પણ ખરો. ઇશ્વરનો મારી ઉપર કેટલો ઉપકાર કે મને એ મોહજાળમાંથી છોડાવી, અને એટલું કહીશ તો અવિવેક નહી થાય કે બી. એ; એમ. એ. કે પરદેશની મોટામાં મોટી ઉપાધીઓમાં કદામ જે પાઠો ન મળે તે આ પરમ ગુરૂએ મને આપ્યા અને આજે એ મારા જીવનમાં ક્ષણે ક્ષણે જાદૂરૂપી કામ આપી રહ્યા છે. જો કે આ બધું ડહાપણ મને અત્યારે સૂઝે છે. પણ બાપુ હતા ત્યારે તો હું એમ જ સંભળાવતી કે 'તમે મને ભણવા ન દીધી.' બાપુ કહેઃ 'મારે તો તને ભણતા અને ગણતા બંને શીખવવું છે, તેનું શું?' મે કહ્યુંઃ 'જુઓ, મહાદેવ કાકા આટલું ભણ્યા તો જ આપના મંત્રી થઇ શક્યાને?

બીજાઓ પણ જેઓ મોટા થયા છે તે બધાએ ડીગ્રી મેળવી તો જ ચઢયાને?' બાપુ હસ્યા: 'મોટા એટલા ખોટા. અને ડીગ્રી કરતાં ઉપાધિ શબ્દ હું વાપરું, અને 'ઉપાધિ' (ડીગ્રી) તે ખરેખર 'ઉપાધિ' (ચિંતા) જ છે. હું બેરીસ્ટર બન્યો તેનો પશ્ચાતાપ આજે મને ખૂબ થાય છે. એક તો મેં મારા માતપિતાના આટલા બધા પૈસા ખરચાવ્યા. અને વળી અંતઘડીએ માતાને તો ન જ મળી શક્યો એ નફામાં, અને આજે મને ખ્યાલ સરખો ય નથી કે હું બેરીસ્ટર બનેલ માણસ છું.

'એટલે હવે હું મારા અનુભવે જ બીજાને તો એ 'ઉપાધિ'માંથી બચાવું. હા જીજ્ઞાસુ તરીકે બધું જાણવું જ જોઇએ. પરંતુ આજની યુનિવર્સિટીમાં જે ગોખણપટ્ટીઓ થઇ રહી છે, વિદ્યાર્થીઓ પોતાના લોહીનું પાણી કરે છે, એ જ મને ખૂંચે છે. આપણા દેશમાં આજે તો રચનાત્મક કામની કેટલી બધી જરૂરીયાત છે! ગામડામાં કેટલુંય કામ પડ્યું છે. વિદ્યાર્થીઓ પોતાનો વખત વાંચવામાં કેટલો ગાળે છે, કેટલીય રાતના ઉજાગરા થાય ત્યારે માંડ પાસ થાય; અને પાસ થવા પુરતા જ અમુક વિષયો તો ભણાય છે. બાકી તો પાસ થયા પછી ભૂલી જશે. એવું કેટલુંય નકામું ભણવું પડે છે. પણ જો તેટલો જ વખત રચનાત્મક કામને આપતા થઇ જાય તો દેશનો વાન બદલાઇ જશે. એ વાંચન પાછળ જ્ઞાન પણ મળે અને કામ પણ થાય. એવું કામ અને ભણતર આપણે ત્યાં હોવું જોઇએ. પણ આજે વાંચનની પાછળ પરીક્ષા અને પરીક્ષા પછી નોકરીઓ, અને કમાવું, એ મુદ્રાલેખ ભણતરનો આપણે કરી દીધો છે. કોઇ ડોક્ટર થાય, કોઇ વકીલ થાય, કોઇ બેરીસ્ટર થાય, અને અંતે નોકરીની શોધાશોધ ચાલે. આમાં અપવાદો હશે જ. ચાળીસ કરોડની પ્રજામાં બધાં જ એવું કરે છે એમ તો નથી જ; પણ ભણતર પાછળનો આજનો શાશ્વત નિયમ મેં તને બતાવ્યો. ગમે તે સ્થિતિમાં રહેતાં છતાં માણસ સેવા કરી જ શકે છે. ઇશ્વરે માણસમાં એવી શક્તિ મૂકી છે કે માણસ બ્હાનું ન કાઢી શકે. કારણકે, માણસ જાત એવી ભયંકર છે કે બ્હાનું જ કાઢે, અને છટકી જાય. એટલે ઇશ્વર પણ ખરો મુત્સદ્દી છે. તું જોશે કે કોઈ પૈસાથી, કોઇ શરીરથી, કોઇ મગજથી, હાથપગ, આંખ, કાન, નાક, વગેરે બધા જ અવયવો સેવાર્થે કામ આપી જ શકે છે, આ તો મેં તને દાખલા આપ્યા. એટલે જે બધી શક્તિ હોય તે આપણે કૃષ્ણાર્પણ કરીએ. એટલે આપણને પૂરા હોકડા મળે.

જેની શક્તિ કરોડ આપવાની હોય અને અધી કરોડ આપે તો તેને પચાસ ટોકડા જ મળે, પણ જેની શક્તિ પાઈ જ દેવાની હોય અને પાઈ જ આપી દે તો તેને સોએ સો હોકડા મળે.

વર્તન સાફ હોવું જોઈએ. સ્વાર્થનો આપો કે ડરથી મનુષ્ય જો કંઈ પણ કરે તો એ સેવા નહિ જ ગણાય. જ્યાં ઇશ્વરાર્પણ છે ત્યાં સ્વાર્થને સ્થાન જ નથી. આમ સેવા કરનારો રોજ પોતાની શક્તિમાં વધારો કરે છે. ઉદ્યમ કરે તે પણ સેવા ભાવથી, એમ જે સેવાપરાયણ રહે છે તેના હસવામાં, બોલવામાં, ખાવાપીવામાં, રમવામાં વગેરે દરેકે દરેક બાબતમાં વિનય વિવેક અને સેવાભાવ ભર્યો હશે. એટલે તેના બધાં જ કાર્યોમાં નિર્દોષતા હશે. આવા ભક્તોને ઇશ્વરે જોઈતી બધી જ શક્તિઓ આપેલી હોય છે અને એથી જ ગીતામાં કહ્યું છે કે—

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥
मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ।
तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम्
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥

જે લોકો અનન્ય ભાવે મારૂં ચિંતન કરતાં મને ભજે છે તે નિત્ય મારામાં જ રહેલાના યોગક્ષેમનો ભાર હું ઉઠાવું છું. એટલે કે ફળની આશા મારા પર છોડી મારૂં કામ કરો. મારામાં ચિત્ત પરોવનારા મને પ્રાણાર્પણ કરનારા એક બીજાને બોધ કરતાં, મારૂં જ નિત્ય કિર્તન કરતાં સંતોષમાં અને આનંદમાં રહે છે. એમ મારામાં તન્મય રહેનાર અને મને પ્રેમપૂર્વક ભજનારને હું જ્ઞાન આપું છું અને તેથી તેઓ મને પામે છે.

· આ શ્લોકો તું વિચાર. તેમાં છેલ્લો શ્લોક તો બહુ ભારે શ્લોક છે. આમાં મહાશ્રાદ્ધનું કામ છે જ. પણ ઈશ્વરનું કામ કરવામાં તારી મેળવેલી ડીગ્રીઓનો તું ક્યાં ઉપયોગ કરશે એ જ ઠસાવવા માગું છું અને કદાચ તું ભણુતી હોત, કોલેજમાં જતી હોત તો તું ક્યાં હોત? આજે મારૂં ચાલે તો બધા જ કોલેજીયનને આ રમખાણમાં હું સેવા અર્થે મોકલી આપું. ખરેખર આપણા વિદ્યાર્થી વિદ્યાર્થીનીઓના માનસમાંથી ડીગ્રીનો મોહ ચાલ્યો જાય તો આખી દુનિયાના નકશામાં તું જોશે કે, જે હિંદુસ્તાન બિંદુમાત્ર છે તે સમુદ્ર જેવડો થઇ જાય. 'સૌ પોતાની પછેડી પ્રમાણે સોડ તાણે' આ સુંદર કહેવત આપણા કુટુંબને જ લાગુ પડે છે એમ નથી, પણ મોટા મોટા દેશોને પણ લાગુ પડે છે. જેવો દેશ એવી એની રીત ભાત, અને એવું કામકાજ હોવું જોઈએ. પણ અંગ્રેજોનું ન કરવા જેવું અનુકરણ કરતાં આપણે તો પડીએ જ. 'હંસ કાગડાની ચાલે જો ચાલવા જાત તો હંસ મરી જ જાત. પણ હંસ પોતાની ચાલે ચાલ્યો એટલે જ જીત્યો' એ વાતો તો તું જાણે છે ને ? વાર્તાઓ પણ વાર્તા ખાતર નથી હોતી, પણ એની પાછળ મહા ઉપદેશ ભર્યો હોય છે. હિંદુસ્તાનમાં અલબત ઘણા કુરિવાજો છે, છતાંએ હિંદુસ્તાન જો પોતાની ચાલે જ ગતિ રાખે તો એ ન કલ્પી શકાય એવું દુનિયામાં સ્થાન ભોગવે, કારણ હિંદની સંસ્કૃતિ અજોડ છે. હું તો જેમ જેમ તને ગીતા સમજાવતો જઇશ તેમ તેમ નવા અર્થો નીકળ્યે જ જશે. પણ આજે આટલું પણ તું પચાવીશ તોય બસ થશે. એને લખી કાઢજે, પણ લખવું એટલે લખવા ખાતર નહિ. ગીતાના અર્થ અમલમાં ઉતારવા માટે જ છે. આજનો આખો પાઠ ગીતાના આધાર પર છે.

'મને ભણવા ન દીધી' એ મારા મ્હેણા પાછળનો આખો આ પાઠ હતો, જેની કીંમત તો આજે હું આપી જ નથી શકતી. બાપુ એવા દયાળુ હતા કે એમની સામે કોઈ ગુસ્સો કરે, તો ચ્યવનું પાણી માની પી જતા. જો કે બાપુ પાસે એવી છુટી હતી, કે ગમે તે આપણા મનમાં હોય તે વગર સંકોચે કહી દે. બાળક બુદ્ધિમાં મેં બાપુની સામે કેવો અવિવેક કર્યો હતો તેનું ભાન તો આજે જ થાય છે, એ કેવી કમનશીબની વાત ! છોરૂ કછોરૂ થાય, પણ માવતર કમાવતર ન થાય એ અદ્દભૂત પાઠ આપવા પાછળ કયો સંકેત હશે તે તો દેવ જાણે, પણ હું તો માનું છું કે મને વખત ન બચે તો પોતાનું કોઇ એક કામ ભારપૂર્વક છોડાવીને પણ, નોંધપોથીમાં લખાવ્યા વગર ન રહેતા, જાણે એમના મનમાં એમ હશે કે એક વરસ પછી હું ચાલ્યો જઇશ તો ? એમણે શું આગાહી કરી હશે ? આજે તો નોંધપોથી એ જાણે કે મારે માટે વસિયતનામુ છે.

બાળકોમાં ચારિત્ર અને સંસ્કાર પૂરતું



# માતાનું સ્તનપાન

મૂળ લેખક
શ્રી. વિલિયમ મેકડુગોલ

*

નવી કેળવણી અને નવા સંસ્કારોથી રંગાયેલ કેટલીક બહેનો પોતાનાં ધાવણાં બાળકોને સ્તનપાન કરાવવાને બદલે કાચની શીશી દ્વારા બીજું દૂધ પાય છે. એવી બહેનોને પોતાનાં બાળકોને સ્તનપાન કરાવવાનું કહેવામાં આવે છે ત્યારે તેઓ એવી દલીલ કરે છે કે 'બાળકોને જૂની પુરાણી પશુઓની રીતે દૂધ મળે, કે આધુનિક આરોગ્યશાસ્ત્રના બધા સિદ્ધાંતોની તાલીમ પામેલી કોઈ આયાને હાથે તૈયાર થયેલ શીશી દ્વારા મળે, એમાં શો ફેર પડી જાય ?' વળી તેઓ એમ માને છે કે આ રીતે આયા દ્વારા પોતાના બાળકને શીશી દ્વારા દૂધ આપવાથી ઘણી સગવડ પણ રહે છે. તેઓ સામાજીક કાર્યો, ધંધાને લગતા કામકાજ, ઓફીસમાં નોકરી, અથવા બાળકોના આરોગ્ય અને ગૃહવ્યવસ્થા સંબંધી વ્યાખ્યાનો આપવા જેવી પોતાની બીજી મહત્વની ફરજો બજાવવા માટે પોતે છુટી રહી શકે છે. અને એથી પોતાની એ વિચારસરણી તરફ તેનું વલણ પ્રબળ બને છે. આજના જમાનાના નિર્બળ બાંધા અને ધમાલીઆ જીવનને કારણે અશક્ત હોવાથી પણ કેટલીક સ્ત્રીઓ માતા તરીકેનું પોતાનું પ્રધાન કર્તવ્ય ભૂલી સ્તનપાન કરાવવામાં (ફ્રોઇડના મતાનુસાર) કોઈ ભયંકર જોખમ હોવાનો દાવો આગળ ધરે છે. આપણે સ્વીકારીએ—જે સ્વીકાર્યા વિના છૂટકો જ નથી—કે સર્વ પ્રકારના પ્રેમની કેન્દ્રસ્થ અને પ્રધાનવૃત્તિ તે કામવૃત્તિ નથી, પણ કેવળ સંરક્ષણ વૃત્તિ છે, અને તેનું મુખ્ય કાર્ય બાળકની સંભાળ લેવાનું છે, તો આપણને સમજાશે કે ફ્રોઇડના સિદ્ધાંતમાં એક ગંભીર સત્ય અત્યંત વિકૃત રૂપે રહેલું છે. એ સત્ય એ છે કે માતા બાળકને ધવરાવે છે. તેથી બાળકના માતા પ્રત્યેના ભાવિ પ્રેમનો પાયો નંખાય છે. અને એ રીતે પોતાના પ્રેમના પ્રભાવથી તે બાળકની કોમળ લાગણીઓને વ્યાપારવતી બનાવે છે. અને જેમાં બધા પ્રકારની પ્રેમ, કરુણા, આદરભાવના, નમ્રતા, પારકાનાં સુખદુઃખના વિચાર કરવાની વૃત્તિ, શિષ્ટ વર્તણુક અને સદાચાર વગેરેનો સમાવેશ થાય એવી કોમળતાની લાગણી હોય એવી ભાવના દ્વારા ચારિત્ર્યના વિકાસ માટે બાળકને તૈયાર કરે છે. સ્તનપાન ન કર્યું હોય એવા બાળકમાં કદી આવી લાગણી ખીલતી નથી અથવા એવા ગુણો પ્રગટતા નથી, એવું મારું કહેવું નથી: પરંતુ ભારપૂર્વક હું કહું છું કે, બાળકના સ્વભાવની એ આખી બાજુ પોષણ વગરની રહી જવાનો અને તેનો વિકાસ કુંઠિત થવાનો સંભવ છે. હું માનું છું કે જો કોઈ આખી પ્રજાને શીશી ઉપર ઉછેરવામાં આવે તો [redacted] ન ત્રણી. થઈ જાય

## હોલાન્ડની રાણી વીલ્હેલ્મીનાનો



# ગાદીત્યાગ

તેના બધા સંબંધો કોમળ લાગણી અને ઉમળકા વિનાના કઠોર બની જાય. અને તેથી જ મને લાગે છે કે, પિતાની બાટલી (દારૂ) કરતાં પણ બાળકની (દૂધની) બાટલીના નિષેધ માટે જગતવ્યાપિ ઝુંબેશ ઉપાડવા માટે આપણી પાસે વધારે સંગીન કારણો છે. (સુચિત.)

નેધર્લેન્ડઝના રાજા વીલીઅમ ત્રીજાએ ૬૩ વર્ષની વયે ૨૦ વર્ષની એક જર્મન રાજકુમારી સાથે બીજીવારનું લગ્ન કરેલું અને એ દંપતીની એકની એક પુત્રી તે વીલ્હેલ્મીના. એ દસ વર્ષની બાળકી હતી ત્યારે તેના પિતાનું ૧૮૯૦માં અવસાન થયું અને તેની માતા રાણી ઇમ્માને રીજન્ટ નિમવામાં આવી. ત્યાર પછીનાં આઠ વર્ષ વીલ્હેલ્મીનાને ભાવિ રાણી તરીકે આકરી તાલીમ લેવી પડેલી એટલે તેનું બાળપણ સુખમાં વીત્યું હતું એમ તો ન કહી શકાય. ૧૮ વર્ષની ઉંમર થતાં તે તા. ૩૧મી ઓગસ્ટ ૧૮૯૮ના રોજ 'વીલ્હેલ્મીના હેલેના પોલીન મારીઆ, પ્રીન્સેસ ઓફ ઓરેન્જ એન્ડ નસાઉ' તરીકે નેધર્લેન્ડઝની રાણી બની.

નાનપણમાં તે રમકડાં, અને પ્રાણીઓની ખૂબ શોખીન હતી અને પોતાના કુતરા વગર તે ભાગ્યે જ બહાર નીકળતી. તેની અંગ્રેજ શિક્ષિકા મીસ સેકસ્ટને લખ્યું છે કે, તે નાનકડી, લાંબું માથું ને ટુંકાવાળવાળી છોકરી બહુ સુંદર તો ન હતી પણ આકર્ષક તો હતી જ.

તેણે લગ્ન કર્યાં ત્યારે લોકોને ખુશાલી ઉપજી હતી. પ્રીન્સ હેનરી ઓફ મેકલેનબર્ગ એ તેનો પતિ હતો. સને ૧૯૦૯માં જુલીઆનાનો જન્મ થયો ત્યારે સમગ્ર પ્રજાએ આનંદોત્સવ ઉજવ્યો. માત્ર એક જ જણના મ્હોં પર શોક દેખાતો હતો અને તે જુલીઆનાના પિતાના મ્હોં પર. એણે કહેલું: 'છોકરી જન્મી તેનું મને દુઃખ નથી, પણ તે રાણી બનશે ત્યારે જેને તેનો પતિ બનવું પડશે તેનો બિચારાનો મને વિચાર આવે છે.' વીલ્હેલ્મીનાને પોતાનું બાળપણ કેવું વસમું વીત્યું હતું તે યાદ હોઇ, તેણે જુલીઆનાને વધારે છૂટછાટથી ઉછેરી હતી. તે તેને શાળાએ જવા દેતી તેમજ અન્ય બાળકો સાથે રમવા દેતી. જુલીઆનાને અનેક મીત્રો છે અને લોકોમાં તે છૂટથી ભળે છે.

તેની માતાના કારભાર દરમ્યાન તે લોકોના સંસર્ગમાં આવે એટલા માટે દરેક પ્રાંતમાં તેનો પ્રવાસ ગોઠવાયો હતો.

પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાન હોલેન્ડ તટસ્થ રહેલું તેનો ઘણો યશ વીલ્હેલ્મીનાને જ ઘટે છે. ફ્લશીંગ પાસેના એક શહેર પર બૉમ્બ પડયો, ડચ પ્રદેશ પર જર્મન ઝેપલીનો ઉડવા માંડયાં અને હજારો ટનનાં ડચ જહાજોને ડુબાડવામાં આવ્યાં ત્યારે અનેક ડચોએ જર્મની સામે યુદ્ધ જાહેર કરવાની ઇચ્છા દર્શાવી હતી, પણ રાણીએ તેમ કરવા ના પાડી હતી. લોકોએ તોફાનો કરવા માંડયાં હતાં અને રાજાશાહીના કટ્ટર વિરોધી સમાજવાદીઓએ રાણીના ગાદીત્યાગની પણ માગણી કરી હતી. પાછળથી લોકો શાંત થઈ ગયા હતા અને રાણીને તેમણે હર્ષનાદોથી વધાવી લીધી હતી. બીજે જ દિવસે રાણીએ ઢંઢેરો બહાર પાડી સામાજીક સુધારાઓની જાહેરાત કરી હતી અને પછી ક્રમશઃ સામૂહિક વસવાટો, હોસ્પીટાલો, કામના કલાકો અને રોજીના દરોને લગતા અંકુશો, બેકારીનિવારણ અને વૃદ્ધાવસ્થાનો વીમો વગેરે સુધારાઓનું આગમન થયું હતું.

બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે નાઝી સૈન્યોએ સન ૧૯૪૦ માં હોલેન્ડ પર આક્રમણ કર્યું હતું. ડચોએ સામનો કર્યો, પરંતુ દુશ્મનો પણ બળવાન હતા. આવી ક્ષણે વીલ્હેલ્મીનાએ એક અત્યંત અગત્યનો નિર્ણય કરી લીધો. વીરતાની ઉપરચોટીયા ભાવનાથી તે સ્વદેશમાં જ રહી હોત તો માનભંગ સહન કરીને તેને જર્મનોની કેદી બની રહેવું પડત. તેને બદલે તે હોલેન્ડમાંથી નાસી ગઈ અને જોખમોથી ભરેલી મુસાફરી બાદ તે ઇંગ્લેંડમાં આવી પહોંચી. ડચોનાં હૃદય દુઃખ અને શંકા-કુશંકાથી ભાંગી પડયાં. તેમની પ્રિય રાણીએ તેમને ત્યજી દીધા એમ તેમને લાગ્યું, પરંતુ તેમનો વહેમ ટૂંક સમયમાં જ દૂર થયો. રાણી

સગીર રાણી વીલ્હેલ્મીના અને તેની માતા રાણી ઇમ્મા



વીલ્હેલ્મીનાએ ઇંગ્લેંડમાં યુદ્ધકાલીન ડચ સરકાર સ્થાપી અને ત્યાં રહીને તે ડચોને સામનાનું માર્ગદર્શન કરાવવા લાગી. એ કોઈ લશ્કરી સામનો નહોતો, તો પણ ડચ નાવીકો અને વીમાનીઓએ સરસ કામગીરી બજાવી હતી. ડચોનો સામનો અધીક અંશે નૈતીક પ્રકારનો હતો. તેઓ સંગઠીત થઈને નાઝી સિદ્ધાંતોને અપનાવવાની ના પાડયા કરતા હતા, કામચલાઉ વીજેતા સમક્ષ શીર ઝુકાવવાની ના પાડયા કરતા હતા.

૧૯૪૨ના ડીસેમ્બરમાં પોતાની પુત્રી અને તેનું કુટુંબ કેનેડા હતું ત્યાં તેમને મળવા જીવનમાં પહેલી જ વાર એરોપ્લેનમાં પ્રવાસ કરી રાણી વીલ્હેલ્મીના અમેરીકા ગયાં હતાં.

પોતાની પ્રજાની મુક્તિ થતાં રાણી વીલ્હેલ્મીના સાડા ચાર વર્ષના દેશવટા પછી હોલેન્ડ પાછી આવી, ત્યારે તેણે પોતાના કોઈ પણ મહેલમાં વસવા જવાની ના પાડી અને એક સામાન્ય

નવા રાણી જુલીઆના અને તેના પતિ પ્રીન્સ બર્નહાર્ડ



મકાનમાં રહેવા માંડયું પરંતુ ડચ સરકાર તેને આખરે સમજાવી શકી કે 'મહેલમાં તો તમારા સીવાય બીજા કોઇથી રહી શકાશે નહિ, એટલે તમે જો મહેલમાં જાઓ તો આ ઘરમાં બીજું કોઈ સામાન્ય કુટુંબ રહી શકશે.'

આ વર્ષના ઓગસ્ટ માસના છેલ્લા દીવસે નેધરલેન્ડઝની રાણી વીલ્હેલ્મીનાને ૬૮ મું વર્ષ બેઠું, તે ઉપરાંત તે જ દીવસે તેના રાજ્યારોહણને ૫૦ વર્ષ થતાં હોઈ તેનો સુવર્ણમહોત્સવ પણ હતો. પરંતુ ડચ પ્રજાના આ વખતના ઉત્સવમાં હર્ષ સાથે વીષાદની લાગણી પણ ભળેલી હતી, કેમકે તેમની પ્રિય રાણી તા. ૪ થી સપ્ટેંબરે ગાદીત્યાગ કરનાર હોઈ રાણી તરીકે તો છેલ્લી જ વાર સોનાની ગાડીમાં બેસીને એમસ્ટર્ડેમની શેરીઓમાંથી પસાર થતી હતી.

તા. ૪ થી સપ્ટેંબરે રાણીના મહેલમાં ગાદીત્યાગની સાદી વિધી આટોપવામાં આવી. રાણીએ તેની ગાદી તેની પુત્રી રાજકુમારી જુલીઆનાને સોંપી અને તેના દસ્તાવેજ પર તેણે સહી કરી ત્યારે જુલીઆના, તેના પતિ પ્રીન્સ બર્નહાર્ડ, ડચ પ્રધાનમંડળના સભ્યો, અને ઈન્ડોનેશિયા તથા ડચ વેસ્ટ ઈન્ડીઝમાંથી આવેલા પ્રતિનિધીમંડળોના સભ્યો હાજર રહ્યા હતા. દસ્તાવેજ પર સહી કર્યા પછી ભૂતપૂર્વ રાણી વીલ્હેલ્મીના તુરતજ મહેલના ઝરૂખામાં ગઈ અને તેને અંજલી આપવા બહાર જમા થયેલાં હજારો ડચ નરનારીઓને નમન કર્યું.

યુદ્ધોત્તર પુનર્ઘટનાના બોજાવાળાં વર્ષોએ વીલ્હેલ્મીનાના સ્વાસ્થ્ય પર ખૂબ અસર પહોંચાડી છે અને તેના *ગાદીત્યાગની આવશ્યકતાને* ડચ લોકોએ ભારે હૈયે સ્વીકારી લીધી છે, પરંતુ તેમને આશા છે કે રાણી જુલીઆના હેઠળ તેઓ પોતાની વ્હાલસોયી વીલ્હેલ્મીનાની હાજરીનો આનંદ અનેક વર્ષો સુધી માણી શકશે.

ગાંધીજીનો ઘણો ખરો વખત આપણા દેશના નાનામોટા લોકોને સલાહ આપવામાં અને દોરવામાં જતો; અને છતાં એમની પાસે આવનારા પરદેશીઓની સંખ્યા ઓછી ન હતી. હિંદુસ્તાનની સેવા કરવા આવેલા પરદેશીઓ તો એમની પાસે આવતા જ, પણ જેમને હિંદુસ્તાનના નહિ પણ પોતપોતાના દેશના કરોડોના સવાલોની જ પડી હતી, એવા લોકો પણ ગાંધીજી પાસે આવી પોતાના કાર્ય માટે નવી પ્રેરણા મેળવીને પાછા જતા. છેલ્લેછેલ્લે એવું એક પણ અઠવાડિયું નહિ ગયું હોય કે જ્યારે પરદેશના લોકો આવી રીતે એમની પાસેથી પ્રેરણા લેવા નહિ આવ્યા હોય.

હું એવા પણ દાખલા જાણું છું કે યુરોપ કે અમેરિકાનો કોઈ માણસ ત્યાંથી કેબલ કરીને ગાંધીજી પાસેથી અરધા કલાકની મુલાકાતની રજા માગી લે; હજારો રૂપિયા ખર્ચીને અહીં આવી જાય; પોતાને પૂછવાના સવાલો મનમાં ગોઠવીને અરધા કલાકમાં જેટલું મેળવાય તેટલું મેળવી લે અને પોતાની બધી મહેનત લેખે લાગી એવી ધન્યતા અનુભવતો પાછો જાય.

એશિયામાં ફેલાયેલા ભૂખમરાની વિકારાળતા જાણી અમેરિકાના કેટલાક બહુ મોટા લોકો 'આપણે કઈ રીતે મદદ કરી શકીએ' એ જાતે જોવા અહીં આવ્યા હતા. એમનું એ શિષ્ટમંડળ ગાંધીજીને દિલ્હી ખાતે બિરલામંદિર પાસેના ભંગીવાસમાં મળ્યું. ઘણા સવાલજવાબ થયા. એક જણે ગાંધીજીને સીધો સવાલ પૂછ્યો: 'હિંદુસ્તાનની ભીડ ભારે છે; જાપાનની પણ છે. બન્નેને મદદ ન પહોંચાડી શકીએ તો અમારે કોને મદદ કરવી?' હિંદુસ્તાનમાં ભૂખમરાથી લાખો લોકો ટળવળતા હતા, ગાંધીજીની પ્રથમ જવાબદારી પોતાના દેશ પ્રત્યે જ હતી; એટલે એમને ઠેકાણે બીજો કોઈ માણસ હોત, તો હિંદુસ્તાનનું જ નામ લેત, અને એમાં એમનો કોઈ વાંક ન ઠરત, પણ ધર્મમૂર્તિ



# જગદ્‌વંદ્ય ગાંધીજી

વ્યાખ્યાતા
શ્રી. કાકાસાહેબ કાલેલકર

*

ગાંધીજીને અમેરિકાના પ્રતિનિધિએ 'અમારો ધર્મ શો' એ સવાલ પૂછ્યો ત્યારે ગાંધીજી એક ક્ષણ થોભ્યા અને ગંભીર સ્વરે એમણે જવાબ વાળ્યો: 'મારા મનમાં લવલેશ શંકા નથી કે તમારે જાપાનને જ મદદ કરવી' અને તરત કારણ પણ કહી દીધું. 'હિંદુસ્તાનને મદદ કરશો તો તે સેવાભાવથી પ્રેરાઈને, ઉપકારવૃત્તિથી અથવા આંતરિક માનવતાના સંતોષને કારણે; પણ તમારે જાપાનની સેવા કરવાની છે પ્રાયશ્ચિત તરીકે. તમે લોકોએ માણસાઈનું ખૂન કરી જાપાનનો નાશ કર્યો છે. એક બાહોશ અને માની વીરરાષ્ટ્રના આત્માને હણ્યો છે, એ પાપ ધોઈ કાઢવું એ તમારી પ્રથમ ફરજ છે. એ દિશામાં યતકિંચિત પણ કરી શકશો, તો તમારી માણસાઈ બચવા પામશે.' સાંભળનારા તો સડક જ થઈ ગયા અને એ સંવાદ સાંભળવા હું ત્યાં હાજર હતો એની મેં

તે ક્ષણે ધન્યતા અનુભવી.

એવી રીતે આરબો વચ્ચે અને યહૂદીઓ ઉપરનું સાહિત્ય વાંચી, બન્ને બાજુથી દલીલો સાંભળી, યહૂદીઓને દુરંદેશીની સલાહ આપતા બાપુજીને મેં સાંભળ્યા છે. તે વખતે પણ મને થયેલું કે વિશ્વશાંતિ સ્થાપવા માટે અથવા આખી દુનિયાનાં તમામ રાષ્ટ્રોમાં કૌટુંબિક ભાવ ઉત્પન્ન કરવા માટે યૂનો જેવી દરબારી સંસ્થા ઊભી કરવા કરતાં જો દુનિયાએ એકલા ગાંધીજીને સરપંચ નીમ્યા હોત, તો માણસના લોહીની જે નદીઓ વહે છે, તે અટકી ગઈ હોત અને સંસ્કૃતિનો નાશ થતો બચી ગયો હોત. પણ સાંકડા મનની દુનિયા ગાંધીજીનું માહાત્મ્ય પૂર્ણપણે ઓળખી ન શકી, અને બધું એમના હાથમાં સોંપવાની કોઈએ હિંમત ન કરી.

સ્ત્રીજાતિ માટે ગાંધીજીએ જે કર્યું છે, તેનો દસમો ભાગ પણ દુનિયા જાણતી નથી. સ્ત્રીજાતિ પુરુષથી દબાયેલી રહે, માથું ઊંચું કરી ન શકે, એ વસ્તુ એમને માટે અસહ્ય હતી. જવાબદારીનાં બધાં ક્ષેત્રો પુરુષો જેટલાં જ સ્ત્રીઓને મળે એ માટે તેઓ હમેશાં જાગૃત રહેતા. આજે તો સ્ત્રીજાતિની સ્થિતિ મૂક જાનવરની પેઠે અસહાય છે, એમનું રક્ષણ કરવું જોઈએ, એ તરફ એમનું વિશેષ ધ્યાન રહેતું. એક વખતે સાબરમતીમાં એક તૂટતું વેવિશાળ સાંધી આપ્યા પછી એમને થયું કે આમાં તો કન્યાને અન્યાય થાય છે, એટલે કન્યાના પિતાને સમજાવી એમણે સાંધેલું વેવિશાળ તોડી નંખાવ્યું. તે વખતે હું હાજર હતો. મને તેઓ કહે, 'કાકા, મેં આજે ગૌરક્ષાનું કામ કર્યું.' એમને મન મૂક બાળાઓ ચતુષ્પાદ ગાયો જેટલી જ અસહાય અને પવિત્ર હતી.

અને ઐશ્વર્યની લાલસામાં વ્યક્તિ તણાઈ જાય છે, વાસનાની દાસ બને છે અથવા અહંકારથી તોછડાઈ કેળવે છે. પરિણામે વ્યક્તિમાં અસામાજિકતા આવી જાય છે. બીજે છેડે સમાજમાં સંકુચિતતા, ઉચ્ચનીચ ભાવ અને બીજા ઉપર રાજ્ય ચલાવવાની મેલી અભિલાષા દેખા દે છે, અને તેથી સમાજ વ્યક્તિને અને બીજા સમાજને નીચોવવા માગે છે, યુદ્ધ ચલાવે છે અને આત્મહત્યાને રસ્તે જાય છે. વ્યક્તિ અને સમાજ બન્ને આત્મશુદ્ધિ દ્વારા નિર્વિકારી થઈ જાય એટલે એની મેળે સર્વોદય સમાજ સ્થપાવાનો. આને માટે આખી દૃષ્ટિ ફેરવવાનું કામ ગાંધીજીએ આખો જન્મારો કર્યું છે. પણ વ્યક્તિ અને સમાજ—બન્નેએ દુર્દૈવે એ તરફ દુર્લક્ષ જ કર્યું છે.

મારે બીજી મહત્ત્વની વાત કહેવાની છે તે ગાંધીજીએ પોતાની જાતને કેળવવા માટે જે સાધના ખીલવી તેની છે. અત્યાર સુધીના ધર્માચાર્યોએ કે ધર્મસંસ્થાઓએ જે જે સાધના બતાવી છે, તેનો ગાંધીજીએ ઓછો વધતો અભ્યાસ કર્યો જ હતો. એના પ્રત્યે એમને આદર પણ હતો, પણ એમણે પોતાની આખી સાધના પોતાની મેળે જ વિકસાવી હતી. જેમ કેળવણીમાં નવી દિશા સૂચવતાં એમણે કહ્યું કે કેળવણી જીવન માટે તો હોવી જ જોઈએ પણ એ જીવન વાટે હોવી જોઈએ, એવી જ રીતે એમણે પોતાની આધ્યાત્મિક સાધના પણ જીવન મારફતે જ સાધી, એટલે કે જીવનને જ સાધનામય બનાવી દીધું. એમનો યોગ પણ જીવનયોગ હતો; અને હું માનું છું કે એમણે એ સાધના માણસની શક્તિ પ્રમાણે, પૂર્ણત્વ સુધી પહોંચાડી હતી.

એમની સાધનાની મુખ્ય ખૂબી એ હતી, કે એમણે એ બધી સાધના પોતાની આસપાસ સમાજને સાક્ષી રાખીને, અમુક હદ સુધી તેનો સહકાર મેળવીને અને હંમેશાં એનો આશીર્વાદ યાચીને સાધી હતી. એમની પાસે ખાનગી જેવું કશું ન હતું. બીજાને અગવડ જેવું જણાય એટલું જ તેઓ ખાનગી રાખતા. આખું જીવન

પ્રગટ રાખીને એમણે અસાધારણ શુદ્ધિ મેળવી હતી. સત્ય, અહિંસા, પારમાર્થિકતા અને પ્રગટતા એ એમની સાધનાની લોકોત્તર વિશેષતા હતી.

એમની એ સાધનાનું ખાસ અધ્યયન થવું જોઈએ; કેમકે એ વાટે જ દુનિયાને ઉદ્ધારનો રસ્તો મળવાનો છે. અત્યારે તો એનો કેવળ અંગુલિનિર્દેશ જ કર્યો છે. સાધનવીરોએ એમના આખા જીવનનું અને એના પ્રેરક તત્ત્વોનું ઊંડું અધ્યયન કરી અને એમના સાથીઓએ એમની જીવનદૃષ્ટિનું અને કાર્યપદ્ધતિનું પૃથક્કરણ કરી સાધકો આગળ ગાંધીજીની અભિનવ સાધના રજૂ કરવી જોઈએ.

ગાંધીજીની આ સાધનામાં એક બાજુએ સત્યનિષ્ઠા, સંયમ, ઇંદ્રિયજય, એને અંગે ઉપવાસ, આત્મપરીક્ષણ અને પ્રાર્થના આવે છે; તો બીજી બાજુ આવે છે દોષોનો અને ભૂલોનો જાહેર એકરાર, સેવામય જીવન, સેવાર્થે સ્વાર્થત્યાગ, આત્મૌપમ્ય અને અંતે આત્મૈક્ય. સનાતની, બૌદ્ધ અને જૈન યોગસૂત્રોમાંથી એમણે સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ એ પાંચ યમો લીધા. અને એમાં નિર્ભયતા, અસ્પૃશ્યતાનિવારણ, સ્વદેશી, સર્વધર્મસમભાવ, શરીરશ્રમ—એ છ નવા યમો ઉમેર્યા; અને એમાં નમ્રતાના વાતાવરણની આવશ્યકતા બતાવી સાધના પૂરી કરી દીધી.

ગાંધીજીની સાધનામાં આત્મૌપમ્યને અસાધારણ સ્થાન છે, પણ આત્મૌપમ્ય એમને માટે પહેલેથી એટલું બધું સ્વાભાવિક હતું કે એને એમની સાધના કહેવાય કે નહિ એ એક પ્રશ્ન જ છે. એ આત્મૌપમ્યનો એક જ દાખલો આપું. સેવાગ્રામમાં ગાંધીજી રહેવા ગયા એટલે આસપાસના લોકો એમની પાસે માંદગીનો ઇલાજ કરાવવા માટે આવવા લાગ્યા. સેવા કરવાની તક મળે એટલે ગાંધીજી તો રાચે. એકવાર એક ગરીબ માણસ આવ્યો. એને આખા શરીરે

## કળી મને સાંભરે



વિણ માગ્યે, આવ્યો, માળી દ્વાર મારે,
આપી ગયો, કળી અણમોલ;
કળી મને સાંભરે રે.
મારે શોધવી એને હતી જ જાતે,
આવી પડી અચાનક હાથ,
કળી મને સાંભરે રે.
મારે ગૂંથવી'તી, એને હારમાં રે,
હતી દાંડી, એની સળેલ,
કળી મને સાંભરે રે.
એમાં મ્હેક શેની હોય, વિણ ફૂલે,
તોય આશા મને અલબેલ,
કળી મને સાંભરે રે.
એ તો કાલ ખીલી, રૂડું પુષ્પ થશે,
જગ જોઈ રહેશે મનભેર,
કળી મને સાંભરે રે.
દાંડી વિનાની કળી, ખીલી ઉઠશે,
મારા મન સાથે મળેલ,
કળી મને સાંભરે રે.

ગોર્વિદ કવિ

ખરજવું થયું હતું. ગાંધીજીએ એને ઉપવાસ કરાવ્યા. એનિમા—બસ્તિ આપી, અને સાથેસાથે કહ્યું કે એકાંતમાં નગ્નસ્નાન કરી અમુક રીતે ઘસીને આખું શરીર સાફ કરવું. એટલામાં વિચાર આવ્યો કે આ ગરીબ માણસ પાસે

## કુમકુમ



શહેરની શેરીએ શેરીએ કુમકુમ છંટાયે,
ઉષા તારા પુલકિત રંગે જી રે.
કેસુડાંનાં નયનોમાં દિગંત રંગ છંટાયો,
જગતને વિસ્મયી બનાવે જી રે.
લગ્નોત્સવે દિવ્ય કુમકુમ નવલ છંટાયો,
દામ્પત્યજીવન દિપાવવા જી રે.
મારી કાવ્ય કળીએ કુમકુમ છે છંટાયો,
કોણ હવે કાવ્યકળી રચશે જીરે ?

ભાનુપ્રસાદ પંડ્યા

એકાંત ક્યાંથી અને નાહવાની સગવડ પણ એ ક્યાંથી ઊભી કરી શકે ? તરત એમણે કહ્યું કે 'આ પાસેની ઓરડીમાં મારી નાહવાની સગવડ તૈયાર છે. એ ટબમાં જ નહાજે. ફોલ્લા પરના સુકાયેલા પોપડા વગેરે બધા દૂર કરજે, એટલે તને હું દવા લગાડીશ.' આટલું કરાવ્યા પછી એક આશ્રમવાસીને એમણે કહ્યું: 'એ નાહી રહે એટલે દવા નાખીને ટબ સાફ કરજે અને એમાં મારે નાહવા માટે પાણી ફરી ભરી રાખજે.'

પરચુરે શાસ્ત્રીને કુષ્ટ રોગ થયો હતો અને શરીરમાંથી પરૂ નીકળતું ત્યારે પણ ગાંધીજી જાતે એમની સેવા કરતા, તે વસ્તુ તો બધા જાણે જ છે, પણ બહારના લોકો નથી જાણતા તે એ, કે ગાંધીજીને આવી કુષ્ટ રોગોની સેવા કરતા જોયા પછી આશ્રમના બીજા લોકો પણ નિર્ભયતાથી અને પ્રેમથી પરચુરે શાસ્ત્રીને માલિશ વગેરે કરતા થયા હતા.

સત્યાગ્રહ રાજદારી શસ્ત્ર હોવા ઉપરાંત એ એમની જીવનસાધના પણ હતી. સામા માણસના હૃદય સુધી પહોંચી ત્યાં દરેક જાતની ભલાઇ જાગ્રત કરવી એ સત્યાગ્રહનો મુખ્ય ઉપદેશ હોય છે. સામા માણસમાં હૃદય છે, તે જાગ્રત થઈ શકે છે, અને તે જાગ્રતિ આણવા માટે જે કાંઈ ભોગ આપવાની આપણામાં શક્તિ છે અને તેની સારી અસર યથાકાળે થવાની જ એ સત્યાગ્રહના મૂળમાં રહેલી ખાસ શ્રદ્ધા છે. એ જ સાચી આસ્તિકતા છે. એ આસ્તિકતામાંથી ગાંધીજીએ સત્યાગ્રહના અનેક પ્રકારો પ્રગટ કર્યા છે. સ્વ. મોતીલાલ નહેરુ, ચિત્તરંજન દાસ વગેરે સાથે મતભેદ થતાં ગાંધીજીએ જે નિરાગ્રહી વૃત્તિ ધારણ કરી અને પોતાનો અધિકાર છોડી દીધો તે પણ સત્યાગ્રહનો જ એક પ્રકાર હતો. રાજકોટમાં પોતાની તરફેણમાં મળેલો ચુકાદો ફેરી રૂપ પકડવાનો છે એ જોતાવેંત તે ચુકાદો જતો કર્યો એ પણ સત્યાગ્રહનો જ પ્રકાર હતો. પણ સત્યાગ્રહનો છેલ્લો આવિષ્કાર ગાંધીજીએ બતાવ્યો તે નોઆખલીમાં. બિહાર, કલકત્તા, દિલ્હી અને નોઆખલીમાં હિંદુઓ દબાઈ ગયા હતા, મુસલમાનોની આંખમાં કેવળ ખાર જ દેખાતો હતો, એવે વખતે ગાંધીજીએ ત્યાં જઈને મુસલમાનોમાં માણસાઈ આણવાનું અને હિંદુઓમાં નિર્ભયતા આણવાનું અદ્ભુત કામ શરૂ કર્યું. એ વખતે હું એમને મળવા ગયો હતો. એમણે કહ્યું: 'અહીં નોઆખલીમાં મારા સત્યાગ્રહનું નવું સ્વરૂપ પ્રગટ થાય છે અને એ મને મારા નૈસર્ગિક ઉપચારમાંથી જડ્યું છે. નૈસર્ગિક ઉપચારમાં બહારથી દવા લેવાની નથી હોતી, પણ અંદરથી જ લોહી શુદ્ધ કરીને રોગ હઠાવવાનો હોય છે. એમાં જ મને રામનામનો અદ્ભુત કીમિયો પણ જડ્યો છે. રામનામ એ આધ્યાત્મિકશક્તિ છે. માનસિક જ નહિ પણ શારીરિક, રોગોનું પણ એ ઓસડ છે.'

મુંબઇ જૈન યુવક સંઘને આશ્રયે આપેલા ભાષણમાંથી.

## જાહેરાત દ્વારા પતિ મેળવવા તૈયાર થયેલી અમેરિકન યુવતી



# ડોરોથી લોલર

સીધી સોટા જેવી ઉંચી, સ્વરૂપવાન અઠ્ઠાવીશ વર્ષની ધાટીલી યુવતી ડોરોથી લોલર પોતાના દેવા માટે ખૂબ ચિંતાતુર રહેતી. દાક્તરોના બીલો, વેપારીઓના બીલો અને ભાડાના બોજો જોઇ એના મ્હોં ઉપરથી લોહી ઉડી જતું. આ દેવાના ઢગને પહોંચી વળવા જેટલી એની આવક નહતી. પિતા ૮૨ વર્ષના વૃદ્ધ અને કામ કરવાને તદ્દન અશક્ત, માતા લાંબા સમયથી માંદગીના બીછાને, પોતાનાં બે બાળકો અને પોતે–આટલા મોટા કુટુંબનું ભરણપોષણ કરવાની જવાબદારી એકલા પોતાને માથે હોવા 'સાથે દેવાનો ગંજ નજર સામે જોઇ એ કંપી ઉઠતી. એક હોસ્પીટલમાં નર્સ તરીકે જોડાઇને, નાઇટ ક્લબોમાં વેટ્રેસ તરીકે કામ કરીને અને લડાઈ દરમ્યાન ઝાડુ કાઢનારી બનીને એણે પ્રમાણીક પૈસો મેળવ્યો હતો, અને એ રીતે તે પોતાનો જીવન સંગ્રામ ખેડી રહી હતી. પણ હવે ? હવે આ સ્થિતિ તેને અસહ્ય થઈ પડી. કોઈની મદદ વગર નહિ જીવાય–કુટુંબને નહિ જીવાડી શકાય એમ એને લાગ્યું. ભીખ માગીને અથવા અપ્રમાણિક ધંધો કરીને ધન મેળવવા કરતાં મરી જવું બહેતર છે એમ એ માને છે. પોતાને તજી ગયેલ પતિ પાસે ભીખ માગવા જવાનું એને ગમતું નથી. એટલે માતા પિતા અને બાળકોના જીવન ખાતર એને બીજું લગ્ન કરી લેવાની ઇચ્છા થઈ, અને તેનું દેવું ભરપાઇ કરે અને ભવીષ્યમાં તેના કુટુંબનું ભરણપોષણ કરવાની જવાબદારી ઉપાડે એવા પુરૂષની પત્ની થવાનો એણે નિર્ણય કર્યો.

તે તરત જ એક વર્તમાન પત્રની ઓફીસમાં ગઇ અને પોતાને જાહેર ખબર આપવી છે એમ જણાવ્યું. કલાર્ક જાહેર ખબરનું મેટર લખી લેવા તૈયાર થયો. અને જ્યારે ડોરોથીએ લખાવ્યું કે 'જોઇએ છે એક પતિ' ત્યારે પેલો બીચારો કારકુન બાઘા જેવો બની તેની સામે જોઇ રહ્યો. તે તેને તંત્રી પાસે લઇ ગયો. તંત્રીએ તેની વાત સાંભળી. તેને લાગ્યું કે જાહેર ખબરથી આ મુદ્દાનો અર્થ સરશે નહિ. તેણે આ હકીકત ઉપર એક લાંબો લેખ લખ્યો અને સાથે તેનો ફોટો પ્રગટ કર્યો. બીજે દિવસે બધા વર્તમાનપત્રોએ હકીકત પ્રગટ કરી અને આખા દેશમાં ચોમેર ઘેર ઘેર આ હકીકતની ચર્ચા થવા લાગી. પોલીસ ખાતાને લાગ્યું કે લોકોને છેતરવા માટે આ સ્ટંટ છે. પણ ડોરોથીએ સત્ય હકીકતની ખાત્રી કરી આપી.

ડોરોથીએ કહ્યું કે 'મારા માબાપનું નામ આપીને હું તેમને લજવવા માગતી નથી. તેઓ રોકફીલર સેન્ટરની આજુબાજુ જીવતાં છે એટલું ઘણું છે. મારા બાળકોના મિત્રો મને ઓળખી ન જાય એટલા માટે હું મારા વાળ

અને મેકઅપ દ્વારા મારા ચ્હેરાને સંતાડીને અહીં આવી છું એ પણ તેઓ ન જાણે તો સારું, કેમકે મારા બાળકોને ભવિષ્યમાં આ માટે તેઓ મ્હેણું મારે એ મને ગમતું નથી.'

પંદર વર્ષની વયે તે એક પુરુષને પરણી હતી, તે હકીકત કહેતાં તેના મ્હોં ઉપર કડવાશ દેખાતી હતી. એ લગ્નથી એને બે બાળકો થયાં પછી તેનો તેના પતિએ ત્યાગ કર્યાની વાત પણ એણે કહી નાખી.

તે પછી પોતાના ઘરડાં માબાપ, અને નાનાં બાળકોના પોષણ માટે જે મળ્યું તે મહેનત મજુરીનું કામ કર્યું, નર્સ તરીકે નોકરી કરી, નાઈટ ક્લબોમાં ફેરીઆફર તરીકે ને લડાઇ દરમ્યાન ઝાડુ કાઢનારી તરીકે કામ કરી ગુજરાન ચલાવ્યું ને થોડા ઘણા પૈસા પણ બચાવ્યા. એવામાં તેની મા માંદી પડી ને બધા પૈસા દવામાં વપરાઇ ગયા. દેવું વધતું ચાલ્યું ને આવક રહી નથી. આટલું કહેતાં ડોરોથીની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં.

'ત્યારે તમારું ગુજરાન કેમ ચાલે છે' એમ પૂછતાં એણે નીચું જોઇને કહ્યું કે 'એ જ મોટી મુશીબત ઉભી થઇ છે. જેટલા ઓળખીતા હતા તે બધા પાસેથી ઉછીના લઇને અત્યાર સુધી ચલાવ્યું છે. હવે કોઇની પાસે 'એક સેન્ટ માટે પણ જઇને ઉભી રહું એવું નથી. છેવટે મને લાગ્યું કે અપ્રમાણિક રીતે પૈસો મેળવવા કરતાં કોઇ પણ પૈસાદાર માણસની પત્ની તરીકે રહી આ દેવું વાળી શકાય તો સારું. એવો પતિ મેળવવા તેણે આ જાહેર ખબર આપવાનો નિર્ણય કર્યો. પણ એટલા પૈસા પાસે ન હતા તેથી એક સ્ત્રી મિત્ર પાસેથી સો ડોલર લીધા. તેમાંથી પહેરવાનાં કપડાં ન હતાં તે ખરીદ્યાં, અહીં આવવાનું રેલવે ભાડું અને હોટલનો ખર્ચ કર્યો. અને જાહેરખબરના નાણાં આપું તો એટલે પછી મૂળ સ્થિતિમાં આવી રહું એ મારી સ્થિતિ છે. એ મેં પત્રના તંત્રીને જણાવ્યું છે.'

'પણ જે દેશમાં પ્રેમલગ્નો થાય છે ત્યાં આ રીતે જાહેર ખબર આપવાથી કોઈ પુરુષ આવી પત્ની સ્વીકારવા તૈયાર કેમ થાય' એવા પ્રશ્નના જવાબમાં ડોરોથી જરા ગુસ્સે થતી દેખાઈ, પણ પછી શાંત થઈ હસતાં હસતાં તેણે જવાબ આપ્યો: 'જે માણસ સાચે રસ્તે પૈસા ખર્ચવા તૈયાર હશે તે જરૂર અને પત્ની તરીકે રાખવા આગળ આવશે. મારા ઉપર આ જાહેરાત પછી પત્રો આવવા શરૂ થયા છે. તેઓ લખે છે કે, તેઓ લગ્ન કરવા તૈયાર છે. કેટલીક છોકરીઓ તેમના પ્રેમમાં હોવાના સોગંદ ખાય છે, પણ તેમને ખાત્રી છે કે તે બધી તેમના પૈસા ખાતર જ તેમની સાથે સંબંધ રાખે છે અને ઘણીખરી અપ્રમાણિક છે. આ લોકોએ મારી હકીકત વાંચી છે અને હું માત્ર પૈસા ખાતર પરણવા તૈયાર થઈ છું એ વાત તેઓ સ્પષ્ટ રીતે સમજ્યા છે. પ્રમાણિક પણું પહેલાં અને પ્રેમ પછી—એ વાત તેઓ સ્વીકારે છે.

'પત્રો, ટેલીફોન, તારનો એટલો દરોડો પડયો છે કે આ બધામાંથી ખરેખરો ઉમેદવાર ગંભીર રીતે તૈયાર હોય તેવો–શોધી કાઢવાનું તેને માટે અઘરું થઇ પડ્યું છે. આમાં કેટલાક તકવાદીઓ, કેટલાક લફંગાઓએ પણ પત્રો લખ્યા છે. પરંતુ ખરેખર રીતે ગંભીરતાપૂર્વક કોઇએ લખ્યું હોય તો પહેલો નંબર કેન્ટકીથી આવેલ એક પત્ર છે. તેણે સો ડોલર મોકલ્યા છે અને તે આવીને મળે તે પહેલાં તેનો છેવટનો નિર્ણય ગોકુફ રાખવાનું જણાવ્યું છે. એની પછી એક તમીમી વિદ્યાર્થીનો નંબર છે. તે છેલ્લા વર્ષમાં અભ્યાસ કરે છે. પૈસાદાર પિતાનો તે એકનો પુત્ર છે અને ઘણી છોકરીઓએ તેના પૈસે મોજ કરી તેને છેવટે દગો દીધો છે. હવે તે પ્રમાણિકતા ઇચ્છે છે. મારી નર્સ તરીકેની કારકીર્દિથી ભવિષ્યમાં તે સુખી

થવાનાં સ્વપ્નાં સેવે છે.

પણ હું સોગંદપૂર્વક કહું છું કે મારે માટે પ્રેમ ગૌણ વસ્તુ છે. પૈસો એ જ મારે માટે મુખ્ય વસ્તુ છે, કેમકે એક ઉત્તમ ગૃહિણી કેમ થવું એની મને આવડત છે, ને દિવસના ચોવીશે કલાક પત્નીતરીકે જીવતાં પણ મને આવડે છે.'

'પણ અજાણ્યા માણસને પરણવાનું તેને ગમશે? એવો પ્રશ્ન થતાં તેની આંખો ચમકી ઊઠી. ટટ્ટાર થઇ તેણે કહ્યું: 'હું પ્રેમમાં માનતી નથી: પ્રથમ દૃષ્ટિએ પ્રેમમાં તો નહિ જ. અમે તે બે વ્યક્તિઓ ખુશી હોય તો મિત્ર તરીકે જોડાય, અને પછી એક બીજાને પ્રેમ કરતાં શીખે.'

પણ જો પ્રેમમાં નિષ્ફળ જાય તો? 'સાંભળો, હું પ્રેમમાં કેમ નથી માનતી તે કહું.' તેણે પોતાની નિષ્ફળતાની વાત ન કહી, પણ એક બીજી હકીકત રજુ કરી: 'મારો એક મિત્ર તેની નાનપણની મિત્ર અને પ્રેયસી સાથે પરણ્યો. તેઓ બંને બચપણથી સાથે રમેલાં, સાથે ઉછરેલાં, સાથે ભણેલાં, અને છતાં એમનું લગ્નજીવન ત્રણ વર્ષ કરતાં વધુ નભ્યું નહિ. એના કરતાં કોઇ અજાણી વ્યક્તિ સાથે લગ્ન થયાં હોત તો આવું ન બનત.'

લગ્ન કરાવી આપનારી સંસ્થામાં તેને પૈસાદાર પતિ મળત, પણ દરેક કિસ્સામાં એ સંસ્થા-દ્વારા પૈસાદાર જ પતિ મળે એવું નથી. વળી તેને સેલ્સવુમન તરીકે, મોડેલ તરીકે કે બીજી એવી નોકરી માટે ઓફરો મળી છે, પણ હવે તે લગ્ન કરવામાં જ માને છે, કેમકે તેને એનું એકાકી જીવન પણ ગમતું નથી.

આ છોકરી હોટેલમાં છે એવી ખબર પડતાં તેને જોવા માટે લોકોનો દરોડો પડયો. ફરી પત્રોનો દરોડો થયો, તેમાં મશ્કરી પણ કરવામાં આવી હતી. એક માણસે તેની પાંચ વર્ષની પુત્રીને ઉછેરવા પત્ની થવાનો આગ્રહ કર્યો. એકે તેને બાળક આપવાની શરતે ૧૩ હજાર ડોલર આપવાની શરત કરી હતી. પણ

## ઉષા પનિહારી



કુમકુમ ભીનાં પટકુળ ઓઢી,
સૂરજ ઘડૂલો માથે મૂકી,
ચાલી પનિહારી! કાં....ઉષા પનિહારી!

આશા ઝગારે, પ્રેરણા ફૂવારે,
નવચેતનના નુપૂર ઝણુકારે,
નેનનના અમૃત રસ ધારે,
ચાલી હરખાતી! કાં....ઉષા પનિહારી!

જાણ્યા અજાણ્યા કો ગંગા આરે,
કે આતમ કેરા શુભ ઓવારે,
સંજીવનનાં સલિલ કાજે,
ચાલી મલકાતી! કાં....ઉષા પનિહારી!

કુમકુમ ભીનાં પટકુળ ઓઢી,
સૂરજ ઘડૂલો માથે મૂકી,
ચાલી પનિહારી! કાં....ઉષા પનિહારી!

કનૈયાલાલ જોષી

એ બધી મશ્કરીઓ જતા દઇએ તો ડોરોથી ખરેખર લગ્ન કરવા માટે તૈયાર થઇ છે અને ઉમ્મર લાયક કઇ છોકરી લગ્નની ઇચ્છા નથી રાખતી?

સંસ્કારી ગણાતો



# નવો જમાનો

*

અસલની સ્ત્રીઓ માથે ઓઢવામાં માનતી. ડો સરી ગયો હોય તો સરકારતી ને મોટાને જોતાં લાજ સાચવતી. આજે તો એવું કાંઈ નથી. માથે ઓઢનાર ગમાર ગણાય છે. મોટાને જોઈને લાજ કાઢનાર વેવલી કે ગામડીયણ ગણાય છે ને ચપડ ચપડ ન ચાલતાં ધીમે પગલે ચાલનાર ડફોળ ગણાય છે.

*

પુરૂષો ને સ્ત્રીઓ સાથે ફરવા નીકળે તો એકમેકથી વિનય ખાતર અલગ ચાલે. આજે તો ધણી નાસી જવાનો હોય તેમ ધણીઆણી એનો હાથ પકડીને ચાલે છે. પોશાકમાં નારીને શોભા મણી બનાવે એવા વેશ-વસ્ત્રપરિધાનને બદલે તેને અછકલી બનાવે એ રીતે સાડીના છેડા લટકતા રખાય છે, સોનાચાંદીના દાગીનાને બદલે કાચ કોડીયાં આભૂષણ મનાવા લાગ્યાં છે ને પાંચ શેરની થેલીને બદલે પાશેરની પર્સ રખાતી થઇ ગઈ છે.

*

અત્યાર સુધી લાંબુ, પગની પહાનીએ પહોંચતું લુગડું એ સ્ત્રીની મર્યાદા ગણાતી, પણ હવે તેનું સ્થાન ફ્રોકે લેવા માંડયું છે ને નાનેથી માંડી વીસ અને બાવીસ વર્ષની છોકરીઓ પણ ફ્રોક પહેરવામાં યોગ્યતા માનવા લાગી છે. આ છે 'નવી દૃષ્ટિ ને નવી સૃષ્ટિ.

*

સ્ત્રીઓ સભામાં જાય છે, અને પુરૂષો ઘેર છોકરાં સંભાળે છે ને સગડી પરની દાળ-ભાતની તપેલી પણ ઉતારી લે છે. વખત આવ્યે પીરસી પણ લે ને છોકરાંઓ કદાચ છી કરે તો તે પણ સાફ કરી નાખે છે, ને તેમાં તેઓ સમાનતાનો ધર્મ બજાવ્યાનો ગર્વ લે છે.

*

નિશાળોમાં નાની છોકરીઓ માટે જુદી કન્યાશાળા હોય છે, જ્યારે કોલેજોમાં સહશિક્ષણ હોય છે. જ્યાં છોકરા છોકરી વચ્ચે ભેદની જરૂર નથી ત્યાં ભેદ રહે છે ને જ્યાં ભેદ જોઈએ ત્યાં અભેદ રહે છે.

*

વાળ એ સ્ત્રીઓનો શણગાર છે. સ્ત્રીઓ વાળને ઓળી, તેમાં રંગીન ફૂલો કે ફૂમતાં નાખી શણગારતી; પણ આજે તો ઘણી સ્ત્રીઓ વાળ કાપી નાખી છૂટા વાળ—બોબ્ડ હેર રાખવામાં મઝા માને છે; ત્યારે પુરુષો વાળ વધારી સ્ત્રીઓની હરિફાઈ કરતા દેખાય છે.

*

ગરબે ગાનાર સ્ત્રીઓના પગ લચકાઈ ન જાય તે માટે સ્ટેજ રાખવામાં આવે છે. કોમળ કંઠીઓનાં કંઠને લાઉડ સ્પીકરથી ધ્વનિત બનાવી બેસુર બનાવવામાં આવે છે, અને સ્ત્રીઓ ઉપરાંત પુરૂષો પણ આજે નાચગાનમાં આગળ આવતા જાય છે.

*

સ્ત્રી ઉંઘતી હોય ત્યારે પુરુષ ચા બનાવી તેને જગાડતો હોય, કે બેઠો બેઠો ઘોડીઆની દોરી ખેંચતો હોય એવા ચિત્રોની તો વાત જ શી!

*

સ્ત્રીઓના જીવનનો આનંદ લુપ્ત કરનાર



# નિઃસંતાન લગ્નો

## [ તેના નિવારણનો સહેલો ઉપાય ]

[ આ લેખની વસ્તુ ડૉ. જ્યોર્જ ડબલ્યુ ફીસ્કરે પ્રસિદ્ધ કરેલ છે. તેના ઉપરથી ગુજરાતી વાતાવરણને યોગ્ય થાય એવી ગોઠવણ કરવામાં આવી છે.

ડૉ. ફીસ્કર અમેરિકાની ઓહિયો સ્ટેટ યુનિવર્સીટીના સ્નાતક છે, અને ત્યાંના માનસશાસ્ત્ર વિભાગમાં અધ્યાપક હતા. તેમણે કોલંબસ સ્ટેટ હોસ્પીટાલમાં પણ થોડો વખત કામ કર્યું છે ૧૯૪૨ માં તેઓને લશ્કરમાં માનસશાસ્ત્રી તરીકે નીમવામાં આવ્યા હતા અને તેમણે અમેરિકા, ફ્રાન્સ, જર્મનીમાં કામ કર્યું છે. ડૉ. ફીસ્કરે વૈજ્ઞાનિક છાપાઓમાં વૈદક અને માનસશાસ્ત્રને લગતા વિષયો પર સંશોધન લેખો પણ પ્રગટ કર્યા છે, અને ૧૯૪૪થી લોક ભોગ્ય ભાષામાં વિજ્ઞાનના વિષયો પર તેઓ માસિકોમાં લેખો આપે છે. નિઃસંતાનતા મટાડવા માટે તેમણે દર્શાવેલી રીત સાદી અને સહેલી છે. ઘણા ડાક્તરોએ અજમાવેલી છે. વૈદકીય વિજ્ઞાનની એક અજાયબી જેવી લાગે છે, પરંતુ સંતાન માટે ઝંખતી સ્ત્રીઓએ અજમાવવા જેવી છે. તેમાં કાંઈ નુકશાન નથીઃ ખર્ચ નથી–પરંતુ બીજો કોઈ રોગ નથી એ તપાસ કરાવ્યા પછી જ આ રીત અખત્યાર કરવી. ]

એટલે બૈરાંમંડળની બેઠક જામી હતી. અનેક જૂના નવા વિષયો પર ચર્ચા ચાલી રહી હતી. 'શો કળજુગ બેઠો છે?' સંતોકબહેને આજના જમાનાની વાત ઉપાડી. તેમાંથી આજકાલ થતાં નવીન પ્રકારના લગ્ન પર ચર્ચા ઉતરી પડી. છોકરા છોકરીઓની ઉછાંછળી પ્રવૃત્તિઓ વાર્તાલાપનો વિષય બની ગયો.

ત્યાં રળીયાત બાઈએ તમાકુનો સપારો લેતાં ટપકું મૂક્યુંઃ 'શું કરું', બાઈ, મારી વહુને હજી ખોળો ભરાયો નથી. પરણેતરને પાંચ–સાત વર્ષ તો થઈ ગયાં.'

'મારી વહુને પણ એવું જ છે. પરણ્યા દશ વર્ષ થઈ ગયાં.' ઝમકુબાઈએ પૂર્તિ કરી.

'મારી દીકરીને સાસરે મોકલ્યા પાંચ વર્ષ થઈ ગયાં. ખૂબ બાધા આખડીઓ રાખી, રાંદલ માને પણ તેડી જોયા, નાગા પછી પાણિયારે દીવો મૂકીને પછી ખાવાની બાધા રાખીઃ સારો દિવસ ન આવે ત્યાં સુધી દૂધ ન લેવાની પ્રતિજ્ઞા કરી છે! તોય સારો દિવસ દેખાતો નથી.' સમુબાઈએ ગદ્‌ગદ્ કંઠે કહી નાખ્યું.

હજારો સ્ત્રીઓ આવા નિસાસાપૂર્ણ ઉદ્‌ગારો કાઢે છે, અને ચેતના વિહિન કરમાયેલ દુઃખપૂર્ણ જીવનમાં દિવસો ગાળે છે. કારણ કે તેમને તેમના ખોળાનો ખુંદનાર જોઈએ છે–અને તે પ્રાપ્ત થઈ શકતો નથી.

આ જમાના–જૂના પ્રશ્નનો શું કાંઈ ઉકેલ નથી? અર્વાચીન વિજ્ઞાન અનેક અજાયબીઓ કરી બતાવે છેઃ તો શું વૈદક આ પ્રશ્નનો ઉકેલ કરી શકે એમ નથી?

અનેક ઘરોમાંથી સાચા સુખનો નાશ કરનાર આ સ્થિતિ નીવારી શકાય એવો સુલભ ઉકેલ ફીસ્કરે યોજ્યો છેઃ તેમાં નથી જરૂર મોટી મોટી ફી લેનાર ફેશનેબલ ડાક્તરોનીઃ કે તેમાં નથી જરૂર મોટા મોટા વિજ્ઞાનના સાધનોનીઃ

કે નથી જરૂર વાઢકાપ કરવાની કે દુઃખદાયી ઈન્જેક્શન લેવાની.

આ પ્રશ્નનું નિરાકરણ સાવ સાદું અને સહેલું છે, અને અનેક સ્ત્રીઓને પોતાનું મનવાંછિત પરિણામ મળે એમ છે. વંધ્યત્વ મટાડવા માટે આ સાદા અને બીન ખર્ચાળ ઉકેલનું રહસ્ય એક સાદા નાના થર્મોમિટરમાં છુપાયેલું છે.

વૈદકમાં નિષ્ણાત અભ્યાસીઓએ શોધી કાઢ્યું છે કે, ઘણી ખરી સ્ત્રીઓની બાબતમાં છોકરાં થવાં યા ન થવાંની બાબત તેમના શરીરની ઉષ્ણતા–ટેમ્પરેચરનું રહસ્ય સમજવામાં આવીને સમાઈ જાય છે. એટલે કોઇ સ્ત્રીના ટેમ્પરેચરનો નકશો (Chart) તૈયાર કરવાથી તેને છોકરાં થશે કે નહીં, એ સમજાઈ જાય છે.

બે ત્રણ મહિનાઓ સુધી દરરોજ શરીરનું ટેમ્પરેચર માપીને તેનો નકશો બનાવવાની પ્રથમ જરૂર છે. આ સમય પછી ઘણીખરી સ્ત્રીઓ પોતાની જાતની બાબતમાં કેટલીય આશ્ચર્યકારક હકીકતો જાણતી થઇ જશે. આ રીત એટલી સહેલી અને સુલભ છે કે કોઈ પણ સ્ત્રી કરી શકે છે. માત્ર જરૂર છે એક થર્મોમિટરની અને એક નોટબુકની.

દરરોજ સવારે પથારીમાંથી ઉઠતાં પહેલાં, બપોર સાંજ ખાતાં પીતાં પહેલાં શરીરનું ટેમ્પરેચર માપી લેવું. આ ટેમ્પરેચર એક નોટબુકમાં નોંધી રાખવું અને જો આવડે તો તેનો ગ્રાફ તૈયાર કરવો. આ રીતે થોડા મહિના કરવાથી દેખાઇ આવશે કે દર મહિને અમુક દિવસોમાં ટેમ્પરેચરની અમુક વિશિષ્ટ રીતે વધઘટ થાય છે. અને આ ઉપરથી નક્કી કરી શકાય કે ગર્ભાધાન થશે કે નહીં.

: ૨ :

વંધ્યત્વ જૂના જમાનાઓથી ચાલી આવતી ફરિયાદ છે. એને અંગે સમાજમાં પુષ્કળ અજ્ઞાનના જાળાં બાઝયાં છે. સંતાન મેળવવા માટે બુદ્ધિને ન સમજાય એવા વહેમ અને મંતર–મંતર ચલાવી ભોળી સ્ત્રીઓને છેતરવામાં આવે છે. એમ સામાન્ય રીતે માનવામાં આવે છે કે જે સ્ત્રીને છોકરું ન થાય તે વાંઝણી છે. ઘણાં વર્ષો સુધી આ માન્યતા દાક્તર લોકોએ પણ સ્વીકારી લીધી હતી, પણ આજે સુવિદિત છે કે 'વાંઝીયાપણું' અને 'ગર્ભાધાનની કમતાકાત' વચ્ચે ખૂબ તફાવત છે. વાંઝીયાપણું એટલે એવી સ્થિતિ કે છોકરું થવાનું અશક્ય. ગર્ભાધાનની કમતાકાત એટલે છોકરું થવાની મુશ્કેલી. સ્ત્રીઓની અત્યંત જૂજ સંખ્યા જ વાંઝણી હોય છેઃ મોટો ભાગ ગર્ભાધાનની કમ તાકાતવાળો હોય છે. પરંતુ આ તફાવત સમજવાં માટે ખૂબ વર્ષ લાગ્યા. આ તફાવત બરાબર સમજાયા પછી બાળકો વીનાના લગ્ન પ્રત્યે વૈદકીય વિદ્વાનનું વલણ સાવ જુદું થઈ ગયું છે. સ્ત્રી સ્ત્રી વચ્ચે થોડો ફેર હોય છેઃ એક સ્ત્રી બીજી સ્ત્રીથી વજનમાં વધતી ઓછી હોયઃ બંનેના વાળના રંગમાં ફરક હોયઃ બંનેના સ્વભાવમાં પણ જુદાપણું હોયઃ તેમ પ્રત્યેક સ્ત્રીની ગર્ભધારણ કરવાની શક્તિમાં પણ ફેર પડે છે. એટલે થોડો વખત છોકરું ન થાય તો નિરાશ થવાની જરૂર નથી. જે સ્ત્રીઓની ગર્ભાધાનની તાકાત કમી થઈ ગઈ હોય તેમને બાળક થશે કે નહીં, એ સમજવામાં મદદ કરવા માટે ઉપર નિર્દેશેલ ટેમ્પરેચરનો નકશો ઉપયોગી થાય છે.

– શ્રીમતી........નો દાખલો ટાંકીએ:

'મને પરણ્યા પાંચ વર્ષ થઇ ગયા. મેં માતૃત્વની બધી આશાઓ છોડી દીધી હતી, પરંતુ ત્યારબાદ એક વાર મારા દાક્તરે ટેમ્પરેચરના નકશાની વાત કરી. મેં તે મુજબ મારૂં ટેમ્પરેચર લેવાનું શરૂ કર્યું. ત્રણ મહિના બાદ મને ખબર પડી કે મને મહિનાં રહ્યા છે. એ વાત શક્ય નહોતી લાગતી, પરંતુ ખરેખર આજે હું બાળકની માતા છું.' એમ કહીને શ્રીમતી........એ પોતાનો બાબો ગર્વપૂર્વક મારી

સામે ધર્યો. આવું સુખ પ્રાપ્ત કરનાર હજારો સ્ત્રીઓના દાખલા ટાંકી શકાય. હજારો સ્ત્રીઓના જીવનને સુખ પ્રાપ્ત કરાવનાર આ શોધ એક વલંદા દાક્તરને આભારી છે. 'સ્ત્રીઓના શરીરના ટેમ્પરેચરમાં થતાં ફેરફારો અને ગર્ભાધાનની શક્તિ સાથેનો સંબંધ' એ વિષય પર તેણે સંશોધન કરી, કમી થયેલ ગર્ભાધાનની શક્તિને જાણવાનો કીમીયો શોધી કાઢયો.

સ્ત્રીઓના શરીરમાં થતાં ટેમ્પરેચરના ફેરફાર દર મહિને લગભગ એક સરખા સમયે થાય છે, અને એમ માલુમ પડયું છે કે આ ફેરફારને માસિક ઋતુની સાથે સંબંધ છે, આ સંબંધનો ચોકસ નિયમ હજી સંપૂર્ણ રીતે સમજાયો નથી, પરંતુ છેલ્લાં અઠવાડીયાઓ કરતાં નાવણના પ્રથમ અઠવાડીયાઓમાં સ્ત્રીના શરીરનું ટેમ્પરેચર ઓછું હોય છે. કેટલીકવાર માસિકની અધવચમાં એકદમ ટેમ્પરેચર વધી જાય છે. સંશોધન આગળ ચાલ્યું: પરિણામે એમ માલુમ પડયું કે, આ ટેમ્પરેચરના ફેરફાર શરીરમાં આવેલી ગ્રંથીઓમાં (glands) થતાં ફેરફારોની સાથે સંબંધિત હોય છે.

અઠાવીસ દીવસે માસિક ઋતુમાં આવતી એક સામાન્ય સ્ત્રીની બાબતમાં એ ગાળાના બે વિભાગો કરી શકાય. પ્રથમ ચૌદ દિવસ— આ સમયમાં અંડાશયોમાં (overies) અંડકોષની (ovum) ખીલવણી થાય છે. બીજા મહિનાની માસીક ઋતુ પડેલાં આશરે ૧૪ દિવસના ગાળામાં અંડકોષ અંડાશયના પડમાંથી છુટું પડે છે. આ સમય દરમિયાન જો ગર્ભ રહ્યો ન હોય તો શરીર બીજા ચક્ર માટે તૈયાર થવા માંડે છે.

સવાલ એ છે કે આ બધાની સાથે ટેમ્પરેચરના નકશાને અને ગર્ભાધાન થવાને શી નિસ્બત છે? મહિનાના પ્રથમ ભાગમાં ઓછું ટેમ્પરેચર અંડકોષની ખીલવણી દર્શાવે છે અને મહિનાની વચમાં થતો ટેમ્પરેચરનો એકદમ

## કૂંચીનો ઝૂમખો



કમ્મર પર લટકાવ્યો રે કૂંચીનો ઝૂમખો,
મારે કબજે આવ્યો રે કૂંચીનો ઝૂમખો.

ધનપતિની વહુવારુ રે સુજને સૌ જાણે,
માન વધારે મારુ રે કૂંચીનો ઝૂમખો.

કૂંચી જેટલી પેટી રે ઘરમાં નહિ મારા,
તોય વધુ પડી રહેતી રે કૂંચીનો ઝૂમખો.

ધોળી, પીળી, કાળી રે કોઈ નાની મોટી,
સાંકળી ઘુઘરીવાળી રે કૂંચીનો ઝૂમખો.

ચાલું એવી ચાલે રે વાટે કે ઘાટે,
ઘુઘરી રણકે તાલે રે કૂંચીનો ઝૂમખો.

વાલમ ભોળાભાળા રે ન ગતાગમ રાખે,
રાખે ઉઘાડાં તાળાં રે કૂંચીનો ઝૂમખો.

સાસુ વહેમનું જાણું રે કહે: પિયર ભરશે,
સુજ પાસે સંભાળું રે કૂંચીનો ઝૂમખો.

સસરાજી હેતાળા રે માવલડી જેવા,
સોંપે પેટી—તાળાં રે કૂંચીનો ઝૂમખો.

વહેવારુ જડીબુટ્ટી રે સંસારે સરસી,
ઘરની ચાંપી સુકી રે કૂંચીનો ઝૂમખો.

આઠ પહોર ઉજમાળો રે તાબામાં મારો,
વાલમ કરતાં વહાલો રે કૂંચીનો ઝૂમખો.

ખંડેરાવ માનાજી પવાર

વધારો અંડાશયમાં અંડકોષ છૂટવાનો સમય દેખાડે છે. ગર્ભાધાનની આ સુંદર તક છે. એક દિવસ વહેલું મોડું થવાથી આ તક ચાલી જાય છે. કારણ કે પછી અંડકોષની ફળદ્રુપતા ઓછી થઇ જાય છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ગર્ભધારણ કરવાનો યોગ્ય કાળ જ્યારે એકદમ ટેમ્પરેચરની વૃદ્ધિ થાય ત્યારે છે. આ શોધી કાઢવા સ્ત્રીના શરીરની ઉષ્ણતા બે ત્રણ મહિના માપી, નકશો તૈયાર કરી, એ સમય નક્કી કરવો પડે છે.

આ મુદ્દો ખૂબ મહત્વપૂર્ણ છે. જેને ખૂબ છોકરાં હોય, તેને તેમજ જેને માતૃત્વનો લ્હાવો લેવો હોય તેને, આ ટેમ્પરેચરનો નકશો ઉપયોગી થઇ પડે છે.

'વર્ષો સુધી માતૃત્વની રાહ જોતી સ્ત્રીને આની સાદી રીત ઉપયોગી થઇ શકે એ સમજાવવું કેટલીકવાર મુસ્કેલ બને છે' એમ એક ડાક્તર માને છે. 'પરંતુ મારા દવાખાનામાં આવતા કેસોમાં આ ટેમ્પરેચરના નકશા સિવાય હું કાંઇ કરતો નથી. અને એટલું જ દરેક અપાવવા માટે બસ થાય છે.'

એ જ ડાક્તરની ફાઇલમાંથી બીજો કેસ નોંધીએ: 'નવ વર્ષ પહેલાં પરણેલ. અનેક જાતના દવાદારૂ કરેલા. પાંચ મહિના ટેમ્પરેચરનો નકશો રાખ્યો. તેને ગર્ભ રહ્યો છે.'

વળી બીજો કેસ: 'એક સ્ત્રીએ કેટલાક વર્ષ બાળક મેળવવા ફાંફાં માર્યાં. પરીણામમાં નિષ્ફળતા. ટેમ્પરેચરનો નકશો રાખવાનું તેણે નક્કી કર્યું. છ મહિના પછી એ સ્ત્રીને ગર્ભ કેમ રહેતો નથી તેનું કારણ નક્કી થયું. મુદ્દો એ હતો કે મહિનાની વચમાં તેના શરીરમાં ટેમ્પરેચરનો ફેરફાર જ થતો નહિ; એટલે તેના શરીરમાં અંડકોષની ખીલવણી થતી જ નહોતી.

આવું થાય તો પરીણામ નિશ્ચિત છે—બાળક કદી નહીં થવાનું.

: ૩ :

નવાઇની વાત છે કે કેટલીક સ્ત્રીઓને માસીક ઋતુ બરાબર આવે, પરંતુ અંડકોષ ખીલતા નથી. આ પરીસ્થિતિ સમજવા માટે ડાક્તરોને પણ ખૂબ વખત લાગ્યો હતો. પરંતુ આમાં શંકાને અવકાશ નથી. આવું બને છે અને બની શકે છે. અંડકોષ છુટા પડે ત્યારે સ્ત્રીને પેટમાં દુઃખાવો થાય યા લોહી નીકળે. કેટલીક સ્ત્રીઓ આ પરીસ્થિતિ તુરત અનુભવથી સમજી જાય છે, તો કેટલાકને આ સમજવા માટે ટેમ્પરેચરના નકશાની મદદની જરૂર પડે છે.

એક વાત સ્પષ્ટ કરવાની જરૂર છે. કેટલીક વાર શરદી અપચો વગેરે દર્દને લીધે પણ ટેમ્પરેચરમાં ફેરફાર થાય, એટલે આ બાબતનું ધ્યાન રાખી લેવું જોઇએ.

સામાન્ય રીતે આપણા શરીરનું ટેમ્પરેચર ૯૮.૬ ડીગ્રી હોય છે. સ્ત્રીમાં ટેમ્પરેચરના ફેરફાર થાય ત્યારે ૧૦૦ કે વધારે થઇ જાય. એટલે ટેમ્પરેચરના તફાવતનો મુદ્દો મહત્તાપૂર્ણ છે. કેટલીક સ્ત્રીઓનું ટેમ્પરેચર ૯૮.૬ નથી રહેતું; જરા ઓછું વધતું રહે છે. આથી બીવાની જરૂર નથી.

આ ટેમ્પરેચર નકશાની રીત ઊભી થયેલ ગર્ભાધાનની શક્તિની બાબતમાં ઉપયોગી થાય છે. પરંતુ બીજી મુશ્કેલીઓ હોય તો તે કારણ કહી શકતી નથી. પ્રદર, સુવારોગ એવા જાતિય રોગો, અયોગ્ય આહાર અને માનસિક રોગો હોય તો નકશો કાંઇ કામનો નથી થતો. એ દર્દો મટાડવા માટે તો પગલાં લેવાં જોઇએ ને પછી જ આ ઉપાય અજમાવવો જોઇએ.

**આજે** બધા જ પશ્ચાત દેશોની સ્ત્રીઓને અમેરિકાની સ્ત્રીઓની અદેખાઈ આવે છે. આપણને લાગે છે કે ત્યાંની સ્ત્રીઓને પૂરેપૂરી સ્વતંત્રતા મળી છે. પુરુષ સમોવડી બનવાનું સ્વપ્ન અમેરિકામાં જાણે સિદ્ધ થયું છે.

આપણા દેશમાંથી હમણાં ઘણાં માણસો અમેરિકાની મુસાફરીએ જાય છે. પાછા આવીને કહે છે : 'અમેરિકા તો સ્ત્રીઓ માટે સ્વર્ગ છે. સ્ત્રીઓને બધા પ્રકારની છૂટ મળી છે. ખરી આર્થિક અને સામાજિક આઝાદી સ્ત્રીઓને કોઈ દેશમાં હોય તો તે અમેરિકામાં છે.' અને છતાંયે ઘણી અમેરિકાની સ્ત્રીઓને મેં એવી ફરિયાદ કરતી સાંભળી છે કે એમની સ્થિતિ બહુ ખરાબ છે.

એનાથી તદ્દન જુદી વાતો જુનવાણી અને રૂઢીચુસ્ત વિચારો ધરાવતા લોકો કરે છે. આ લોકો ન્યુયોર્ક, શીકાગો, અને હોલીવુડ જેવા મોટા શહેરોમાં જાય; મોટી મોટી હોટેલોમાં ઉતરે અને ત્યાં સ્ત્રીઓ જે છૂટથી ફરે છે તેનાથી ભડકે છે. સ્ત્રીઓને સીગરેટ પીતી જુએ, પાર્ટીઓમાં લ્હેર કરતી જુએ અને સહેલાઈથી છૂટાછેડા લેવાતા સાંભળે છે, ત્યારે એમના દિલને આઘાત લાગે છે. અને પછી આ લોકો વાતો કરે છે કે, સ્ત્રીઓને શું કામ ભણાવવી જોઈએ ? તેમને ભણાવીશું, છૂટ આપીશું તો અમેરિકાની સ્ત્રીઓની જેમ બગડી જશે. અમેરિકાની સ્ત્રીઓએ લીધેલી છૂટ તેઓ સમજી શકતા નથી, અને તેથી સ્ત્રીઓનું સ્થાન ઘરમાં જ હોવું જોઈએ તેવો દુરાગ્રહ રાખે છે.

પરંતુ અમેરિકામાં હું ત્રણ વર્ષ રહી તે દરમિયાન મને સમજાયું કે, આ બંને મંતવ્યો સાચાં નથી. અમેરિકાનાં કેટલાક કુટુંબોમાં લાંબો વખત રહેવાનો મને પ્રસંગ મળેલો, એ વખતે પરિચય પછી મને લાગ્યું કે, ઉપરછલ્લી દૃષ્ટિએ જોઈ અભિપ્રાય બાંધવાનો પ્રયત્ન કરીએ તો શું સાચું તે સમજાતું નથી. એને

જગતની નજરે પ્રગતિશીલ દેખાતી



# અમેરીકાની સ્ત્રી

: લેખિકા :

કુ. વિમુબહેન શાહ

માટે તો જાત અનુભવ ઉપરાંત આર્થિક, સામાજિક અને કાયદાની—એમ જુદી જુદી દૃષ્ટિએ એમની સ્થિતિનો અભ્યાસ કરવો જરૂરી છે.

આ અભ્યાસમાં તદ્દન નવું સત્ય તરી આવે છે. અમેરિકામાં સ્ત્રીઓ પુરુષસમોવડી લાગે છે, છતાંયે હજી સમાન કક્ષાએ પહોંચી શકી નથી. એમને ઘણી છૂટ મળે છે; છતાં તેમને મળેલા અધિકાર પૂરતા નથી.

બીજી બાજુ રૂઢીચુસ્ત લોકો કહે છે તે તો એક પૂર્વગ્રહનું જ પરિણામ છે. સ્ત્રીઓને કેળવણી મળવાથી કે છૂટ મળવાથી બગડી જાય છે એમ કહેવું એ સ્ત્રીઓનું અપમાન કરવા જેવું છે. એમ જોઈએ તો અમેરિકામાં અને બીજે બધે કેટલાય પુરુષો અધોગતિએ પહોંચ્યા છે. શા માટે એકલી સ્ત્રીઓનો જ

વાંક ? જેની અસરથી પુરૂષો બગડે છે તેનાથીજ સ્ત્રીઓ ઉપર બુરી અસર થાય છે. અમેરિકાની પ્રજાના અમુક ભાગ પાસે અનહદ પૈસો ભેગો થયો છે એનું એ પરિણામ છે. ઉલટાનું આ પતનનું સતત ભાન તો સ્ત્રીઓને વધુ રહે છે, કારણકે આ બ્હાના નીચે એમની સ્વતંત્રતા ઝુંટવી લેવાના પ્રયત્નો થાય છે. ન્યુયોર્ક કે શીકાગો જેવા શહેરોમાં જે સ્ત્રીઓ જોવા મળે છે તેવી આખા દેશમાં નથી. સામાન્ય પ્રજાનું કુટુંબ જીવન તો આપણા જેવું જ સામાન્ય હોય છે. આ તો સમાજને ભડકાવી, આપણી બહેનોને પોતાના હક્ક માટે લડતી અટકાવવાનું બ્હાનું છે. અમેરિકામાં આજે સ્ત્રીઓ જે કાંઈ આગળ વધી શકી છે તે જાતે સંગઠિત થઈ મેળવેલા હક્કોને લીધે જ અને હજુય લાંબી મજલ કાપવાની એમને બાકી છે.

અમેરિકાનો દાખલો આપણે લેવો ન જોઈએ, એ વાત ખોટી છે. સ્ત્રીઓ ત્યાં જે કરી શકે તે આપણી સ્ત્રીઓ કેમ કરી ન શકે ! અમેરિકાનું આંધળું અનુકરણ કરવું એ બરોબર નથી, પરંતુ ત્યાં સ્ત્રીઓ છૂટ લઈ શકે તો અહીં પણ એ અશક્ય નથી જ. એક સૈકા પહેલાં અમેરિકામાં સ્ત્રીઓની સ્થિતિ આજે આપણે ત્યાં છે તેનાથી બહુ સારી નહોતી. તે વખતે અમેરિકામાં ઉદ્યોગો હજી શરૂ થતા હતા. સ્ત્રીઓનું સ્થાન ઘરમાં જ હોય એવી માન્યતા પ્રચલિત હતી; બહારની દુનિયા સાથે સ્ત્રીઓને કાંઈ સંબંધ ન હતો. સ્ત્રીઓનું મુખ્ય કામ છોકરાં ઉછેરવાં અને ઘરનું કામકાજ કરવું તે મનાતું. નાની ઉંમરનાં લગ્નો પણ થતાં. પ્રેમલગ્નો ભાગ્યે જ દેખાતાં. ચુંટણીમાં સ્ત્રીઓને મત આપવાનો અધિકાર નહોતો, એટલુંજ નહિ, પણ જાહેર જીવનમાં અને રાજ્યકરણમાં સ્ત્રીઓ ભાગ લઈ શકતી નહોતી. કાયદેસર હકો આવી સ્થિતિમાં હોય જ શાના ? તે અરસામાં જો કોઈ છોકરી કોલેજમાં જવાની વાતો કરે તો એ બહુ વિચિત્ર મનાતું.

સો વર્ષમાં તો સ્ત્રીઓની સ્થિતિ બદલાઈ ગઈ. આ ગાળામાં ઔદ્યોગિક ક્રાંતિ થઈ. આથી ઘણી સ્ત્રીઓને સંજોગવશાત પેટ ભરવા ઘરની બહાર કામ કરવા જવું પડયું. ફેક્ટરીના માલિકોને સસ્તા પગારે મજૂરો જોઈતા હતા, એટલે તેમણે ઓછો પગાર આપી સ્ત્રીઓને કામે રાખવા માંડી. અને પગારના દર ઘટયા એટલે પુરૂષ મજુરોએ એનું કારણ સ્ત્રીઓ ઉપર ઢોળ્યું. એમણે સ્ત્રીઓને નોકરીમાં ન રાખવાની માગણી કરવા માંડી, પણ આ માગણી ખોટી હતી, કારણ કે સ્ત્રીઓ કામ ન કરે તોયે કુટુંબની આવકમાં તૂટ તો પડવાની જ હતી, એટલે સાચી માગ તો સ્ત્રીઓને પણ પુરૂષ જેટલા જ પગાર મળવા જોઈએ એ હતી.

સ્ત્રીઓને આ રીતે કમાવા જવાનોયે હક્ક મેળવવા માટે લડવું પડયું સમાજ સામે અને પૂરતો પગાર મેળવવા માટે કારખાનાનાં માલિકો સામે. આની સાથે સાથે મતાધિકાર મેળવવા માટે પણ સ્ત્રીસંગઠનો રચાયાં. અને જાગૃતિને પરિણામે સ્ત્રીઓએ વધુ ને વધુ કેળવણી લેવા માંડી. જીવનના દરેક ક્ષેત્રમાં, ઘરમાં અને બહાર સ્વતંત્રતા મેળવવા, પુરૂષ સાથે એક હરોળમાં ઉભા રહેવાના પ્રયત્નો કરવા માંડયા. પરિણામે પહેલાની સરખામણીમાં તેમને વધુ અધિકાર મળ્યા. થોડી ઘણી આર્થિક સ્વતંત્રતા પણ મળી. પોતાના પગ પર ઉભા રહેવાની તક મળી, એટલે સમાજમાં અને કુટુંબમાં સ્ત્રીનું સ્થાન બદલાવા માંડયું. જુના વખતના રિવાજો તૂટવા માંડયા. નવા સંજોગોમાં જુના રીતરિવાજો બદલવાની જરૂરિયાત ઉભી થઈ, પરંતુ ઘરમાં સ્ત્રીઓ મજુરી કરે અને જરૂર પડયે બહાર પણ કામ કરી મજૂરી મેળવે એવો લાભ પુરૂષો કેમ જવા દે ? એટલે, જુના સંસ્કારોને વળગી રહેવાનો હજી ઘણો પ્રયત્ન થાય છે.

આ બંને વિરોધી તત્ત્વો અમેરિકામાં અત્યારે દેખાય છે. અમેરિકામાં સ્ત્રીઓ ચૂંટણીમાં મત આપે છે; ઉદ્યોગમાં, ઓફીસોમાં, સરકારી ખાતાંઓમાં, રેલ્વેમાં વગેરે સ્થળે નોકરી કરે છે. વેપાર પણ કોઇ કોઇ વાર ચલાવે છે. સ્ત્રીઓને આર્થિક રીતે સ્વતંત્ર રહેવું હોય તો રહી શકે છે, અને આ જોતાં આપણી સ્થિતિની સરખામણીમાં, જરૂર એમ થાય કે અમેરિકાની સ્ત્રીઓ ઘણી આગળ વધી છે. તે છતાંય હજુ એમને ઘણી પ્રગતિ કરવાની બાકી છે. હજુય આ લોકોના દુઃખો ઘણી રીતે આપણને મળતા આવે છે.

ત્યાંની છોકરીઓ સ્કુલો અને કોલેજોમાં ભણે છે. છતાં કોલેજોમાં ઉચ્ચ અભ્યાસ માટે છોકરાઓ કરતાં છોકરીઓનું પ્રમાણ ઘણું ઓછું છે. લગ્ન એક બીજાની મરજી વિરુદ્ધ થતાં નથી, છતાં સ્ત્રીની આર્થિક સ્થિતિ પુરૂષ જેટલી સારી ન હોવાથી પૈસાનો મુદ્દો લગ્નમાં ઘણો મહત્વનો ભાગ ભજવે છે. સ્ત્રીઓને પુરૂષ સરખી ગણવામાં આવે છે, છતાંય દરેક પુરૂષ અને સમાજ માને છે કે પત્ની પતિ ઉપર આધાર રાખીને રહે.

આપણે બીજી રીતે જોઇએ.

કારખાનામાં સ્ત્રીઓ પુરૂષ જેટલું જ અથવા તો એથી વધુ સારૂં કામ કરે છે, તો પણ પુરૂષ કરતાં સ્ત્રીને પગાર તો ઓછો જ મળે અને તેથી આજે સ્ત્રીઓ ટ્રેડ યુનિયનોમાં સંગઠિત થઈને સરખો પગાર મેળવવા લડી રહી છે. અમેરિકામાં કેટલાક રાજ્યોમાં એક સરખા કામ માટે સરખો પગાર મળવો જોઇએ એવો કાયદો હોવા છતાં એ કાયદાનું માન સચવાતું નથી. જ્યારે સરખા પગારની માગણી કરે છે ત્યારે જવાબ મળે છે કે, જો પુરૂષ જેવા જ થવું હોય, સરખા હકો જોઈતા હોય, તો સુવાવડ વગેરેનો ખાસ લાભ નહિ મળે. આવી અજુગતિ વાતો અમેરિકામાં જ સાંભળવાની મળે. જાણે કે બાળકોનો જ[illegible] સ્ત્રીઓની જ જવાબદારી હોય છે!

સ્ત્રીઓને ફેક્ટરીમાં કામ કરવા જવું પડે છે તે શોખને ખાતર નહિ, પણ ઘરનું પુરૂં કરવા, ગુજરાન ચલાવવા. છતાંય શાંતિથી કામ કરી શકે એને માટે એમને પૂરતી સગવડો આપવામાં આવતી નથી. સુવાવડ આવવાની હોય ત્યારે સ્ત્રી ઘેર બેસે, છોકરો મોટો થાય ત્યાં સુધી હેરાન થવાનું; એ માટે કોણ જવાબદાર? લડાઈ દરમ્યાન સ્ત્રીઓ દેશને ખાતર બહાર કામ કરતી થઈ, પુરૂષ સાથે ઉભા રહીને પોતાની શક્તિની ખાત્રી કરાવી આપી; આમ છતાં આજે લડાઇ પછી અમેરિકામાં બધા ઇચ્છે કે સ્ત્રીઓ ઘરમાં પાછી ભરાઈને રસોડું સંભાળે. પણ મોંઘવારી એટલી છે કે સ્ત્રીઓ તેમ કરવા તૈયાર નથી. પોતાના મેળવેલા હકો જતા કરવા માગતી નથી.

લડાઈ વખતે સ્ત્રીઓની જરૂર હતી તેથી બાળકોને સાચવવા માટે યોજનાઓ સરકારે ઘડી હતી. આજે તો સંજોગો બદલાઈ ગયા છે. કારખાનાના માલિકોની ગરજ દૂર થઈ છે. લડાઇ દરમ્યાન અપાતી સગવડો લગભગ બંધ કરી દેવામાં આવી છે. અમેરિકામાં એક કરોડ સાઠ લાખ સ્ત્રીઓ કામ કરવા જાય છે. તેમના બાળકોની સંભાળ રાખવા કાંઈ ગોઠવણ નથી. સ્વતંત્રતા આપવાની વાતો થાય અને તેના રક્ષણ માટે સાધનો ન હોય તો એ સ્વતંત્રતાનો શો અર્થ?

રાજ્યકારણમાં ભાગ લેવામાં તો આપણે એક પગલું આગળ છીએ. ૧૯૨૦માં લગભગ ૭૦ વર્ષના આંદોલન પછી અમેરિકાની સ્ત્રીઓને ચૂંટણીમાં મત આપવાનો અધિકાર મળ્યો; પરંતુ તેથી કાંઇ સમાનતા ન આવી અને રાજકીય બનાવોમાં તો સ્ત્રીઓ ઘણો ઓછો ભાગ લે છે. કોઈ દિવસ સ્ત્રીઓ ઉંચી રાજકીય પદવી ઉપર આવી નથી. બહુ જ થોડાં અપવાદો સિવાય સ્ત્રીઓ સૌ શિક્ષકા બને. નર્સ બને કે

# કેટલાક સ્ત્રી-પરિચયો

*

નાનપણથી જ શાન્તીનીકેતનમાં હિંદના મહાકવિ સ્વ. ડૉ રવીન્દ્રનાથ ટાગોરની સીધી દેખરેખ તળે ઉછરેલાં શ્રીમતી રાણીદેવી ચંદા 'આજે જગતના મહાન કલાકારોની પ્રશંસા પામે એટલી પ્રગતી પોતાની ચિત્રકલામાં સાધી શકયાં છે' એવું દીલ્હીમાં તાજેતરમાં ઓલ ઈન્ડીયા કળા સોસાયટી તરફથી રજુ થયેલ એમનું 'વન-મેન-શો' પ્રદર્શન જોનારથી બોલ્યા વિના રહી શકાય તેમ નથી

શ્રી. રાણીદેવીએ શરૂઆતમાં શીલ્પકળાનું શિક્ષણ મહાન કળાકાર શ્રી. નંદલાલ બોઝ પાસે લીધું ને છેલ્લે છેલ્લે મહાગુરૂ શ્રી. અબનીંદ્રનાથ ટાગોર પાસે કળાશિક્ષણની પૂર્ણાહુતી કરી

એમનો જન્મ કળાકાર કુટુંબમાં થયો હોવાથી કળાસંસ્કાર એમનામાં જન્મથી જ છે: તેમના ચાર ભાઈઓમાંથી બે ભાઈઓ મુકુલ ડે અને મનીશી ડે જગતવ્યાપી કીર્તિને વર્યા છે. એવા કળાકાર ભાઈઓની કળાકાર બહેન શ્રી.રાણીદેવીનાં ચિત્રો મુખ્યત્વે રાધાકૃષ્ણને અનુલક્ષીને દોરાયાં છે.

પારીસમાં યુનેસ્કોના આશ્રયે જગતભરની કળાનું પ્રદર્શન થયું તેમાં હિંદી વિભાગમાં એમનું રાધાકૃષ્ણનું ચિત્ર મુખ્ય આકર્ષણનું સ્થાન બની રહ્યું હતું. આ પ્રદર્શન અત્યારે દિલ્હીમાં લાવીને રજુ કરવામાં આવ્યું છે અને તે ચીન સરકારને ભેટ આપવામાં આવ્યું છે.

તેઓ વારંવાર ટાગોરનું વાકય રજુ કરે છે કે 'વારંવાર તમારી જાતનું પારાયણ ન કરો. જીંદગી લાંબી છે ને કળાનું ક્ષેત્ર વિશાળ છે.' એટલે એમના દરેક ચિત્રમાં વિવિધતા દેખાય છે.

---

ઓફીસમાં કામ કરે; પણ ભાગ્યેજ મેનેજર કે સંચાલકની જગ્યા મેળવે છે.

બીજા દેશોની જેમ નીતિનું બેવડું ધોરણ હજી ત્યાં ચાલુ છે. પુરૂષ કંઈપણ ખરાબ કરે તો સમાજ વાંધો ન લે, પરંતુ દેશમાં ચાલતી અનીતિ માટે, વેશ્યાવૃત્તિ માટે અને રોગ ફેલાવવા માટે સ્ત્રીઓને જવાબદાર ગણવામાં આવે.

એકલી સામાજિક દૃષ્ટિએજ નહિ, પણ કાયદા દ્રષ્ટિએ અત્યારે પણ સ્ત્રીઓને પુરૂષ કરતાં નીચી માનવામાં આવે છે. લગન પછી સ્ત્રીનું કાયદેસર સ્વતંત્ર અસ્તિત્વ રહેતું નથી, એ જુના કાયદાની અસર હજી પૂરેપૂરી ગઈ નથી. કેટલાક કાયદાઓ તો આપણા કાયદા જેટલી હદે આગળ વધેલા નથી.

આ બધા જુદા જુદા પ્રશ્નોનો વિચાર ઉંડાણથી કરવો આપણે માટે ખૂબ જરૂરી છે. આજે આપણે આપણા હકો મેળવવા લડી રહ્યા છીએ. ૧૯૨૦-૩૦ અને ૪૨ની કોંગ્રેસ લડતોમાં આપણી સ્ત્રીઓએ ઘણો આગળ પડતો ભાગ લીધો હતો, પણ બીજા દેશોની સરખામણીમાં હજુ ઘણું કરવાનું બાકી છે; અને તે માટે અમેરિકાની સ્ત્રીઓની લડતો, એમની સંસ્થાઓ અને એમના પ્રશ્નો જરૂર આપણને માર્ગસૂચક બને.

અમેરિકા ઉપરાંત ઝેકોસ્લોવેકીઆ, પોલેંડ, સોવિયેટ રશિયા, ચીન વગેરે દેશોની સ્થિતિ જાણવી પણ અગત્યની છે. એ દેશોમાં પણ નવીનવી જાતના પ્રયોગો થયા છે, ત્યાં સ્ત્રીઓને કાયદામાં જ નહિ, પણ જીવનમાં સાચી સમાનતા મળે. એ માટે ઘરમાં અને ઘર બહાર જાતજાતની સગવડો અને સાધનો આપવામાં આવે છે. આ દેશની સ્ત્રીઓના જીવન અને એમના ઇતિહાસને પણ આપણે પાછળથી સ્પર્શીશું.

તેઓ ખાદીધારી છે ને ચરખો તેમના રહુડીઓમાં કળાનું પ્રતિક બની રહ્યો છે. તેઓ દેશની સેવામાં જોડાયેલાં. ૧૯૪૨ માં તેમણે કોંગ્રેસમાં રહીને તે. પ્રદેશમાં કામ કરેલું અને એક વર્ષ જેલમાં જઈ આવ્યાં છે. જેલમાં તેમણે પોતાની સચિત્ર ડાયરી તૈયાર કરેલી તે લાજેતરમાં પ્રગટ થવાની છે. તેઓ લેખિકા પણ છે ને 'અબની'દ્રનાથ અને રવીન્દ્રનાથ ટાગોરનાં સ્મરણો' નામે તેમનું પુસ્તક પ્રગટ થયું છે, તે ખૂબ વખણાયું છે. બંગાળી સાહિત્યમાં તેમનું ઘણું ઉંચું સ્થાન છે.

ખાન અબ્દુલગનીખાનના કહેવા મુજબ, શાન્તીનિકેતનના જીવતા જાગતા માણસ વિશ્વભારતીના પ્રિન્સીપાલ શ્રી. અનીલ કે. ચંદાનાં તેઓ ધર્મપત્ની છે અને તેમના ગૃહજીવનમાં તેઓ ખૂબ સુખી છે.

*

આંધ્રના વતની મીસ કોવટા યસોદાદેવી (એમ. એ. એમ. લીટ્રેચર) એ 'ઇ. સ. ૧૦૦૦ થી ઇ. સ. ૧૫૦૦ વચ્ચેની પાંચ-છ સદીઓમાં આંધ્ર' એ વિષય ઉપર મહાનિબંધ લખી મદ્રાસ યુનિવર્સિટી ઉપર મોકલેલ. તેમાં તેઓ ઉત્તીર્ણ થવાથી તેમને ડોક્ટર ઓફ લીટ્રેચરની ડીગ્રી એનાયત થઇ છે. આવી ડીગ્રી લેનાર આંધ્રમાં આ બહેન સહુથી પ્રથમ છે. તેમની સેવાઓ તેઓ પોતાના પ્રાંતને અને હિંદની બીજી કેળવણી વિષયક સંસ્થાઓને આપતા રહે.

*

અખિલ હિંદ મહિલા પરિષદના માજી પ્રમુખ લેડી રામરાવ અને અમેરિકામાં હિંદના એલચી સર બેનીગોલ રામરાવના પુત્રી કુ. શાન્તા રામરાવનો જન્મ આજથી પચીસ વર્ષ ઉપર સને ૧૯૨૩ માં થયો હતો. તેઓ વેલેસ્લી કોલેજનાં ગ્રેજ્યુએટ છે, અને માત્ર સિદ્ધહસ્ત પત્રકાર છે, એટલું જ નહિ, પણ જેનું મોટું વેચાણ છે એવા 'હોમ ટુ ઈન્ડીયા'

કુમારી શાન્તા રામરાવ



નામના પુસ્તકનાં તેઓ લેખિકા છે. ગઈ લડાઈ વખતે તેઓ ન્યુયોર્કમાં લડાઈના ખબર પ્રચારક ઓફીસમાં અધિકાર પદે હતાં અને હિંદમાં આવ્યા પછી તેઓ તેમના પિતા જાપાનમાં હિંદી એલચી તરીકે ગયા ત્યારે તેમની સાથે ટોકીઓ જઈ ઘરની વ્યવસ્થા સંભાળી લીધી હતી અને હોંશીઆર ગૃહિણી પેઠે ગૃહવ્યવસ્થામાં અને અતિથિ સત્કારમાં પોતાની કાર્યક્ષમતા બતાવી હતી.

અત્યારે તેઓ વોશીંગ્ટન એલચી ખાતામાં તેમના પિતાને ઘણી મદદ કરે છે અને ઘર તથા બાળકોની સંભાળ રાખે છે. ટેનીસનો તેમને જેટલો શોખ છે તેટલો જ શોખ રસોઈની વ્યવસ્થામાં પણ છે. એમની આનંદી મુખમુદ્રાથી તે પરિચિતોમાં લોકપ્રિય થઈ પડયાં છે.

કુમારી શાન્તા રામરાવે એ રીતે હિંદની આબરૂ દેશ-પરદેશમાં વધારી છે ને ભવિષ્યમાં તેઓ દેશને અનેક રીતે ઉપયોગી સેવાઓ આપતા રહેશે.

સમાજે નિયમન કરેલા



# લગ્નનો હેતુ

શ્રી. સંસારશાસ્ત્રી

*

લગ્નના હેતુ માટે ગૂંચવાડો ઊભો કરવામાં આવે છે. ખરી રીતે એ ગૂંચવાડો 'લગ્નના હેતુની કહી શકાય નહીં, કેમકે લગ્નનો હેતુ તો સ્પષ્ટ છે. લગ્નનો હેતુ તો દેખીતો જ છે કે એક સ્ત્રી અને એક પુરુષને સમાજમાં પ્રતિષ્ઠા જળવાઇ રહે એ રીતે કાયદેસર ભેગાં રહેવાની સગવડ આપે છે. હવે પ્રશ્ન એ છે કે સ્ત્રી અને પુરુષ ભેગાં શું કરવા રહે? બે સ્ત્રીઓ લગ્ન કરીને ભેગી રહેતી નથી, અગર બે પુરુષો લગ્ન કરીને ભેગા રહેતા નથી. પરસ્પર વિરોધી જાતિની બે વ્યક્તિઓનું જોડાણ લગ્નથી થાય છે, એ જ સ્પષ્ટ કરે છે કે લગ્નનો ખરો હેતુ એક સ્ત્રી અને એક પુરુષને પોતાની જાતીય વૃત્તિઓના સંશમનનો માર્ગ પૂરો પાડવાનો છે. જાતિય વૃત્તિઓનું સંશમન શરીર સંબંધ વિના થઇ શકતું નથી. એથી હવે પ્રશ્ન એ થાય છે કે સ્ત્રી પુરુષના શરીરસંબંધનું પ્રયોજન શું?

અને અહીં એક ગૂંચવાડો એવો ઊભો કરવામાં આવે છે કે શરીરસંબંધનો હેતુ સંતાનોત્પત્તિનો છે. આવી દલીલ ગમે તેવા નામાંકિત માણસો તરફથી કરવામાં આવતી હોય તેમ છતાં આ દલીલ બરાબર નથી. સંતાનોત્પત્તિ તો માત્ર આકસ્મિક વધારાનું પરિણામ છે. પરંતુ શરીરસંબંધનો મૂળ હેતુ તો સ્ત્રી પુરુષની જાતિય વૃત્તિઓની ઊર્મિઓને સંતોષ આપવાનો છે અને તેના આનંદને માટે જ્યારે યુગલો તરફથી જાતિય પ્રવૃત્તિ થતી હોય ત્યારે સંતાનોત્પત્તિ પણ થયાં કરતી રહે છે, અને દુનિયાનો વંશ ચાલ્યા કરે છે. કુદરતમાં સર્વત્ર વંશવૃદ્ધિ આકસ્મિક જ થયાં કરતી હોય છે-વનસ્પતિસૃષ્ટિમાં જુઓ, પશુપંખીસૃષ્ટિમાં જુઓ કે મનુષ્યસૃષ્ટિમાં જુઓ. જો તેમ ન હોય તો એ પ્રવૃત્તિમાં રહેલો આનંદ અગર એ આનંદ મેળવવાનું મન થાય તે માટે તેમાં મૂકાયેલા જાતિય આકર્ષણનો કાંઇ જ અર્થ રહે નહિ. એ આકર્ષણ ને આનંદ ઉઠાવી લેવામાં આવે તો શું થાય? ગૂંચવાડો થાય એવી વાતો કરનારા કદાચ એમ કહેવાને તૈયાર થશે કે તેમ છતાં સંતાનની ઇચ્છાથી સ્ત્રીપુરૂષો સંભોગ કરતાં હશે!

*

એક જ્ઞાતિ માસિકમાંથી ઉદ્દામ વિચારસરણી ધરાવતા લાગતા એક ભાઇના લેખમાંથી ઉપરનો ઉતારો આપ્યો છે.

આપણે જ્યારે લગ્નનો હેતુ સ્પષ્ટ કરવા માગતા હોઇએ ત્યારે લગ્નનો હેતુ શો હોવો જોઇએ એની તાત્વિક વિચારણા કરવી એ એક માર્ગ છે અને લગ્નસંસ્થાના ઇતિહાસમાંથી કયો હેતુ ફલિત થઇ રહે છે તે નક્કી કરવું એ બીજો માર્ગ છે. એ બંને માર્ગનો એકબીજા સાથે મેળ મળે એમ છે કે નહિ તે પણ તપાસવાનું રહે છે.

લગ્નસંસ્થાના ઇતિહાસમાંથી ફલિત થઈ રહેતો હેતુ વિચારીશું તો સમજાશે કે સંતા-

નને આડકતરું વધવાનું પરિણામ ગણવામાંથી એ સંસ્થા ઉદ્ભવી નથી. એ વાત ખરી છે કે જાતિય આવેગ એક કુદરતી આવેગ છે અને વંશવર્ધનની એ પ્રેરણા છે. કુદરતે એથી જ શરીરસંબંધમાં આનંદનું તત્ત્વ રાખ્યું છે, જેથી મનુષ્યો આપોઆપ એ દિશામાં વળે. એમ કરીને કુદરતે પોતાનો હેતુ સાધી લીધો છે એમ પણ કહેવું હોય તો કહી શકાશે. પણ એ હેતુને પીછાણ્યા પછી પણ મનુષ્ય એ હેતુને અનુકૂળ જ રહ્યો છે, એટલે કે સંતાનને એણે 'આડકતરૂં વધારાનું પરિણામ' (એ ભાષાએ ઉપરની તર્કસરણીને આગળ ચાલતાં સંતાનને વણબોલાવ્યા મહેમાનની તોલે–અર્થાત નિરર્થક પણ આગંતુક બોજારૂપે ગણ્યું છે એ સૂચક છે!) માન્યું નથી, એ અકસ્માત્ છે એમ પણ ગણ્યું નથી. મનુષ્યમાં કાર્યકારણની બુદ્ધિનો સારી પેઠે ઉદય થયો હોવાથી એની પરિણામદષ્ટિએ એની પાસે જીવનધારણને અનુકૂળ સામાજિક સંસ્થાઓ ઉપજાવી છે. અલબત્ત, એ હંમેશ ડાહી રીતે વર્તતો નથી, એના આવેશો એને આંધળો પણ બનાવે છે અને ત્યારે એની પરિણામદષ્ટિ કે વિવેકબુદ્ધિ લુપ્ત થતી હોય છે. પણ આ પણ એ જાણતો હોવાથી કેટલાંક નિયમોનો એણે પોતાના વિકાસકાળ દરમ્યાન ઉપજાવ્યાં છે ને સ્વીકાર્યાં છે. એ નિયમનો પણ વ્યક્તિગત રીતે એ છાની કે ઉઘાડી રીતે તોડતો હોય છે પણ આખો સમાજ નિયમોને લીધે સુરક્ષિત રહી શકતો હોય છે. આ હકીકત ધ્યાનમાં રાખીને લગ્ન સંસ્થાનો વિચાર કરવાની જરૂર છે. એ સંસ્થા કામવૃત્તિનું નિયમન કરવા અને સંતાનોનું યથાયોગ્ય સંગોપન કરવા માટે અસ્તિત્વમાં આવી હતી, પરંતુ મનુષ્યજીવનને પશુપંખી અને વનસ્પતિના જીવનની કોટિએ ઉતાર્યાથી જેઓને સંતોષ થાય

## 'પ્રેમપત્ર લખતી સ્ત્રી'



દિલ્હી પ્રદર્શનમાં રજુ થએલો ભુવનેશ્વરના અગીયારમી સદીના શિલ્પનો નમૂનો.

*

એમ છે તેમને આમ સ્વીકારવું ગમે નહિ એ સમજી શકાય એમ છે. છતાં એમને એટલું પૂછી શકાય કે 'જાતિયવૃત્તિનું સંશમન' અને તજ્જન્ય આનંદપ્રાપ્તિ એ જ જો લગ્નનો ખરો હેતુ હોય તો લગ્નસંસ્થા અસ્તિત્વમાં આવતાં પહેલાં એ વૃત્તિ સંતોષાતી નહોતી? અને જો સંતોષાતી હતી જ તો લગ્નસંસ્થાની શા માટે જરૂર પડી? મનુષ્યેતર યોનીઓમાં પશુપંખી સમાજમાં લગ્નસંસ્થા નથી અને છતાં કામવૃત્તિ અને સંતાનોત્પત્તિનો ક્રમ તો ત્યાં છે જ. એટલે લગ્નનો હેતુ શોધવો તેનો અર્થ તો એ જ ને, કે આ મનુષ્યકૃત સંસ્થા પાછળ મનુષ્યે કલ્પેલ હેતુ વા હેતુઓ શોધવા? કુદરતી પ્રેરણાઓ તો છે જ. પણ મનુષ્યે એને નિયમી શા માટે? આ પ્રશ્નના જવાબમાં વાસ્તવિક જવાબ રહેલો છે.

# રસોઇ ઘર

સ્વ. સૌ. મણીબહેન મહેતા



## સેતીયાં ઇટલી.

**સાધન**—પડસુદીની બારીક સેવ શેર ૧. બારીક રવો શેર ૨. ઘી શેર ના. દહીં ખાટું શેર ૧ા. લીલાં મરચાં નંગ ૧૦. કાજુ તોલા ૫. મીઠું તોલા ૩.

બનાવવાની રીત—રાત્રે રવાને સાફ કરી ઘીનું મોણ દઇ, દહીંથી આથવો અને સેવને ઘીમાં બદામી રંગની શેકી કાઢવી. પછી સેવને પાણીમાં પલાળી દેવી. સવારે જ્યારે રવાનો બોળો સારી રીતે આવી ગયો હોય એટલે કાજુને ઘીમાં બદામી રંગનાં તળી તથા લીલા મરચાંનાં મમીઆ કરી, સેવ રવાની મેળવણીમાં મીઠું વીગેરે મેળવી દેવું. રાતનાં પલાળેલી સેવમાંથી પાણી કાઢી નાંખી ફેંકી દેવું, ફક્ત સેવ રવામાં મેળવવી. પછી એક તપેલીમાં પાણી મુકી અંદર પાણીથી થોડી સપાટી ઉપર ૧ ઇંચ ઉંચું રહે એવો કાંઠો કે ઇટનાં ટુકડા મુકવા કે જેથી ચારણીમાં પાણી પહોંચી શકે નહી.

પછી એક ચારણી મુકી તેની અંદર સેવની મેળવણી મેળવેલ વાટકીઓ ભરી મુકતા જવું અને હવા ન જાય તેમ ઢાંકણુ ઢાંકવું. પછી એકી વખતે ચારણીમાં ત્રણ વાટકીઓ મુકવી. દરેકને તૈયાર થતાં વધુમાં વધુ દશેક મીનીટ ભાગ્યે જ થાય છે. તેની સાથે ખાવામાં શ્રાવણ ૪૪ના સ્ત્રીજીવનમાં લખ્યા મુજબની ચટણીનો વપરાશ થાય છે.

## અડદની દાળનાં વડાં

**સાધન**—અડદની સફેદ દાળ શેર ૧ તાજું દહીં શેર ૧ા, મીઠું, મરચાં, હળદર જરૂરપુરતાં. આદુ તોલો ાા. તેલ શેર ૧ા. ટોપરાંનાં મગીયાં તોલા ૨.

બનાવવાની રીત— અડદની દાળને સાફ કરી રાતના પલાળવી. સવારે પાણી કાઢી પત્થર ઉપર પીસી નાંખવી. મીઠું મરચાના મગીયાં નાખી, આદુનાં મમીયાં કરી, તેમાં મેળવી દેવું. પછી હથેળીમાં અથવા ભીંજવેલાં કપડાં ઉપર વડાં બનાવી, તેલની કડાઇમાં મુકતાં જવું. એક પાસું બદામી રંગનું થાય એટલે બીજી બાજુ ફેરવવું. પછી એક વાસણમાં ઠંડુ પાણી રાખવું અને વડાં ઉતારી તે પાણીમાં નાંખતા જવાં. થોડો વખત રાખી દહીંની તપેલી તૈયાર રાખી હોય તેમાં દહીં જરા પાતળું કરી, વડાં ઝબોળી દેવાં. ઓછામાં ઓછા ત્રણ કલાક દહીંમાં રહ્યા પછી પોચાય છે.

તેમાં ખાવાની ચટણી

લાલ મરચાની ભુકી તોલા ૨ા. મગની દાળ તોલો ૧. મીઠું ચપટી, લીમડો સળી ૧. પહેલાં જરા ઘી ગરમ મુકી તેમાં લીમડાના પાન છુટાં નાંખવાં, ત્યાર બાદ મગની દાળ નાંખી, બદામી રંગની દાળ થાય એટલે વાસણ નીચે ઉતારી મરચાંની ભુકી તથા મીઠું પીસેલું નાંખી હલાવીને વડાં તથા દહીં પીરસતી વેળા તેનાં ઉપર છંટાય છે

## ગુર્જર નારીની

# ગીત સમૃદ્ધિ




સંપાદક

શ્રી. સવાઈલાલ ઈ પંડયા


વસુધાને આંગણે નવવધૂ જેવાં રમ્ય રૂપવાળી શરદ્ઋતુ જ્યારે રમવા ઉતરી પડે છે ત્યારે સમગ્ર સૃષ્ટિ જાણે કે હસી ઊઠે છે. સમ્રાટના વિજયપ્રસ્થાન જેવી વર્ષાઋતુની આડંબર ભરી શોભા સંકેલાઈ જઈને પ્રકૃતિ-માતાના ક્રીડાચોકમાં રસિયાં સંતાનોને રમવા પ્રેરે એવી સૌમ્ય નમણી રમણીયતા સર્વત્ર નજરે પડે છે. ઘૂઘવતા નદી પ્રવાહોની ઉદ્દામ દોડ ઓસરી ગઈ છે, તીરોને તોડી નાખીને સ્વચ્છંદ પથારીઓમાં આળોટવાનાં સાહસો શમી ગયાં છે, અને સરિતાઓ કુલવધૂની લજ્જાગુણ ધારણ કરીને મર્યાદાના વહેણમાં વહી રહી છે. સંવત્સર સ્નાતક પર્વતો વર્ષા-સ્નાનથી ચોકખા બનીને જાંબુડા વાઘાઓમાં સજ્જ થયેલી દિશાસુંદરીઓના વરણાગી સાથીઓશા પ્રકૃતિની સનાતન સુંદરતાને જાણે કે નિરખતા ઉભા છે. મહિનાઓ સુધી રસથી સિંચાએલાં મેદાનો તૃણથી રોમાંચિત બન્યાં છે. ચરતાં પશુઓને પુષ્ટિનું પોષણ પીરસનારા વસુધાને પાનો આવ્યો છે. એ વાત્સલ્યનો બદલો વાળવા ઉત્સુક બનેલી ધેનુઓ દૂધની પીયૂષધારાઓ વડે ધરતીનાં બીજાં બાળકોનું પોષણ સાધવા તત્પર બને છે. લણનારાઓના પરિશ્રમને ઉત્તેજિત કરતાં ખેતરો પાકથી લચેલાં ઉભાં છે.

પોતાના પરિશ્રમથી ધન્ય બનવાના અને વિસ્તરેલા મંગળકર સૌંદર્યથી સંતૃપ્ત થવાના અધિકારી માનવ માટે રાસ રમવાનો આ સૌથી વધારે ઉચિત સમય હોય એમ દેખાય છે. કાળાં વાદળાંઓના ઉન્મત્ત પેલા વ્યોમે હવે બંધ કરાવ્યા છે. સંપૂર્ણ કળાએ ખુલ્લા ચંદ્ર-રાજને વિહરવું ગમે એ માટે એના માર્ગમાં તારાઓનાં મોતીડાં વેર્યાં છે. વિશ્વમાન્ય નાટકના પરોણાગી નટોને અનુકૂળતા આપવા તત્પર પૃથ્વીએ પોતાનાં વિશાળ મેદાનોમાં હરિયાળી જાજમ બિછાવી આપી છે. ધાત્રા પૃથ્વીના એવા સુભગ સત્કારને ટાણે એકદા રાસેશ્વર શ્રીકૃષ્ણ બંસીના નાદથી સ્વયં આનંદમગ્ન બનીને વિશ્વને રસમગ્ન થવાનો અનુપમ લ્હાવો આપે છે એ વિરલ પ્રસંગનું દયારામ સિવાયના એક બીજા ગુજરાતી કવિએ રચેલું ગીત આપણે જોઈએ.

### વેણુનાદ

વેણુનાદ કીધો છબીલે છંદમાં રે.
નાદે રે જળ જમુનાજીનું સ્થંભ્યું,
એવું ગુણ ગાન કર્યું જગ વંદું,
ચાલી નવ શકીયો રે સ્થંભ્યો આકાશે ઇંદુ રે
વેણુનાદ...

મોહ્યાં મૃગ મીન પંખીને મોર,
એવી પ્રીત બાંધી ચંદ્ર ચકોર,
એવી લીલા રચી રે ભુવન નંદ કિશોર રે.
વેણુનાદ...

મોહ્યા બ્રહ્મા મુનિ ને દેવ મહેશ,
વિરંચીએ વ્રજ કર્યો પ્રવેશ,
વીત્યા ખટ માસ રે પાર ન પામ્યો શેષ રે.
વેણુનાદ...

# શ્રાવણ રાતે



આંસુ રીસાયાં મુજથી આજે,
શ્રાવણ તારી મેઘલી રાતે,
આવી આવીને આભલા ગાજે,
વરસ્યાં વિનાં એ પૂરવ દિશે,
ચાલ્યાં જઈ વાયુની સંગે.
શ્રાવણ, તારી મેઘલી રાતે,
આંસુ રીસાયાં મુજથી આજે.
એંટ પડી છે દિલમાં એનાં,
ખોલતાં નથી એ અંતરપાનાં,
મૌન ધરી શું મૂંગી બનાવે ?
મનનો સાગર . મૂક મુંઝાયે.
શ્રાવણ, તારી મેઘલી રાતે,
આંસુ રીસાયા મુજથી આજે.

ભૂપેન્દ્ર વકીલ

નાદે રે મોયા પત્થર પાણી થકી વહ્યા,
યોગેશ્વર યોગ ભજન થકી ગયા,
જંગમ જડ રૂપે રે સ્થાવર ચૈતન્ય થઈ રહ્યા રે.
વેણુનાદ...

લખી લીલા ચિત્રવિચિત્ર ભારી,
ભૂમંડળ એક નર ને એક નારી,
કહે શ્રીકૃષ્ણ રે કલ્યાણ જાય બલિહારી રે.
વેણુનાદ...

આસો માસની પૂનમનાં અજવાળાં વૃંદાવનની રૂપાળી કુંજોને સભર ભરી રહ્યાં હતાં એવે ટાણે ધીર લલિત પગલે ત્યાં આવીને છબીલાજીએ ઉલ્લાસપૂર્વક નિજાનંદ અર્થે વેણુનાદ આરંભ્યો. લોકોત્તર ગુણોથી ભરેલા એ ગાને એવું તો અનુપમ કળા સ્વરૂપ પ્રકટાવ્યું કે એના પ્રભાવે કરીને પૃથ્વી ઉપર યમુનાનો જળપ્રવાહ જ એકલો ન થંભ્યો, પરંતુ આકાશમાં ચંદ્ર પણ અનુપમ નાદમાં લીન થઈને સ્થિર ઉભો. ભૂતળ ઉપર નંદકિશોરે રચેલી અદ્ભુત લીલામાં સમગ્ર જંગમ સૃષ્ટિ મુગ્ધ બનીને ઉભી. મોટા મુનિવરો અને બ્રહ્મા આદિક મોહ પામ્યા. આ ગોવાળ શું વિષ્ણુનો અવતાર હોય કાંઈ? એવા અંદેશાથી વિરંચીએ વાછડાંઓ હરી લીધાં. એમને નિજની માયાથી ફરી નિપજાવી લઇને અજને ભ્રમિત કર્યા. છ માસ વીત્યે છતે બ્રહ્મા યે માયાનો પાર બિલકુલ ન પામી શકયા. નાદથી મુગ્ધ બનેલા પત્થરો પણ દ્રવી ગયા, યોગેશ્વર યોગમાર્ગમાંથી ચૂકી ગયા. સ્થાવર જંગમ. જગત ઉલટા-સુલટો ભાવ ધારણ કરી રહ્યું. વિચિત્રતા ભરેલી મનોહર લીલા . પૃથ્વી પર જોવામાં આવી. રસમગ્ન નરનારીનાં યુગલોથી ભૂમંડળ ઓપી રહ્યું અને કલ્યાણ એ કલ્પનાચિત્રના સ્મરણે ધન્યતા અનુભવી રહ્યો.

અનુપમ નારનું આ નાનકડું ગીતરત્ન એના ગુણોની કિરણાવલીથી આપણા અંતરને ઉલ્લાસના પ્રકાશે ભરી જાય છે. લલિત આંદોલનોના પડઘા પાડતો એનો રાગ મંત્રમુગ્ધ બનેલી આખી સૃષ્ટિનું જાણે પ્રતિબિંબ ઝીલી લેતો લાગે છે. નિરવધિ સૌંદર્યથી ઉભરાતી આ સૃષ્ટિમાં કેન્દ્ર બનીને ઉભેલાં એકએક નર અને નારીને આપણાં મનઃચક્ષુ સામે નિરખીને સાચે જ "આજીવન રસભર્યું" જીવવા યોગ્ય છે એ વાતની આપણી પ્રતીતિ દૃઢ બને છે.

# આયુર્વેદમાં



# માગશર માસ

લેખક:
વૈદ્ય શ્રી. પ્રાગજી મોહનજી રાઠોડ

*

**મા**ગશર માસ એ હેમંત ઋતુનો પાછળનો ભાગ છે. કાર્તિક માસથી ઋતુમાં ઠંડીની શરૂઆત થાય છે, અને માગશર માસમાં એનું પ્રભુત્વ જામે છે. ઠંડીના પરિણામે માનવીની રસધાતુઓ શોષાય છે, શક્તિનો ક્ષય થાય છે. આ શક્તિના ક્ષયની પૂરણી માટે સ્નિગ્ધ અને મધુર રસપ્રધાન ખોરાક લેવાનો આરોગ્ય શાસ્ત્રનો નિયમ છે.

સામાન્ય રીતે શિયાળો એ કામદેવનો મહિનો છે. માનવમાત્ર પ્રવૃત્તિમાં ગૂંથાયેલો રહે છે કારણકે હેમંત ઋતુનું હવામાન આરોગ્ય દાયક હોય છે.

જ્યારે જ્યારે હવામાનમાં ઋતુજન્ય ફેરફારો થઈ રોગો આવી પડે તેવી શક્યતા હોય છે ત્યારે એ રોગોને દૂર કરવા માટે શરીરના દોષોનું શોધન અને શમન થાય એ હેતુથી આપણા પર્વોની રચના કરવામાં આવી છે. પણ માગશર મહિનો એ રોગોનો મહિનો નથી, એટલે જ એમાં ઓછામાં ઓછા પર્વો છે.

આ માસમાં જે પર્વોની રચના કરવામાં આવી છે તેમાંનું એક મહત્વનું 'પર્વ' એ અનંગ ત્રયોદશી છે. અનંગ એટલે કામદેવ. સૃષ્ટિના સર્જન માટે ભગવાન કામદેવની પૂજા અને આરાધના મહત્વનાં છે.

આપણે જોયું છે કે પ્રજોત્પત્તિ માટે કોઈ પણ સુંદર અને અનુકૂળ કાળ હોય તો એ શિતઋતુ અને ઠંડું હવામાન છે આ ઋતુમાં માનવીના રજ વીર્ય સ્થિર, શાંત અને ઘટ્ટ હોય છે, જે પ્રકારનો ખોરાક પાક-પકવાનો માનવી માત્ર લે છે એમાંથી પરિપક્વ થઈને જે રજવીર્ય પેદા થાય છે તે જીવંત તાકાતવાળા અને નિરોગી હોય છે.

શિયાળો એ આરોગ્ય આપનાર ઋતુઓનો રાજા છે. આ આરોગ્ય મેળવવા માટે જે પ્રકારના ખાનપાન લેવાય છે તેના તરફ રહેજે અંગુલિ નિર્દેશ કરવાનું મન થાય છે. ખાસ કરીને આ ઋતુમાં આપણે ત્યાં જે પાક પકવાનો ખાવામાં આવે છે એની રચના આરોગ્યને નજર સામે રાખવાને બદલે સ્વાદને નજર સામે રાખીને કરવામાં આવે છે તે યોગ્ય નથી.

માનવી માત્રને પ્રકૃતિભેદથી સ્વતંત્ર વ્યક્તિત્વ અને રૂચી અરૂચી રહે છે. વાત પિત્ત અને કફના હિન મિથ્યા અને અતિયોગ માનવી માત્રમાં પ્રાધાન્ય ભોગવતાં હોય છે. મારા શરીરમાં જો પ્રધાનપણું કફનું હોય તો એ કફની અધિકતામાં કફને પેદા કરે તેવો ખોરાક નુકશાન કરે વાસ્તવિક છે. એવીજ રીતે વાત કે પિત્તનાં પ્રભાવનું બને છે. આવી પરિસ્થિતિમાં દરેક માનવીને પોતાની પ્રકૃતિને નજર સામે રાખીને આરોગ્ય મળે તેવાં પાક પકવાનો લેવાનું જ્ઞાન મહત્વનું બને છે.

આજે સમાજમાં એવી એક ગેરસમજણ ચાલે છે કે, પાક પકવાનો એ સારી પાચનશક્તિવાળા અને સાજા સારા માણસો જ ખાય શકે. માંદા માણસો માટે એનો નિષેધ છે. એવી ગેર સમજણ હોવાથી કેવળ પોષણ આપનારા પાકો જ બનાવવામાં આવે છે અને વ્યાધિ પરત્વે ઉપયોગમાં આવી શકતા નથી, એટલેજ માંદા માટે

એ પાકો બીજા ઉપયોગી હોય–છે. પરંતુ પાક શાસ્ત્રમાં તો જુદા જુદા વ્યાધિ પરત્વેના અનેક પાકોની આયુર્વેદ શાસ્ત્રે રચના કરી છે.

વારંવાર અજીર્ણ થઈ ઝાડા થતા હોય, સંગ્રહણી, મંદાગ્નિ અને આંતરડાની નબળાઇ હોય, પાચન કાર્ય ઓછું થતું હોય, લોહીની ખામીને કારણે પાન્ડુ જેવું લાગતું હોય, પિત્તનો પ્રકોપ હોય અને ઉશ્કેરાઇને લોહીમાં ખોટી ગરમી પેદા થઇ હોય, રક્તપિત્ત કે લોહી વિકારના જુદા જુદા દરદો થતાં હોય, અદર પ્રમેહ અને ધાતુદોષની નબળાઇ હોય, તેવા કોઈ પણ પ્રકારના ચિહ્નોવાળા દરદીઓ માટે નીચેના પાકોમાંથી કોઇપણ અનુકૂળ પાક બનાવીને લેવામાં આવશે તો અનારોગ્ય દૂર થઇ આરોગ્ય મળશે.

આંતરડાની નબળાઈ મંદાગ્નિ અને પાચન ક્રિયાને સુધારવા માટે નીચેના પાકો ઉપયોગી બને છે. (૧) સૌભાગ્ય સુંઠી પાક, (૨) આદ્રક પાક (૩) ભલ્લાતક પાક, (૪) સુરણ પાક, (૫) મેથી પાક (૬) પિપલ્લી પાક, (૭) જીરક પાક, (૮) કુબેરાક્ષ પાક, (૯) લસુન પાક વગેરે.

શરીરની રસ ધાતુઓનો ક્ષય થઇ ઠંડા હવામાનમાં વાત પ્રકોપ થાય છે ત્યારે સંધીવા લકવા, આમવાત અને એવાજ બીજા વાયુના દર્દો થાય છે, જેમાં સાંધાનો દુઃખાવો કમરનું ઝલાવું અને જ્ઞાનતંતુની નબળાઈ વધારનારાં દર્દો હોય છે. આ પ્રકારના દર્દો ઉપર નીચેના પાકો ઉત્તમ કાર્ય કરે છે.

(૧) મેથી પાક (૨) કૌચાં પાક (૩) અશ્વગંધા પાક (૪) એરંડ પાક (૫) લસણ પાક (૬) અડદ પાક (૭) ચોપચીની પાક (૮) કુષ્માંડ પાક (૯) પીલુ પાક.

પિત્ત વિકારની ખોટી ગરમી હોય, વારંવાર ગડગુમડ થતા હોય, પાન્ડુ કે કમળો થયો હોય, રક્ત પિત્ત ક્ષય કે લોહી વિકાર હોય તેના ઉપર નીચેના પાકો સારું કામ કરે છે.

(૧) નારીકેલખંડ પાક (૨) આમળા પાક (૩) દ્રાક્ષ પાક, (૪) અરડુશી પાક, (૫) હરિદ્રા (હળદર) પાક (૬) ગળુચી પાક.

કફ પ્રધાન પ્રકૃતિ હોય, વારંવાર દમ શ્વાસ ઉધરસ કે બીજા કફજ દરદો થતાં હોય તો તેના ઉપર નીચેના પાકો લઈ શકાય એવા છે.

(૧) વાસાખંડ પાક (૨) હરિતકી પાક (૩) વિજયા પાક (૪) અહિફેન પાક.

સ્ત્રીઓને પ્રદરનું દરદ થાય છે. આ પ્રકારનું દર્દ થવાનાં અનેક કારણોમાંનું એક પોષણનો અભાવ અને ઘસારો હોય છે કે જેના પરિણામે ખોટી ગરમી પેદા થઇ દર્દને પેદા કરે છે. આવા દર્દો ઉપર નીચેના પાકો સારૂં કામ કરે છે. (૧) નાગકેશર પાક, (૨) શતાવરી પાક (૩) શેવતી (ગુલાબ) પાક (૪) કુમારી પાક.

શારીરિક નબળાઇ, ધાતુદોષ અને અશક્ત માણસો માટે નીચેના પાકો સારૂં કામ કરે છે.

(૧) ગોક્ષુર પાક (૨) કૌચાં પાક (૩) અશ્વગંધા પાક (૪) મુશળી પાક (૫) બદામ પાક, (૬) સાલમ પાક, (૭) અડદ પાક.

કાયમી પેશાબની તકલીફ હોય, પથરી પ્રમેહ મુત્રકૃચ્છ કે મુત્રાઘાત જેવાં દર્દો થતાં હોય તો તેના ઉપર નીચેના બે પાકો ઉપયોગી બને છે.

(૧) પાષણભેદ પાક (૨) બીલી પાક.

આયુર્વેદ શાસ્ત્રમાં શિયાળામાં શરીરની વીર્ય ધાતુઓને પુષ્ટ બનાવી ગર્ભસ્થાપન માટે યોગ્ય બનાવવા અને માનવીના જાતિયદોષોને દૂર કરવા તેમજ માનવીના શરીરનો સર્વાંગિણ વિકાસ કરવા માટે રસાયન પ્રયોગોનો ખાસ નિર્દેશ છે. શરીરની સપ્તધાતુઓને બળ આપી જે નવી તાકાત અને ચેતન વધારે છે તેને રસાયન ઔષધ કહેવામાં આવે છે.

આ રસાયન પ્રયોગો એ કોઇ રસ ભસ્મો કે શ્રીમંતોને જ પોષાય તેવા ઔષધો નથી, પણ સાદાં વનસ્પતિ તત્વજ ઔષધો છે, જેનું માનવી માત્ર ધીરજ પૂર્વક શ્રદ્ધાથી સેવન કરે તો એ

વનસ્પતિઓમાં જે નવજીવન આપવાની તાકાત પડી છે એનો કોઈ મુકાબલો કરી શકે તેમ નથી. ઝંડુ ભટ્ટજીના શબ્દો છે કે 'ગળો ગોખરૂ અને આમળાનું રસાયન ચુર્ણ જે શક્તિ આપે છે તે કોઇ રસ માત્ર આપી શકતું નથી.'

આંમળાના ચુર્ણને આમળાના જ રસની ૨૧ ભાવના આપવામાં આવે તો એ કોઈ પણ ઉંચી લોહભસ્મની ગરજ સારે છે; એવી જ રીતે વિદારી કંદ ભૃંગરાજ ગળો અને બીજા, રસાયન ઔષધોનું કાર્ય કરે છે.

સામાન્ય રીતે શિયાળામાં લોહી માંસ વધે તેવો ખોરાક લેવામાં આવે છે. આવા પ્રકારના ખોરાકમાં જેમાં લોહીના તત્વો વિશેષ હોય તેવો ખોરાક મહત્વનો છે. શિયાળામાં જે પ્રકારના ફળો અને ખોરાક લેવામાં આવે છે તે આ પ્રકારનો લોહપૂર્ણ ખોરાક છે.

ટમેટાં, શેરડી, આમળા, અંજીર, બોર, રીંગણ, પાલખની ભાજી, લીલી હળદર, ઘઉં વગેરે લોહીને વધારનારી અને શક્તિ આપનારી વસ્તુઓ છે.

પાચનની ગરમી ટકાવી રાખવા માટે શીયાળામાં લસણનો ઉપયોગ અવશ્ય કરવો જોઇએ, ઘીમાં તળેલી ડુંગળી પણ શક્તિ અને પોષણ આપે છે. માગશર માસમાં આરોગ્ય જાળવા માટે આટલું ધ્યાન રાખવું જોઈએ.

(૧) તલના તેલનું માલીશ કરવું. (૨) ક્ષાર વિનાનો મધુર અને ચીકાશવાળો ખોરાક લેવો. (૩) ઠંડા હવામાનથી ચામડીના છીદ્રો સંકોચાઇને બંધ થઈ જાય છે, અને પરિણામે પસીના વાટે જે ઝેરો બહાર આવી જવા જોઇએ તે આવી શકતા નથી, આથી શિયાળામાં ચામડીનાં નાનાં મોટાં દર્દો થાય છે એટલે આવા ઝેરોને દૂર કરવા માટે જરૂરીયાત પ્રમાણે કસરત કરવી. એટલું જો આ માગશર માસમાં કરવામાં આવશે તો શિયાળાના રસાયનના પ્રયોગો ફળદાઈ થશે.

## આપણા સમાજની ભીતરમાં



# બળતા—અંગારા

*

'કન્યા કેળવણી વગર દેશનો ઉધ્ધાર નથી' એમ સૌ વિદ્વાનો ને દેશનેતાઓ કહે છે, પણ કોલેજની કેળવણી લીધેલી અમારી જેવી કન્યાઓનું જીવન તો બરબાદ થઇ રહ્યું છે. કોલેજમાં જનાર છોકરીને શું ન જોઇએ ? રોજ બદલવા નવી નવી સાડી જોઇએ, પફ, પાવડર ને સ્નો જોઇએ, વાળ ઓળવા તેલ જોઇએ, પગમાં સેન્ડલ જોઇએ, એમ આધુનિક યુવતીને જોઇતી બધી ચીજો જોઇએ. પણ એ બધી લાવવી ક્યાંથી ? સામાન્ય નોકરી કરી ગુજરાન માંડમાંડ ચાલે તેટલો પગાર લાવનાર પિતાની હું પુત્રી છું. મેટ્રીક થયા પછી ઘરમાં ઝઘડીને પણ હું કોલેજમાં દાખલ થઈ છું. પણ મારા ખર્ચનો બોજો પિતાને ઘણો ભારે પડે છે. તેમને માસિક દોઢસો રૂપિયા પગાર મળે છે ને છ જણ અમે ખાનાર છીએ. ત્રીસ રૂપિયા ભાડાના જાય છે, ને અમે બધા ભાઇબહેનોની આજની ઘણી જ વધી ગયેલી ફી ભરવી પડે છે. હવે મારા માટે જોઇતી વસ્તુઓ પિતાજી કેવી રીતે લાવી શકે ? કોલેજની બધી છોકરીઓ અપ-ટુ-ડેટ રહે છે ને મિત્રો સાથે હરેફરે છે. હું તદ્દન ગમાર જેવી લાગું છું.

અને મનમાં હીજરાયા કરું છું. પરંતુ માબાપના સંસ્કારથી હું અત્યાર સુધી અડગ બનીને સત્વ સાચવી રહી છું. છતાં આ માર્ગ ઘણો કઠીન અને ખાડા ટેકરાવાળો છે. કૉલેજમાં જઇને જો સમાજની બીજી કન્યાઓ પેઠે રહી ન શકાય તો કૉલેજમાં જવાનો અર્થ શું, એમ મને થયા કરે છે, પણ અભ્યાસમાં મન પરોવી સંસ્કારને કારણે બીજા રસ્તે જતા મનને દાબી રહી છું. —સુષમા

*

હું બી. એ. પાસ થઈ ગઈ એટલે માબાપે મારે માટે યોગ્ય વરની તપાસ કરવા માંડી, પણ યોગ્ય સુરતીયો મળતો નથી. જ્યાં સુધી લગ્ન ન થાય ત્યાં સુધી બેસી રહેવા કરતાં નોકરી કરવાનું મને મન થયું. આજે સરકારી ખાતાઓમાં પણ છોકરીઓ નોકરી કરતી થઈ ગઈ છે એટલે હું અરજી લખીને મારી એક બહેનપણી સાથે ઓફીસોમાં ધક્કા ખાવા લાગી. હું જે જે ઓફીસમાં ગઈ ત્યાં પોતાના વારાની રાહ જોઈને બારણે અરજી લઈને બેઠેલી કેટલીક છોકરીઓને જોઈ. છેવટે એક ઓફીસમાં બે જગ્યાઓ ખાલી હતી ત્યાં અમે બંને બહેનપણીઓએ અરજી આપી અને મુલાકાતની રાહ જોતાં બેઠી, વ્યકિતગત વાતચીત(ઇન્ટરવ્યુ) માટે હેડ કલાર્કે અમને વારાફરતી અંદર બોલાવી. પહેલાં મારી બહેનપણીનો વારો આવ્યો અને તે પછી મારો. ઇન્ટરવ્યુ લેનાર એક યુવાન માણસ હતા. સૌભાગ્ય કહો કે દુર્ભાગ્ય, પણ મારી બહેનપણીને નોકરી મળી, પણ મને તો 'તમારામાં સૌંદર્યનો અભાવ છે' એમ કહીને નીરાશ કરી. નોકરીને અને સૌંદર્યને શો સંબંધ ? કુ. ગિરિજા

*

વાત સારી નથી, પણ એને છુપાવવાનો કાંઈ અર્થ નથી. આપણા શાસ્ત્રોએ પતિ–પત્ની સિવાય યુવાન સ્ત્રી પુરુષોએ એકાંતમાં રહેવું નહિ એવું જે એક સૂત્ર આપણા સમાજને આપ્યું છે. એ મારા મગજમાં હંમેશાં ગૂંજ્યા કરે છે. હું અત્યારે એક ઓફીસમાં સેક્રેટરીના મદદનીશ તરીકે નોકરી કરું છું. મારું ટેબલ તેમના રૂમમાં જ છે, અને રોજ ૭ સાત કલાક અમે સાથે બેસીને કામ કરીએ છીએ. ઓફીસના નિયમ મુજબ ચાર વાગ્યે અમે સાથે બેસીને ચા પીએ છીએ. વળી ઓફીસના કામકાજ માટે તેના ટેબલ પાસે મને બોલાવી વાતચીત કરે છે. સેક્રેટરી ઉંમર લાયક છે એટલે સ્ટાફમાં એમનો પ્રભાવ પડે છે, છતાં થોડા વખતથી ચા પીતાં પીતાં તેમણે મારા રૂપ અને સૌંદર્યના વખાણ કરવા માંડ્યાં છે. કોઇ કોઈ વખત ભેટો પણ આપવા માંડી છે ને ચાપાણીનો ખર્ચ એમણે ભોગવવા માંડયો છે. હું સ્ત્રી છું એ સાચી વાત છે. ધન, પ્રશંસા અને પ્રેમવાર્તાઓ સ્ત્રીને જીતવાનાં સાધનો છે. વળી તે મારા અધિકારી છે ને તેમની ભલામણથી પગાર વધારો અને ઉંચુ સ્થાન મળવાનું આશ્વાસન છે. હમણાં વળી તે મને સાથે સીનેમા જોવા આવવાનો આગ્રહ કર્યા કરે છે, પણ આડાઅવળાં બહાના બતાવી સીનેમા જોવાના પ્રોગ્રામમાં અનુકૂળતા આપતી નથી. મારે હવે શું કરવું ! —સુમતી

*

હું કૉલેજમાં ભણું છું ને અમારી કૉલેજ ઘણી દૂર છે. મારી સાથે એક ધનવાનનો પુત્ર ભણે છે. તે રોજ કૉલેજ જવાના ટાઇમે મારા ઘર પાસેથી નીકળે છે ને મને લીફ્ટ આપે છે. મારી બાએ એક દિવસ મને કહ્યું કે પૈસાદારોની મોટરમાં બેસીને જવા કરતાં ભાડાની મોટરમાં જવું સારું છે. ત્યારથી તે અમારા ઘર આગળ મોટર ઉભી ન રાખતાં થોડી દૂર રાખે છે. હું આનાકાની કરું તો પરાણે મોટરમાં તેની જોડે બેસાડે છે, ને મોટર હાંકતાં મારા શરીરને સ્પર્શ કરે છે. ભાડુતી મોટરમાં

# ન્યાયની



# અદાલતમાં

અમદાવાદમાં સારંગપુરમાં રહેતી ધનલક્ષ્મી નામની યુવતીના પ્રેમમાં હીરાલાલ ચુનીલાલ નામનો માણસ હતો. તેણે એ અભણ યુવતીને બનારસ યુનિમાં રાખીને ભણાવી ને છોકરી મેટ્રીક પાસ થઈ. તેઓ બંન્ને વચ્ચે પ્રેમ પત્રો લખાતા અને બન્ને લગ્ન કરવા ઇચ્છતા હતા, પણ યુવતીની માતાએ બીજા માણસ સાથે તેને પરણાવી દીધી. પ્રેમ સંસ્મરણો નહિ ભૂલી શકવાથી હીરાલાલ તેને ઉપાડી જવા ઇચ્છતો હતો ને તેથી પોતાના મિત્ર સાથે તે મણીનગર સ્ટેશને ગાડીની રાહ જોઈ ઉભો હતો, તે વખતે પોલીસે શક પરથી તેની જડતી કરતાં તેની પાસેથી રીવોલ્વર નીકળતાં તેને પકડી લીધો હતો.

*

ચૌદ વર્ષની એક ખ્રીસ્તી બાળાને દારૂ પાઈ તેણીને એક ખેતરમાં ઉપાડી જઇ તેના ઉપર ત્રણ શખ્સોએ ગુજારેલા અત્યાચારના સંબંધમાં શાંતાક્રુઝ પોલીસે રેમીડીયલ ફરનાન્ડીઝ અને બીજા બે શખ્સોની ધરપકડ કરી છે. કહેવાય છે કે બળાત્કાર ગુજાર્યા બાદ આરોપીઓ તેણીને બેભાન હાલતમાં ખેતરમાં મુકી નાસી છુટયા હતા. પોલીસે આરોપીઓની ધરપકડ કરી હતી.

*

**ચોર્યાસી** તાલુકાના અડાજણ ગામના રહીશ ઇસ્માઇલ મહમદ ખડકીએ રાંદેરની રહીશ

---

ભીડ થતી હોવાથી ન છૂટકે હું એમની મોટરમાં બેસું છું, પણ એ સ્પર્શ કરે છે તે મને ગમતું નથી. કેમ કે તેની સાથે મારો લગ્નસંબંધ સામાજીક દૃષ્ટિએ તદ્દન અશક્ય છે. આ સંબંધ આગળ વધતો અટકે એમ હું ઇચ્છું છું, છતાં રોજ એની મોટર દેખીને બેસવાનું મન થાય છે, ને મોટર ઉભી રાખે એટલે બેસી જાઉં છું. હમણાં થોડા વખતથી પિતા આ હકીકત જાણી ગયા છે ને મને કોલેજમાં જવાનું બંધ કરાવ્યું છે.

—વિદ્યાર્થીની

*

વડોરા બાઇ આઇશા બીબી સાથે દોઢ મહીના ઉપર લગ્ન કરેલા હતાં પરંતુ તેનું મૃત્યું તા. ૨૪-૧૦-૪૮ના રોજ થએલું, તેમાં પોલીસને શક જતાં બાઇ આઈશાબીબીની લાશને અડાજણના કબ્રસ્તાનમાંથી તા. ૫-૧૧-૪૮ના રોજ ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટને રાંદેરના મેડીકલ ઓફીસર વગેરેની રૂબરૂમાં બહાર કઢાવી હતી ને દાક્તરી તપાસ અર્થે તેને લઇ જવામાં આવી હતી.

*

મહાદેવગ્રામથી ત્રણ માઇલ દૂર આવેલા દધાલીઆ ગામમાં એક યુવાન રાજપુતાણી એક ઓળખીતા સંબંધીને લઇને બીજે ગામ ઉઘરાણીએ ગયેલી. ત્યાંથી પાછા ફરતાં ડુંગરની ખીણમાં આવી પહોંચ્યા ત્યારે, કહે છે કે પેલા શખ્સે બાઈ સમક્ષ ખરાબ માગણી કરતાં અને બાઈ તરફથી માગણીનો ઇન્કાર થતાં પેલા શખ્સે યુવાન બાઇ પર તલવારના ઘા કર્યો. રજપુતાણીએ બરાબર સામનો કર્યો, પરંતુ તેના માથામાં કરપીણ ઘા વાગતાં તે ઢળી પડી ને પેલો શખ્સ નાસી ગયો. સ્હેજસાજ ભાન આવતાં બાઇ ધસડાતી ઘસડાતી રસ્તા પર આવી. રાહદારીઓએ તેને જોઇ અને પછી તો અમલદારો પણ આવી પહોંચ્યા. તેમને પોતાની આપવીતી કહી બાઇ મૃત્યુ પામી. આ માટે જવાબદાર ગણાતા શખ્સની ધરપકડ થઈ છે.

*

અગીઆળાના ઠાકોરના બે કુંવરોએ એક ખેડૂતની યુવાન કન્યા ઉપર બદનજર કરી અને ખેડૂત વાડીયે હતો ત્યારે રાતના તેના ઘેર જઇ બારણું ઉઘાડવા કહ્યું, પણ ખેડૂતની પત્ની સમજી જતાં તેણે બારણા ઉઘાડયાં નહિ. તેથી તેઓ છાપરે ચડયા. તે દરમ્યાન ખેડૂત પત્નીએ પોતાની ૧૮ વર્ષની પુત્રી અને ૧૬ વર્ષની ભાણેજને ઘાસની વખારમાં પૂરી દઇ પોતે બહાર નીકળી બૂમાબૂમ કરી. એ કુંવરોએ ખેડૂતને પણ ઈજા કરી છે. પોલીસ તપાસ શરૂ થઇ છે.

*

અમદાવાદ શાહપુર વનમાળી વાંકાની પોળના કુબેરદાસ સુનીલાલે પોતાની પત્ની સુશીલા હયાત છતાં તેણે દમયંતી નામની યુવતી સાથે ફરી લગ્ન કરવાથી સુશીલાના પિતાએ કુબેરદાસ અને દમયંતી તથા દમયંતીની માતા સમરથ તથા તેમના પિતાઓ સાથે ફરીયાદ કરી છે.

*

મકાન નહિ મળવાથી એક શીખ નિર્વાસીત કુટુંબ અમદાવાદમાં નરોડા રોડ ઉપર એક ચાલીમાં બીજા શીખના આશ્રયે રહેતા હતા ત્યાંથી તેમની પરણાવેલી સગીર બાળાને કોઇ ભગવી ગયું છે એવી ફરીઆદ થઇ છે.

*

ઉત્તર દસક્રોઇના લપકામણ ગામમાં રહેતા જોઇતારામ શીવરામ નામના પટેલને ઇચ્છા નામની પત્ની હયાત હોવા છતાં આનંદી નામની સ્ત્રી સાથે ફરી લગ્ન કર્યા હોવાથી જોઇતારામ સામે પોલીસ ફરિયાદ થવા પામી છે.

*

મોરજ ગામમાં રહેતી સુંદર નામની વિધવા બાઇએ એક બાળકીને જન્મ આપતાં તેની સામે પોલીસમાં ફરિયાદ થઇ છે.

*

કલોલના પ્રતાપસિંહ નામના એક બારોટે પોતાની પત્ની અને બાળકો હયાત છતાં એત્રણ મહિના પહેલાં વીજાપુરની એક વીધવા બાઇની પુત્રી સાથે ફરી લગ્ન કર્યું હોવાથી એક પત્નીધારાના ભંગ માટે તેમની સામે ફરીયાદ થઇ છે.

*

શ્રીમતી 'ઓટા માઇકલ નામની એક યુવાન એંગ્લો ઇંડીયન સ્ત્રીએ પોતાના પતિ આર. જી. માયકલ સામે પોતાનું તથા પોતાના દોઢ વર્ષની ઉંમરના બાળકનું ભરણ પોષણ મેળવવા માટે કરેલા કેસની તપાસ મેજીસ્ટ્રેટ શ્રી. સુરંજન સમક્ષ નીકળી હતી.

દાવાની વિગત એવી છે કે અરજદારનું લગ્ન ૧૯૪૬માં જવાબદાર સાથે થયા પછી તેઓ બંને સાથે રહેતાં હતાં. તેઓને એક બાળક પણ હતું. અરજદારને તેનો પતિ ઘરખર્ચ માટે પૈસા આપતો ન હતો અને છેવટે તેણીને તજી દઇ તેની માને ત્યાં ચાલ્યો ગયો હતો.

મેજીસ્ટ્રેટના પ્રશ્નના જવાબમાં જવાબદારના ધારાશાસ્ત્રીએ જણાવ્યું કે, જવાબદારને તેની પત્નીએ ઘરમાંથી કાઢી મુકવાથી તે તેની માને ત્યાં જઈ ને, રહે છે.

કોર્ટ : 'આ તો ઉલટી ગંગા વહેતી જણાય છે. પતિ પત્નીને કાઢી મુકે એવા તો સંખ્યાબંધ બનાવો બને છે, પરંતુ આ બનાવમાં પત્ની પતિને કાઢી મુકે અને પતિ પોતાની માને ત્યાં જઇ રહે એ તો તદ્દન ઉલ્ટું જ છે.'

ધારાશાસ્ત્રી: 'એમાં કંઇ ખોટું નથી. પત્નીને કાઢી મુકે તો તે તેની માને ત્યાં જાય અને પતિને કાઢી મુકવામાં આવે તો તે પણ તેની માને ત્યાં જાય. તેમાં ખોટું કંઇ નથી.'

બાદ મેજીસ્ટ્રેટે આ દાવામાં સમાધાનની સુચના કરી કેસની તપાસ મુલતવી રાખી હતી

*

અમદાવાદમાં ગોમતીપુરમાં, ડાહ્યા ગીગા નામના યુવાને તેની પત્ની અંબા તેની રજા વગર બહાર ગઇ હોવાથી ગુસ્સાને કારણે તેણે તે યુવતીને ગુપ્ત ભાગ તથા સાથળ ઉપર સળગતા લાકડાના ડામ દેવાથી પોલીસ કેસ થયો છે.




## સ્ત્રીઓ માટે ગુંથેલું બ્લાઉઝ

સંપાદક : શ્રી. પુષ્પેન્દ્રકુમારી

**જોઇતી ચીજો** :—૮ ઔંસ ઊન ચાર પ્લાયવાળું; સુયા જોડ એક નં. ૧૦ના તથા પ્લાસ્ટીક અગર કચકડાના નવ બટન.

**પાછળનો ભાગ**:—નં. ૧૦ ના સુયા પર ૮૯-ટાંકા માંડો; તથા મોસ ટાંકામાં નીચે પ્રમાણે પટ્ટી બનાવો. પહેલી લાઇનઃ—૧ સાદો: × ૧ ઉંધો; ૧ સાદો; × આ નીશાનીથી આખી લાઇન ગુંથો. પહેલી લાઇન પ્રમાણે ૩ ઇંચ સુધી મોસ ટાંકામાં જ ગુંથો. પછી નીચે પ્રમાણે ડીઝાઇન બનાવો.

૧લી લાઇન :—૧ સાદો × ૧ આંટો; ૫ સાદા; ૩ ભેગા ( ઉંધી રીતે ); ૫ સાદા; ૧ આંટો; ૧ સાદો; × આ નીશાનીથી આખી લાઇન ગુંથી જાવ.

૨ જી લાઇન :—ઉંધી; ૩જી લાઇનઃ—૧ લી પ્રમાણે. ૪થી લાઇનઃ—૨ જી પ્રમાણે. પાંચમી લાઇનઃ—૧લી પ્રમાણે. ૬ઠી લાઇનઃ—૨જી પ્રમાણે ૭મી લાઇનઃ—૧લી પ્રમાણે. ૮મી લાઇનઃ—૨જી પ્રમાણે. ૯મી લાઇનઃ—૧લી પ્રમાણે. ૧૦ મી લાઇનઃ—૨જી પ્રમાણે.

હવે ચાર લાઇનો મોસ ટાંકાંમાં ગુંથો. પછી પાછું ડીઝાઇનની ૧લી લાઇનથી મોસની ચાર લાઇનો સુધી એટલે ૧૪ લાઇનો ડીઝાઇનની શરૂઆતથી ૧૨½ ઇંચ સુધી ગુંથો. પછી બાંયનાં કટ માટે નીચે પ્રમાણે બનાવો. ૧લી લાઇનઃ—૫ ટાંકાં બંધ કરો તથા ડીઝાઇન પ્રમાણે આખી લાઇન ગુંથો. ૨ જી લાઇનઃ—૫ ટાંકાં બંધ કરો તથા ડીઝાઇન પ્રમાણે આખી લાઇન ગુંથો. હવે જ્યાં સુધી સુયા પર ૬૯ ટાંકા રહે ત્યાં સુધી દરેક લાઇનની શરૂઆતમાં એક ટાંકો ઘટાડવો.

પછી બાકીનાં ટાંકા પર ડીઝાઇન પ્રમાણે શરૂઆતથી ૧૮½ ઇંચ સુધી ગુંથણ થાય ત્યાં સુધી બનાવો. પછી ખભાનાં કટ માટે નીચે પ્રમાણે ગુંથો.

૧લી લાઇનઃ—૭ ટાંકાં બંધ કરો તથા ડીઝાઇન પ્રમાણે લાઇન ગુંથો.

૨ જી લાઇનઃ—૭ ટાંકા બંધ કરો તથા ડીઝાઇન પ્રમાણે આખી લાઇન ગુંથો. હજી ૧લી તથા ૨ જી લાઇન એક વખત ગુંથી જાવ. પછી બાકીનાં ૧૬ ટાંકા બંધ કરી દેવી.

### જમણી બાજુનો આગળનો ભાગ

સુયા પર ૫૩ ટાંકાં માંડો તથા મોસ ટાંકામાં ½ ઇંચ સુધી ગુંથો. હવે નીચે પ્રમાણે બટન માટે ગાજ બનાવો.

પછીની લાઇનઃ—મોસમાં ત્રણ ટાંકાં ગુંથો તથા ત્રણ ટાંકા બંધ કરી તથા બાકીનાં ટાંકા મોસમાં ગુંથી જાવ.

પછીની લાઇનઃ—છેલ્લે સુયા પર ત્રણ ટાંકા રહે ત્યાં સુધી મોસમાં ગુંથો. પછી ત્રણ ટાંકાં વધારો અને છેલ્લા ત્રણ ટાંકાં મોસ ગુંથો. પછી બીજું ગાજ. ૧લા ગાજથી બે ઇંચનું ગુંથણ થાય ત્યારે ૧લા ગાજની માફક બનાવો તથા ત્રણ ઇંચનો મોસનો પટ્ટો બનાવો.

૧લી લાઇનઃ—૧૦ ટાંકાં મોસ ગુંથો તથા તે જ દસ ટાંકા એક પીનમાં ભરાવી દયો. (કારણ કે આગળની પટ્ટી માટે ભાગ પુરો થયા પછી ગુંથવાનો છે માટે) પછી પાછળના ભાગ પ્રમાણે ૧ લી થી ૧૪ મી લાઇન સુધી ડીઝાઇન બનાવો. બાકીનાં ૪૩ ટાંકા પર પછી ડીઝાઇન પ્રમાણે શરૂઆતથી ૧૨½ ઇંચ સુધી ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો, તથા નીચે પ્રમાણે બાંયનાં કટ માટે ગુંથો.

૧લી લાઇનઃ–૫ ટાંકાં બંધ કરો તથા ડીઝાઈન પ્રમાણે આખી લાઇન ગુંથો. પછી દર કટની શરૂઆતની લાઇને એકેક ટાંકો બંધ કરો જેથી સુયા પર ૩૩ ટાંકાં રહેશે; પછી ડીઝાઇન પ્રમાણે ટાંકાં ઘટાડયા વિના શરૂઆતથી ૧૭ ઇંચ સુધી ગુંથણુ થાય ત્યાં સુધી ગુંથો; પછી ગળા માટે નીચે પ્રમાણે બનાવો.

ગળાની બાજુએથી દરેક લાઇનથી શરૂઆતમાં સુયા પર ૨૧ ટાંકાં રહે ત્યાં સુધી ઘટાડવા; પછી ખભાનાં કટ નીચે પ્રમાણે ગુંથો.

હવે ખભા માટે બાંયની બાજુએથી ૭ ટાંકાં ઘટાડો તથા ડીઝાઇન પ્રમાણે ગુંથો. પછી ઉપર પ્રમાણે હજી એક વખત લાઇન ગુંથો તથા બાકીના ટાંકાં વધ્યા હોય તે બંધ કરો.

**ડાબી બાજુનો આગળનો ભાગ**

સુયા પર ૫૩ ટાંકાં માંડો તથા ત્રણ ઇંચ સુધી મોસ ટાંકામાં ગુંથો.

પછીની લાઇન–૧૦ ટાંકાં મોસ ગુંથો તથા તે જ ટાંકા ૧૦ એક પીનમાં ભરાવી લ્યો તથા બાકીનાં મોસ ગુંથો. હવે પાછળના ભાગ પ્રમાણે ડીઝાઇન ૧લી લાઇનથી ૧૪મી લાઇનો શરૂઆતથી ૧૨$\frac{1}{2}$ ઇંચ સુધી ગુંથણુ થાય ત્યાં સુધી બનાવો.

પછી બાંયનાં કટ માટે નીચે પ્રમાણે ગુંથો.

૧લી લાઇનઃ–૫ ટાંકાં બંધ કરો તથા ડીઝાઇન પ્રમાણે આખી લાઇન ગુંથો. પછી દર કટની ૧લી લાઇને એકેક ટાંકો બંધ કરો જેથી સુયા પર ૩૩ ટાંકા રહેશે. પછી શરૂઆતથી ટાંકા ઘટાડયા વગર ડીઝાઇન પ્રમાણે ૧૭ ઇંચ સુધી ગુંથણુ થાય ત્યાં સુધી ગુંથો. પછી ગળાના કટ માટે નીચે પ્રમાણે ગુંથો.

ગળાની બાજુએથી દરેક લાઇનની શરૂઆતમાં સુયા પર ૨૧ ટાંકા રહે ત્યાં સુધી એક એક ટાંકો ઘટાડો; પછી ખભાનાં કટ માટે નીચ પ્રમાણે ગુંથો;

હવે ખભા માટે બાંયની બાજુએથી ૭ ટાંકા ઘટાડો તથા ડીઝાઇન પ્રમાણે ગુંથો. પછી ઉપર પ્રમાણે હજી એક લાઇન બનાવો તથા બાકીના ટાંકા વધ્યા હોય તે બંધ કરી દ્યો.

**બાંય ( બન્ને સરખી )**

સુયા પર ૭૧ ટાંકા માંડો તથા મોસ ટાંકામાં ૧ ઇંચ સુધી ગુંથો. પછી પાછળના ભાગ પ્રમાણે ૨$\frac{1}{2}$ ઇંચ સુધી ડીઝાઇન પ્રમાણે ગુંથો. પછી દરેક લાઇનની શરૂઆતમાં એકએક ટાંકો ઘટાડવો. છેલ્લે સુયા પર ૨૧ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડવા. છેલ્લા ૨૧ ટાંકા બંધ કરી લેવા.

**કોલર**–સુયા પર "૧૫" ટાંકા માંડો તથા ૮ લાઇનો મોસ ટાંકામાં ગુંથો.

પછીની લાઇનઃ–મોસ ટાંકા '૧૧' ગુંથો તથા ગુંથણુ ફેરવો. બાકીનાં મોસ ગુંથો. છેલ્લી દશ લાઇનો પ્રમાણે "૧૫" ઇંચ સુધી ગુંથો તથા ટાંકા બંધ કરો.

**જમણી બાજુના ભાગની પટી**

જે પીનમાં ૧૦ ટાંકા ચડાવ્યા છે તેને સુયા પર લેવા તથા દરેક બે ઇંચને છેટે બીજા ૭ ગાજ કરવા. પછી $\frac{1}{2}$ ઇંચ ગુંથી પછી ટાંકા બંધ કરી દેવા.

**ડાબી બાજુના ભાગની પટી**

જે પીનમાં ટાંકા ચડાવ્યા છે તેને સુયા પર લેવા તથા જમણી બાજુની પટી જેટલી લાંબી થાય ત્યાં સુધી ગુંથો. પછી ટાંકા બંધ કરો.

**બ્લાઉઝ તૈયાર કરવાની રીત**

પ્રથમ સ્વચ્છ વસ્ત્ર પલાળવું. જે ગુંથેલા ભાગ છે તેના પર પલાળેલું વસ્ત્ર મુકી પછી ઇસ્ત્રી કરવી. ત્યાર બાદ બ્લાઉઝની આકૃતી પ્રમાણે પડખાં, ખભા તથા બાંયો સીવવી. પછી જે આગળની પટીઓ ગુંથી છે તે બરાબર બન્ને ભાગ સાથે સીવી લેવી. પછી કોલરને આકૃતી પ્રમાણે બરાબર સીવી લેવું; ત્યારબાદ બટનનાં જે ગાજ બનાવ્યા છે તેની બરાબર સામેની પટીમાં બટન ટાંકી દેવાં એટલે બ્લાઉઝ તૈયાર થશે.

આજની સ્ત્રીઓની



# શરીર-શક્તિ

લેખક

**શ્રી. વિનોદ બી. પરેલ**

ઓને અબળા કહેવામાં આવે છે તે આ જમાનામાં કેટલે અંશે સત્ય છે, તે તો હાથમાં દવાની બાટલીઓ લઇ ધીમે પગલે દવાખાના તરફ જતી નિસ્તેજ ચહેરાવાળી યુવતીઓ ઉપર નજર નાખશો એટલે સહેજે તેનો ખ્યાલ આવશે. હાલના જમાનામાં સ્ત્રીઓએ શારીરિક સંપત્તિ સાથે હિંમત પણ કેટલી ગુમાવી છે, તે તો જ્યારે ઘરમાં વીંછી નીકળતાં તેઓ છળી ઉઠે છે, રાતમાં કંઈ ખડખડાટ થતાં પાંદડાંની માફક ધ્રુજવા માંડે છે, અને ગામ પરગામ એકલા જતાં કોઈનો સંગાથ ખોળે છે ત્યારે ખબર પડે છે.

ઘણે ભાગે સ્ત્રીઓનું શરીર પુરુષો કરતાં ઓછા કદનું અને નાજુક હોય છે; જો કે શરીરનું કદ નાનું હોવું તે કંઇ નિર્બળતાનું કારણ નથી. એમ હોય તો સિંહ હાથીને ન મારી શકત. વળી શરીરની ખરી નાજુકાઇ એ પણ નિર્બળતાનું ચિહ્ન નથી.આપણે નાજુકાઈનો અર્થ નબળાઇ જેવો કરીએ છીએ. પેટ ભાગે તે કરતાં ઓછુ ખાવાની ટેવ પાડીને નાજુકાઇ બતાવવી તે ખરી નાજુકાઈ ન કહેવાય. ગજ-ગામિનીની પેઠે ધીમે ચાલવું, મહેનતનું કામ ઓછું કરી નાખવું, અને ચાલીને મુસાફરી કરવામાં અશક્તિ બતાવવી એ શું ખરી નાજુકાઈ છે? છતાં હાલના જમાનામાં સ્ત્રીઓ જે નાનું કદ અને નાજુકાઇ ધરાવે છે તે બીજાં ઘણાં કારણોને આભારી છે. છોકરા જેટલી છોકરી ઉછેરવામાં દરકાર રાખવામાં આવતી નથી, તેને જોઇએ તેવો પુષ્ટિકારક ખોરાક મળતો નથી, તાજો અને પુષ્ટિકારક ખોરાક ભાઇને મળે, અને હલકું અને ટાઢું ખાવાનું બહેનને મળે, દૂધ દહીં તેમના નસીબમાં ભાગ્યેજ હોય, મંડ-વાડમાં દિકરીની પરવા રખાય નહિ, કોઇ દવા-દારૂની સૂચના કરે તો કહેવામાં આવે કે છોકરી જાતને શા ઝાટકા પડવાના છે? એની મેળે મટી જશે, વળી કાચી ઉંમરે પરણાવી સાસરે વળાવવામાં આવે, સાસરામાં તો સાસુ નંણ-દના હોંકારા ટૂંકારા વેઠવા પડે, લાજ મરજા-દમાં રહેવું પડે, છૂટથી હરવા ફરવાનું ન મળે ઉપરાંત વધારામાં તેમની માસિક અડચણ, સુવા-વડ, બાળઉછેર વગેરે મુશીબતો તેમના શરી-રને વાળવા દેતાં નથી. છતાં જો આવા પ્રસંગે તેમની ખાસ સંભાળ રાખવામાં આવે અને તેઓ પણ કાળજી રાખે તો તેઓ સ્વાસ્થ્ય જરૂર જાળવી શકે.

સ્ત્રીઓને પુરુષોની માફક ઉછેરવામાં અને પોષવામાં આવે તો તેઓ જરૂર શરીરે સામ-ર્થ્યવાન થાય. તેમને શસ્ત્રવિદ્યા શીખવવામાં આવે તો તે લડાયક બને, અને રણમાં મર્દાની દાખવે. ઇતિહાસમાં એવા દાખલા ક્યાં મોજુદ નથી? જો આપણી સ્ત્રીઓની ફક્ત બીક પડદે રાખવામાં આવે અને હિંમત કેળવવામાં આવે તો તેઓ એકલી ગમે ત્યાં ફરવા હરવાને શક્તિમાન થાય. બીકને પડદે રાખવામાં આવે, ઘરને ખૂણે ગોંધી રાખવામાં આવે, અને તેમનું

નિર્બળપણું તેમના મનમાં નિરંતર ઠસાવવામાં આવે તો હિંમત વિનાની અને ડરપોક જ રહે-વાની. જો કે સ્ત્રીઓનાં કર્તવ્યો પુરુષોના કરતાં જુદાં છે, તેથી તેમને પુરુષોના જેવી મર્દાની બનાવવાની કે પુરુષના બધાં કામ માટે લાયક બનાવવાની જરૂર નથી, પરંતુ તે શરીરે શક્તિ-માન અને મનથી હિંમતવાન અને નિડર તો થવી જ જોઇએ.

આપણા દેશની પહેલાંના વખતની સામાન્ય સ્ત્રીઓની બહાદુરીના અનેક દાખલાઓ જોઇએ તો જણાશે કે સ્ત્રીઓ પણ મર્દાની બતાવી શકે છે. રાણીઓની વાતો જવા દઇ અહીં સામાન્ય સ્ત્રીની બહાદુરીનો દાખલો લઈએ. આજથી ૩૦ વર્ષ પહેલાં પેટલાદની એક વિધવા વાણીઅણ પોતાના પિતા સાથે ગાડામાં બેસી ધર્મજ જતી હતી. રસ્તામાં ત્રણ ચોરો મળ્યા. એકે ગાડું ઉભું રાખ્યું અને બીજાએ ગાડાવાળાને ડાંગ મારી નીચે ગબડાવી પાડયો. હવે ત્રીજો વાણીઆને અધમુઓ કરી, જેવો પેલી બાઇને લૂંટવા ગાડા પર ચઢવા જાય છે કે તરતજ તેણે ગાડાના પાંજરામાંથી આડું કાઢી ચોરના માથામાં એવા જોરથી માર્યું કે તે તમ્મર ખાઇ નીચે પડયો. તરતજ તેણે નીચે કુદી પડી બળદ અટકાવનાર ચોર પર આડાનો પ્રહાર કરી તેને બેભાન કરી નાખ્યો. આ બનાવ જોઈ ત્રીજાએ નાસવા માંડયું. 'ઉભો રહે તારો છેડો વાળું' કહી બાઇ તેની પાછળ પડી, પણ પેલો વાડ કુદી નાસી છૂટયો. બાઈએ બંને ઘાયલ થએલા ચોરોને મજબુત બાંધી ગાડામાં નાખ્યા. પછી ગાડા-વાળાને તેમજ તેના પિતાને કળ વળતાં, ગાડું હંકરાવી તે બાઇએ ચોરોને ધર્મજના અમલ-દારને હવાલે કર્યા. આ બહાદુરી નથી ? પહેલાંના વખતમાં આવા તો અનેક દાખલા બનેલા છે. હાલ તો આવા બનાવ ભાગ્યે જ બને છે. જો કે હાલના વખતમાં રાજકારણમાં બહાદુરી બતાવી દુનિયાને અચરજ કરે તેવી સ્ત્રીઓ આપણા દેશમાં છે. એવી બહાદુર સ્ત્રી થવા માટે શરીર-શક્તિ, અને હિંમતની આપણી સ્ત્રીઓને જરૂરની નથી ? એ ઉપરથી સમજાશે કે જો સ્ત્રીઓની યોગ્ય સંભાળ લેવામાં આવે, નાનપણથી તેમને યોગ્ય ન્યાય મળે અને જો તેઓ પોતાના સ્વાસ્થ્યની કાળજી રાખે તો જરૂર તેઓ હિંમતવાન અને બહાદુર બને.

હાલના જમાનામાં તેઓની શરીરશક્તિ ઉપર માઠી અસર કરનાર મુખ્યત્વે બે કારણો જોવામાં આવે છે. પહેલું તો સ્ત્રીઓને ઘરકામ ઘણું ઓછું થઇ ગયું છે. પહેલાં સ્ત્રીઓ કુવા પરથી પાણી ખેંચી લાવતી, અમર દળતી, નવ રાશે રેંટીઆ કાંતતી અને શીવણ ભરત લઇ બેસતી. દેવદર્શન માટે ચાલીને ગામ બહારના મંદિરે જતી. થોડે ગાઉ પરગામ જવું હોય તો પગે ચાલીને જતી. આ સિવાય બીજાં અનેક કામકાજ કરતી. હાલ તો ઘણે ઠેકાણે પાણીના નળ આવવાથી, ખાંડવા દળવાના સંચા નીક-ળવાથી અને મોટરો ગાડીઓની સગવડ વધ-વાથી તેમનાં ઘણાં કામ બંધ પડી ગયાં છે, વળી લોકોની રહેણી કરણીમાં પણ એવો ફેર-ફાર થઈ ગયો છે કે સાધારણ નોકરી કરનારને ત્યાં ઘરના કામકાજ માટે નોકર જોઇએ, અને જો ખુબ પૈસા હોય તો રસોઇ કરવા રસોઇઓ જોઈએ. આગગાડીના સ્ટેશને જતાં ગાડી ભાડે કરવી પડે અથવા પોતાની ગાડી જોઈએ અને પગ પર પગ ચઢાવી બેસી રહેવા સિવાય બીજુ કામ ન થાય. આવી સ્થિતિ જ્યાં હોય ત્યાં શરીર કેવી રીતે ઘડાઈને તંદુરસ્ત રહે ! બીજું કારણ એ છે કે આપણો ખોરાક ઓછો ગયો છે અને ખોરાક પણ સત્ત્વ વિનાનો કરતા ગયા છીએ. જ્યાં કસરત ન હોય ત્યાં ખોરાક ઘટે જ. વળી શરીરને યોગ્ય પોષણ મળે તેવો ખોરાક પણ હાલ નથી લેવાતો. જીભના સ્વાદ આગળ શરીરની તંદુરસ્તીને ગાણ ગણી, ન

સ્ત્રીએ સગર્ભાવસ્થાના સમય દરમિયાન અને ત્યાર પછી પણ થોડા વખત બ્રહ્મચર્ય પાળવું આવશ્યક છે? બે બાળકો વચ્ચે ત્રણથી પાંચ વર્ષનો સમય રહે એ ઇચ્છનીય છે?

પુરૂષે પણ આ સમય દરમિયાન બ્રહ્મચર્ય પાળવું જોઇએ? આ વખત દરમિયાન પુરૂષ કોઇ કોઇ વખત માનસિક કે અકુદરતી રીતે બ્રહ્મચર્યનો ત્યાગ કરે તો કંઇ નુકશાન ખરૂં? પોતાની જાતિય શક્તિ માટે એને આવી રીતે બ્રહ્મચર્યનો ત્યાગ કરવાની કોઈ પણ જરૂર ખરી?'

—કુસુમ

સ્ત્રીએ સગર્ભાવસ્થામાં ત્રીજા માસ પછી અને સુવાવડ આવી ગયા પછી બાળક ધાવતું હોય ત્યાં સુધી અને ઓછામાં ઓછું છ માસ બ્રહ્મચર્ય પાળવું જરૂરી છે. એથી એમની તંદુરસ્તીને ઘણો લાભ થાય છે. બે બાળકો વચ્ચે ત્રણ વર્ષનો ગાળો રહેવો જ જોઇએ. છતાં ઘણી સ્ત્રીઓને દર વર્ષે સુવાવડ આવે છે ને તેમનાં શરીર ઘસાઈ જતાં દેખાય છે; માટે બ્રહ્મચર્ય તો ખાસ જરૂરી છે.

પુરૂષે પણ આ સમય દરમિયાન બ્રહ્મચર્ય પાળવું જોઇએ. કોઈ પુરૂષ 'માનસિક બ્રહ્મચર્યનો ત્યાગ કરે એથી એના શરીરને નુકશાન નથી, પણ એથી એની વૃત્તિ ચંચળ બની જાય છે અને કોઈ વખત ફસાઈ પણ પડે છે. અકુદરતી બ્રહ્મચર્યભંગ એ તો શરીરનો નાશ કરે. એવી ટેવમાં જો પુરૂષ સપડાઇ જાય તો થોડા વખત પછી એના માઠા પરિણામથી એને એવી જીંદગી નકામી લાગે છે. જાતિય શક્તિ માટે બ્રહ્મચર્યનો ભંગ જરૂરી નથી.

# પુછપરછ

*

મારી સ્મરણ શક્તિ ખૂબ ઓછી છે. એથી વાંચેલું કાંઇ જ યાદ રહેતું નથી. તો સ્મરણ શક્તિ વધે એવો ઉપાય બતાવશો તો આભારી થઇશ.

—રમાબ્હેન

આપ વાંચવા બેસતી વખતે મગજમાં કોઈ બીજા વિચારો કરતા હશો અથવા મન બીજી તરફ ફાંફાં મારતું હશે. એ બધું ભૂલી જાવ ને ચિત્તને એકાગ્ર કરી વાંચવા બેસો.

હાલ શીયાળો ચાલે છે તો સવારે સ્નાન કરો તે પહેલાં સરસવનું તેલ (સરસીયું) લઈ આખા શરીરે માલીશ કરો ને પછી થોડી કસરત કરો. દૂધ, ઘી, બદામ અને ફળ ખાવાનું રાખો. રાતે વહેલા સુઈ જાઇ વહેલી પરોઢે વાંચવા બેસો તો તમારી મનની એકાગ્રતા આવશે ને સ્મરણશક્તિ વધશે.

*

આપના ગયા અંકમાં માસીક અટકાવ નીયમીત કરવા માટે નીચેનો ઉકાળો સુચવેલો છે, પણ ઉલટકંબલ અહીં ગાંધીની દુકાનેથી ન મળી શક્યું. (કાળા તલ ૦ા તોલો, સુવાદાણા ૦ા તોલો, ઉલટકંબલ ૦ાા તોલો). આયુર્વેદપુસ્તકમાં જોયું પણ એ નામ નથી. તો મહેરબાની કરી આવતા અંકમાં ખુલાસો કરશો. અને તેને બદલે બીજી કોઇ વસ્તુ ન સુચવી શકો?

—રસિકાદેવી

ઉલટકંબલ દરેક ગાંધીને ત્યાં મળે છે. જોઇએ તો બહારગામથી મંગાવી શકશો.

---

પચે તેવા ચરબીવાળા, તીખા અને સ્વાદિષ્ટ ખોરાક લેવાય છે. આ બધી ખામીઓ દૂર કરી જો યોગ્ય કસરત સાથે સાત્વિક ખોરાક કાળજીપૂર્વક લેવાય તો શરીરની તંદુરસ્તી જરૂર જાળવી શકાય.

સ્ત્રીઓની-માતાઓની તંદુરસ્તી ઉપર તો દેશનું ભાવિ ઘણો આધાર રાખે છે. જો તેમની તંદુરસ્તી સારુન તો ભવિષ્યની પ્રજા મજબુત અને બહાદુર. ભવિષ્યની પ્રજા મજબુત અને બહાદુર બનશે તો દેશ સુખી અને આબાદ થશે.

# કેટલાક કિસ્સાઓ

*

વાંદરામાં શ્રી. નરહરિ. બી. ગૌરે એક એક વિધવા સ્ત્રી સાથે બદચાલ ચાલતો હોવાથી તેની પત્ની બાઇ મોહિનીએ તે બાઇના સગાવહાલાંને ઘેર બોલાવી ઠપકો આપ્યો. તેથી પતિ–પત્ની વચ્ચે ઝઘડો થયો. એ ઉપરથી તે બાઈ મોહીનીએ પોતાનો પતિ ઘર બહાર ન જાય એટલા માટે ગૌરેને ઘરમાં પૂરી રાખ્યો હતો. શ્રી. ગૌરેએ પોતાને અટકાવી રાખવા માટે તેની પત્ની બાઇ મોહીની સામે ફરીયાદ કરી છે.

*

જ્યારે કરાંચીમાંથી ગુજરાતીઓ દરીયા વાટે ચાલી નીકળ્યા ત્યારે કરાંચીની બજારમાં વેપારી લાઈનમાં પ્રતિષ્ઠિત ગણાય એવા એક કુટુંબની પુત્રી પોતાના નાના બાળક સાથે એકલી અટુલી પડીને પોરબંદરને બારે ઉતરી ત્યારે તેની નિરાધાર સ્થિતિમાં પોરબંદરની એક શિક્ષિકા બહેને તેને આશ્રય આપ્યો. પતિ કે પિતાની ક્યાંયથી એને ભાળ મળી નહિ. પિતાએ અને પતિએ તો એને મરી ગઈ હોવાનું જ માની લીધું હશે, એટલે કોઇએ તેની પણ ભાળ કાઢી નહિ.

પણ પોરબંદરની શિક્ષિકા બહેનની થોડા વખત પછી ભાવનગર બદલી થઈ. હવે એ બહેન શું કરે ? એ પણ ભાવનગર જવા નીકળી. ભાવનગર સ્ટેશને ગાડીવાળાએ ફસાવી અને ગુંડાઓને સોંપી. આ નિરાધાર યુવતી ત્યાંથી નાસી કોઈ ભાઇની મદદથી વઢવાણના અનાથાશ્રમમાં પહોંચી.

એ આશ્રમના વ્યવસ્થાપકે બાઈના કુટુંબ વગેરેની નોંધ કરી અને હકીકત સાંભળી. એની ખાત્રી કરવા માટે કરાંચી કોંગ્રેસના એક કાર્યકર્તાભાઇ ઓળખીતા હતા અને રાજકોટમાં આવીને રહેતા હતા તેમને આ બધી હકીકત લખી મોકલી અને તેના સત્યાસત્ય સંબંધી પૂછાવ્યું. એ કાર્યકરભાઇ આ નીરાધાર બહેન અને તેના કુટુંબને ઓળખતા હતા. એ બાઇના પિતા પોતાના ૭ જણના કુટુંબ સાથે રાજકોટમાં જ પંચોતેર રૂપીઆની અત્યારે નોકરી કરતા હતા. તેમને બોલાવી એ ભાઇએ તેની પુત્રીની ભાળ આપી.

પંચોતેર રૂપીઆમાં ૧૩ રૂપીઆ માસિક ઘર ભાડું જતાં બાકી બાસઠ રૂપીઆમાં ૭ માણસનું ગુજરાન માંડમાંડ થતું. તેમાં આ એક સાતમી વ્યક્તિ ઉમેરાતાં પોતાની શી સ્થિતિ થશે ! છતાં પોતાની પુત્રી છે ને ! કાર્યકર ભાઇએ કહ્યું કે, એને અહીં લાવીને કોઇ આશ્રમમાં રખાવીશું. પિતાએ કહ્યું કે, મને મારા શેઠ રજા નહિ આપે, માટે છોકરીની માને મોકલું તો ચાલે ?

પેલા કાર્યકર ભાઇએ ચીઠી લખી આપી. ચીઠી લઇ પેલા બાઇ ઉભા રહ્યાં, ને પૂછ્યું : 'વઢવાણનું અહીંથી શું ભાડું હશે ?'

કાર્યકરભાઇ સમજી ગયા કે એની પાસે ભાડાની પણ જોગવાઈ નથી. એટલે તેમણે ભાડું આપ્યું અને તેની મા જઇને તેડી આવી.

એ બાઇને અત્યારે રાજકોટ આશ્રમમાં રહેવાની સગવડ થઇ છે. —અતિથિ

આ બાઈને કોંગ્રેસ કાર્યકર ભાઇએ રાજકોટ આશ્રમમાં રખાવી તેના બદલે તેના કુટુંબ સાથે રહી ગાજબટન, સીવણ કે બીજું ઘરકામ આબરૂભેર કરીને જીવનનિર્વાહ પુરતું કમાઈ શકે તેવું કામ અપાવ્યું હોત તો સારું થાત.

*

'અમેરિકન એસોસીએશન ઓફ યુની-વર્સીટી વુમન' નામની સંસ્થા દ્વારા મદદ મેળવી અભ્યાસ કરતી પંચાવન સ્ત્રી ગ્રેજ્યુએટ વિદ્યાર્થીનીઓ નિર્વાસિત લોકોના વસવાટ અને અને સ્વાશ્રય માટેના પ્રશ્નો ઉકેલ લાવવાની તાલીમ લઇ રહી છે. આ સંસ્થાએ લડાઇની શરૂઆતથી જ પરદેશમાંથી સર્વસ્વ ગુમાવીને આવેલી સ્ત્રીઓને અમેરિકામાં અભ્યાસ અને ધંધાદારી શિક્ષણ સેવા માટે બધી જાતની સગવડ આપવા માંડી છે.

'ઇન્ટરનેશનલ ફેડરેશન ઓફ યુનિવર્સિટી વુમન' નામની સંસ્થા સાથે બીજી ત્રીસ સંસ્થાઓ જોડાયલી છે તેમાંની આ સંસ્થા એક છે. જુદા જુદા દેશની સ્ત્રીઓને ગ્રાંટ આપવા માટે નક્કી કરવા એક કમીટી નીમવામાં આવી છે. આ મદદ બે જાતની હોય છે. એક તો ઇન્ટરનેશનલ સ્ટડી ગ્રાંટ એટલે ભણવા માટે એક વર્ષ સુધીનું તમામ ખર્ચ આપે, ને બીજી રીકન્સ્ટ્રકશન ગ્રાંટ– એટલે થોડા વખત માટે અભ્યાસ કરવાનો હોય તેટલા પૂરતી અથવા ખર્ચમાં મદદરૂપ થાય તેવી નામની ગ્રાંટ આપે. અથવા લડાઇમાં બધું ગુમાવી દીધું હોય અને અત્યારે તેમના દેશની સેવામાં તેમનું જીવન અર્પી શકે એવી સ્ત્રીને અમૂક રકમ આપે.

આ વર્ષે આ સંસ્થાએ અભ્યાસ માટે ૭૬ને સંપૂર્ણ શિષ્યવૃતિઓ આપી. ગયા વર્ષમાં આપેલ શિષ્યવૃતિઓમાંથી આગળ અભ્યાસ માટે દશને ફરી શિષ્યવૃતિઓ અને નવને થોડી મુદતના અભ્યાસ માટે મદદ આપી છે. આવી અભ્યાસ કરતી વિદ્યાર્થીનીઓ બેલ્જીયમ, બરમા, ચીન, ઝેકોસ્લોવેકીયા, ડેન્માર્ક, ફીન્લેંડ, ફ્રાંસ, જર્મની, ગ્રીસ, ઇટાલી, જાપાન નોર્વે, સીઆમ, પોલાંડ વગેરે સત્તર દેશની છે.

બાળકોની માનસીક તંદુરસ્તી અને શારિરીક વિકાસ માટેના અભ્યાસ માટે આ વર્ષ ઘણી વિદ્યાર્થીનીઓને સ્કોલરશીપ અપાઇ છે

# સૌરભ







તેમાંની ઘણીખરી વૈદ, માનસચિકિત્સક, સામાજીક કાર્યકર અને શિક્ષિકાઓ છે અને તેઓ સામાજીક ક્ષેત્ર, બાળ સંરક્ષણ અને જાહેર તંદુરસ્તીના વિષયમાં ઉચ્ચ અભ્યાસ કરે છે. તે ઉપરાંત ડેરી, પશુ-ઉછેર, પોષણ, જીવ-વિજ્ઞાન, સીવીલ એન્જીનીયરીંગ, ફીઝીક્સ, ઇકોનોમી, રાજકારણ અને શિક્ષણ સંબંધીના અભ્યાસક્રમ તેમણે પસંદ કર્યા છે અને આ સંસ્થાએ પસંદ કરેલ ૨૧ સ્ટેટોમાંની કોલેજો અને યુનિવર્સિટીમાં તેઓ અભ્યાસ કરે છે. તે ઉપરાંત મ્યુઝીયમ, પુસ્તકાલયો અને સ્ટેટ હેલ્થ બોર્ડમાં પણ અભ્યાસ માટે જોડાઇ શકાય છે. આ સંસ્થાના ફેલોશીપ ફંડના વ્યવસ્થાપક મીસીસ રૂથ ટાયને જાહેર કર્યું છે કે 'આવી મદદ મેળવનાર બહેનો તેમના દેશમાં જઇને દેશની સેવા કરી ભ્રાતૃભાવનો પ્રચાર કરે ને વ્યક્તિગત હીત પાછળ ન પડે. અને તો જ જગતમાં સુખશાન્તી આવશે.'

*

સ્પેનમાં ૧૯૩૭માં થયેલ શીવીલ વોરથી અનાથ બાળકોને મદદ કરવા ન્યુયોર્કમાં મીસીસ ઇડના બ્લ્યુએ ૧૯૩૭માં પાલક માતપિતા બનવા માટે એક યોજના જાહેર કરી અને ૧૯૩૯માં બીજો મહાન વિગ્રહ શરૂ થયો ત્યારે તેનો પણ સમાવેશ કરી લેવાયો.

મીસીસ બ્લ્યુ જણાવે છે તે મુજબ અત્યારે લડાઈમાં અનાથ બની ગયેલા લડાઈનો ભોગ બનેલાં, અપંગ બનેલાં લગભગ સાઠ હજાર બાળકો પાળક માબાપની યોજના નીચે મદદ મેળવે છે વાર્ષિક ૧૮૦ ડોલર આપનાર દુનીઆના કોઈપણ ભાગના એક બાળકના પાળક માબાપ બની શકે છે. તેમની સામે બાળકોનાં ફોટા અને તેમના સંબંધી તમામ હકીકત રજુ કરવામાં આવે છે. તેમાંથી પસંદ કરીને એમની ઇચ્છા મુજબ કોઇપણ બાળકના પાળક માબાપ બની શકાય છે. આ રીતે અત્યારે હોલાંડ, બેલ્જીઅમ, ફ્રાંસ, પોલેંડ ઝેકોસ્લોવેકીઆ, ઇટાલી, ઇગ્લેન્ડ અને ચીનનાં બાળકોને મદદ અપાય છે.

કેટલાક બાળકોને અમેરિકા લઈ જવામાં આવે છે અને તેઓ સંપૂર્ણ રીતે સ્વાશ્રયી બને ત્યાં સુધી તેમને પોષણ, કેળવણી અને દવાદારૂની મદદ અપાય છે.

પરદેશમાં બાળકોને બીજી રીતે મદદ આપી શકાય તેમ હોય તો તે માહિતી મેળવવા મીસીસ બ્લ્યુએ હમણાં જ ત્રીજી વખત યુરોપની મુસાફરી કરી હતી.

*

બધા ઉઠાવગીરો કંઇ પુરુષો જ હોય છે એવું નથી. હાથ ચાલાકીમાં પાવરધી બનેલી સ્ત્રી ખીસા કાતરૂઓ મોટી દુકાનો વગેરેમાં ધુસીને સ્ત્રીઓની નાણુંથેલી તફડાવવાનું કામ પણ કરે છે. સાધારણ રીતે આ સ્ત્રીઓ મોકો જોઈને નાણુંથેલીને જરા ઉંચી કરે છે જેથી પેલી સ્ત્રીને જરાય ખબર નથી પડતી કે તેના હાથમાં રહેલી બેગને કોઇ અડક્યું છે. આ પછી તેઓ ઝડપથી બેગનું બટન ખોલી તેમાંથી નાણાંની કોથળી કાઢી લે છે અને બેગને ખુલ્લી મૂકી ગૂમ થઇ જાય છે.

સામાન્ય નિયમ મુજબ ખીસ્સાકાતરૂને તેના શિકારનો ડર જરા પણ હોતો નથી. તેને જો કંઇ મોટામાં મોટો ભય હોય તો તે આજુબાજુનું કોઈ જોઇ જાય તેનો હોય છે. એનાથી મોટા ભાગના ખીસ્સાકાતરૂઓ પોતાના હાથ પર કોટ લટકાવીને ફરે છે અથવા છૂટાં સમાચારપત્રોના કાગળો હાથમાં રાખે છે. અને આ વસ્તુઓની ઓથે તેઓ ખીસ્સું કાપે છે.

સ્ત્રી ખીસ્સાકાતરૂઓ પોતાનો રૂવાટાંવાળો કોટ કે શાલ રાખે છે. પશ્ચિમની સ્ત્રીઓ રૂંવાટાવાળો ગલપટો ગળે વીંટીને ફરે છે. ચોરો તેવી ચીજો હાથમાં રાખીને કાર્યસાધના કરે છે. આલીશાન દુકાનોમાં તેઓ સાધનની ઓથે પોતાનું કાર્ય પાર પાડે છે.

મહિલાઓ જ્યારે બહાર ખરીદી કરવા નીકળે છે ત્યારે મોટે ભાગે બહુ બેદરકાર હોય છે. દુકાનમાં ગોઠવેલા થડાઓ ઉપર તેઓ પોતાની બેગ મૂકીને કોઈ ચીજ વસ્તુને જોવા તેઓ અહીંતહીં આઘીપાછી થાય છે. સ્ત્રી–ચોર આવો મોકો શોધી જ રહી હોય છે.

થડા ઉપર બેગ મૂકીને જેવી પેલી સ્ત્રી કોઈ વસ્તુને જોવા દૂર ખસે છે કે તરત જ પેલી ખીસ્સાકાતરૂ કોઇ વસ્તુ જોવાનો ઢોંગ કરતી હાથમાંના વસ્ત્રની આડ ધરી બેગનું બટન ખોલી પૈસાની કોથળી કાઢી લે છે અને ફરી બટન બંધ કરી ચાલતી પકડે છે.

મહિલાઓ જો તેમની બેગને ઝીપ સાંકળીથી બંધ રાખતી હોય તો આવા બનાવો ભાગ્યે જ બને. આવી સાંકળીવાળી બેગ ખોલવામાં ચોરી કરનારને પોતાના બન્ને હાથનો ઉપયોગ કરવો પડે છે. આમ એ ચોરી કરનાર સ્ત્રી કરી શકતી નથી, કારણ કે તેના હાથ પર આવરણ હોય છે.

બહેનોએ ખરીદી કરવા જતી વખતે આવી સ્ત્રીઓથી સાવધ રહેવાની ખાસ જરૂર છે

*

આજથી બાર વર્ષ પહેલાં મીસ એડના મેકડોનલ્ડ નામની બાઇએ મીસીસીપીમાં બોસ્ટન ગામમાં એક નાનકડી ઓરડીમાં દુનિયાની પત્રમિત્ર સંસ્થા સ્થાપી તી. સ્કુલમાં ભણતા

બલુનમાંથી કુદકા મારવાની તાલીમ લેતી સ્ત્રીઓ.



વિદ્યાર્થીઓ અને કન્યાઓ પરદેશના એવા યુવક યુવતીઓ સાથે પત્રો દ્વારા સંપર્કમાં આવે એ એનો હેતુ હતો અને તે ઘણો ફતેહમંદ થયો છે.

આજે આ સંસ્થા જગતના પત્રમિત્રો વચ્ચે સાંકળરુપ બની ગઈ છે. હજારો પત્રો તેની ઓફીસે હંમેશા આવી પડે છે ને વિદ્યાર્થી ઉમેદવારો તે પત્રોની વ્યવસ્થામાં તેને મદદ કરે છે. પરદેશમાંથી આવતા પત્રોની વ્યવસ્થા કરવામાં અમેરિકન ફ્રેન્ડઝ સરવીસ કમીટી અને બીજી આવી સંસ્થાઓ પહોંચી શકતી ન હોવાથી તેઓ એ બધા પત્રો આ લીગને મોકલે છે. દરમહિને આવા લગભગ સાઠ હજાર પત્રો આવતા હોય છે.

હમણાં મીસીસ ફ્રેંકલીન ડી. રૂઝવેલ્ટે ઇગ્લાંડમાં રેડીઓ ઉપર ભાષણ કરતાં યુરોપીયન પત્રમિત્રોને આવા પત્રો લીગ ઉપર મોકલવા વિનંતી કરેલી અને તેથી હજારો પત્રોનો ધરોડો થવા લાગ્યો છે. બોસ્ટનમાં હમણાં લીગે એક કમીશન નીમ્યું છે અને તેમણે આ પત્રનું પ્રદર્શન ભરવાનું ઠરાવ્યું છે.

*

કેટલીક સાહસિક બ્રિટીશ મહિલાઓએ સરહદ પરના લશ્કર માટે સ્વયંસેવિકા તરીકે જોઇતી ૩૯,૦૦૦ મહિલાઓની સરકારી માગણી પુરી પાડવાની જવાબદારી ઉપાડી છે. આ લશ્કર માટે રાષ્ટ્રભરમાંથી મહિલા કારકુનો, સ્ટેનોગ્રાફરો હોટલમાં કામ કરતી મહિલાઓ અને મહિલા કામદારોએ પોતાનાં નામ નોંધાવ્યાં છે. અને આ માટે કરાયતી તાલીમ લઇ રહી છે, તે ઉપરાંત વહીવટી કાર્યનો તેમજ લશ્કરી કાયદાનો અભ્યાસ કરી રહી છે.

તેજ રીતે નવી સ્થપાયેલી "એરઓન મેડીકલ યુનીટ" ના સભ્ય તરીકે તે મહિલાઓ વિમાની સર્વિસના અકસ્માતોમાં રસ લઇ બલુનમાંથી કે વિમાનમાંથી કુદકા મારવાનું શીખે છે.

*

જે છોકરીઓ કોલેજમાં ભણી સમય બગાડી રહી છે તેમને માટે ચેતવણી આપવાની કે તેઓ બીજા નંબરની કેળવણી લઇ રહી છે, ને તેમનું જીવન સાચીજીવનના મુખ્ય પ્રવાહથી છૂટી જાય છે. —રોમાજી

લંડનની ૨૦ વર્ષની એક યુવતીને પોતાનું પ્રેમપાત્ર આયનાએ પુરું પાડ્યું છે. નવાઈ લાગે એવી વાત છે, પણ છે સાચી. એક સવારની વાત છે. પ્રણયીને ઝંખતી એ યુવતી મુખ સંમાર્જન કરી રહી હતી ત્યાં તો તેની સામેની ઈસ્પીતાલના આયનાનું એક પ્રતિબિંબ પડ્યું. એમાં ફ્રેડી મિલર નામે ૨૨ વર્ષનો તરુણ બિછાનામાં આરામથી સુતેલો હતો. પ્રતિબિંબ નિહાળનાં યુવતીની ચકોર આંખો જાણે ચમકી અને તત્કાળ બંને હસી પડયાં. ધીમે ધીમે હાસ્યમાંથી પ્રણય પ્રગટયો. બે એક વર્ષ સુધી રોમાંચક જીવન ગુજાર્યા પછી અત્યારે બંને પતિપત્ની તરીકે રહે છે.

*

લંડનમાં સવા વર્ષનું એક બાળક અસાધારણ વજન અને કદ ધરાવે છે. એવું વજન ૪૨ રતલ છે. ઘણું કરીને એટલી ઉંમરના બાળકનું વજન ૧૮થી ૨૪ રતલ હોય છે. એ બાળકની માતાએ સાપઅંધી ખાતાને એ બાળક માટે ખાસ વધારાનું અનાજ અને કાપડ મેળવવા અરજી પણ કરી છે. દાક્તરો કહે છે કે આ બાળક આગળ જતાં ખુબ વિશાળ કાય માણસ થશે.

*

અમેરિકાના વે કોમ ક્વીલેના રાજાને સ્ત્રીઓ સંઘરવાનો શોખ છે. અત્યાર સુધીમાં એણે ૬૦૦ સ્ત્રીઓ એકઠી કરી છે. રાજાના દૂત રખડતા ફરે છે ને જે ઝુંપડીમાં કોઇ જુવાન ખુબસૂરત યુવતી જુએ કે તેના સંબંધીઓને એ યુવતી રાજાને ભેટ કરવા કહે છે. રાજાની ઉંમર ૮૦ વર્ષની છે, પણ નવાઇની વાત તો એ છે કે જેમ જેમ ઉંમર વધે છે તેમ તેમ સ્ત્રીઓની સંખ્યા વધારવાનો તેનો શોખ પણ વધે છે !

*

કવાન્ગટુન્ગ પ્રાંતના ટોઈશાન નામના શહેરમાં વસતા એક યુ મીનચાંગ નામના એક માણસે આજ સુધીમાં ૨૪ સ્ત્રીઓ સાથે કર્યાં છે, જેમાં ૬ સ્ત્રીઓ એનાથી ચાલી ગઈ છે. ૧૮ સ્ત્રીઓ સાથે હાલમાં સુખી જીવન વિતાવે છે.

ટોઈશાનના ઘણા ચીના લોકો જ પરદેશ ચાલ્યા જાય છે, ૨૫-૩૦ વર્ષ દેશમાં રહી પાછલી જીંદગીનાં થોડાંક વર્ષ તેઓ માતૃભૂમિમાં પાછા ફરે છે. ત્યારે સંતાનોત્પતિ માટેની ઉમર તેઓ વટાવી ગયા હોય છે, છતાં પોતાની વંશવેલી અખંડ રાખવાની તેઓને તીવ્ર ઈચ્છા હોય છે. મીનચાંગ તરત એમની એ ઈચ્છા પૂર્ણ કરે એ પોતાનો છોકરો ૨૦૦ અમેરિકન ડૉ જેટલી કિંમતમાં એમને વેચી નાખે છે. છે. ની કિંમત એણે ૩૦૦ ડોલર રાખી છે. આ આજ સુધીમાં એણે પોતાના સંતાનોત્પ" ધંધાદ્વારા સારી જેવી સંપત્તિ પણ મેળવી.

*

ઓસ્ટ્રેલીયાના સિડની શહેરમાં થોડા પહેલાં લારીયાકસ ઓલીકઝાર નામની એક ઠિંગુજી સ્ત્રીએ એક ચિત્રમાં ભૂમિકા ભજવીને ભારે લોકપ્રિયતા મેળવી છે. એની ઊંચાઈ માત્ર ૨૫ ઇંચ છે. ૧૯૪૨ માં કેપટાઉનમાં એણે ઇસમાસી નામના એક ૨૬ ઇંચ ઊંચાઇના આફ્રીકન ઠિંગુજી સાથે એક જ ચિત્રમાં કામ કર્યું હતું. એ પછી તો એમનો પરિચય વધતો જ ગયો. ગયા જુલાઇ માસમાં એ પરિચય લગ્નમાં પરિણમ્યો. હવે આ ઠિંગુજી દંપતી સુખી રીતે પોતાનો ઘરસંસાર ચલાવે છે.

*

સરહદ પ્રાંતમાં બહુચી છોકરીઓના નામ-રિક હક્ક સંરક્ષણ સોસાયટીના મંત્રી આયેશા બેગમ જણાવે છે કે 'સરહદ પ્રાંતમા બહુચી છોકરીઓના ખરીદ વેચાણ અને હરરાજી ખુલ્લા બજારોમાં થાય છે અને આવા સોદાઓને અદાલતો તરફથી મંજુરી પણ મળે છે.

સરહદમાં કાયદાનો આ રીતે દુરૂપયોગ થાય છે, એમ કહેતાં તેઓ કહે છે કે, 'અમને બહુચી સ્ત્રીઓને ખરીદવામાં આવે છે, વેચવામાં આવે છે અને માલના બદલામાં પણ અમારા સોદા થાય છે. વળી દેવું પતાવવા માટે અમારો ઉપયોગ બદલા તરીકે કરવામાં આવે છે, એટલું જ નહિ, કેટલાક કેસોમાં તો બાળાઓના વેચાણના સોદા તેમના જન્મ પહેલાંથી થાય છે.'

*

મિસિસ કેથેરીન બ્લોમફીલ્ડ નામની સ્ત્રી અમુક વિષય પરત્વેના બધાજ સવાલોના જવાબો આપી શકે છે, તેણી બ્રિટનના વંશવેલા મંડળની મંત્રી છે અને હજારો વંશવેલાઓની તે દેખરેખ રાખે છે, તેમાંના કેટલાક ૪૦૦ વર્ષથી પણ વધારે જુના છે. પરદેશોમાંથી આવતા કેટલાએ બ્રિટનો તેમના પૂર્વજો બ્રિટનમાં ક્યાં રહેતા હતા તે જાણવા માટે તેની પાસે આવે છે અને પછી ત્યાંથી તેણે દર્શાવેલ સ્થળે જઈને પોતાની યાત્રા પૂરી કરે છે. તેનું આ કાર્ય સહેલું નથી, કારણ કે તેની પાસે ૬,૦૦૦-૦૦૦ જેટલાં કુટુંબોનાં પત્રકો છે અને તેમાંના કેટલાંકને તો સદીઓ પહેલાં દર્જ કરવામાં આવેલા હોવાથી તે નામો પણ ભૂલાઈ ગયાં છે.

*

૩૮ વર્ષની ઉમરની સૌન્દર્યવતી કાઉન્ટેસ ઓફ આલ્બેમાર્લની થોડા વખતમાં બ્રિટનના વિકાસમંડળાનાં પ્રમુખ તરીકે નિમણૂંક થનાર છે. આ મંડળ ખેતીવાડી, ગ્રામ્યપ્રદેશોમાંના ઉદ્યોગો, ખરાબાવાળી જમીનની પુરવણી, ગટરો બારાંઓ તથા માછલીના ઉદ્યોગોના વિકાસ માટે આગળથી ઉછીનાં નાણાં આપે છે. કાઉન્ટેસ આ મંડળમાં નીમાનાર પહેલાં જ સ્ત્રી સભ્ય છે. ગયા જુલાઈ મહિનામાં સામાન્ય સભ્ય તરીકે તેમની નિમણૂંક થઈ હતી. એના હાલના પ્રમુખ ૭૯ વર્ષના લોર્ડ શેફ્ટસબરી નિવૃત થતા હોવાથી કાઉન્ટેસ તેમનું જવાબદારી ભર્યું સ્થાન સંભાળશે. તે ઉપરાંત કાઉન્ટેસ ૪૦૦,૦૦૦ સભ્યોવાળા સ્ત્રીઓના ઉદ્યોગોના સમાવાય મંડળનાં પણ પ્રમુખ છે.

*

પત્ની તરીકેનું વસવાટને લગતું પ્રમાણપત્ર નહિ મળતું હોવાથી એક સ્વીડીશ દંપતિ લગ્ન કરી શક્યાં નહોતાં. આથી તેમણે એક ખાસ વિમાન ભાડે રાખ્યું અને એક પાદરીને બીચારાને પરદેશીજવાર વિમાનમાં બેસાડીને લઈ ગયા અને છેવટે દરિયાના વિસ્તાર ઉપર વિમાનમાં લગ્ન કર્યું.

*

કમ્પાલા, એ યુગાન્ડામાં નિવાસ કરતા પૂર્વ આફ્રિકાના એક ઉદ્યોગવીર અને જાણીતા શાહ સોદાગર શેઠ શ્રી મૂળજીભાઈ પી. મધવાણીની કર્મભૂમિ છે. ત્યાં વર્ષો થયાં ખાંડનું કારખાનું અને અન્ય ઉદ્યોગો મોટા પાયા પર ચાલતા હોઈ લગભગ ત્રણસો હિન્દી કુટુંબો ત્યાં વસે છે.

આ કમ્પાલામાં સુંદર સ્ત્રી પ્રવૃત્તિઓ શ્રીમતી પાર્વતીબેન મૂળજીભાઈ મધવાણીના સંગીન સહકારથી અને અત્રેનાં જાણીતાં લેખિકા શ્રીમતી દિવ્યપ્રભાબેન રાવલ G. A. ની જહેમતથી છેલ્લાં ત્રણેક વર્ષથી ચાલી રહી છે. તે અનુસાર, 'ભગીની સમાજ' તરફથી દર વર્ષની જેમ આ વર્ષે પણ નવરાત્રી મહોત્સવ અને શરદુત્સવના ગરબા-રાસ વગેરે નવે દિવસ રાખવામાં આવ્યા હતા. તેમાં કુલ ૧૧૦ બહેનોએ હર્ષથી ભાગ લીધો હતો. ફક્ત હિન્દુ બહેનો જ નહિ પણ શીખ, મુસ્લીમ વગેરે સર્વ કોમની બહેનો આવા ઉત્સવોમાં ભાગ લે છે, એ સંપનું અને બાતૃભાવનું અપૂર્વ વાતાવરણ સરજે છે. છેલ્લા દિવસે શ્રીમતી પાર્વતીબહેન તરફથી સર્વ બહેનોને વાસણની લહાણી વહેંચવામાં આવી હતી.

પૂ. રાષ્ટ્રપિતાના અવસાન બાદ પ્રથમવાર આ ... ની ... મી જયંતી પ્રસંગે ભગીની.

સમાજની બહેનોએ સમસ્ત ઠકીરાની બહેનોના હસ્તકલાના નમુનાઓનું એક સુંદર પ્રદર્શન તા. ૨–૧૦–૪૮ ના રોજ યોજ્યું હતું. એનું ઉદ્‌ઘાટન શ્રીમતી પાર્વતીબેન કરે એવી શ્રીમતી દિવ્યપ્રભાબેન રાવલે વિનંતિ કરતાં, પ્રદર્શન યોજવામાં પોતાને સુંદર સહકાર આપવા બદલ કુ. નિર્મળાબેન મધવાણી, કુ. વિજયાબેન રાજાણી, કુ. જયાલક્ષ્મી મંઘવાણી અને શ્રીમતી ગીતાદેવી ઠાકર ઉપરાંત, નમુના મોકલી આપનાર સર્વે ૧૧૦ બેનોનો આભાર માનતું અને ભવિષ્યમાં સમાજની આવી પ્રવૃત્તિઓમાં આવી જ રીતે ઉલટથી પોતાને સહકાર આપવા વિનંતી કરતું પ્રવચન કર્યું હતું. ત્યાર બાદ અ. સૌ. પાર્વતીબેને બાળકોને ઇનામ તથા મીઠાઈ વહેંચ્યા બાદ પ્રદર્શન ખુલ્લું મૂક્યું હતું. અને ઠકીરામાં પ્રથમ જ વાર ભરાતા આવા ઉત્તમ પ્રદર્શન બદલ સંપૂર્ણ સંતોષ વ્યક્ત કરી પ્રદર્શન ભરનાર કાર્યકર્તાઓને હાર્દિક ધન્યવાદ આપ્યા હતા. તેમજ શીવણ, ગૂંથણ, ભરત, ચિત્રકામ વગેરેના ઉત્તમ નમૂના પરીક્ષક સમીતિ ઠરાવે તેવા નમૂના રજૂ કરનાર છ બહેનોને પોતાના તરફથી ઈનામ આપવાનું જાહેર કર્યું હતું. આ ઇનામો જીતી જનાર બહેનોમાં એક સો આફ્રિકન બાઈ છે. આ રીતે આફ્રિકન બહેનોના નમૂના રજૂ કરતું કદાચ આ પ્રથમ જ પ્રદર્શન આ દેશમાં હતું.

શ્રીમતી પાર્વતીબેનને પણ શેઠશ્રી મુલજીભાઈની જેમ કન્યા કેળવણી, મહીલા પ્રવૃત્તિ અને સામાજીક કાર્યો તથા ધાર્મિક સમારંભો માટે અત્યંત ભાવના છે અને 'ભગીની સમાજ' હજી વધુ ને વધુ પ્રવૃત્તિઓ આદરી ઠકીરાની બહેનોમાં આથીય- વધુ જાગૃતિ આણે એ એમનો આદર્શ છે, એ અભીનંદનીય છે. ઠકીરાની બહેનો પૂરતો લાભ ઉઠાવે અને પૂર્વ આફ્રિકામાં સ્થળે સ્થળે આવાં મહિલા મંડળો સ્થપાય એ ઇચ્છવા જેમ છે.

( પુસ્તક પરિચય–૩૨મે પાનેથી ચાલુ )

જીવનની ફીલસુફીનો જ વિચાર તેમાં છે. એટલે વર્ષોથી ગીતા હિંદુધર્મનો પ્રિય ગ્રંથ બનેલ છે તે ઉપર પ્રિન્સીપાલ શાહે સત્તર વ્યાખ્યાનો આપેલાં, તેનો આ સંગ્રહ દરેક ગીતા પ્રેમીએ જરૂર વાંચવો જોઇએ.

દિવાળી પ્રસંગે દિપોત્સવી અંકોની હારમાળા થાય છે તેમાં આ વર્ષનો પહેલે નંબર વિના સંકોચે 'પ્રજાબંધુ અને ગુજરાત સમાચાર'ના અંકને આપી શકાય વાચનની દૃષ્ટિએ તે ઉત્તમ છે જ, ઉપરાંત શ્રી કનુ દેસાઇના ત્રીરંગી ચિત્રો અને શ્રી. ચાં વગેરેનાં સાદાં ચિત્રોથી વધુ સુશોભીત બન્યો છે. વળી દિવાળી અંકો માત્ર જાહેર ખબરો માટે જ પ્રગટ થતા હોય એમ દરેક અંકમાં જાહેર ખબરો ખીચોખીચ ભરેલી હોય છે, છતાં જાહેરખબરોમાં પણ બીભત્સ કે જુગુપ્સા ઉપજાવે તેવી જાહેરખબર પેસી ન જાય એવી તકેદારી તેના જાહેરખબર ખાતાએ ને સંપાદકે રાખી હોવાનું આ અંકમાં દેખાઇ આવે છે. બધી દૃષ્ટિએ આવું ઉત્તમ સંપાદન કરવા માટે શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહને અભિનંદન આપ્યા વગર રહી શકાય નહિ.

આ ઉપરાંત 'કહાણી'નો બે માસનો ભેગો અંક વાર્તાઓની દારૂડી પસંદગી માટે અભિનંદનને પાત્ર છે. 'ગુજરાત મિત્ર' અને 'ગુજરાતી'ના દિવાળી અંકો રાબેતા મુજબ પ્રગટ થયા છે, તેમાં સંગ્રાહ્ય અને તેવા લેખો ઘણા ઓછા છે. પણ માસિકોમાં 'નવચેતન' માસિકનો દિવાળી અંક જરૂર ધ્યાન ખેંચે તેવો બન્યો છે. સારા લેખકોના સહકાર અને જુના ચિત્રોથી શોભીતો બનેલ આ અંક ભાઇ શ્રી ચાંપશીભાઇની જહેમતનું પરિણામ છે. આજે ગુજરાતમાં ફરી આવીને સ્થિર થનાર આ પત્રમિત્રને અભિનંદન સાથે કુશળ ઇચ્છીએ.

# સ્ત્રી-જગત  સમાચાર

સુરત સુધરાઈમાં શ્રી ઉષા બહેન મહેતા સ્વતંત્ર ઉમેદવાર તરીકે ઉભા રહ્યાં હતાં તે હારી ગયાં.

*

મુંબઈની લોકલ ગાડીઓમાં સ્ત્રીઓને મદદ કરવા માટે કુ. દેસાઈની નીમણુંક કરવામાં આવી છે. કુ. દેસાઈએ આ ટ્રેઈનોમાં સ્ત્રીઓને ઘણા વખતથી મદદ કરીને નામના મેળવી છે.

*

વારાહીમાં લોહાણા કુટુંબમાં સાસુએ પોતાની પુત્રવધુને પકડી રાખીને સાસરાએ લોઢાની ભાણુ મારી પુત્રવધુનું માથું ફોડી નાખ્યું.

*

દુલારી સ્મારક સમિતિ તરફથી વડોદરા શહેરની જાહેર ગરબા હરિફાઈ ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં મહારાણી શાન્તાબાઈ ગાયકવાડના પ્રમુખપણે યોજવામાં આવી હતી. અગીઆર સંસ્થાઓએ હરિફાઈમાં ભાગ લીધો હતો. આર્ય કન્યા મહાવિદ્યાલય આ હરિફાઈમાં પ્રથમ આવ્યું હતું.

*

લેડી કુસુમ બહેન ત્રીવેદીએ દેશસેવા માટે દરેક કુટુંબમાંથી એક કન્યાની માગણી કરી છે.

પટણામાં એક મુસ્લીમ જુગાર રમતાં પોતાની મીલ્કત હારી ગયો અને પછી પોતાની પત્નીને દાવમાં મૂકી હારી ગયો.

*

સૌરાષ્ટ્ર લોકસભામાં માંગરોળ વિભાગ તરફથી શ્રી જયા બહેન શાહ કોંગ્રેસી ઉમેદવાર તરીકે ચુંટાયાં.

*

વિખ્યાત બાળકેળવણીકાર ડૉ. મેરીઆ મોન્ટેસોરીએ એસોસીએશન મોન્ટેસોરી ઇન્ટરનેશનલ ઈંડીયાની મુંબઈની શાખાનું ઉદ્‌ઘાટન કર્યું.

*

મેટ્રીક થયેલ શ્રી મધુકાન્તા દાહોરલાલ ઠાકરની ઉમરેઠના સીવીલ જજની કોર્ટમાં કારકુન તરીકે નીમણુંક થઈ છે. ખેડા જીલ્લાના ન્યાય ખાતામાં તેઓ પહેલાં સ્ત્રી કારકુન નીમાયાં છે.

*

કલકત્તામાં સ્ત્રીઓની ઇન્ડીયન નેશનલ કાઉન્સીલની વ્યવસ્થાપક કમીટીની વાર્ષિક સભા શ્રીમતી સરલાદેવી અંબાલાલ સારાભાઈના પ્રમુખ પદે મળી હતી!

*

પાકીસ્તાનનાં માતા ગણાતાં કુ. કાંતાદેવીને હદપાર કરવામાં આવ્યાં છે.

અમદાવાદમાં સગીર હિંદુ છોકરીને ફોસલાવી ઉપાડી જવા માટે જાફરકર દાદાસાહેબ નામના યુવાનને ત્રણ અઠવાડીયાની સજા ને સો રૂપીયા દંડ થયો.

*

સુરતની સુધરાઈની ચુંટણીમાં શ્રી જ્યોત્સનાબહેન શુકલ અને વસુમતીબહેન ઠાકોર ચુંટાઈ ગયાં.

*

જાણીતી અમેરિકન અભિનેત્રી મોહીલીન કુપરે હિંદી ફીલ્મસ્ટાર સજુ સાથે લગ્ન કર્યાં છે.

*

ઉપલેટામાં એક ભરવાડણ બાઈએ શ્રીમંતના ત્રણ છોકરાંઓને ફોસલાવીને વાડીએ તેડી જઈ ઘરેણાં કાઢી લીધાં ને કુવામાં નાખી દીધાં. બાઈ પકડાઈ છે.

*

સુરતમાં અખીલ હિંદ મહિલા પરીષદની શાખા તરફથી યોજાયેલ સપ્તાહની ઉદ્‌ઘાટન ક્રિયા શ્રી. ઉર્મિલા મહેતાએ કરી હતી.

*

સાબરમતી જેલમાં સ્ત્રી કેદીઓ રાખવાનું બંધ કરી હવે પછી નડીયાદ અને ભરૂચની સબ જેલમાં રાખવામાં આવશે.

# પુસ્તક પરિચય

મહાત્મા ગાંધીજીની સાથે બચપણથી ઉછરી મોટા થયેલ અને એમની સાથે રહી દક્ષિણ આફ્રિકામાં બધી પરીક્ષામાં કસાયેલ શ્રી. પ્રભુદાસ છગનલાલ ગાંધીએ પૂ. ગાંધીજીના સત્યાગ્રહી જીવનનો ઉદયકાળ ' **જીવનનું પરોઢ** ' અગાઉ 'મધપુડા' નામે હસ્તલિખિત માસિક ગૂજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ તૈયાર કરતા તેને માટે લખાયેલું અને તે પછી કુમાર માસિકમાં પ્રગટ થયેલ, તે અનેક ચિત્રો સાથે પુસ્તક આકારે નવજીવન કાર્યાલય, અમદાવાદ તરફથી પ્રગટ થયું છે. (પૃષ્ઠ. ૬૪૪ કિ. રૂ. આઠ)

પુસ્તકમાં ગાંધીજીએ પોતાની જીવનકથા લખી છે એથી જુદી દૃષ્ટિએ ગાંધીજી સાથેના સહવાસમાં તેમને અને બીજાઓને કેવી કસોટીમાંથી પસાર થવું પડેલું, એ વીગતો પણ બાપુજીના જીવનચરિત્ર ઉપરાંત ઉમેરેલી હોવાથી પુસ્તક ઘણું જ ઉપયોગી અને સંગ્રાહ્ય બન્યું છે.

ઉપલી પ્રકાશન સંસ્થા તરફથી શ્રીયુત કિશોરલાલ મશરૂવાળાનું લખેલ પુસ્તક **સ્ત્રી પુરૂષ-મર્યાદા** (કિ. ૧-૮-૦) ની નવી સુધરેલી વધારેલી ચોથી આવૃત્તિ પ્રગટ થઈ છે અને છેલા ‘દશ વર્ષમાં તેની દશ હજાર ઉપરાંત નકલો ખપી ગઈ છે, તે જ બતાવે છે કે આજના સમાજને પોતાની મર્યાદા સમજાવવામાં આ પુસ્તક કેટલું ઉપયોગી છે. આ પુસ્તકમાં એમણે ઘણું નવું ઉમેર્યું હોવાથી આ આવૃત્તિ દરેકે જરૂર વસાવી લેવી જોઇએ.

વડોદરાના કવિ મૂળજીભાઈ પી. શાહે પૂજ્ય ગાંધીજીના જીવનના જુદા જુદા પ્રસંગે રચેલાં ગીત કાવ્યોનો સંગ્રહ **'ગાંધી સંહિતા'** ( પૃ. ૪૦ કિં. એક રૂપિયો ) પ્રગટ થયો છે. ગાંધીજીના જુદા જુદા ચિત્રો સાથે પચીસ ગીતોનો આ સંગ્રહ લોકપ્રિય થશે, કેમકે દરેક ગીત મીઠી હલકથી ગાઈ શકાય એવા સુંદર રાગોમાં તૈયાર થયાં છે. બંગાળી નવલકથા સાહિત્યમાં ખુબ જાણીતાં શ્રીમતી અનુરૂપમાદેવીની નવલકથા (જેની ચાર ચાર આવૃત્તિઓ બંગાળીમાં થઇ છે.) ' **મા** '( અનુ. શ્રી. નિર્મળકુમાર પૃ. ૨૩૨ કિં. ત્રણ રૂા. ) શ્રી. નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ તરફથી પ્રગટ થઈ છે.

મનોરમા નામની સ્વરૂપવાન યુવતી એક ધનવાનના પુત્ર સાથે પરણે છે, પણ પિતા ધનવાન હોવાથી તેને બીજી યુવતી વ્રજરાણી સાથે પરણાવે છે, એટલે મનોરમા બે વર્ષના ગૃહસ્થાશ્રમ પછી ત્યક્તા બને છે. તેને એક પુત્ર અજીત થાય છે. તે એક વખત મેળાવડામાં ' ઓ...રે મેરી માત' નામનું ગીત ગાઇ પ્રથમ ઇનામ તરીકે તે સભાના પ્રમુખ અરવિંદ વસુને હાથે ચંદ્રક મેળવે છે. બન્ને આકર્ષાય છે પણ પોતે પિતાપુત્ર છે તે જાણતા નથી. વ્રજરાણીને પુત્ર નથી, તેથી તે પુત્ર-ઝંખનામાં ઝુરે છે. છેવટે મનોરમા તેનો પુત્ર માંદગીને બીછાને પડેલી વ્રજરાણીને આપે છે. તે અજીતના મુખે 'મા' શબ્દ સાંભળી વ્રજરાણી અપૂર્વ સુખ પામે છે. આ રસભરી નવલકથા મા એટલે શું તે સમજાવે છે. આવી સુંદર નવલકથા દરેકજણે વાંચવી જ જોઇએ.

ગીતાના અભ્યાસી પ્રિન્સીપાલ જેઠાલાલ ગોવર્ધનદાસ શાહે અમદાવાદના બ્રોડકાસ્ટીંગ સ્ટેશન ઉપરથી ગીતા ઉપર વ્યાખ્યાનો આપેલાં તે વ્યાખ્યાનોનો સંગ્રહ **ગીતા સંદેશ** (પૃ. ૧૦૪ કિં. ૦-૧૨-૦) ની બીજી આવૃત્તિ પ્રગટ થઇ છે. હિંદુ ધર્મમાં ગીતા, વેદ, બ્રહ્મસૂત્ર અને પુરાણમાં ગીતા મૂર્ધન્ય સ્થાને છે. તેમાં કોઇ વાદનું ખંડન ન હોવા ઉપરાંત






પ્રકાશક : મનુભાઈ લલ્લુભાઈ જોધાણી : સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ : પાંચકુવા, અમદાવાદ.
મુદ્રક : મણિલાલ કલ્યાણદાસ પટેલ, સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, પાંચકુવા દરવાજા બહાર, અમદાવાદ.

છૂટક નકલ બાર આના

